પ્રથમાવૃત્તિ–પ્રત ૧૦૦૦

પ્રકાશક
કિશોરલાલ ઘ. મશરૂવાળા
મહામાત્ર, ગુજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.
મુદ્રક
રામદાસ મોહનદાસ ગાંધી,
નવજીવન મુદ્રણાલય
અમદાવાદ.

વિક્રમ સંવત ૧૯૭૯

# આર્યોના તહેવારોનો
# પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ

લેખક
'ઋગ્વેદી'



ગુજરાત પુરાતત્ત્વ મન્દિર
અમદાવાદ

કિંમત રૂ. ૩-૮-૦

# બે બોલ

મનુષ્યના સાંસારિક જીવનમાં તહેવારો એક મુખ્ય અંગ છે. તેમાં અનેક સામાજિક અને ધાર્મિક તત્ત્વો મૂર્ત થએલાં હોય છે; તેમના ઇતિહાસ વિના પ્રજાનો ઇતિહાસ અધૂરો કહેવાય. કોઇ પણ પ્રજાને બરાબર સમજવા માટે પણ તેના તહેવારોના ઉદય અને વિકાસ જાણવા જરૂરના છે. લોકોનું સામાજિક જીવન વધારે અર્થપૂર્ણ અને સંસ્કારી થાય તે માટે પણ દરેક તહેવારનું રહસ્ય જાણવું જરૂરનું છે. સમાજ સુધારાની દૃષ્ટિએ પણ તેનું જ્ઞાન એટલું જ આવશ્યક છે. આવા અગત્યના વિષયનો અભ્યાસ આપણામાં નહિ જેવો છે. સ્વ૦ ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીતે આ બાબતમાંપ્ર સ્થાન પાડ્યું છે તે બુદ્ધિપ્રકાશમાં હમણાં પ્રસિદ્ધ થએલા લેખોથી જણાયું છે. હેરીટેજ ઑફ ઇન્ડિઆ સીરીઝમાં 'ધી હિન્દુ રીલીજિઅસ ઇઅર' (હિન્દુ ધાર્મિક સંવત્સર) નામના ગ્રંથમાં પણ આ દૃષ્ટિએ માહિતી આપવાનો પ્રયાસ થયો છે. પણ આ વિષયમાં સંશોધન આગળ વધે તે માટે આધારરૂપ કોઇ એક સારા ગ્રંથની ગૂજરાતી ભાષામાં જરૂર હતી. આ હેતુ અને આ ખોટ રા. ઋગ્વેદીના 'आर्यांच्या सणांचा प्राचीन व अर्वाचीन इतिहास' થી પૂરી પડશે એમ ધારી તેમનો પોતાનો જ ગૂજરાતી અનુવાદ પ્રગટ કરવાનું પુરાતત્ત્વ મંદિરે ઉચિત ધાર્યું છે.

ગ્રંથના ગુણદોષની પરીક્ષા વાંચકો પોતે જ કરશે. પણ અમને આશા છે કે આ ગ્રંથમાંથી દરેકને કાંઇ ને કાંઇ નવી હકીકત મળશે અને આ વિષયમાં આપણા ઘણા કેળવાયેલા માણસોનું શરમાવે એવું અજ્ઞાન દૂર થશે.

અધિક જ્યેષ્ઠ, વદ ૮
બુધવાર, સંવત ૧૯૭૯

ર. છો. પરીખ
મંત્રી. ગૂ. પુ. મંદિર, અમદાવાદ

# પ્રસ્તાવના

જેમ પ્રભુનો અવતાર કંઇક વિશિષ્ટ મહાન કાર્યની સિદ્ધિ અર્થે-જગતમાં દુષ્ટોનું દમન અને શિષ્ટોનું રક્ષણ કરવા માટે—થાય છે, તેવો જ પ્રકાર કેટલાક ગ્રંથો સંબંધી કોઇક કોઇક વખત બનેલો જોવામાં આવે છે. અર્થાત્ કોઇક વિશિષ્ટ ઇશ્વરી યોજના અનુસાર સમાજમાંનું એકાદ દૂષણ દૂર કરવા માટે આવા ગ્રંથો લખવાની સ્ફૂર્તિ લેખકોના અંતરમાં ઉત્પન્ન થાય છે. મારા મિત્ર રા. 'ઋગ્વેદી'ના **આર્યોના તહેવારોના પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસના** સંબંધમાં પણ તેવું જ કાંઇક બનેલું મારી અંતર્દષ્ટિને જણાય છે. રા. 'ઋગ્વેદી'ને આ પુસ્તક લખવાની જે બુદ્ધિ ઉત્પન્ન થઇ, તે તદ્દન સમયોચિત સ્ફૂર્તિને જ આભારી છે એમ મને લાગે છે; એટલું જ નહિ પણ હાલની પરિસ્થિતિમાં આવું પુસ્તક લખવાનું કામ મુલતવી રાખવું સહ્ય થઇ પડયું હોત. આજ નિશાળોમાં ભણતાં આપણાં બાળકોની અથવા સમાજમાં ભળતાં પુખ્ત ઉમરના મનુષ્યોની આપણે શી સ્થિતિ જોઇએ છીયે? મે એક વખતે મરાઠી છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરતી એક છોકરીને 'ગુડી પડવો કયારે આવે?' એ પ્રશ્ન સહજ પૂછ્યો. એ પ્રશ્નનો તે તરત જવાબ આપી શકી નહિ. તેજ પ્રમાણે અંગ્રેજી પાંચમા ધોરણના એક વિદ્યાર્થીને 'દીવાળી પહેલી કે દશેરા પહેલી?' એ પ્રશ્ને બે ચાર મિનીટ સુધી ગુંચવાડામાં નાખી દીધો! જે વ્યકિતઓને આજ આપણે છોકરા અથવા છોકરીઓના નામથી બોલાવીયે છીયે, તેજ વ્યકિતઓ પાંચદશ વર્ષમાં સમાજમાં અગ્રેસર ગણાવા લાગશે. આજનાં પુખ્ત

ઉમરનાં મનુષ્યો આજ રીતે ઉમરમાં અને પ્રતિષ્ઠામાં વધેલાં છે અને આજ ક્રમ આગળ ઉપર પણ ચાલવાનો છે. પરંતુ જેથી આપણા સામાજિક રીત રિવાજો સંબંધી તેમનું ઘોર અજ્ઞાન દૂર થાય એવી કોઈ પણ વ્યવસ્થા આધુનિક શિક્ષણ-પદ્ધતિમાં કરવામાં આવી છે ? આ એક વિચારવા લાયક પ્રશ્ન છે. આપણા દેશમાં પ્રાશ્ચાત્ય શિક્ષણનો આરંભ થયો તે દિવસ એક દૃષ્ટિએ મહદ્‌ભાગ્યનો હતો, તેમ બીજી દૃષ્ટિએ અત્યંત દુર્ભાગ્યનો પણ હતો એમ કહેવાનો પ્રસંગ આવેલો જોઇ મારૂં હૃદય અત્યંત દુઃખીત થાય છે. અંગ્રેજી શિક્ષણે આપણા એક નેત્રને સતેજ કરી આપણું દૂર સુધીનું ભવિષ્ય જોવાનું તેને સામર્થ્ય આપ્યું પણ તેની સાથે આપણા પ્રાચીન ઇતિહાસ તરફ સપ્રેમ દૃષ્ટિએ જોનાર બીજા નેત્રની શકિત અત્યંત નિષ્ઠુરપણે હરણ કરી ! તેથી આપણા સમાજની પૂર્વપરંપરા વિષે, આપણા રીતરિવાજો વિષે, તથા તેના પ્રાચીન આરંભ વિષેનું અજ્ઞાન સુશિક્ષિત સમાજમાં અપ્રતિહતપણે ફેલાતું જાય છે. અજ્ઞાન ફેલાય એ દુઃખદ છે, પરંતુ તેને સ્થાને વિપરીત જ્ઞાનનો સંચાર થતો જાય છે એ તેથી પણ વિશેષ દુઃખદ છે. આપણા પરા-પૂર્વના આર્ય રીતરિવાજો કયા, તેમાં પતન થવાનું કારણ શું, તેમાં પાછળથી પરકીય રીતરિવાજોની ભેળસેળ કેવી રીતે થઈ, તથા આજ તે મૂળના રિવાજોનું કેવું વિકૃત સ્વરૂપ જોવામાં આવે છે, વગેરે બાબતોનો વિચાર કરનારા સુદ્ધાં થોડા છે, તો તેમાંના ગ્રાહ્ય અગર અગ્રાહ્ય અંશોની બાબતમાં ચર્ચા તથા વ્યાવહારિકપણે સ્વીકાર કરનારા તેથીયે થોડા દેખાય, તેમ જ આપણા રિવાજોનો અજ્ઞાનને લીધે નિષ્કારણ તિરસ્કાર તથા પરકીય રિવાજોનું નિષ્કારણ અનુકરણ કરવાની અજ્ઞાનમૂલક

પ્રવૃત્તિ જોવામાં આવે તો તેમાં કાંઇ નવાઇ નથી. પરંતુ કોઇ પણ સમાજમાં આવી સ્થિતિ દેખાઇ આવે એ તેની અધોગતિનાં અનેક લક્ષણોમાંનું એક લક્ષણ છે એવી મારી ચોક્કસ માન્યતા છે. સમાજની સુધારણા એટલે બીલકુલ નવી કોરી પાટી ઉપર અક્ષરો કાઢવો એમ નથી; અગરતો તે પાયા વગરની ઇમારત નથી. આવી ઇમારત બાંધતા જવું એજ પહેલું શકય નથી, તો પછી તેના ગગનચુંબી શિખર તરફ જોઇ મનને સંતોષ પમાડવાનું ભાગ્ય પ્રાપ્ત થાય એ કલ્પના બહારની વાત છે. પરલોકવાસી ન્યામૂર્તિ રાનડે જેવાનો પણ એજ મત હતો. અને તે સર્વથા સત્યમૂલક છે એમ પ્રત્યેક વાચકને સંપૂર્ણ વિચાર કર્યા પછી કબુલ કર્યા વિના ચાલે તેમ નથી. આવી સ્થિતિમાં આપણી સામાજિક સુધારણાની ઇમારત સશાસ્ત્ર અને પદ્ધતિસર ઉભી કરવાની જો આપણી ખરેખરી અંતઃકરણની ઇચ્છા હોય તો આપણી સમાજની પૂર્વપરંપરાની બાબતમાં અજ્ઞાનમાં રહે ચાલી શકવાનું નથી. આપણા સમાજના પ્રાચીન ઇતિહાસની બાબતમાં અજ્ઞાનપૂર્વક અભિમાન જેટલું ધિક્કારને પાત્ર છે તેટલો તે વિષેનો અજ્ઞાનમૂલક તિરસ્કાર પણ તિરસ્કારને પાત્ર તેમ જ હાનિકારક નથી શું? આવા વિચારનો પ્રાદુર્ભાવ અંતઃકરણમાં થવાથી તે અજ્ઞાનના મૂલે કુઠારઃ મારવાની પ્રેરણા થાય, અને તે પ્રેરણાનું ફલ પ્રસ્તુત પુસ્તક રૂપે દસ્યમાન થાય એ આપણા ભાવિ ઉદયનું લક્ષણ છે એમ લાગતાં મારા અંતરમાં જે સંતોષ થાય છે તે સંતોષના ઉભરામાં મેં પ્રસ્તુત પુસ્તકને સામાજિક સુધારણાનું અવતારકૃત્ય એવું જે ગૌરવયુકત નામ ઉપર આપ્યું છે તેમાં મિત્રપ્રેમને લઇને જો થોડીઘણી અતિશયોક્તિ

થઇ હોય તોપણ તેમાં સત્યનો અંશ વિશેષ છે એમ વિચારક વાચકવર્ગને જણાયા વિના રહેશે નહિ એમ હું માનું છું.

આ પુસ્તકમાં આર્યોના બારે મહીનામાં આવતા ભિન્ન-ભિન્ન તહેવારો વિષે સંપૂર્ણ વિવેચન કરવામાં આવ્યું છે. કેટલેક સ્થળે આ વિવેચન જરૂર કરતાં પણ વિશેષ થઇ ગયું છે એમ કેટલાકને લાગશે પણ અતિવિસ્તારનો આક્ષેપ પ્રસ્તુત પુસ્તક ઉપર કરનારાઓએ આપણા લોકોના અલ્પ-જ્ઞાનનો વિચાર પણ ખાસ કરીને કરવો જોઇએ. એ વિચારતાં આટલો વિસ્તાર કરવાનો ગ્રંથકર્તાનો ઉદ્દેશ નિરર્થક નથી એમ તેમને લાગ્યા વિના રહેશે નહિ. આપણા લોકોના સામાન્યજ્ઞાનની મર્યાદા તદ્દન સંકુચિત હોવાથી તથા પ્રસ્તુત પુસ્તક વિદ્વાનો કરતાં સામાન્ય લોકોને ખાસ ઉદ્દેશીને રચવું એવી લેખકની ઇચ્છા હોવાથી સંક્ષિપ્ત વિવેચન કરી ગેરસમજુત વધાર્યા કરતાં અતિવિસ્તારનો દોષ સ્વીકારીને પણ વિષય-વિવેચન સુગમ કરવું એ લેખકને અધિક શ્રેયસ્કર લાગ્યું હશે, તથા એમાં તેમણે ભૂલ કરી હોય તો તે ભૂલ યોગ્ય માર્ગે જ થયેલી છે એમ માનીને હું તેમને દોષ આપવા બિલકુલ તૈયાર નથી.

આ પુસ્તકનું નામ **આર્યોના તહેવારોનો પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ** એમ આપવામાં ગ્રંથકર્તાએ ઇતિહાસ દૃષ્ટિએ એક ભૂલ કરી છે એવો આક્ષેપ આવવાનો સંભવ છે, તે ભૂલ એકે આ પુસ્તકમાં જેનું વિવેચન કરેલું છે તે સઘળા તહેવારો ખરી રીતે આર્યોના છે કે તેમાં અનાર્યોના તહેવારો સેળભેળ કરેલા છે એની વિવેચક દૃષ્ટિએ તપાસ ન કરતાં સઘળા તહેવારોનો એકસરખી રીતે આર્યોના તહેવારોમાં સમાવેશ કરેલો છે એમ કેટલાકને લાગશે, પણ મારા

મતે આ આક્ષેપ સ્વીકારવો જેટલો સરળ છે તેટલું જ તેમના કહેવા પ્રમાણે તપાસ કરવાનું કામ વિકટ છે. હાલના સમયમાં અસલી આર્યરક્ત કોના અંગમાં કેટલા પ્રમાણમાં વહે છે એ વિષે જ વિદ્વાનોમાં વાદવિવાદ છે, ત્યાં પછી કેવળ આર્યોના રીતરિવાજો અથવા તહેવારો કયા કયા હતા એ નક્કી કરવું કેટલું મુસ્કેલ છે ? તેમ વળી સ્વતઃ આપણે જ જ્યારે આર્ય નથી ત્યારે અસલી આર્યોના તહેવારોનું આપણે શું પ્રયોજન છે ? આપણું રકત જ્યારે મિશ્રિત જ છે અને તે આપણે શુદ્ધ કરી શકીએ એમ નથી તો આપણા તહેવારો પણ આર્યને અનાર્યના મિશ્રણથી ઉત્પન્ન થયેલા હોય તો તમને આપણે આપણા જ માની દૂર કરી શકીએ નહિ. અર્થાત્ આ જેમ સંમિશ્રિત તહેવારોનું વિવેચન છે તેમ જ થવું જોઇયે આવો ઉત્તરપક્ષ કરી શકાય એમ છે. બીજી વાત એ છે કે પ્રાચીન રોમન લોકોએ ભિન્ન ભિન્ન દેશોમાંથી તે તે લોકોના દેવતાઓ અને તહેવારોને પોતાના દેવોના પંચાયતનમાં તથા પંચાંગમાં સ્થાન આપી લોકસંગ્રહના તત્ત્વને માન આપ્યા માટે પાશ્ચાત્ય ઇતિહાસકાર રોમન લોકોની બુદ્ધિમત્તતાની પ્રશંસા કરે છે તો એવો જ પ્રકાર અનાર્ય-જાતિના સંબંધમાં આપણા આર્ય પૂર્વજોએ કર્યો હોય તો તે માટે તેમની દૂર દષ્ટિને માન આપવાનું છોડી તેમના તે ધોરણથી અત્યંત વિરુદ્ધ એવું ભિન્નતાનું ધોરણ તેમના વંશ જ થઇ આપણે શા માટે રાખવું જોઇયે ?

પ્રસ્તુત પુસ્તકના વિવેચનમાં ઇતિહાસકથન અને યુક્તિવાદ એવાં બે ભિન્ન અંગો છે, એમાંથી પહેલું એટલે કે ઐતિહાસિક માહિત ના સંબંધમાં અહીં એટલું જણાવવાની જરૂર છે કે માહિતી મેળવવાના કામમાં લેખકે અત્યંત પરિશ્રમ કર્યો છે.

એક જ તહેવારનાં ભિન્ન ભિન્ન પ્રાંતમાં ભિન્ન ભિન્ન સ્વરૂપો કેવી રીતે થયેલાં જણાય છે, તથા, તે કેવી રીતે થયાં વગેરે બાબતમાં લેખકે આપેલી માહિતી મને તો કેટલેક સ્થળે બિલકુલ નવીન જ લાગી અને જ્ઞાનસંગ્રહની દૃષ્ટિએ પુસ્તકના વાચન પછી મને થોડો ઘણો લાભ થયો એમ મને લાગ્યા વિના રહ્યું નહિ. મારા જેવો જ અનુભવ બીજા વાચકોને પણ થોડાઘણા પ્રમાણમાં થશે તથા આ પુસ્તકે લોકોના જ્ઞાનમાં થોડુંઘણું પણ ઉમેરણ કર્યું એમ પ્રત્યેકને લાગશે એવી મારી માન્યતા છે. ગ્રંથકર્તાએ આપેલી સઘળી જ માહિતી સત્ય છે કિંવા તેમણે સ્થળે સ્થળે કરેલાં વિધાનો સમર્થન કરવા લાયક છે એમ મારૂં કહેવું નથી, દાખલા તરીકે પાન ૬૧ ઉપર "મૂર્તિ-પૂજાનું ગાળીયું હિંદુઓના ગળામાં બુદ્ધના અનુયાયીઓએ જ ઘાલી દીધું." એવું વિધાન છે. આવા પ્રકારનાં કથનો આધાર વિના મોઘમ રીતે કરવાં તે બરાબર નથી એમ મને લાગે છે. કેટલેક સ્થળે વિષય–વિવેચનમાં આવશ્યક ન હોવા છતાં એવાં કથનો કરેલાં છે પણ આવાં સ્થળો બહુજ થોડાં છે અને બહુધા આવાં જે સ્ખલનો થયાં જણાય છે તે નિર્હેતુ હોવાને લીધે ક્ષમ્ય છે એમ પણ મને લાગે છે. વિષય પ્રતિ-પાદનનું બીજું અંગ એટલે કે પ્રત્યેક તહેવારે પાળવાની પ્રચલિત પદ્ધતિ સંબંધી સુચવેલા સુધારાઓ કિંવા સ્થળે સ્થળે બોધ લેવાલાયક સૂચવેલી વાતો છે. મારા મતે આ ભાગ અત્યંત મહત્ત્વનો તથા જરૂરનો છે. આર્યોના *તહેવારોના સબંધમાં ઐતિહાસિક માહિતી આપનારાં એક બે પુસ્તકો પૂર્વે મરાઠી ભાષામાં લખાયાં હતાં તેમાં અને આ પુસ્તકમાં જે અંતર છે તે આટલું જ છે. રા. ઋગ્વેદીની પ્રત્યક્ષ સારાસાર

વિચારશકિતની તથા પ્રાચીનમાંનો ગ્રાહ્યઅંશ સ્વીકારી તેના પાયા ઉપર નવીન સુધારણાની ઇમારત ઉભી કરવાની ઇચ્છાનો પુરાવો આપનારો તથા તેને કસોટીમાં લાવનારો ભાગ આ જ છે. આ ભાગ તરફ સમાજનું, વિશેષતઃ ભગિનિવર્ગનું જેટલું તત્કાલ અધિક લક્ષ જશે તેટલું સમાજ સુધારણાનું પગલું આગળ પડશે.

સારાંશ એ કે જ્ઞાનસંગ્રહ તથા સમાજની પ્રગતિ આ બન્ને દૃષ્ટિએ આ પુસ્તકની ઉપયોગિતા મોટી છે તથા તેનો જન્મ પણ અત્યંત સમયોચિત થયો છે એમ મને લાગે છે. આ મારો મત આ પ્રસ્તાવના દ્વારા નમ્રપણે જણાવવાનો સુયોગ મને આપ્યા બદલ તથા આવા ઉપયુકત અને પરિશ્રમ પૂર્વક લખેલા પુસ્તકની પ્રસ્તાવના લખવાનું માન આપ્યા બદલ રા. ઋગ્વેદીનો આભાર માની સુજ્ઞ વાચકોના હાથમાં આ પુસ્તક મોટા આનંદથી અર્પણ કરૂં છું.

આનંદમંદિર
ઇંદોર તા. ૨૮–૩–૧૬

વાસુદેવ ગોવિન્દ આપટે

# ગ્રંથકર્તાનું હૃદ્ગત

જૂના વિચારોના સહવાસમાં મારૂં બાલપણુ વીતેલું હોવાથી તેના સંસ્કારો મારા પર પડ્યા વિના રહ્યા નહિ. બાલ્યાવસ્થામાં જોયેલી અનેક પૌરાણિક ક્રીડાઓ તથા સાંભળેલાં હરિકીર્તનોથી મારા અંતઃકરણમાં પ્રાચીન વિભૂતિ માટે કુતૂહલ ઉત્પન્ન થયું. અવકાશના વખતે કેટલાક પૌરાણિક ગ્રંથો મારી પાસે વંચાવી તેનો અર્થ ભક્તિપૂર્ણ ચિત્તે મારા વડીલ શ્રોતાગણને સંભળાવતા, તે સમયે મારી મનોવૃત્તિ તલ્લીન થઇ જતી. બાલપણના આ ધાર્મિક સંસ્કારોએ અનેક સાંસારિક આપત્તિમાં મને ધારણ દીધી. નાની ઉમરમાં સંસારની જવાબદારી માથા પર આવી પડતાં મેં એક પ્રેમાળ અને ઉત્સાહી મિત્રની સાહાય્યથી માધ્યમિક શિક્ષણ આપનારી એક સંસ્થા સ્થાપન કરી યથામતિ બાર વર્ષ પર્યંત લગભગ એક હજાર વિદ્યાર્થીઓને નૈતિક, ધાર્મિક અને બૌદ્ધિક શિક્ષણ આપ્યું. છેક આધુનિક સમય સુધી બાળકોને ઘરમાં જ ધાર્મિક શિક્ષણ મળતું હતું; પરંતુ એ પદ્ધતિ હમણાં નષ્ટ થતી જાય છે તથા આપણા ભાવિ સમાજનાયકો ધર્મની બાબતમાં ઉદાસીન રહે, એમ અમને જણાયાથી મેં અને મારા મિત્રે બાળકવર્ગને ભેગો કરી નિયમિતપણે ધાર્મિક શિક્ષણ આપવાની પદ્ધતિ ચાલુ રાખી. આ રીતે મને આ વિષયનો અભ્યાસ કરવાનો પ્રસંગ સહજ મળી ગયો. એવામાં હું એક ધનોત્પાદક વ્યવસાયમાં પડી આધિભૌતિક દૃષ્ટિએ હીન દશામાં આવી પડ્યો. એથી, સઘળા ઇષ્ટ વ્યવસાયનો ત્યાગ કરી મારે નિર્વાહ માટે આ વિશાળ મુંબાપુરીનો આશ્રય લેવો પડ્યો. અનેક આધિવ્યાધિના પંજામાં

સપડાવાથી થતી ચિત્તની વ્યગ્ર અવસ્થામાં મનને શાન્ત કરી ધીરજ આપનાર કેવળ ધર્મ જ છે એવી મૂળથી મારી માન્યતા હોવાથી મેં તે સંબંધી કેટલાક પ્રાચીન અને અર્વાચીન ગ્રંથોનું પરિશીલન ચાલુ કર્યું. દરમ્યાનમાં નવીન જ પ્રસિદ્ધ થયેલા શ્રુતિબોધે મારું લક્ષ્ય વેદ કાલીન ઋષિમુનિઓ તરફ વિશેષ આકર્ષ્યું. ગયાં ચાર વર્ષમાં ઠેકઠેકાણે અન્યાન્ય ગ્રંથોમાંથી મળી આવેલી માહિતી તથા ભિન્ન ભિન્ન પ્રાંતોમાં રહેનાર લોકો પાસેથી રૂઢિભેદ સંબંધી મળેલું અલ્પ જ્ઞાન મેં નોંધપોથીમાં ટાંકી રાખ્યું. કેટલોક વખત એક સુશીલ પત્રકારના હાથ તળે કામ કરવાનો સુયોગ પ્રાપ્ત થયાથી તેમના પ્રોત્સાહન વડે એ માહિતી સર્વને ઉપયોગી થઇ પડે એ હેતુથી પુસ્તક રૂપે ‘ આર્ય ધર્મ વિચારક મંડળી ’ તરફથી મહારાષ્ટ્રભાષાભિજ્ઞ બંધુભગિનીઓના કરકમળમાં સાદર કરૂં છું.

આ પુસ્તક વિદ્વાનોને માટે લખવામાં આવ્યું નથી; કારણ તેમના જ વિચારો તથા શોધના આધારે તે રચેલું હોઇ, તેમાં તેમને કાંઇ પણ નવીન મળી શકશે એમ મને લાગતું નથી. તેમના પરિશ્રમનો લાભ મેં ઉઠાવ્યો છે એ બદલ હું તેમનો ઋણી છું. આ ગ્રંથમાં મેં રજુ કરેલા મતો સર્વ લોકોને સરખી રીતે જ માન્ય થશે એમ નથી; કારણકે ‘ વ્યક્તિ તેટલી પ્રકૃતિ ’ એ ન્યાયે પ્રત્યેક જણ પોતપોતાની દૃષ્ટિથી જગતને નિહાળે છે. તથાપિ મહારાષ્ટ્રીય વિદ્વાન લેખકોએ મારા ગ્રંથનો સત્કાર કરેલો જોઇ હું મારી જાતને કૃતકૃત્ય માનું છું. પ્રત્યેક વ્યક્તિના વિચારમાં ચૈતન્ય ઉત્પન્ન થાય અને તે સ્વત્વ ભૂલ્યા વિના નવીન દૃષ્ટિએ આપણા રીતરિવાજો પરિશુદ્ધ કરે એ જ મારો ઉદ્દેશ છે. હું

કોઇ પણ પ્રાચીન અગર નવીન પંથનો પક્ષપાતી નથી; આ સર્વ ભિન્ન પંથોમાં જે સમાનતા રહેલી છે તેના પર જ મેં આધાર રાખેલો છે. ( જુઓ પાન ૫૬૪ ) આ સમાનતા ઓળખી કાઢવામાં જ આપણો તરણોપાય રહેલો છે, અને તેનાથી જ આપણા પ્રાચીન દેશનો અભ્યુદય થશે એમ મને લાગે છે. આદ્ય ઋષિમુનિઓના સ્તોત્રોમાં પ્રમુખપણે દૃષ્ટિગોચર થતા, ઉપનિષદોના ગહન વિચારોમાં દૃશ્યમાન થતા, તથા પરસ્પર વિરોધી જણાતાં અન્યાન્ય પુરાણોમાં પ્રત્યક્ષ થતા પરમેશ્વર આ આર્યભૂમિનો ઉદ્ધાર કરો !

આ ગ્રંથના વિષયને અનુકૂળ હોય એવી, પરંતુ એમાં સમાવેશ નહિ થયેલી કોઇક અપૂર્વ બાબતો મારા પ્રિય વાચક ભાઇ બહેનના જાણવામાં હોય તો તેઓ આ પુસ્તકપ્રકાશક દ્વારા મને જણાવવા કૃપા કરશે. બીજી આવૃત્તિનો પ્રસંગ મળ્યે, હું તેનો ઉપયોગ કરવા ચુકીશ નહિ.

અંતે, જેના કૃપાકટાક્ષથી આ નાનકડો ગ્રંથ લખી કાઢવા માટે અનેક આપત્તિઓમાંથી હું બચી શક્યો છું તે જગન્નિયંતાના ચરણારવિંદમાં તથા જેના કૃપાપ્રસાદથી મારા મનમાં ધાર્મિક બુદ્ધિનું બીજારોપણ થયું તે મારાં માત પિતાનાં ચરણકમલમાં આ અલ્પ ગ્રંથ સમર્પિત કરી હું મારાં પ્રિય બંધુ ભગિનીઓને સ્વાધીન કરૂં છું.

ગુડી પડવો, શકે ૧૮૩૮. )<br>
મુંબઇ તા. ૩ એપ્રિલ ૧૯૧૬. )

‘ ઋગ્વેદી ’

# અનુક્રમણિકા


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| વિષયપ્રવેશ | ૧ |
| **ચૈત્ર મહિનો** | ૨૯ |
| ૧ સંવત્સર પ્રતિપદા | ૩૩ |
| ૨ શ્રી રામનવમી | ૪૪ |
| ૩ દોલોત્સવ | ૯૩ |
| ૪ ગૌરી ઉત્સવ | ૧૦૯ |
| ૫ હનુમાન જયંતિ | ૧૧૧ |
| **વૈશાખ મહિનો** | ૧૨૧ |
| ૬ અક્ષય્યતૃતીયા | ૧૨૩ |
| ૭ પરશુરામ જયંતિ | ૧૩૦ |
| ૮ નૃસિંહ જયંતિ | ૧૪૨ |
| **જેઠ મહિનો** | ૧૬૧ |
| ૯ ગંગોત્સવ (દશહરા) | ૧૬૩ |
| ૦ વટ સાવિત્રી | ૧૮૬ |
| **અષાડ મહિનો** | ૨૦૩ |
| ૧ મહા એકાદશી | ૨૦૫ |
| ૨ ચાતુર્માસ | ૨૩૬ |
| **શ્રાવણ મહિનો** | ૨૪૫ |
| ૩ નાગપંચમી | ૨૪૯ |
| ૪ મંગલાગૌરી | ૨૬૨ |
| ૫ શ્રાવણી | ૨૭૨ |
| ૬ (રાખડી) પોવતી પૌર્ણિમા | ૨૯૦ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ૧૭ નારળી પૌર્ણિમા | ૨૯૫ |
| ૧૮ શ્રીકૃષ્ણ જન્માષ્ટમી | ૩૧૩ |
| ૧૯ પિઠોરી અમાવાસ્યા | ૩૫૬ |
| ૨૦ પોળા અથવા વૃષભોત્સવ | ૩૬૨ |
| **ભાદરવો મહિનો** | ૩૬૫ |
| ૨૧ હરિતાલિકા | ૩૬૭ |
| ૨૨ ગણેશ ચતુર્થી | ૩૭૩ |
| ૨૩ ઋષિ પંચમી | ૩૮૭ |
| ૨૪ જ્યેષ્ઠા ગૌરી | ૩૯૮ |
| ૨૫ વામનદ્વાદશી | ૪૦૨ |
| ૨૬ અનંત ચતુર્દશી | ૪૧૦ |
| ૨૭ મહાલય પક્ષ | ૪૧૫ |
| **આસો મહિનો** | ૪૨૧ |
| ૨૮ નવરાત્ર મહોત્સવ | ૪૨૩ |
| ૨૯ વિજયા દશમી અથવા દશેરા | ૪૩૭ |
| ૩૦ દીવાળી | ૪૫૦ |
| **કારતક મહિનો** | ૪૬૫ |
| ૩૧ બલિપ્રતિપદા | ૪૬૭ |
| ૩૨ યમદ્વિતીયા અથવા ભાઇબીજ | ૪૭૨ |

૩૩ તુલસી વિવાહ ૪૭૫
૩૪ ધાત્રી પૂજન ૪૮૧
૩૫ વૈકુંઠ ચતુર્દશી ૪૮૩
૩૬ ત્રિપુરી પૌર્ણિમા ૪૮૬
આગશર મહિનો ૪૯૧
૩૭ ચંપાષષ્ઠી ૪૯૪
૩૮ શ્રી દત્તજયંતિ ૪૯૯
પોષ મહિનો ૫૦૭
૩૯ મકરસંક્રમણ ૫૦૯
મહા મહિનો ૫૨૧
૪૦ વસંતપંચમી ૫૨૪
૪૧ રથસપ્તમી ૫૩૨
૪૨ મહાશિવરાત્ર ૫૪૪
ફાગણ મહિનો ૫૬૭
૪૩ ફાગણનો ઉત્સવ અને
હોળી ૫૬૯

# વિષયપ્રવેશ

ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ।
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

—कठोपनिषत् ।

"અમે બધા એકત્ર રહીયે; એકત્ર સેવા કરીયે; એકત્ર સામર્થ્ય સંપાદન કરીયે; અમારૂં અધ્યયન અમને તેજસ્વી બનાવે, અમે એકબીજાનો દ્વેષ ન કરીયે."

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिर्व्यशेम देवहितं यदायुः ॥

—मुण्डकोपनिषत् ।

"હે દેવતાઓ, અમારા કાન કલ્યાણપ્રદ વાતો શ્રવણ કરે. હે યજનીય દેવતાઓ, અમારાં ચક્ષુ કલ્યાણકારક બનાવ

જુએ. સ્થિર એવા અવયવ અને શરીરથી તમારૂં સ્તવન થાઓ. ઇશ્વરે જે આયુષ્ય આપેલું હશે તે અમને પ્રાપ્ત થાઓ.

## કાલની અનાદ્યનન્તતા

કાલ અનાદિ છે, એવું જે પ્રમાણે હિન્દુઓએ જાણેલું છે, તેવું બીજા કોઇપણ ધર્મના લોકોએ જાણ્યું નથી. ખ્રિસ્તી અને મહમદી ધર્મના મત પ્રમાણે જોતાં આ જગતનો પ્રારંભ થયે ફક્ત સાત હજાર વર્ષ થયેલાં છે. કાલની અનાદ્યનન્તતા આર્ય ઋષિઓનાં અંતઃકરણમાં ઠસેલી હોવાને લીધે આકાશમાંના જુદા જુદા ખગોલનું વર્ણન કરતી વખતે તેમણે સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર, તારાઓ, મેઘ, ઋતુ, માસ, દિવસ વગેરેના સ્તોત્ર ઠેકાણે ઠેકાણે ગાયેલાં છે. તૈત્તિરીય બ્રાહ્મણમાં વિશ્વની અનન્તતા માટે નીચે પ્રમાણે ઉલ્લેખ મળી આવે છેઃ

लोकोसि स्वर्गोसि । अनन्तोस्य पारोसि । अक्षितोस्यक्षय्योसि ।

"તું લોક છે, સ્વર્ગ છે; અનંત છે, અપાર છે; અક્ષિત અને અક્ષય્ય છે." એવા આ અદ્દભુત અને વિશાળ વિશ્વની અંદરનું આપણું નિવાસસ્થાન જે પૃથ્વી તે બહુ જ નાની હોવા બદલના ઉદ્દગાર તેમણે કાઢેલા છે.

य उद्चीन्द्र देवगोपाः सखायस्ते शिवतमा असाम ।
त्वां स्तोषाम त्वया सुवीरा द्राघीय आयुः प्रतरं दधानाः ॥

ऋ० १-५३-११

"ખરેખર, હે ઇન્દ્ર, પૃથ્વી જો દસગણી વધે અને મનુષ્યનું આયુષ્ય ચિરકાલ ટકનારૂં થાય, તો જ હે ઉદારદેવ, તારૂં વિખ્યાત સામર્થ્ય, શક્તિ અને પરાક્રમ દ્યુલોકમાં સમાશે."

આ સૂક્તમાં મનુષ્યપ્રાણી મર્ત્ય છે, એ જેવું બતાવેલું છે તેવું જ પૃથ્વી કરતાં દ્યુલોક કેટલો બધો મોટો હોવાનું પણ ધ્વનિત કરેલું છે. જે કાલના પંજામાં સર્વ ચરાચર પદાર્થ સપડાયેલા છે, તેની અનાદ્યનન્તતા સંબંધીની કલ્પના નીચેના વિવેચન ઉપરથી થઇ શકે તેમ છે. મૃત્યુ લોકમાંના મનુષ્ય પ્રાણીની કાલ ગણત્રી પ્રમાણે જ્યારે ચાર અબજ અને બત્રીસ હજાર વર્ષ પુરાં થશે ત્યારે જગતના કર્તા તરીકે માનેલા બ્રહ્મદેવનો એક દિવસ થશે. એવી રીતે બ્રહ્મદેવનાં સો વર્ષો પુરાં થશે, ત્યારે તેનો અને તેની સૃષ્ટિનો નાશ થશે. (અર્થાત્ કાલની સત્તા બ્રહ્મદેવ ઉપર પણ ચાલે છે, તો પછી બિચારો મનુષ્યપ્રાણી તેના સપાટામાંથી કેવી રીતે બચી શકે? આ સપાટાને ચુકાવી અમર થવાનો માર્ગ શોધી કાઢવામાં પ્રાચીન ઋષિઓ રોકાયા તેનું કારણ પણ એટલું જ કે આ કાલને પણ દાદ ન આપવી એવું તેમણે ધાર્યું.) જગતની ઉત્પત્તિ થયે હમણાં બ્રહ્મદેવનાં ૫૦ વર્ષ પુરાં થયાં છે. આ ઉપરથી કેટલાં વર્ષો અગાઉ જગત ઉત્પન્ન થયું તેની ગણત્રી કરી લેવી. બ્રહ્મદેવનો એક દિવસ પુરો થતાં સુધી ૧૪ મન્વંતર થાય છે. તે પૈકી સ્વયંભુ, સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત અને ચાક્ષુષ, આ મન્વંતરો વીતી જઈ હાલમાં વૈવસ્વત મન્વંતર ચાલે છે. આ પછી સાવર્ણિ, દક્ષ સાવર્ણિ, બ્રહ્મ સાવર્ણિ, ધર્મ સાવર્ણિ, રૂદ્ર સાવર્ણિ, વેદ સાવર્ણિ અને ઇંદ્ર સાવર્ણિ એ મન્વંતરો આવવાના છે. દરેક મનુ ૭૧ મહાયુગનો હોય છે અને એક મહાયુગ ૩૩,૨૦,૦૦૦ વર્ષ સુધી ચાલે છે. આજ સુધી ૨૭ મહાયુગ થયા અને હાલમાં ૨૮મો મહાયુગ ચાલે છે. આ ૨૮મા મહાયુગમાંના કૃતયુગ (૧૭,૨૮,૦૦૦વર્ષ)

ત્રેતાયુગ (૧૨,૯૬,૦૦૦ વર્ષ), દ્વાપર યુગ (૮,૬૪,૦૦૦ વર્ષ), આ ત્રણ નાના યુગ પુરા થઈ હમણાં ચોથો કલિયુગ ચાલે છે. આ કલિયુગ ૪,૩૨,૦૦૦ વર્ષ સુધી ચાલશે. તે પૈકી હમણાં ૫,૦૧૦ વર્ષ પુરાં થયાં છે. આ હજારોની નહિ પરંતુ લાખોની ગણત્રીના આંકડા ઉપરથી જગતની અનાદ્યનન્તતાની કલ્પના સાધારણ રીતે થવા જેવી છે.

વેદ કાલમાં ઋષિજનોએ સૂર્ય ચન્દ્રાદિકની પ્રાર્થના કરી તેમના પ્રીત્યર્થ યજ્ઞયાગાદિક કાર્ય કરતી વખતે માસ, ઋતુ, નક્ષત્ર વગેરેના સંબંધમાં કેટલાએક સિદ્ધાન્તો ઠરાવેલા છે. તે ઉપરથી આર્યાવર્તની અંદર

## જ્યોતિષશાસ્ત્રનો ઉદય

થયો. પૃથ્વીને અને સર્વ ભુવનોને સૂર્ય આધારભૂત છે એવું ઠરાવી તેની અનેક પ્રકારે સ્તુતિ કરેલી છે. વેદમાં 'વિષ્ણુ' આ શબ્દ સૂર્યવાચક છે અને તેનાથી ધનધાન્ય તથા સર્વ પ્રાણી માત્રની ઉત્પત્તિ થઈ છે, અને પોષણ થાય છે એવું દર્શાવેલું છે.

सवितारं यजति यत्सवितारं यजति तस्मादुत्तरतः पश्चादयं
भूयिष्ठं पवमानः पवते सवितृप्रसूतो ह्येष एतत्पवते ॥

—ऐ. ब्रा. २–७

"હોતા સૂર્યનું યજન કરે છે, માટે ઉત્તર–પશ્ચિમ તરફથી પવન વાય છે. કારણ કે તે સૂર્યથી ઉત્પન્ન થઈને વાય છે."

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, ઉત્તર–પશ્ચિમ તરફથી પવન ફુંકાવાનું કારણ સૂર્ય છે, એવું પણ પ્રાચીન કાલમાં

જાણવામાં આવેલું હતું. ઋગ્વેદમાં સૂર્યને 'सप्त रश्मयः' ની ઉપમા આપેલી છે. આ ઉપરથી સર્યનાં કિરણો સાત પ્રકારનાં છે એવો જે બોધ થાય છે તે સૂર્યનાં કિરણોમાં સાત રંગ હોવા માટેના આધુનિક સિદ્ધન્તને મળતો આવે છે એમ કહી શકાય. સૂર્યનો ઉદય અને તેનો અસ્ત એ બદલ પ્રાચીન લોકોએ જે મત દર્શાવ્યો છે તે પણ ઘણો મહત્ત્વનો છે. ઐતરેય બ્રાહ્મણ (૧૪–૬) માં કહેલું છે કે:

स वा एष न कदाचनास्तमेति नोदेति तं यदस्तमेतीति मन्यंतन्ह एव तदंतमित्वाथात्मानं विपर्यस्यते रात्रीमेवावस्तात् कुरुतेहः परस्तादथ यदेनं प्रातरुदेतीति मन्यंते रात्रेरेव तदंतमित्वात्थात्मानं विपर्यस्यतेऽहरेवावस्तात् कुरुते रात्रीं परस्तात् स वा एष न कदाचन निम्रोचति ॥

"આ સૂર્યનો કોઇ દિવસ પણ અસ્ત થતો નથી, કે ઉદય થતો નથી. અસ્ત એટલે સૂર્ય દિવસને છેડે જઇને પોતાને ઉલટો ફેરવે છે; એક બાજુએ રાત અને બીજી બાજુએ દિવસ કરે છે. ઉદયનો અર્થ એટલો જ કે રાતનો અંત લાવીને પોતાને ઉલટો ફેરવે છે; આ તરફ દિવસ અને પેલી તરફ રાત કરે છે. ખરી રીતે સૂર્ય કોઇપણ દિવસ અસ્ત પામતો નથી." સૂર્યને અને ચન્દ્રને લીધે પૃથ્વી ઉપર પ્રકાશ અને અંધકાર એમનું નિયમન થઇને શીતોષ્ણતાથી ઉત્પન્ન થયેલા પદાર્થોની સ્થિતિમાં ફેરફાર થયા કરે છે. વેદકાલમાં જ જ્યોતિષશાસ્ત્રજ્ઞોએ કાલમાનનું માપ ઠરાવી વર્ષ, ઋતુ, માસ, દિવસ એ પ્રમાણે તેના મુખ્ય ભાગ પાડયા છે. સૂર્યની આસપાસ પૃથ્વીની એક પ્રદક્ષિણા પુરી થવાને જે વખત લાગે છે તેને સૌરવર્ષ કહે છે. ૩૬૫ દિવસ, ૫ કલાક,

૪૮ મિનિટ અને ૪૭ાા સેકંડ જેટલો વખત જાય ત્યારે એક વર્ષ પૂર્ણ થાય છે. પરંતુ પૃથ્વીની આસપાસ ચન્દ્ર પણ ફરે છે; અને ૨૯ દિવસ, ૧૨ કલાક, ૪૪ મિનિટ અને ૨૮ સેકંડ જેટલા વખતમાં એક, એ પ્રમાણે ૧૨ પ્રદક્ષિણા પુરી થાય ત્યારે ચાન્દ્રવર્ષ પૂર્ણ થાય છે. આને ૩૫૪ દિવસ, ૮ કલાક, ૪૮ મિનિટ અને ૩૩.૫૫ સેકંડ જેટલો વખત લાગે છે. અર્થાત્ સૌરવર્ષ કરતાં ચાન્દ્રવર્ષ નાનું છે. આશરે ૩૬૦ દિવસમાં ચાન્દ્રવર્ષ પુરૂં થાય છે એવું વેદકાલના આર્યો જાણતા હતા એ નીચેના મંત્ર ઉપરથી સ્પષ્ટ થાય છે:

द्वादशारं नहि तज्जराय वर्वर्ति चक्रं परि द्यामृतस्य ।
आ पुत्रा अग्ने मिथनासो अत्र सप्त शतानि विंशतिश्च तस्थुः ॥
—ऋ. १–१६४–११

"સત્યભૂત (આદિત્ય) નું ૧૨ પાંખડીવાળું ચક્ર દ્યુલોકની આસપાસ સદૈવ ભ્રમણ કરે છે, પરંતુ તે નાશ પામતું નથી. હે અગ્નિ, આ ચક્ર ઉપર પુત્રોનાં ૭૨૦ જોડાં બેઠેલાં છે" આ સૂક્તમાં ૪૮ આગળ કહેલું છે કે 'તે ચક્રને શંકુ પ્રમાણે ૩૬૦ પાંખડીઓ પાસેપાસે બેસાડેલી છે.' આનો અર્થ એવો થાય છે કે સંવત્સર એ ચક્ર છે અને તેના ૧૨ મહિના એ ૧૨ પાંખડીઓ છે. ૩૬૦ પાંખડીઓ એ દિવસ દર્શાવે છે; અને દિવસરાત એને જોડાં ગણીયે તો ૭૨૦ દિનભાગ થાય છે.

જ્યોતિષશાસ્ત્રમાં જેમ જેમ વિશેષ પ્રગતિ થતી ગઇ તેમ તેમ સૌર અને ચાન્દ્ર વર્ષના દિવસ નક્કી ઠરાવવામાં આવ્યા અને પાંચ સૌરવર્ષનો એક નાનો યુગ અને પાંચ ગુરૂવર્ષનો

(અથવા બાર્હસ્પત્ય વર્ષનો) એટલે ૬૦ સંવત્સરનો એક યુગ એમ ગણત્રી થવા લાગી. પંચવાર્ષિક યુગનાં વર્ષોનાં નામ સંવત્સર, પરિવત્સર, ઇદાવત્સર, અનુવત્સર અને ઇદ્વત્સર, એમ હતાં. ૬૦ સૌરમાસ અથવા ૬૨ ચાન્દ્રમાસના આ યુગ હતા; અને સંવત્સરના ૩૫૫, પરિવત્સરના ૩૫૪, ઇદાવત્સરના ૩૮૪, અનુવત્સરના ૩૫૪ અને ઇદ્વત્સરના ૩૮૩, એ પ્રમાણે દિવસ ગણવામાં આવતા. એમના પ્રીત્યર્થ દરેક વર્ષે યજ્ઞમાં આહુતિ આપવામાં આવતી. હાલમાં આ યુગો પ્રચારમાં નથી. બૃહસ્પતિને સૂર્યની આસપાસ ફરતાં આશરે બાર વર્ષ લાગે છે; અર્થાત્ બાર્હસ્પત્ય અથવા ગુરુવર્ષ ૧૨ વર્ષનું થયું. એવાં ૫ ગુરુવર્ષમાં ૬૦ સંવત્સરનો સમાવેશ થાય છે અને દરેકને નામ આપવામાં આવેલું છે. પ્રભવથી ક્ષય સુધીના ૬૦ સંવત્સર આજ સુધી પણ પ્રચારમાં છે.

સૂર્યનાં કિરણોના યોગથી શીતોષ્ણતાનું પ્રમાણ નિયમસર બદલાઈ જઈ પૃથ્વી ઉપરના ચરાચર પદાર્થ ઉપર જે પરિણામ થાય છે તેનું પણ સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરી આ સ્થિતિમાં ફેરફાર કરનાર કાળના વખતને ઋતુ એ નામ અપવામાં આવ્યું. અર્થાત્ સૂર્ય પોતે જ

## ઋતુ હોવાનું કારણ

છે એ પ્રાચીન આર્યોની જાણમાં હતું. માટે જ તેમણે કહેલું છે કે

पूर्वामनु प्रदिशं पार्थिवानामृतून् प्राशासद्विदधावनुष्ठु ॥

—ऋ० १-९५-३

"સૂર્ય ઋતુઓનું નિયમન કરીને પૃથ્વીની પૂર્વાદિ દિશાઓને એક પછી એક એમ નિર્માણ કરે છે." દરેક બે મહિનાની

એક ઋતુ, એમ ગણીને તૈત્તિરીય સંહિતામાં વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર, એ પ્રમાણે ૭ ઋતુનાં નામ આપેલાં છે. કોઇક જ ઠેકાણે હેમંત અને શિશિર એ બેનું એકીકરણ કરીને ૫ ઋતુ માનેલી જોવામાં આવે છે. આ ૭ ઋતુમાંની

वसंतो ग्रीष्मो वर्षाः। ते देवा ऋतवः शरध्देमंतः शिशिरस्ते पितरो × × स यत्रोदगावर्तते । देवेषु तर्हि भवति × × यत्र दक्षिणावर्तते पितृषु तर्हि भवति— —शत ब्राह्मण २–१

વસંતાદિ પહેલી ત્રણ ઋતુઓ દેવતાઓની છે અને છેવટની ત્રણ પિતરોની છે. આ પ્રકારની કલ્પના સમાજમાં અત્યંત માનીતી થઇ હતી, માટે જ મહાભારતકાલમાં ઇચ્છા-મરણી ભીષ્મપિતામહે પિતરોની ઋતુમાં પ્રાણત્યાગ કરવાનું બંધ કર્યું. વિષુવનું જ્ઞાન પ્રાચીન કાલમાં ઘણું જ થયું હતું. તૈત્તરિય સંહિતામાં

आदित्यः षण्मासो दक्षिणेनैति षडुत्तरेण।

એમ કહેલું છે. આ સર્વ ઋતુમાં 'तस्य ते वसंतः शिरः' એમ કહીને વસંતને અગ્રમાન આપ્યું તે પણ યોગ્ય છે. ચન્દ્રકલાનું નિરીક્ષણ કરીને નક્ષત્રમાર્ગની ચન્દ્રની ગતિ ઋગ્વેદના કાલમાં જાણવામાં આવી હતી. ( ऋ० मं. ૮–૩ અને મં. ૧૦–૮–૫ ) રામાયણ–મહાભારત કાલમાં આ સંબંધમાં વિશેષ શોધ કરવામાં આવી અને ચન્દ્રમાના માર્ગમાંહેના ૨૭ નક્ષત્રોનાં નામ આપવામાં આવ્યાં. જ્યોતિષનો અભ્યાસ કરનારો અને તેના સંબંધની શોધ કરનારો એક જુદો વર્ગ આગળ આવ્યો. તેનું નક્ષત્રદર્શ અથવા ગણક એ નામ પડયું. ( शुक्लयजुर्वेद

૩૦–૧૦–૨૨ ) યજ્ઞયાગાદિક કરવા તે અમુક નક્ષત્ર ઉદય પામે ત્યારે કરવા એવું બ્રાહ્મણકારોએ ઠરાવ્યું. કૃત્તિકા, રોહિણી, મૃગશિર્ષ, ફલ્ગુની, હસ્તા, ચિત્રા એ નક્ષત્રનાં દર્શન થયા પછી ક્યા કયા યજ્ઞ કરવા એ વિષે શતપથ બ્રાહ્મણમાં કહેલું છે. ( ૨–૧૨ ) સૂર્યનો પ્રકાશ ઋતુપરત્વે દિવસના અધિક ઓછા ભાગમાં પ્રાપ્ત થાય છે, એ બારીકીથી ઠરાવી તેને મળતા એવા યજ્ઞવિધિ ઐત્તરેય બ્રાહ્મણમાં કહેલા છે. નક્ષત્રના માર્ગને અનુસરીને ચન્દ્રની ગતિ ઠરાવી તે પહેલાં વર્ષના

## બાર મહિનાનાં પ્રાચીન નામ

નીચે જણાવ્યા પ્રમાણે હતાઃ—૧ મધુ, ૨ માધવ, ૩ શુક્ર, ૪ શુચિ, ૫ નભસ, ૬ નભસ્ય, ૭ ઇષિ, ૮ ઉર્જ ૯ સહસ્ ૧૦ સહસ્ય, ૧૧ તપસ્ અને ૧૨ તપસ્ય. આ સિવાય સૌરમાન પ્રમાણે ચાન્દ્રમાસની ગણત્રી કરવાથી જે એક માસનો ફેર પડતો હતો તેને યોગ્ય વખતે અધિક માસમાં ગણીને 'સંસર્પ' એ નામથી સંબોધતા હતા. ઋગ્વેદના પહેલા મંડળમાં ( સૂક્ત ૨૫–૮ ) એમ કહેલું છે કે

वेदमासो धृतव्रतो द्वादश प्रजावतः वेदाः य उपजायते ।

"( વરુણ ) પોતાની આજ્ઞાઓ બધા પાસે માન્ય કરે છે અને તેને દ્વાદશ માસનું જ્ઞાન હોય છે." તે પૈકી દરેકમાં લોકસંખ્યાની વૃદ્ધિ એકસરખી થતી જાય છે. શિવાય તેને લાગીને જે એક મહિનો કોઇ કોઇ વખત આવે છે તેની માહિતી પણ તેને હોય છે. આ ઉપરથી જણાઇ આવશે કે અધિકમાસનું પૂર્ણ જ્ઞાન તે વખતે હતું અને સૌરમાસ ન ગણતાં ચાન્દ્રમાસ જ ગણાતો હતો.

★

## અધિકમાસ

પૃથ્વીની આસપાસ ચન્દ્રની એક પ્રદક્ષિણા પુરી થવાને જે વખત લાગે છે તેને ચાન્દ્રમાસ કહે છે. આ પ્રમાણે તેની ૧૨ પ્રદક્ષિણા થવાને લગભગ ૩૫૪ દિવસ લાગે છે. પૃથ્વીની સૂર્યની આસપાસ એક પ્રદક્ષિણા પુરી થઈ એટલે ૧ વર્ષ પુરૂં થયું. એને ૩૬૫ દિવસ, ૫ કલાક, ૪૮ મિનિટ અને ૪૭ાા સેકંડ જેટલો વખત લાગતો હોવાથી દર સાલ ચાન્દ્રમાન અને સૌરમાન વર્ષમાં લગભગ ૧૧ દિવસનું અંતર પડે છે. આ અંતર વધવા નહિ દેતાં દરેક ત્રીજે વર્ષે એક મહિનો વધારી સૌરમાન વર્ષ સાથે ચાન્દ્રમાન વર્ષનો મેળ મેળવી લેવામાં આવે છે. આ વધારેલા મહિનાને જ અધિકમાસ કહે છે. દરેક મહિનામાં સૂર્ય એક રાશિમાંથી બીજી રાશિમાં ગયો એમ લાગે છે. આ ભાસમાન સૂર્યની ગતિને સંક્રમણ કહે છે. એવાં સંક્રમણ અથવા સંક્રાંતિ ૧૨ છે. ચૈત્ર મહિનામાં મેષ, વૈશાખમાં વૃષભ, આ પ્રમાણે એક વર્ષમાં મીન સુધી ૧૨ રાશિનો સૂર્ય ઉપભોગ લે છે. અર્થાત્ ૧૨ સૂર્યસંક્રાંતિ થાય છે. (મકરસંક્રમણનો તહેવાર જુઓ) પરંતુ ચાન્દ્રમાસને લીધે કોઇ કોઇ વખત એવું બને છે કે એકાદ મહિનામાં સંક્રમણ જ બનતું નથી; એટલે બે સંક્રાંતિની વચમાં બે અમાસો આવે છે. આવા મહિનાને અધિકમાસ માને છે. ચૈત્ર મહિનાથી આસો મહિના સુધી માત્ર અધિકમાસ આવે છે. કારતક, માગશર, પોષ, મહા એ ચાર મહિનામાં કોઇ પણ વખત અધિકમાસ હોતે નથી; અને ફાગણમાં પણ કોઇક જ વખતે અધિકમાસ આવે છે.

આ ઉપરથી ધ્યાનમાં આવશે કે જે મહિનામાં સૂર્ય-સંક્રાંતિ હોતી નથી તે મહિનો અધિકમાસ હોય છે. કોઇ કોઇ

વખત એક જ ચાન્દ્રમાસમાં બે સૂર્યસંક્રાંતિ આવે છે. તેને ક્ષયમાસ કહે છે. પાછળ ગયેલા અધિકમાસ પછી આગળ આવનારો અધિકમાસ ત્રીસમા મહિનાથી આઠ કે નવ મહિનાની દરમીયાનમાં કોઇપણ એક હોય છે. એકસો એકતાલીસ વર્ષ પછી અથવા ઓગણીસ વર્ષ પછી ક્ષયમાસ થાય છે; તે કારતક, માગશર અને પોષ, એ મહિનામાંનો કોઇપણ એક મહિનો હોય છે. જે વર્ષે ક્ષયમાસ થાય છે તે વર્ષે ક્ષયમાસની પહેલાં એક અને ક્ષય માસની પછી એક, એવા બે અધિકમાસ આવે છે. અધિક અને ક્ષયમાસની યોજના ફક્ત ચાન્દ્રમાન વર્ષનો મેળ સૂર્યમાન વર્ષની સાથે મેળવવા માટે જ કરી છે એ જો કે ખરૂં છે, તોપણ આ મહિનાને મલમાસ અથવા અશુદ્ધ મહિનો ઠરાવીને શાસ્ત્રકારોએ તે મહિનામાં નિત્ય નૈમિત્તિક ધર્મકૃત્ય ઉપરાંત લગ્ન, જનોઇ વગેરે શુભકૃત્ય કરવાં નહિ એમ ઠરાવેલું છે. અધિકમાસ–માહાત્મ્ય અને બીજા ગ્રંથ રચીને આ મહિનામાં અનેક વ્રત અને દાન કરવા માટે શાસ્ત્રકારોએ કહેલું છે. અધિકમાસને લીધે એક મહિનો વધીને તે સાલનો ખર્ચ પણ વધે છે એવી સમજથી ગરીબ સ્થિતિના લોક ફિકરમાં હોય છે. ‘દુકાળમાં અધિક માસ’ એ કહેવત પ્રચારમાં આવવાનું કારણ પણ એ જ કે, એક મહિનાનો વધારે ખર્ચ ચલાવવાનો બોજો સાંસારિક માણસો ઉપર અધિકમાસથી પડે છે. આ સમજ ભૂલભરેલી છે. જે દેશમાંના હિન્દુ પૂર્વજોએ સૂર્ય, ચન્દ્ર, નક્ષત્રાદિકનું સૂક્ષ્મ રીતે અવલોકન કરીને કાલમાનનું માપ યોગ્ય પ્રકારે ઠરાવી આપ્યું તેમના જ વંશજોમાં અજ્ઞાનનો પ્રાદુર્ભાવ થઇને ભળતી જ ધર્મકલ્પનાઓનું સમાજ ઉપર પગડું બેસે, એ કરતાં વધારે શોચનીય શું હોઇ શકે?

ઉપર કહેલા મહિનાઓનાં નામ કાળે કરીને લુપ્ત થઇને નવાં નામ પ્રચારમાં આવ્યાં. હિન્દુધર્મશાસ્ત્રમાંનાં ઘણાખરાં ધર્મકૃત્યોનો સંબંધ તિથિઓ સાથે અર્થાત્ ચાન્દ્રમાન સાથે છે. સંક્રાંતિ સંબંધીનાં કૃત્યો માત્ર સૌરમાનના માસ ઉપર આધાર રાખે છે. બંગાલ અને મદ્રાસ ઇલાકામાંના તામિલપ્રદેશ અને મલબારપ્રાંત સિવાય બીજે ઠેકાણે ચાન્દ્રમાન પ્રમાણે જ વર્ષ ગણે છે. મહિનાનો પ્રારંભ માનવાની રીત પણ એક જ પ્રકારની નથી; તોપણ સાધારણ રીતે પડવો જે દિવસે સૂર્યોદય વખતે હોય તે દિવસે ચાન્દ્રમાસનો પ્રારંભ થયો એમ માને છે. સૂર્ય અને ચન્દ્ર એક ઠેકાણે આવે ત્યારે અમાવાસ્યાનો અંત આવીને માસ પૂર્ણ થાય છે. કોઇ ઠેકાણે ચાન્દ્રમાસ પૌર્ણિમાંત અને કોઇ ઠેકાણે અમાવાસ્યાંત કિંવા અમાંત હોય છે. સૂર્યની આસપાસ પૃથ્વીની પ્રદક્ષિણા પૂરી થવાને જે વખત લાગે છે તેનો બારમો ભાગ તે સૌરમાસ. પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે. તથાપિ સૂર્ય જ દરેક સૌરમાસમાં સ્થાન બદલે છે એવો ભાસ થાય છે. આ બાર મહિનાનાં બાર સ્થાનને આકાશમાંની નક્ષત્રપુંજની નિશાનીઓ ઉપરથી નામ આપવામાં આવેલાં છે. તેમને રાશિ કહે છે. મેષ, વૃષભ વગેરે બાર રાશિઓ છે. ચન્દ્રની સાંવત્સરિક ગતિમાં જે ૨૭ નક્ષત્ર ઠરાવવામાં આવ્યાં તે પૈકી કેટલાંએક નક્ષત્રનો ઉદય દરેક દરેક મહિનાની પૂનમે થાય છે અને તે નક્ષત્ર ઉપરથી ચાન્દ્રમાસને નામ આપવામાં આવ્યાં છે. દાખલા તરીકે ચિત્રાનક્ષત્રયુક્ત પૌર્ણિમા ચૈત્રી એ નામથી ઓળખાઇ જઇને ચૈત્રી જે મહિનામાં છે તે ચૈત્ર. આવી રીતે કૃત્તિકા, મૃગશીર્ષ, પુષ્ય, મઘા, ફલ્ગુની, ચિત્રા, વિશાખા, જ્યેષ્ઠા, આષાઢા, શ્રવણ, ભાદ્રપદા અને અશ્વિની,

આ નક્ષત્રો અનુક્રમે કારતક, માગશર, પોષ, મહા, ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ, અષાઢ, શ્રાવણ, ભાદરવો અને આસો, આ મહિનાની પૂનમે હોય છે; પણ પૂર્ણિમાની આગળ પાછળ તેમનો ઉદય થાય છે એમ દેખાય છે. શ્રાવણ શુદ પૂનમને દિવસે શ્રવણ નક્ષત્ર ન હોય તો કોઇ કોઇ વખતે શ્રાવણી (ઉપાકર્મ વિધિ) કરવાનું અન્ય તિથિ ઉપર ધકેલવામાં આવે છે, એવું આપણે જોઇયે છીયે. સંવત્સર, માસ વગેરેને નામ આપવામાં આવ્યાં, તે જ પ્રમાણે મહિનાના ચાર ભાગ પાડીને એક ભાગમાં

## સાત દિવસ અથવા સાત વાર

પણ ઠરાવવામાં આવ્યા. વારનાં સાત નામ વેદમાં કોઈ ઠેકાણે નથી. વારને બદલે વાસર એ શબ્દ ઋગ્વેદમાં બે ઠેકાણે મળે છે. અથર્વ જ્યોતિષમાં

> आदित्यः सोमो भौमश्च तथा बुधबृहस्पती।
> भार्गवः शनैश्चरश्चैव एते सप्त दिनाधिपाः ॥

એમ કહેલું છે. અર્થાત્ હાલમાં જે નામ વારનાં છે, તે અથર્વ જ્યોતિષના કાલમાં પ્રચારમાં હતાં એ દેખીતું છે. યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં

> सूर्यः सोमो महीपुत्रः सोमपुत्रो बृहस्पतिः ।
> शुक्रः शनैश्चरो राहुः केतुश्चैते ग्रहाः स्मृताः ॥

એવાં નવગ્રહનાં જે નામ આપેલાં છે તેમાંના પહેલા સાત વાર સંબંધીના છે એમ ખુલ્લું દેખાય છે. આ ઉપરથી યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ વખતે રવિવાર વગેરે દિવસોનાં નામ પ્રચારમાં હોવાં જોઇયે. વારની ઉત્પત્તિ, જુદા જુદા દેશોમાંનું વારપદ્ધતિનું

સામ્ય, વગેરે બાબતો ધ્યાનમાં લઈ વારનાં નામ હિન્દુઓએ પારકી નામપદ્ધતિને અનુસરીને લીધાં એવો જ્યોતિષશાસ્ત્ર-વિશારદોનો મત છે.

હાલમાં જે પંચાગની પદ્ધતિ પ્રચારમાં છે તેને માટે હવે વિચાર કરીયે. જેને પાંચ અંગ છે તે

## પંચાંગ.

આ પાંચ અંગ એટલે તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ. અમાસને દિવસે સૂર્ય અને ચન્દ્ર એક ઠેકાણે આવે છે. પરંતુ ચન્દ્ર પૌર્ણિમા સુધી પૃથ્વીની બીજી બાજુએ જાય છે; અને ફરીથી સૂર્યની બાજુએ વળી અમાસને દિવસે તેની પાસેની રેષામાં આવે છે. આ પ્રમાણે એક ચાન્દ્રમાસમાં તેની ૩૬૦ અંશ ગતિ હોય છે. આ ૩૬૦ અંશની ૩૦ તિથિ ગણાય છે. એટલે એક તિથિએ ચન્દ્ર અને સૂર્યની વચમાં ૧૨ અંશનું અંતર પડે છે; અથવા એમ પણ કહી શકાય કે ચન્દ્ર અને સૂર્યની વચમાં ૧૨-૧૨ અંશનું અંતર પડવાને જે કાળ લાગે છે તેને તિથિ કહે છે. ૬૩.૯ (આશરે ૬૪) દિવસમાં ૧ તિથિનો, એ પ્રમાણે ૧૨ ચાન્દ્રમાસમાં ૫-૬ તિથિનો લોપ થાય છે. સૂર્યોદય વખતે જે તિથિ હોય તે જ ગણાય છે. બે દિવસ સૂર્યોદય વખતે તિથિ હોય તો તિથિવૃદ્ધિ અને સૂર્યોદય વખતે એકાદી તિથિ ન હોય તો તિથિક્ષય એમ કહે છે. તિથિથી અરધું અંતર પડવાને જે કાલ લાગે છે તેને જ કરણ કહે છે. એક સૂર્યોદયથી બીજા દિવસના સૂર્યોદય સુધીના કાલને વાર કહે છે. એક એક ભાગ ૮૦૦ કળાનો, એવા નક્ષત્ર-મંડળના ૨૭ ભાગ કરીયે તો તે દરેક ભાગને, અને તેના ક્રમણમાં ચંદ્રનો જે કાળ જાય છે તેને નક્ષત્ર કહે છે. ચન્દ્ર

સૂર્યના ભોગનો સરવાળો (યોગ) કરીને તેના ઉપરની ૮૦૦ કળાનો સરવાળો થવાને જે કાલ લાગે છે તેને યોગ કહે છે. પંચાંગમાં યોગનાં અંગનો સમાવેશ કરવાની પદ્ધતિ વરાહ-મિહિર પછી પ્રચારમાં આવી એવું તજ્જ્ઞોનું મત છે. જ્યોતિષ-શાસ્ત્રનો આ પ્રમાણે ઉત્તમ પ્રકારથી અભ્યાસ ચલાવી તેને ઉત્તમ અવસ્થામાં લાવી પહોંચાડવાનું શ્રેય આર્યભટ્ટ (જન્મ શક ૩૯૮) વરાહમિહિર (શક ૪૨૭) બ્રહ્મગુપ્ત (શક ૫૨૦) વગેરે પ્રાચીન પંડિતોને છે. તેમની પછી આ દેશમાં ઘણા જ્યોતિષશાસ્ત્રજ્ઞ થઇ ગયા. તે બધાઓએ તત્કાલીન સાદા સાહિત્યની મદદથી ખગોલ સંબંધી જે શોધ કરી તેનો વિચાર કરીયે તો તે પ્રાચીન શોધકોની બુદ્ધિમત્તા માટે મોટી નવાઇ લાગે છે. જયપુર, મથુરા, કાશી, ઉજ્જયનિ, તક્ષશિલા વગેરે ઠેકાણે આકાશ માંહેના ગ્રહો અને નક્ષત્રોના વેધ લેવાની પ્રાચીનકાલમાં જે વેધશાળાઓ હતી, તેમાં વિદ્યાદેવીના અનેક ભક્ત મોટા પ્રેમથી દિવસરાત નોંધ લેવા બેસતા હતા. એવા પ્રકારની શોધ કરવા માટે એ પ્રાચીન આર્યજ્યોતિષોને દ્રવ્ય-રૂપે મોટો મ્હોંબદલો મળતો હતો એવું નથી; પરંતુ તેમાં તેમને આનંદ લાગતો હતો. એવી શોધકબુદ્ધિના નિસ્પૃહ વીર આ દેશમાં ફરીથી અવતીર્ણ થશે ત્યારે જ આપણો ભાગ્યોદય થશે. જ્યોતિષશાસ્ત્રના અનેક ગ્રંથ ઉપલબ્ધ છે. એકંદર ૧૮ સિદ્ધાન્ત લખાયેલા હોવાનું કહેવાય છે. તે પૈકી પરાશરતંત્ર, ગર્ગસંહિતા, બ્રહ્મસિદ્ધાન્ત, સૂર્યસિદ્ધાન્ત, વસિષ્ટ સિદ્ધાન્ત, રોમકસિદ્ધાન્ત અને પુલિશસિદ્ધાન્ત એ પ્રસિદ્ધ છે. આ છેવટના પાંચ સિદ્ધાન્ત ઉપરથી વરાહમિહિરે પંચસિદ્ધાન્તિકા નામનો જ્યોતિષગ્રંથ લખેલો છે.

કાળે કરીને ખગોળશાસ્ત્રનો અભ્યાસ પાછળ પડી ફલજ્યોતિષ આગળ આવ્યું. સૂર્ય, ચન્દ્ર અને તેમનાથી લાખોગણા મોટા નક્ષત્ર એ નામથી ઓળખનારા સૂર્ય, અને આપણાથી લાખો કોશ દૂરના પલ્લા પર ફરનારા ગુરૂ, શનિ વગેરે ગ્રહો અથવા પૃથ્વીઓ, એમની નજર આપણુ ક્ષુદ્ર માનવો ઉપર હોઇને તે આપણા ભલાબુરાના કર્તા છે કે કેમ, પૂર્વકર્માનુસાર યશોપયશની પ્રાપ્તિ થાય છે એમ ઠામ સમજનારા આપણે હિન્દુઓએ જ્યોતિષશાસ્ત્ર ઉપરથી ઠરનારાં ફળોનો વિચાર કરવામાં અર્થ છે કે નહિ, એ સ્વતંત્ર અને વાદગ્રસ્ત પ્રશ્ન છે. પરંતુ એટલી વાત તો ખરી છે કે, મનુષ્યપ્રાણી પોતાનાં ભવિષ્યત્કાલીન સુખદુઃખનું જ્ઞાન મેળવવા માટે સદા ઉત્સુક હોય છે. માટે ફલજ્યોતિષનું મહત્ત્વ ઓછાવધતા પ્રમાણમાં પૃથ્વીની ઉપરના સર્વ દેશોમાં છે. આ દેશમાં કદાચ તે વિશેષ પ્રમાણમાં મનાતું હશે એટલું જ. આ દેશના લોકોને ભાગે અનેક પ્રકારની રાજકીય, ધાર્મિક અને સામાજિક ક્રાંતિઓ થવાને લીધે સ્હેજે જ તેમની પ્રવૃત્તિ દૈવ ઉપર હવાલો નાખવાની થઇ, અને તેથી ફલજ્યોતિષનું મહત્ત્વ આ દેશમાં વધ્યું હશે. આ સંબંધમાં પણ અહીંના લોકોએ ઘણો પરિશ્રમ કરવાથી તત્સંબંધી વાઙ્મય અસ્તિત્વમાં આવ્યું. મુહૂર્તમાર્તંડ, રત્નકોશ, મુહૂર્તચિંતામણિ, મુહૂર્તસિંધુ, જ્યોતિર્વિદાભરણ વગેરે કેટલા બધા ગ્રંથ આજ ઉપલબ્ધ છે. દરેક વર્ષની શરૂઆતમાં હોનારા ગ્રહ ઉપરથી

**સંવત્સરફલ**

કહેવાની જે પદ્ધતિ છે, તે સંબંધના કલ્પલતા, રાજાવલિ–જગન્મોહન, નરેન્દ્રવલ્લી, સમયસિદ્ધાંજન વગેરે ગ્રંથ છે. સ્વરોદય

અને સારોદ્ધાર એ એક પ્રાચીન જૈન લેખકના શકુન સંબંધીના ગ્રંથો છે. મુહૂર્ત, શકુન, યોગ, પુણ્યકાળ વગેરે જોઈને કાર્યનો આરંભ કરનારાઓને તુકારામ બુવાએ કરેલો ઉપદેશ ધ્યાનમાં લેવા જેવો છે. તુકારામ બુવા કહે છે કે

विठ्ठलाचें नाम घ्यावें । पुढें पाऊल टाकावें ॥
अवघा मुहूर्त शकुन । हृदयीं विठ्ठलाचें ध्यान ॥
ऐसा पाहिजे हा योग । लाभा उणें काय मग ॥
तुका ह्मणे हरिच्या दासां । शुभ काळ सर्व दिशा ॥

"ઈશ્વરનું નામ લઈને પગલું આગળ ભરવું એ જ ખરૂં મુહૂર્ત અને શકુન છે. હૃદયમાં ઈશ્વરનું ધ્યાન ધરવાનો યોગ હોય તો પછી ફાયદો મળવામાં શી ખામી રહે? તુકારામ કહે છે કે હરિના દાસને માટે સર્વ દિશા અને કાળ શુભ જ છે." એ જ ખરો પ્રગતિનો માર્ગ છે એમ કોણ કબુલ નહિ કરે?

ઉપલા વિવેચન ઉપરથી સમજાશે કે કાલની ગતિ વગેરે સંબંધી પ્રાચીન કાળમાં ઘણી શોધ કરવામાં આવી હતી. ગુરૂત્વાકર્ષણ જેવી મહત્ત્વની બાબતનો પણ પ્રાચીન કાળમાં વિચાર કરવામાં આવ્યો હતો. બ્રહ્મસિદ્ધાન્તના લેખક બ્રહ્મગુપ્તે કહ્યું છે કે પદાર્થનું આકર્ષણ કરવું એ પૃથ્વીનો નૈસર્ગિક ધર્મ છે. સૃષ્ટિનિયમાનુસાર સર્વ પદાર્થ પૃથ્વી ઉપર પડે છે. ભાસ્કરાચાર્યે પણ એ સંબંધમાં કહેલું છે કે

आकृष्टिशक्तिश्च मही तया यत्
खस्थं गुरुः स्वाभिमुखं स्वशक्त्या
आकृष्यते तत्पततीव भाति ॥

गोलाध्याय—भुवनकोश ॥

"પૃથ્વીમાં આકર્ષણશક્તિ રહેલી છે. તે આકાશ-ાંનો કોઇ જડ પદાર્થ સ્વશક્તિથી પોતાની તરફ ખેંચે છે, ેમ લાગે છે." આ ગુરુત્વાકર્ષણના નિયમાનુસાર સર્વ ગોળ ર્યની આસપાસ ફરે છે. એ શોધ માત્ર આપણા દેશમાં થઇ થી. આનું કારણ ઉપર જણાવેલી ત્રાસદાયક ક્રાંતિઓ જ ાવી જોઇયે. પૃથ્વી નિરાધાર છે, તે ગોળ છે, ગ્રહણનું ખરૂં ારણ પૃથ્વીની અથવા ચંદ્રની છાયા છે, વગેરે અત્યંત મહત્ત્વની ાબતોનું જ્ઞાન આપણા દેશમાંના કેટલાએક સૈકા પહેલાંના ાધકોને પણ હતું. આ સર્વ બાબતોનો વિચાર કરીયે તો આધુનિક ાળમાં આપણે હાથે જ્યોતિષશાસ્ત્રની કંઇ જ સેવા થઇ નથી, ાને માટે માઠું લાગે છે. વર્ષ, માસ, વાર એમની માફક જ

## કાલ અથવા શક

એનું જ્ઞાન હોવું પણ ઇષ્ટ છે. માટે તે સંબંધી ાહિતી નીચે આપીયે છીયે. ગત કાલ ગણવાને જગતના ારંભનું વર્ષ લેવું શક્ય નથી. આ બાબતનો વિચાર કરીયે ા આપણા દેશમાં राजा कालस्य कारणम् । એ કહેવતની ાાર્થતા જણાય છે. મહમ્મદી, ખ્રિસ્તી, પારસી, ચીની વગેરે ાકોએ પોતપોતાના ધર્મપ્રવર્તકો ઉપરથી કાળ ગણવાનું શરૂ ર્યું. આપણા દેશમાં ઘણે ભાગે 'શક' એ નામથી ઓળખાનારી ારદેશીઓની સ્વારીઓ હઠાવનારા પુરુષો ઉપરથી કાળ ાણવાનો રિવાજ પડ્યો, એવી સાધારણ સમજણ છે. ાગળ આગળ તો શક એ જ શબ્દ "કાળ" ના અર્થમાં ાાપરવામાં આવ્યો. હાલમાં જે જુદા જુદા કાળ કે શક ચાલે છે ામાં સપ્તર્ષિ કાળ, વિક્રમ કાળ, શાલિવાહન કાળ, બંગાળી સન,

અમલી સન, ફસલી સન, સૂર સન, મગી સન, કોલ્લમ અથવા પરશુરામ કાળ, નેવાર સન, લક્ષ્મણુસેન કાળ, રાજ શક, વિલાયતી સન અને ખ્રિસ્તી સન એ મુખ્ય છે. તેમાં પણુ વિક્રમ કાળ, શાલિવાહન કાળ અને ખ્રિસ્તી સન એ અત્યંત મહત્ત્વના છે.

**સપ્તર્ષિ કાળ**

કાશ્મીર અને આજુબાજુના પ્રાંતમાં સપ્તર્ષિ કાળ ગણવાની રૂઢી પ્રચારમાં છે. એને ‘લૌકિક કાળ’ અથવા ‘ શાસ્ત્ર કાળ ’ પણુ કહે છે. ધ્રુવ નક્ષત્રની આસપાસ સપ્તર્ષિ ૧૦૦ વર્ષમાં એક નક્ષત્ર આક્રમણુ કરે છે. એ પ્રમાણે ૨૭૦૦ વર્ષમાં એમની એક પ્રદક્ષિણા પૂર્ણ થાય છે. એ સમજુત ઉપર આ કાળની ગણુના છે. દરેક ૧૦૦ વર્ષ પૂર્ણ થયા પછી ફરીથી પહેલું વર્ષ ગણવામાં આવે છે. પૌર્ણિમાન્ત ચૈત્ર શુદ ૧ એ સપ્તર્ષિ કાળનો વર્ષારંભ છે.

**વિક્રમ કાળ**

બંગાળા સિવાય આખા ઉત્તર હિન્દુસ્તાનમાં વિક્રમ કાળ અથવા વિક્રમ સંવત ચાલુ છે. ખ્રિસ્તી શકના ૫૬ વર્ષ પહેલાં આ કાળ ગણવાનો પ્રારંભ થયો, એવું માનવામાં આવે છે. તોપણુ તે પછીનાં ૬૦૦ વર્ષ સુધી આ સંવતનો ઉલ્લેખ જુના લેખમાં મળતો નથી. તે અરસામાં જે પ્રસિદ્ધ વિક્રમાદિત્ય રાજા ઉજ્જયિનીમાં થઇ ગયો તેના જ નામથી આ શક ચાલુ થયો. સાધારણુ સમજુત એવી છે કે, વિક્રમાદિત્યે પરાયા લોકોની સ્વારી પાછી હઠાવી તેથી આ કાળ ગણુવાની રૂઢી પડી. આને ઐતિહાસિક આધાર નથી. ખ્રિસ્તી શકથી ૫૬ વર્ષ પૂર્વે અસ્તિત્વમાં આવેલા આ કાળનો વિક્રમાદિત્યના નામ સાથે સંબંધ

જોડવામાં આવ્યો, એવું તજજ્ઞોનું કહેવું છે. ગુપ્ત રાજાના વખતના લેખો તપાસીને મિ૦ ફ્લીટે એવો મત દર્શાવ્યો છે કે, મૂળમાં માલવ કુળના લોકમાં આ સંવત્કાલ રૂઢ હતો. વિક્રમાદિત્યની કારકીર્દીમાં માલવ કુળની ઉન્નતિ થઇ, માટે એના નામથી આ જુનો કાલ ચાલુ કરવામાં આવ્યો. આ વર્ષની શરૂઆત જુદા જુદા ભાગોમાં જુદે જુદે વખતે થાય છે. ગુજરાતમાં ઘણેભાગે અમાન્ત માસના કાર્તિક શુદ ૧થી થાય છે, કાઠીયાવાડમાં અષાડ શુદ ૩થી થાય છે અને રજપુતાનામાં પૌર્ણિમાન્ત ચૈત્ર શુદ ૧થી થાય છે.

**શાલિવાહન શક**

શાલિવાહન નામના એક કુંભારના છોકરાએ માટીનું સૈન્ય તૈયાર કરીને તેમાં જીવ ભર્યો અને તેની મદદથી તેણે શક લોકોનો પરાભવ કર્યો. આ જય પ્રીત્યર્થ શાલિવાહન નૃપ શક ચાલુ થયો, એવી સામાન્યતઃ ધર્મમાન્યતા છે. આ જ શક જ્યોતિષગ્રંથમાં લીધો છે. આ શક મલબાર અને તિનેવલ્લી પ્રાંતો સિવાય દક્ષિણ હિન્દુસ્તાનમાં બીજે બધે રૂઢ છે. આનાં વર્ષ ચાન્દ્ર અને સૌર છે. હિન્દુસ્તાનના ઉત્તર અને પૂર્વ તરફના કેટલાએક પ્રાંતોમાં સ્થાનિક કાળ સાથે શક કાળને પણ ગણવામાં આવે છે. નર્મદાના ઉત્તર ભાગમાં આના મહિના પૌર્ણિમા પછી શરૂ થાય છે અને દક્ષિણ ભાગમાં અમાસ પછી શરૂ થાય છે. આનો પ્રારંભ ખ્રિસ્તી શકના ૭૮મા વર્ષમાં છે. ઐતિહાસિક સાધનો ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ખ્રિસ્તી શકના પહેલા સૈકામાં શક રાજા કનિષ્કના નામથી આ શક શરૂ કરવામાં આવ્યો. અર્થાત્, બૌદ્ધધર્મી રાજાના નામનો આ કાળ છે.

આ રાજાએ કાશ્મીર અને પશ્ચિમ હિન્દુસ્તાન કબજે કરી પોતાની સત્તા સ્થાપ્યા બાદ આ શક પ્રચારમાં આવ્યો. તિબેટ, બ્રહ્મદેશ, જાવા, સિંહલદ્વીપ વગેરે ઠેકાણે આ શક ચાલુ હતો. તે દેશ માંહેના પ્રાચીન લેખમાં વિક્રમાદિત્ય શકનો ઉલ્લેખ નથી. આશરે ૫૦૦–૬૦૦ વર્ષ પછી શાલિવાહન શક હિન્દુઓએ ચાલુ કર્યો. પરંતુ બુદ્ધરાજાનો શક એમ નહિ ગણતાં, શકોનો પરાભવ હિન્દુરાજાએ કર્યો એ સમજ પરથી તેમણે તે શકનો સ્વીકાર કર્યો. પ્રાચીન લેખમાં આને 'શકનૃપ કાલ' 'શકેંદ્ર કાલ' એમ કહ્યું છે. આ શકને शक नरपतेः अठीताब्द એમ બંગાળનાં પંચાંગો કહે છે. આ ઉપરથી પણ આ શક રાજાનો કાળ છે એવો ઇતિહાસસંશોધકોએ નિર્ણય કર્યો છે.

કેટલાએક અર્વાચીન કાળવિવેચકોના મતથી શાલિવાહન શક એ શાલિવાહન રાજાએ શરૂ કરેલો નથી. શુમારે દસમા શતક પૂર્વેના લેખમાં આ શકનો ઉલ્લેખ નથી. એને શાલિવાહન શક એમ ન કહેતાં એને 'શકનૃપ કાલ' વગેરે નામ આપેલાં છે. આ પછીના લેખમાં માત્ર આ શકનો ઉલ્લેખ છે; અને એમ પણ સિદ્ધ થાય છે કે, 'શકનૃપકાલ' એ જ 'શાલિવાહન શક' ના નામથી સંબોધાયો. કેટલાક વળી એમ પ્રતિપાદન કરે છે કે શાલિવાહન અથવા સાતવાહન એ કોઇ વ્યક્તિ ન હોતાં આંધ્રભૃત્ય કુટુંબનું નામ છે. કેટલાકનો મત એવો છે કે શાલિવાહન એ વ્યક્તિ જ હતી અને એના સંબંધમાં આંધ્રભૃત્યનો સમકાલીન જે ગુણાઢ્ય કવિ હતો તેણે સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે. શાલિવાહને પોતાના નામથી શક ચાલુ કર્યો કે નહિ, એ પ્રશ્નનો ઉત્તર અદ્યાપિ સ્પષ્ટ રીતે મળ્યો નથી.

**હિજરી સન** આ મૂળ અરબસ્તાનનો શક છે. મુસલમાની ધર્મના સ્થાપક મહમ્મદ પયગમ્બરને ધર્મ-સુધારણા સંબંધીનો પ્રયત્ન કરતી વખતે પોતાના જીવનું રક્ષણ કરવા માટે મક્કાથી મદીને નાસી જવું પડયું હતું. એ કાળ હિજરી અથવા પલાયનકાલ એ નામથી પ્રખ્યાત થયો. આનો પ્રારંભ ઈ. સ. ૬૨૨ના જુલાઇ મહિનાની ૧૫મી તારીખે (શક ૫૪૪ના શ્રાવણ સુદ ૧ને ગુરુવારની રાત્રે—અથવા મુસલમાની શુક્રવારની રાત્રે) થયો. આમાં બાર ચાન્દ્રમાસ મળીને ૩૫૪—૩૫૫ દિવસનું વર્ષ થાય છે. વારનો આરંભ સૂર્યાસ્ત વખતે થાય છે. આ સન હિન્દુસ્તાનમાં મુસલમાની અમલમાં ચાલુ થયો.

**બંગાળી સન** બંગાળી સન બંગાળામાં પ્રચારમાં છે અને તેનો આરંભ મેષ સંક્રાંતિમાં (ચૈત્ર–વૈશાખમાં) થાય છે. મેષ સંક્રાંતિમાં જે મહિનો શરૂ થાય છે તેને વૈશાખ કહે છે. એને જ તામિલ પ્રાંતમાં ચૈત્ર કહે છે. આ સન ખ્રિસ્તી સન પછી ૫૯૩ વર્ષે શરૂ થયો.

**વિલાયતી અને અમલી સન** ઓઢીયા પ્રાંતના રાજા ઇંદ્રદ્યુમ્નની જન્મતિથિથી એટલે ભાદરવા સુદ ૧૨થી અમલી વર્ષ શરૂ થાય છે. આ વર્ષ ચાન્દ્ર અને સૌર છે. વિલાયતી સન બંગાળાના કેટલાએક ભાગમાં—મુખ્યતઃ ઓરીસા પ્રાંતમાં—ચાલે છે. આનું વર્ષ સૌર અને મહિનાનાં નામ ચાન્દ્ર છે. વર્ષારંભ કન્યા રાશિના સંક્રમણમાં (ભાદરવામાં) થાય છે. આ બન્ને સન ખ્રિસ્તી સન પછી ૫૯૨ વર્ષે શરૂ થયા.

**ફસલી સન** આ સન અકબરે પ્રચારમાં મુક્યો. અકબર ઈ. સ. ૧૫૫૬માં ગાદી પર બેઠો. તે વખતથી આ સન અમલમાં આવ્યો. પુર્ણીમાન્તમાનના આસો વદ ૧ના રોજ ફસલી વર્ષનો આરંભ થાય છે. ખ્રિસ્તી સન અને ફસલી સનમાં ૫૯૨–૫૯૩ વર્ષનું અંતર છે. બંગાળા માંહેના ફસલી, વિલાયતી અને અમલી સનનો અંક એક જ હોય છે. આ વર્ષ પાકના હંગામનું હોય છે.

**સૂર સન અથવા શાહૂર સન** આ સન ખ્રિસ્તી સન કરતાં ૫૯૯–૬૦૦ વર્ષ ઓછો છે. સૂર્ય મૃગ નક્ષત્રમાં જાય છે ત્યારે આનો આરંભ થાય છે. વર્ષ સૌર છે, મહિના મોહરમ વગેરે ચાન્દ્ર છે. મરાઠાઓની કારકીર્દીમાં સૂર સન ઘણો પ્રચારમાં હતો.

**મગી સન** આ સન ચિતાગોંગ પ્રાંતમાં ચાલુ છે. બંગાળી સન કરતાં આ ૪૫ વર્ષે કમી છે અને બીજી બધી બાબતોમાં બન્ને એક જ છે. આ કાલ કેરલ દેશમાં એટલે મલબારમાં ચાલુ છે.

**કોલ્લમ અથવા પરશુરામ કાલ** માંગલોરથી કુમારી સુધી, અને તિનવેલી પ્રાંતમાં કોલ્લમ કાલ ગણાય છે. મહિનાનાં નામ મેષ, વૃષભ વગેરે રાશિ ઉપરથી પડેલાં છે. દાખલા તરીકે, કન્ની, ચિંગમ, વગેરે નામો કન્યા, સિંહ, એમનાં અપભ્રંશ છે. મલબારના ઉત્તર ભાગમાં કન્યા રાશિમાં સૂર્ય આવતાં જ (ભાદરવામાં) વર્ષારંભ થાય છે, અને બીજે બધે ઠેકાણે સિંહરાશીમાં સૂર્ય આવતાં

( શ્રાવણમાં ) વર્ષ શરૂ થાય છે. ૧૦૦૦ વર્ષોનું એક ચક્ર એ પ્રમાણે ત્યાં ચોથું ચક્ર હાલમાં ચાલે છે, એમ ત્યાંના લોકો માને છે. પણ હજાર ઉપર જ ન થોભતાં હાલમાં તેના ઉપરાંત કોલ્લમ વર્ષ ચાલે છે. ઇ. સ. કરતાં ૮૨૪–૨૫ વર્ષ આ સન કમી છે. કેરલ દે સમુદ્ર પાસેથી પરશુરામે મુક્ત કર્યો ત્યારથી આ શક ચાલુ થયો એમ ત્યાંના લોકોની માન્યતા છે.

**રાજ શક** આ શિવાજી મહારાજે જેઠ શુદ ૧૩ આનંદ નામ સંવત્સર શકે ૧૫૯૬ની સાલમાં શરૂ કર્યો. એનું વર્ષ તે જ તિથિએ બદલાય છે. બધી બાબતોમાં એની પદ્ધતિદ ક્ષિણમાંના ચાન્દ્રસૌર અમાન્ત શક વર્ષ પ્રમાણે છે. હાલમાં આ શક ચાલુ નથી.

**ખ્રિસ્તિ સન** અંગ્રેજી રાજ્યસત્તા આ દેશમાં સ્થાપન થઇ ત્યારથી આ સન આ દેશમાં પ્રચારમાં આવ્યો. સુપ્રસિદ્ધ ધર્મસંસ્થાપક ઇશુ ખ્રિસ્તના જન્મકાલનો આ શક છે. આ સનનું વર્ષ સૌર છે. પ્રારંભ જાન્યુઆરીની પહેલી તારીખે થાય છે. દરેક મહિનાના દિવસ ઠરાવવામાં આવેલા છે અને દરેક ચાર વર્ષે એક દિવસ વધારાનો લઇને સૌરવર્ષની સાથે એનો મેળ મેળવી લેવામાં આવે છે. તોપણ એક સો વર્ષ પછી આ ગણત્રી પ્રમાણે એક દિવસનો ફેર પડેછે. માટે દર ૧૦૦મે વર્ષે ફેબ્રુઆરી મહિનાના ૨૮ દિવસ ગણે છે. ત્રીજા જ્યૉર્જના વખતમાં વર્ષમાંથી એકદમ ૧૧ દિવસ કમી કરીને સૌરમાન સાથે વર્ષની મેળવણી કરવામાં આવી.

આ પ્રમાણે કાલ સંબંધીની આ માહિતી છે, અને તહેવારોનો ઇતિહાસ આપતાં પહેલાં એ આપવાનું કારણ એટલું જ છે કે

હિન્દુઓના સર્વ મહત્ત્વના તહેવારો, નક્ષત્રો, માસ, ઋતુ વગેરે ઉપર આધાર રાખીને રહેલા છે. હાલમાં આ સંબંધીની માહિતી કેટલાએક સુશિક્ષિત ગણાનારા લોકોને પણ હોતી નથી. તેથી સ્હેજે તેમનાં કુટુંબ માંહેનાં છોકરા છોકરીઓને અને સ્ત્રીઓને પણ હિન્દુ પદ્ધતિના માસનું, તિથિઓનું અને બીજી બાબતોનું જ્ઞાન હોતું નથી. આગળ આપેલા જુદા જુદા તહેવારોનો ઇતિહાસ વાંચતાં પહેલાં ઉપલી માહિતી બરાબર ધ્યાનમાં લેવાની આગ્રહપૂર્વક વિનંતિ છે. હિંદુઓના જે જુદા જુદા તહેવારો છે તે માંહેના મુખ્ય તહેવારોનું વર્ગીકરણ નીચે આપ્યા પ્રમાણે કરી શકાય:

ઋતુ ઉપરથી પ્રચારમાં આવેલા તહેવારો : સંવત્સર પ્રતિપદા, અક્ષય્ય તૃતીયા (અખાત્રીજ), ચાર્તુમાસ, શ્રાવણી, નારંગીપૂનેમ, વિજયાદશમી (દશેરા), દીપાવલી (દીવાળી), ધાત્રી પૂજન, મકરસંક્રાંતિ, વસંતપંચમી, હોળી (હુતાશની).

ઐતિહાસિક તહેવારો : શ્રી રામનવમી, પરશુરામ જયન્તિ દશહરા, કૃષ્ણ જન્માષ્ટમી, વામનદ્વાદશી ( ? ).

શૈવ : (ધાર્મિક) ત્રિપુરીપૌર્ણિમા, મહાશિવરાત્રિ.

વૈષ્ણવ : નૃસિંહજયન્તિ, મહાએકાદશી (અગીયારસ), અનંતચર્તુદશી (ચૌદશ), વૈકુંઠચર્તુદશી (દોલોત્સવ).

કૌટુંબિક : વટસાવિત્રી, મંગલાગારી, દીવાસો, પિઠોરી, અમાવાસ્યા (અમાસ), હરિતાલિકા, ઋષિપંચમી (પાંચેમ).

શાક્ત : ગૌર્યુત્સવ, જયેષ્ઠાગૌરી, લલિતાપંચમી, સરસ્વતી પૂજન, દેવીનવરાત્ર (નોરતાં), ચંપાષષ્ઠી ( ? ).

સૌર : રથસપ્તમી.

ગાણપત્ય : ગણેશ ચતુર્થી (ગણેશ ચોથ).

પૂર્વજોના દૂરદર્શીપણાને લીધે આપણા જે કેટલાએક તહેવારો અસ્તિત્વમાં આવ્યાં તે મૂળમાં સામાજિક સ્વરૂપના હતા, પણ વખત જતાં તેમને બધી રીતે ધાર્મિક સ્વરૂપ પ્રાપ્ત થયું. આપણા દેશના જુદા જુદા પ્રાંતોના લોકોની ધર્મવૃત્તિનો વિચાર કરીયે તો એમ જણાશે કે સાધારણ રીતે વિંધ્યપર્વતની દક્ષિણ તરફના લોક જેટલા કર્મક છે તેટલા ઉત્તર તરફના લોકો નથી. આપણા મહારાષ્ટ્રી ભાઇઓ અને બ્હેનો ધર્મવિધિનું શાસ્ત્રોક્ત નિયમ પ્રમાણે જેવી રીતે પાલન કરે છે તે પ્રમાણે ગુજરાતના લોકો કરતા નથી. તોપણ ધર્મ, પ્રેમ અને ભક્તિભાવ, જે ધર્મનાં મુખ્ય અંગો છે તે મહારાષ્ટ્ર અથવા દક્ષિણ તરફના બીજા પ્રાંતો કરતા તેમનામાં તીવ્રતર દેખાય છે. તે દેશનાં નાનાંમોટાં બધાં ઉપર ભક્તિનું સામ્રાજ્ય પૂર્ણ રીતે સ્થાપિત થયેલું છે. વાણીયા, કણબી વગેરેમાં વિવાહ જેવા મોટા સંસ્કારની વખતે પણ મુહૂર્ત જોવાનો રિવાજ નથી. તે જ પ્રમાણે બીજા ઘણા વિધિ શાસ્ત્ર પ્રમાણે પાળવામાં આવતા નથી. જ્યાં પુણ્ય સંસ્કારની આ હકીકત છે, ત્યાં જે ઓચ્છવો તહેવારોમાં ગણાયેલા છે તેમાં શાસ્ત્રોક્તપદ્ધતિ નજરે ન પડે તેમાં શી નવાઈ? તોપણ એકંદર-રીતે ગુજરાતમાં ધર્મ તરફ લાગણી સારી છે. ચારે વર્ણના લોકો એટલા બધા આસ્થાવાળા છે કે તેમાંના કેટલાએક તો દેવનાં દર્શન વગર એક દિવસ પણ ફોકટ જવા દેતા નથી. આટલી આસ્થા હિન્દુસ્તાનના બીજા કોઈ પણ ભાગમાં જોવામાં આવતી નથી. બધા તહેવારો અને વ્રતોનું મૂળ સ્વરૂપ અને ઇતિહાસ સમજીને તે પાળવામાં આવે તો ધાર્મિક ઉપયોગ વિશેષ થાય, પરંતુ હાલમાં આગળની માફક ધર્મનું શિક્ષણ

કુટુંબોમાં રહેલું નથી. તેથી વ્રત, તહેવાર વગેરે પાળવા તરફ અંધ શ્રદ્ધા જ રહેલી છે. આપણા સુશિક્ષિત બન્ધુઓ ઉદાસી તજી દઇ સમાજમાં સદ્ધર્મની જાગૃતિ કરે તો કેવું સારૂં!

ગુજરાતમાં હિન્દુ લોકો વર્ષની ત્રણ ઋતુઓ માને છે: શીયાળો, ઉનાળો અને ચોમાસું. કાર્તિકથી માઘ સુધી શીયાળો, ફાગણથી જેઠ સુધી ઉનાળો અને આસો સુધીના બાકીના ચાર મહિના ચોમાસાના હોય છે. ગુજરાતના તહેવારોના નીચે મુજબ વર્ગ પાડી કરી શકાય છે :

(૧) ઋતુમાનથી પ્રચારમાં આવેલા તહેવારો (૨) ઐતિહાસિક તહેવારો (૩) પૌરાણિક તહેવારો અને (૪) કુટુંબના કલ્યાણ અને વૃદ્ધિમાટે પાળવામાં આવતા તહેવારો.

મહારાષ્ટ્ર, દક્ષિણ દેશ અથવા બંગાળા દેશમાં જે તહેવારો અને વ્રતો છે તેમની સંખ્યા ગુજરાતના તહેવારો કરતાં વધારે છે. ગુજરાત માંહેના મુખ્ય તહેવારો નીચે પ્રમાણે છે:

આસો વદ ૧૩–ધનતેરશ. આસો વદ ૧૪–કાળીચૌદશ. કારતક શુદ ૧–અન્નકુટોત્સવ અને ચોપડા પૂજન. વૈશાખ શુદ ૩–અખાત્રીજ. આષાઢ શુદ ૧૨–ગૌરી. આષાઢ વદ ૦))–દીવાસો. શ્રાવણ શુદ ૧૫–બળેવ. શ્રાવણ વદ ૫–નાગપાંચમ. શ્રાવણ વદ ૬–રાંધણ છઠ. શ્રાવણ વદ ૭–શીતળાસાતમ. ભાદરવા શુદ ૪–ગણેશ ચોથ; ભાદરવા શુદ ૫–ઋષિપંચમી. ભાદરવા શુદ ૧૪–અનંતચૌદશ. આશ્વિન શુદ ૧થી ૯ નોરતાં. આશ્વિન શુદ ૧૦–દશેરા.

---

ચૈત્ર મહિનો અંગ્રેજી એપ્રિલ મહિનાના અરસામાં આવે છે. આ મહિનો વસંત ઋતુની શરૂઆતમાં ગણાયેલો હોવાને લીધે કેટલાએક ઓચ્છવ એ ઋતુને યોગ્ય થઈ પડે તેમજ રૂઢ થયા છે. ચૈત્ર શુદ ૧, એ વર્ષારંભનો દિવસ માનવામાં આવે છે; અને તે દિવસે ધ્વજારોપણ, લીંબડાના પાનનું ભક્ષણ, સંવત્સર-ફળનું શ્રવણ, વગેરે વિધિ કરવામાં આવે છે. ચૈત્ર માસ અધિક માસ હોય તો નૂતન વર્ષનો આરંભ અધિક માસમાં જ થાય છે. ચૈત્ર શુદ ૧થી ૯ સુધી દેવી નવરાત્રનો ઉત્સવ થાય છે. આ દેવી નવરાત્રનો પારણાદિક વિશેષ નિર્ણય શારદ નવરાત્ર પ્રમાણે સમજવો એવું ધર્મસિંધુમાં* કહેલું છે.

* ધર્મસિંધુ ગ્રંથ ઉપર આપણા વૈદિક વર્ગનો બધો આધાર છે. તેમાં અનેક ધર્મકૃત્યની વિગત આપીને શુભાશુભ કૃત્યનો નિર્ણય કહેલો છે. ધર્મસિંધુ ગ્રંથ હજી હમણાં જ—એટલે ઇ. સ. ૧૭૯૦ (શકે ૧૭૧૨) ની સાલમાં રત્નાગિરી જીલ્લાના સંગમેશ્વર તાલુકામાં ગોળવલી નામના ગામડામાં રહેનાર કાશીનાથ અનન્તોપાધ્યાયે સંસ્કૃત ભાષામાં લખ્યો છે.

ચૈત્ર માસથી ચાર મહિના સુધી પ્રાણીમાત્રને પાણીની પરબ રખાવી તે મારફતે જલદાન કરવું એને પ્રપાદાન કહે છે. ચાર મહિના સુધી પાણીની પરબ રાખવાની જેની શક્તિ ન હોય તેણે દરરોજ બ્રાહ્મણને ઘેર ઉત્કુંભ આપવો. ચૈત્ર શુદ પ્રતિપદાએ મત્સ્ય જયન્તિ છે, એમ કેટલાએક માને છે. ચૈત્ર મહિનામાં દહીં, દૂધ, ઘી અને મધ એનો ત્યાગ કરીને દંપત્યપૂજનાત્મક એવું ગૌરીનું વ્રત કરવું. ચૈત્ર શુદ બીજને દિવસે પ્રદોષ સમયે બાલેન્દુનું પૂજન કરીને ચંદ્રવ્રત કરવું અને તે જ દિવસે શિવગૌરીની પૂજા કરવી. ચૈત્ર શુદ ત્રીજથી એક મહિના સુધી શિવગૌરીનું આંદોલનનુંવ્રત કરવું. એ જ દિવસે રામચન્દ્રના દોલોત્સવનો આરંભ કરીને તે એક મહિના સુધી ચલાવવો. બીજા દેવતાઓનો પણ આંદોલનોત્સવ કરવો. ચૈત્ર શુદ ત્રીજને દિવસે મત્સ્ય જયન્તિ અને નોમને દિવસે શ્રી રામજયન્તિ, એ પ્રમાણે જયન્તિ ઉત્સવ કરવા. ચૈત્ર શુદ ૧૧ને દિવસે શ્રી કૃષ્ણનો આંદોલનોત્સવ કરવો અને શુદ ૧૨ને દિવસે દમનોત્સવ કરવો. તેરશને દિવસે અનંગપૂજનવ્રત કરવું અને ૧૪ને દિવસે નૃસિંહનો દોલોત્સવ કરવો. ચિત્રા નક્ષત્રવાળી એવી ચૈત્રી પૂનેમને દિવસે ચિત્રવસ્ત્રનું દાન કરવું એ સૌભાગ્યદાયક છે; અને રવિ, બૃહસ્પતિ અને શનિવાર એ દિવસે જો ચૈત્રી પુનેમ આવે અને શ્રાદ્ધાદિક કરવામાં આવે તો અશ્વમેધનું પુન્ય થાય છે એવું ધર્માસંધુનું મત છે. ચૈત્ર સુદ અગીયારસ, પૂનમ અથવા મેષ સંક્રાંતિ એ માંહેના કોઇપણ દિવસે વૈશાખસ્નાનનો આરંભ કરવો. દિવસ ઉગતી વખતે જ ઠંડા પાણીનું સ્નાન એક મહિના સુધી કરવાથી પુન્યપ્રાપ્તિ થાય છે એવો ધમસિંધુનો મત છે અને કેટલીએક સ્ત્રીઓ (ઘણે ભાગે વિધવા) વૈશાખ સ્નાનનું પુન્ય

મેળવવામાં કસર કરતી નથી. આ પ્રમાણે ચૈત્ર માસનાં ધર્મકૃત્ય છે. ચૈત્ર મહિનામાં નીચે પ્રમાણેનાં ધર્મકૃત્ય કર એમ શાસ્ત્રમાં કહેલું છે :

૧ સંવત્સરારંભ, ૨ દેવી નવરાત્રોત્સવ, ૩ રામજન્મોત્સવ, ૪ પ્રપાદાન, ૫ વિદ્યાવ્રત, ૬ બાલેન્દુવ્રત, ૭ મત્સ્ય જયન્તિ, ૮ દમનકોત્સવ, ૯ આંદોલનોત્સવ, ૧૦ નાગપૂજા, ૧૧ હયવ્રત, ૧૨ અનંગવ્રત, ૧૩ હનુમાન જયન્તિ, ૧૪ વૈશાખ સ્નાનારંભ, ૧૫ મન્વાદિ, ૧૬ કલ્પાદિ.

ગુજરાતમાં રામનવમીનો જન્મોત્સવ પાળવામાં આવે છે. દોલોત્સવ, ગૌરી ઉત્સવ ( હળદર કંકુ ) અને હનુમાન જયન્તિ ત્યાં પાળવામાં આવતાં નથી. મંદિર હોય તો પ્રસંગોપાત હનુમાન જયંતિ પાળવામાં આવે છે. ગુજરાત દેશમાં ચૈત્ર મહિનામાં ત્રિપિંડી કરવાનો રિવાજ છે. એ મહિનામાં દેવીનો વાર જોઇ તે દિવસે ત્રણ બ્રાહ્મણ, અગર ત્રણ સુવાસિનીને જમાડવામાં આવે છે. ભૂતપિશાચની બાધા હોય એવે ઠેકાણે આ રિવાજ પાળવામાં આવે છે.

---

# સંવત્સરપ્રતિપદા

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥

"આ જગતમાં સર્વ લોકોને સુખ પ્રાપ્ત થાઓ; સર્વ લોક આરોગ્યનો ઉપભોગ લો; સર્વની દૃષ્ટિએ કલ્યાણપ્રદ પ્રસંગ પડો; કોઇના ઉપર પણ દુઃખનો પ્રસંગ ન આવો."

દરેક ધર્મના લોક વર્ષારંભના દિવસને ઘણા મહત્ત્વનો માને છે. મુળમાં જ્યોતિષશાસ્ત્ર ઉપરથી વર્ષનો પહેલો દિવસ ઠરેલો હોય છે; તોપણ તેને ધાર્મિક મહત્ત્વ પ્રાપ્ત થયું છે. હિન્દુ લોક આ દિવસ પુણ્યકાલ છે એમ માને છે. બધા હિન્દુ લોક ચૈત્રારંભ એ જ વર્ષારંભ છે એમ માનતા નથી. કેટલાએક ચન્દ્રની, તો કેટલાએક સૂર્યની ગતિ ઉપરથી વર્ષારંભ ઠરાવે છે. કેટલાએક ચાન્દ્રમાસ અને સૌરવર્ષ પાળે છે. તામિલ પ્રદેશમાં સૌરમાન વર્ષ ચાલુ છે. તેલુગુ અને કાનડી

ાંત માંહેના લોકો ચાન્દ્રમાન પ્રમાણે મહિનો અને સૌરમાન
માણે વર્ષ ગણે છે. મલ્યાળી લોક તામિલ લોક માફક જ
ર્ષ ગણે છે, * પ્રાચીન કાળમાં મકરસંક્રાંતિ એ જ વર્ષારંભ
તો, એવું હાલમાં અવશિષ્ટ રહેલી ધર્મવિધિ ઉપરથી દેખાય
. પરંતુ આ દિવસ શિશિર ઋતુની શરૂઆતનો હોવાને લીધે વસંત
ાલ એ જ યોગ્ય ગણીને એ મહિના ઉપર વર્ષારંભનો દિવસ
ક્રેલ્યો હશે. સુમારે ૮૦૦ વર્ષ પહેલાં કાશ્મીર પ્રાંતમાં ચૈત્ર
હિનો જ પ્રથમ માસ તરીકે ગણાતો, એવું આલ્બેરૂનીના લેખ
પરથી જણાય છે. ચૈત્ર શુદ ૧ નો દિવસ ત્યાંના લોકો મોટા
માનંદથી પાળતા અને રાજાએ પરશત્રુને પાછો હઠાવ્યાનો
ા દિવસ છે એમ ગણતા. આ તહેવારને અગદુસ (?) એમ
ામ હોવાનું પણ આલ્બેરૂનીએ લખેલું છે. કાનડી પ્રાંતમાં
ર્ષારંભના દિવસને 'યુગાદિ' કહે છે. અગદુસ, યુગાદિ અને
ગાદિ એ શબ્દનો એકબીજા સાથે સંબંધ છે કે કેમ એનો
તિહાસસંશોધકોએ વિચાર કરવા જેવું છે. શ્રુતિ, સ્મૃતિ,
રાણ, વેદાંગ, જ્યોતિષગ્રંથ અને ધર્મશાસ્ત્રનો વિચાર
રીયે અને વસંત ઋતુનો પ્રારંભ પણ ચૈત્ર મહિનામાં થાય
ે એ વાત ધ્યાનમાં લઈયે તો ચૈત્ર એ જ પ્રથમનો મહિનો
ે છે, અને ચૈત્ર શુદ પડવો એ જ વર્ષારંભનો યોગ્ય દિવસ
. ગુપ્ત રાજાની સત્તા એક વખતે ઉત્તર હિન્દુસ્તાનમાં બધે
લાયેલી હતી, ત્યારે ચૈત્રની શરૂઆતમાં વર્ષારંભ થતો હતો,
ેવું પ્રાચીન લેખો ઉપરથી દેખાય છે. ચૈત્રની પછી જે મહિનાને
મગ્રમાનનું સન્માન મળ્યો તે કારતક માસ છે અને

* આ સંબંધીની ખુલાસાવાર હકીકત આ પુસ્તકની શરૂઆતમાં 'વિષય પ્રવેશ'ના મથાળા નીચે જોવી.

માનવાનો સંપ્રદાય ઉત્તર હિન્દુસ્તાનના કેટલાએક ભાગમાં છે. વિક્રમ સંવતને માનનારા ઘણેભાગે કારતક શુદ પડવાને વર્ષારંભ ગણે છે. નક્ષત્ર માલિકામાં કૃત્તિકા નક્ષત્ર પહેલું ઠર્યું તેથી કારતક પહેલો મહિનો ગણાયો હશે. પરંતુ મહાભારતમાં માર્ગશીર્ષ (માગશર) એ જ પહેલો મહિનો છે એમ કહેલું છે. આલ્બેરૂનીના વખત સુધી પણ માગશર જ પહેલો મહિનો ગણવામાં આવતો હોય એવું દેખાય છે. મૃગ નક્ષત્રને અગ્રહાયણી પણ કહે છે. ‘ અગ્ર ’ એટલે મથાળું અને ‘ હાયન ’ એટલે વર્ષ. અર્થાત્ જે નક્ષત્રના રાત્રિના અગ્ર ભાગમાં વર્ષ છે તે નક્ષત્ર અગ્રહાયણી (કિંવા મૃગશીર્ષ) છે. પૂર્વ ફલ્ગુની એ સંવત્સરની છેલ્લી રાત અને ઉત્તર ફલ્ગુની એ પહેલી રાત છે, એવાં વાક્ય વેદાન્તમાં મળે છે. આ ઉપરથી મૃગશીર્ષ નક્ષત્રમાં ચન્દ્ર હોય ત્યારે બીજે દિવસે વર્ષ શરૂ કરવાનું પ્રચારમાં હતું એમ દેખાય છે. પંચવિંશત્ બ્રાહ્મણમાં ફાલ્ગુન મહિનાને ‘ मुखं वा एतत्संवत्सरस्य यत्फाल्गुनः ’ એટલે ફાલ્ગુન એ જ સંવત્સરનું મુખ છે એમ કહેલું છે. આ ઉપરથી વર્ષારંભ માઘ વદ ૧ અથવા ફાલ્ગુન શુદ ૧ નો હોવો જોઈએ. હાલમાં ફાલ્ગુનથી કિંચિત આગળ ચૈત્રની શરૂઆતમાં વર્ષારંભ માને છે. આ સિવાય બીજા મહિનામાં પણ જુદા જુદા પ્રાંતમાં સૌરમાન પ્રમાણે સૂર્યના રાશિ સંક્રમણ ઉપરથી વર્ષારંભ મનાય છે, તોપણ સર્વમાં ચૈત્રને અધિક માન આપવામાં આવ્યું છે અને એ જ શરૂઆતનો મહિનો છે એમ સાધારણ રીતે હિન્દુ સમાજ માને છે. પોતાને હિન્દુ કહેવડાવનારો દરેક જણ શુભાશુભ કૃત્ય કરતી વખતે

કરે છે. એનો અર્થ ધ્યાનમાં લઇયે તો એમ જણાશે કે પોતે બ્રહ્માંડ માંહેની એક વ્યક્તિ, એ સંબંધથી પોતાનો વિચાર કરે છે અને પોતાનું ધાર્મિક કૃત્ય કરવાને તૈયાર થાય છે. હાલમાં આ સંકલ્પમાં ઐહિક સુખ પ્રાપ્ત થાય વગેરે અર્થના શબ્દોનો જે સમાવેશ કરવામાં આવેલો છે તે માત્ર હમણુાંની વૈદિક વર્ગની કલ્પના પ્રમાણેનો છે. જે ધાર્મિક કૃત્યો કરવામાં આવે છે તેમની રચના ધર્મના પાયા ઉપર થયેલી છે, અને ધર્મ એટલે દેવત્વને અથવા બ્રહ્મત્વને પાછા જઇને મળવાનો એક માર્ગ છે એવું હિન્દુઓ સમજે છે તથા સર્વ કૃત્ય તે બ્રહ્મને અર્પણ કરવામાં આવે છે. ધર્મ એ એકાદ વ્યક્તિનો ઉપદેશ નથી, પણ તે અનાદિ અને શાશ્વત છે એવી દરેક હિન્દુની સમજ છે. સત્ય અને નિષ્કામ કર્મ એ જ ધર્મનાં મુખ્ય અંગો છે એવું જુદે જુદે પ્રસંગે વિચારી આર્યોએ કહેલું છે. અને તેને સફળ રીતે ઉર્જ્વલ રાખવાના પ્રયત્ન તેમણે પોતે જ કર્યા બદલનું જણાઇ આવે છે. 'સત્ય સિવાય ધર્મ નથી' 'સત્યથી જ વિશ્વ ટકેલું છે' એવા ઉદ્ગાર તેમણે વખતોવખત કાઢેલા છે. સ્થિરચર કાષ્ટ પાષાણાદિ એકંદર દૃશ્ય અને અદૃશ્ય પદાર્થોમાં પરમેશ્વરનો અંશ છે એવી જેમના મનની પૂર્ણપણે ભાવના જ થયેલી છે તેમણે દરેક વ્યવહારમાં ધર્મને અગ્રસ્થાન આપ્યું એમાં આશ્ચર્ય નથી. પ્રાચીનકાળમાં જુદા જુદા સ્વતંત્ર વિચારના ઋષિઓએ વિચારપૂર્વક ધર્મને અગ્રમાન આપ્યું. સત્યનો વિજય થયેલો બતાવવા માટે જુદા જુદા અવતારોની યોજના કરવામાં આવી. ધર્મના નામથી અનેક અનાવશ્યક કર્મોનો આડંબર

સમાજને માથે મારીને તેને કર્તૃત્વશૂન્ય કરી નાંખવામાં આવ્યો એવો સુશિક્ષિતોનો મત થતો જાય છે, અને તેથી હિન્દુ ધર્મને ઉતરતી કળા લાગીને તે નામશેષ થશે કે કેમ એવી દહેશત કેટલાએક પુરાણમતવાદી લોક અંતઃકરણપૂર્વક પ્રગટ કરે છે. પરંતુ એ લોકોને એટલું જ કહેવાનું છે કે, વેદ અને ઉપનિષદ્‌ના ઉપર અધિષ્ઠિત એવો હિન્દુધર્મ કદાપિ નાબુદ થશે નહિ. એનું સ્વરૂપ માત્ર વિશેષ ઉજ્જ્વલ બનીને તે સનાતન, સાર્વલૌકિક અને શાશ્વત એવો ધર્મ બનશે. તેને તેવો બનાવવા માટે સર્વ મતના લોકોએ માત્ર ખરા અંતઃકરણથી મહેનત કરવાને તૈયાર થવું જોઇયે.

કાળના જુદા જુદા ભાગ કિંવા યુગ, એમનો વિચાર કરતાં, દરેક યુગમાં વિવક્ષિત કાર્ય કરવા માટે સત્પુરૂષ ઉત્પન્ન થયાનું જણાઇ આવે છે. (આ સંબંધીનું વિવેચન નૃસિંહજયન્તિ, રામનવમી, મહાએકાદશી, એ મથાળા નીચે જોવું.) દ્વાપરયુગમાં કૃષ્ણ, યુધિષ્ઠિર, ભીષ્મ વગેરે સત્પુરૂષોએ અન્યાયનું દુષ્પરિણામ શું આવે છે તે બતાવ્યું. ત્રેતાયુગમાં રામ, વૈદેહી જનક વગેરે આર્યોએ સંસારનું રહસ્ય શું છે, સંસારમાં રહીને પરમાર્થ કેવી રીતે સાધવો, નિષ્કામ કર્મ અને સ્વાર્થત્યાગ એની માતબરી કેટલી છે વગેરે પોતાના દાખલા ઉપરથી સિદ્ધ કર્યું છે. કૃતયુગમાં અનેક ઋષિઓએ મનુષ્યનું ધ્યેય શું હોવું જોઇયે તેનો ખુલાસો કર્યો. સનત્કુમાર, નારદ, યાજ્ઞવલ્કય, વસિષ્ઠ, વિશ્વામિત્ર, અજાતશત્રુ, અનસૂયા, ગાર્ગ્યવાચક્નવી વગેરે વિચારવંત જ્ઞાની સત્પુરૂષોએ અને આર્ય મહિલાંઓએ હિન્દુ ધર્મરૂપી પ્રાસાદના શિલ્પકાર બનીને તેને અત્યંત રમણીય સ્વરૂપ આપ્યું. કલિયુગમાં બુદ્ધ, શંકરાચાય, વગેરે

મહનીય વિભૂતિઓએ પ્રેમ અને વિશ્વબંધુત્વની ધ્વજા આ પ્રાસાદશિખર ઉપર ચડાવી. એવા પરમ પૂજ્ય આર્યોના પ્રયત્ન કદિ પણ નિષ્ફળ જશે નહિ. તેમના આશીર્વાદ જે પ્રમાણે હિન્દુ ધર્મને આજ સુધી અનેક સંકટમાંથી બચાવવાને સમર્થ થયા તે જ પ્રમાણે તે હવે પછી પણ આ ધર્મપંથીઓના રક્ષણકર્તા થઈને રહેશે.

## ધાર્મિક સમજુત

જે કારણો ઉપરથી ચૈત્ર શુદ પ્રતિપદા એ સંવત્સરના આરંભનો દિવસ ઠર્યો, તે કારણો પાછળ આપેલાં છે. પરંતુ આ સંબંધીની ધાર્મિક સમજ તદ્દન જુદી જ છે. શ્રી રામચન્દ્ર ચૌદ વર્ષ અરણ્યમાં રહીને સીતા સાથે પોતાની નગરીમાં પાછા આવ્યા તે દિવસ ચૈત્ર શુદ પ્રતિપદાનો હતો, માટે આ દિવસ વર્ષનો પહેલો દિવસ ગણાયો; વસુ નામનો રાજા તપશ્ચર્યા કરીને મનુજેન્દ્ર થયો અને તેને સ્વર્ગ માંહેના અમરેંદ્રે તે દિવસે વસ્ત્રાલંકાર વગેરે આપીને તેને આવકાર આપ્યો; બ્રહ્મદેવે ચૈત્ર શુકલ પ્રતિપદાને દિવસે સૃષ્ટિ નિર્માણ કરી; વગેરે કેટલાંએક કારણો ઉપરથી આ દિવસ સંવત્સરનો પ્રથમનો દિવસ ઠર્યો એવી ધાર્મિક સમજુત છે. તે જ પ્રમાણે ૬૦ બાર્હસ્પત્ય સંવત્સરને જે નામ આપવામાં આવ્યાં તે નારદ ઋષિના ૬૦ પુત્રોનાં નામ છે, એવી એક કથા પુરાણોમાં મળી આવે છે.

## શાસ્ત્રોક્ત વિધિ અને રૂઢિ

વર્ષારંભનો દિવસ પ્રાપ્ત થતાં જ સર્વ કુટુંબવાળા લોકોએ પોતાના ઘર આગળ ગુઢી* ઉભી કરવી. કલશ અને પતાકાયુક્ત

*ગુઢી એ મરાઠી શબ્દ છે. વાંસને એક છેડે લાલ રંગનું અથવા લીલા, કેસરી વગેરે શુભસૂચક રંગનું રેશમી વસ્ત્ર [પીતાંબર અથવા અબો-

ગુઢી એ આનંદોત્સવ નિદર્શક છે. આ ગુઢીની ગંધપુષ્પ કુંકુમથી પૂજા કરવી, સ્ત્રીપુરુષ અને બાળકોએ ઉત્તમ કપડાં પહેરવાં. મંગલસ્નાનાદિ વિધિ પૂરો થયા બાદ નિંબભક્ષણ કરવું. મહાન ઋષિઓ નિંબભક્ષણ કરીને કેટલાએક વર્ષ સતેજ રહેતા હતા એવું પુરાણુમાં કહેલું છે, માટે નિંબભક્ષણ-વિધિને શાસ્ત્રનો આધાર મળ્યો. નિંબનાં (લીંમડાનાં) પ્રફુલ્લ અંકુર લાવીને તીખાં, હીંગ, મીઠું, જીરૂં અને અજમા સાથે તેનું ભક્ષણ કરવું. આરોગ્ય, બલ, બુદ્ધિ અને તેજ એની વૃદ્ધિ કરવાને નિંબભક્ષણ કારણ થાય છે એવું આર્યવૈદ્યોનું મત છે. આ દિવસે સહકુટુંબ સહપરિવાર દેવનું દર્શન કરવું. જોશી પાસે પંચાંગ વંચાવી તે શ્રવણ કરીને તેને સિધું આપવું. જોશી આગલી સાલનું ભવિષ્ય વર્ણવે છે એવી ભાવના સાધારણ રીતે લોકોમાં હોવાથી વરસાદ, ધાન્યસમૃદ્ધિ, જમાખર્ચ વગેરે બાબતોનો વિચાર ભાવિક લોક કરે છે. શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સર્વ લોક જો કે ચાલતા નથી, તોપણ બહુજનસમાજ ચાલે છે. વર્ષ પ્રતિપદાનો દિવસ વર્ષ માંહેના સાડા-ત્રણ મુહૂર્ત પૈકી એક છે, અને તે દિવસે આરોગ્ય-પ્રતિપદ્વ્રત (આરોગ્યપ્રાપ્તિને માટે), વિદ્યાવ્રત (વિદ્યાનો લાભ થવા માટે) અને તિલકવ્રત (ઐશ્વર્યપ્રાપ્તિને માટે) કરવાં એમ ભવિષ્યોત્તર અને બીજાં પુરાણોમાં કહેલું છે. તોપણ આ વ્રતનો હાલમાં પ્રચાર નથી. નવા વર્ષની પ્રતિપદા પ્રાપ્ત થતાંની

---

ટીચું] બાંધી તેના ઉપર એક લોટો (પિત્તળનો ચાંદીનો કે તાંબાનો) બાંધે છે. તે લોટા ઉપર કંકુના લીટા કરે છે અને સાકરનો હારડો પહેરાવે છે અને તેને આગળના આંગણામાં ઉભો કરે છે તેને ગુઢી કહે છે. ગુજરાતમાં ગુઢી કરવાનો રિવાજ પ્રચારમાં નથી.

સાથે કુટુંબનાં સર્વ માણસો મંગલસ્નાનાદિ આટોપી મિષ્ટાન્ન ભોજન કરી દેવદર્શન કરે છે. કેટલેક ઠેકાણે તે દિવસે સ્ત્રીઓને અને છોકરાંઓને નવાં કપડાં આપવાનો રિવાજ છે. પંચાંગ-શ્રવણ પછી નિમંત્રિત મંડળીને અત્તર, ગુલાબ, પાનસોપારી આપવાનો રિવાજ છે. કોઇ વખત પૈસાદાર લોકોને ત્યાં ગાયનવાદનથી આ દિવસ બહુ જ ખુશાલીમાં ગુજારવામાં આવે છે. ગરીબ સગાંવહાલાંઓને ભોજનને માટે નિમંત્રણ કરવાનો ચાલ પણ ઘણે ઠેકાણે જોવામાં આવે છે.

મલબારમાં વર્ષારંભનો તહેવાર મોટા દમામમાં પાળવામાં આવે છે. સંવત્સરપ્રતિપદાને આગલે દિવસે ઘર માંહેના દરદાગીના, હીરા, પાચ વગેરે રત્ન, ફળફળાદિ અને બીજી અનેક શોભાયમાન ચીજો દેવગૃહમાં વ્યવસ્થિતરીતે દેવના આસનની સામે ગોઠવવામાં આવે છે. પછી સંવત્સરપ્રતિપદાને દિવસે પરોઢીયામાં એટલે શુમારે એક પહોર રાત બાકી રહે ઘરનો યજમાન દેવગૃહમાં પ્રવેશ કરે છે અને તે ચીજોની દીપારતી (આરતી) ઉતારે છે. ત્યાર પછી તેના કુટુંબ માંહેના નાનામોટા સર્વ માણસો (સ્ત્રીઓ અને પુરુષો) એક પછી એક આંખો બંધ કરી તે ઓરડીમાં જાય છે અને તે ચીજોની પાસે જતાં જ આંખો ઉઘાડી તેમના પર નજર નાંખે છે. પછી ઘરનો યજમાન દરેક જણને તેમાંથી એકેક દાગીનો, ફળ, ફુલ વગેરે આપે છે. તે પ્રાંતના હિન્દુ લોક વર્ષારંભને દિવસે સવારે ઉઠીને ઉત્તમ અને શુભ માનેલા પદાર્થો ઉપર પોતાની નજર પડે તે માટે સાવચેતી રાખે છે. મલ્યાળ સિવાય આ રિવાજ બીજે ઠેકાણે નથી. મકરસંક્રમણને દિવસે પણ ત્યાંના લોક મોટો ઉત્સવ કરે છે. આનું વર્ણન તે તહેવાર સંબંધી કરેલા વિવેચનમાં આપેલું છે.

ચૈત્ર શુદ પડવો એ વર્ષારંભનો દિવસ છે એમ ગુજરાતમાં માનવામાં આવતું નથી. મહારાષ્ટ્રમાં 'ગુઢી' ઉભી કરીને તેની પૂજા કરવામાં આવે છે તેવી રીતે ત્યાં નથી. ચૈત્ર શુદ પ્રતિપદાને દિવસે વેપારી લોકો પંચાંગશ્રવણ કરે છે, અને વર્ષફળ સાંભળે છે. મંદિરોમાં લીમડો, તીખાં અને હીંગ ભેગાં કરીને તેનો નિવેદ બતાવે છે, અને પછી તે ખાવામાં આવે છે. ઘેર ઘેર લીમડો ખાવાનો રિવાજ નથી.

## હેતુ અને બોધ

ગમે તે કારણને લીધે આ વર્ષારંભ ચૈત્ર શુદ ૧ને દિવસે ઠરેલો હશે પણ એ મહત્ત્વનો છે એમાં સંશય નથી. એકબીજાની પ્રેમથી મુલાકાત લઇ નવું વર્ષ સર્વને સુખમાં જાય તે માટે જગન્નિયંતાની પ્રાર્થના કરવી અને અનેક આધિવ્યાધિમાંથી અને સંકટમાંથી ગઇ સાલમાં આપણું રક્ષણ કરવા માટે અંતઃકરણપૂર્વક તેનો આભાર માનવો. ગઇ સાલમાં આપણે જે સારાંનરસાં કામો કર્યાં હોય તેનો આપણા મન સાથે તારીજો કાઢવો અને નવા વર્ષમાં આપણું વર્તન વિશેષ શુદ્ધ, સાત્ત્વિક અને પ્રેમળ કરવાનો નિશ્ચય કરવો. દરેક માણસ જે સારાંનરસાં કામ કરે છે તેની રોજનિશિ મરણ પછી જમરાજા સામે વાંચી બતાવવા માટે ચિત્રગુપ્ત રાખે છે એવું હિન્દુઓ માને છે. આપણે જ આપણા ચિત્રગુપ્ત થઇને એ કૃત્ય નોંધવાની જો પદ્ધતિ રાખીયે તો ઘણો ફાયદો થશે. તરુણ માણસને વ્યવહારમાં અનેક કામ કરવાનાં હોય છે. યોગ્ય ઉમર પ્રાપ્ત થતાં જ સમાજના એક ઘટક તરીકે માથે આવી પડનારાં કામ સારી રીતે પાર પાડવાની પાત્રતા મેળવવાને પોતે જ પોતાના ચિત્રગુપ્ત થવાની અત્યંત આવશ્યકતા છે. સાધારણ રીતે

જમ માંહેનું સારૂંનરસું સમજવાની અક્કલ આવી કે તરત જ એક નાની નોંધબુક પોતાના જીવ સાટે સાચવી તેમાં આપણે કરેલાં સારાં અને ખરાબ કામની, અનુભવની, વિચારની અને આકાંક્ષાઓની દરેક નોંધ કરવાની ટેવ પાડવી. આ પ્રમાણે કરવાથી આપણા પર આપણી પોતાની જ નજર રહેશે અને યોગ્ય વખત આવતાં જ આપણા અંતઃકરણની અંદર સત્કર્મ માટે ઉમેદ અને દુષ્કર્મ માટે પશ્ચાત્તાપ અને તિરસ્કાર ઉત્પન્ન થયા સિવાય આપણું પગલું કોઇ પણ દિવસ આગળ પડનાર નથી. આપણે માણસ છીયે, તેમાં પણ આર્ય ઋષિઓએ સ્થાપન કરેલા સનાતન હિન્દુધર્મના અનુયાયીઓ છીયે, માટે આપણું વર્તન માણસપણાને અને આર્યત્વને શોભે એવું જ હોવું જોઇયે. દરરોજ સૂર્યાસ્ત થાય છે તેમ આપણું આયુષ્ય ક્ષીણ થતું જાય છે એ ધ્યાનમાં રાખવું. માટે આપણે આ ક્ષણભંગુર અને નિયમિત રીતે નાશ થનારા આયુષ્યનો દુરૂપયોગ ન કરતાં તેનો બની શકે તેટલો સદુપયોગ કરતાં શીખવું. નવીન વર્ષના ઉદય સાથે અંતઃકરણમાં નવાં આશાંકુર ઉત્પન્ન થઇને નવીન વર્ષ આનંદમાં જાઓ, એવી સદિચ્છા ઉત્પન્ન થવા લાગે છે. આંગ્લ સત્તા સ્થાપન થયા પછી અંગ્રેજી શિક્ષણનો અમલ જેમના ઉપર બેઠો છે એવા લોક જાન્યુઆરીની પહેલી તારીખે વર્ષારંભ માનીને નવા વરસના મુબારકબાદીના પત્ર દ્વારા પોતાના મિત્રમંડળની મુલાકાત લે છે. આ પદ્ધતિનું અનુકરણ કરીને ચૈત્ર શુદ ૧ને રોજ એવા હિન્દુ પદ્ધતિના પત્રો મોકલવાની રૂઢી પાડવાનો કેટલાએક લોકો યત્ન કરતા જાય છે. પરંતુ આ ઔપચારિક સદિચ્છાદર્શક પત્રો કરતાં દરેક સંવત્સરે આપણા અનાથ બાંધવો તરફ આપણાં તન,

મન અને ધન શકિત અનુસાર અર્પણ કરવાનો આપણે નિશ્ચય કરીયે તો વધારે સારૂં થશે. આયુષ્યની દોરી ક્યારે તુટશે તે કહી શકાય નહિ, માટે પરમેશ્વર તરફનું તેડું આવતાં જ આ મૃત્યુલોક માંહેનો કારભાર એકદમ બંધ કરીને શાંત ચિત્તથી નિજધામ તરફ જવા માટે આપણી તૈયારી હોવી જોઇયે. ગયેલી સંપત્તિ ઉદ્યોગથી પ્રાપ્ત કરી શકાશે, નષ્ટ થયેલું આરોગ્ય પણ ઔષધોપચારથી ફરીથી મેળવી શકાશે, લુપ્ત થયેલું જ્ઞાન અભ્યાસના યોગથી સંપાદન કરી શકાશે, પરંતુ વ્યર્થ ગયેલો કાળ ગયો તે ગયો જ. આ માટે દરેક નિમેષનો સદુપયોગ કરીને દરેક સંવત્સરના આરંભને દિવસે પોતાનું અભિનંદન કરી લેવાની દરેક જણે તૈયારી રાખવી જોઇએ.

आतां तरी पुढें हाचि उपदेश । नका करुं नाश आयुष्याचा ॥
सकळांच्या पायां माझे दंडवत । आपुलालें चित्त शुद्ध करा ॥
हित तें करावें देवाचें चिंतन । करुनियां मन शुद्ध भावें ॥
तुका ह्मणे हित होय तो व्यापार । करा काय फार शिकवावें ॥

---

# રામનવમી

ગંગા અને ગંડકી એ નદીઓની વચમાં જે પ્રદેશ છે તેમાં પ્રાચીન કાળમાં કોસલ વંશના ક્ષત્રિય લોક રહેતા હતા. તેઓ પોતાને સૂર્યવંશી કહેતા. દશરથ એ કોસલ દેશનો રાજા હતો અને અયોધ્યા એ તેની રાજ્યધાની હતી. દશરથને કૌસલ્યા, કૈકેયી અને સુમિત્રા એ પ્રમાણે ત્રણ રાણીઓ હતી. કૌસલ્યાને પેટે રામચન્દ્ર, કૈકેયીને પેટે ભરત અને સુમિત્રાને પેટે લક્ષ્મણ તથા શત્રુઘ્ન, એ મુજબ તેને ચાર પુત્ર થયા. એ ચારે જણ ધનુર્વિદ્યામાં નિષ્ણાત, સ્વભાવે પ્રેમળ, સત્યવચની અને નિર્મળ વર્તનના નીકળ્યા, તેથી તેમની સર્વ ઠેકાણે વાહ વાહ થવા લાગી. તેમાં પણ રામચન્દ્ર પોતાના શીલને લીધે સર્વ-મુખે ધન્ય ધન્ય કહેવાયા. કાળે કરીને આર્યો તેમને વિષ્ણુનો અવતાર માનવા લાગ્યા, અને તેમનો જન્મદિવસ ચૈત્ર શુદ ૯ એ ઉત્સવના દિવસમાં ગણાવા લાગ્યો. શ્રીરામનું ટુંકું ચરિત્ર નીચે પ્રમાણે છે.

રામચન્દ્ર અને લક્ષ્મણ નાના હતા ત્યારે તેમને વિશ્વામિત્ર ઋષિ પોતાના આશ્રમમાં યજ્ઞકાર્યની અંદર વિઘ્ન લાવનારા રાક્ષસોનો નાશ કરવા માટે અયોધ્યાથી લઈ ગયા. વિશ્વામિત્રે તેમને ધનુર્વિદ્યા શીખવી. તે ઋષિના આશ્રમથી નજીક જ ગંડકીની સામી બાજુએ જનક રાજાનું રાજ્ય હતું. તેને વિદેહ દેશ કહેતા અને મિથિલા તે દેશની રાજ્યધાની હતી. જનકની કન્યા સીતા ઉમ્મર લાયક થવાથી તેણે સ્વયંવર આરંભ્યો અને દેશોદેશના રાજાઓને નિમંત્રણ કરીને, જે શિવધનુષ્યનો ભંગ કરે તે સીતાને વરે એવું પણ લીધું. અનેક રાજાઓનો પ્રયત્ન વ્યર્થ ગયો. આખરે રામચન્દ્ર તે પણ જીત્યા એટલે સીતાએ તેના ગળામાં વરમાળા આરોપી. દશરથ વગેરે મંડળ આવ્યા બાદ લગ્નકાર્ય પૂર્ણ થયું અને રામચન્દ્રના બીજા ભાઈઓના વિવાહ પણ ત્યાં જ થયા અને તે સર્વ નવવધુ સાથે અયોધ્યામાં ગયા.

વૃદ્ધાવસ્થા સમીપ આવતાં જ દશરથે જ્યેષ્ટ પુત્ર રામચન્દ્રને યુવરાજ નીમવાનું ઠરાવ્યું. પરંતુ તેની ત્રીજી સ્ત્રી કૈકેયીએ ભરતને ગાદી આપવા માટે હઠ પકડી. દશરથે પહેલાં એક વખતે " તું માગીશ તે આપીશ " એવું વચન આપેલું હતું. આ વચનની યાદ દેવડાવીને પોતાનો હેતુ પુરો પાડવાની તેણે પતિને ફરજ પાડી. પિતાનું વચન પાળવા ખાતર રામચન્દ્રે કૈકેયીની ઇચ્છા પ્રમાણે ચૌદ વર્ષ વનવાસ સ્વીકાર્યો. સીતાએ પણ પતિની સાથે અરણ્યવાસ ધારણ કર્યો. લક્ષ્મણ પણ રામ સાથે જવા નીકળ્યા. આ પ્રમાણે રામ, સીતા અને લક્ષ્મણ વનવાસમાં ગયા બાદ દુઃખાતિરેકથી

દશરથ રાજા ટુંક મુદતમાં જ મરણ પામ્યા. ભરત નંદીગ્રામમાં પોતાને મોસાળ હતો. તે પાછો આવ્યો કે તરત જ પોતાની માતાએ રામને અરણ્યમાં મોકલાવ્યાની હકીકતની ખબર તેને પડી. રાજ્યપદારૂઢ થવાને તે પોતે કબૂલ થયો નહિ. પછી તેણે રામની મુલાકાત લીધી અને ચૌદ વર્ષ પૂર્ણ થતાં જ ફરીથી રાજ્યમાં આવવાનું અભિવચન તેની પાસેથી લઇને તે તેમની પાદુકા સાથે અયોધ્યામાં આવ્યો. પાદુકા સિંહાસન પર મુકી ભરત રાજ્યકારભાર ચલાવવા લાગ્યો. વનવાસી રામ, સીતા અને લક્ષ્મણ સાથે પ્રયાગ ( અલ્લાહાબાદ )માં ભારદ્વાજના આશ્રમે આવ્યા. ત્યાંથી ચિત્રકૂટ પર્વત ઉપર વાલ્મીકિના આશ્રમમાં જઇને રહ્યા. તે ઠેકાણે ભરત તરફથી તેમને પિતાના મરણની ખબર મળી. પિતાને આપેલ વચનનો ભંગ ન કરવા માટે વનવાસની મુદત પુરી થયા પહેલાં પાછો આવીશ નહિ એમ તેમણે ભરતને કહેવડાવ્યું. ચિત્રકૂટ (બુંદેલખંડ માંહેની એક ટેકરી ) થી ગોદાવરીની આસપાસ આવેલા દંડકારણ્યમાં રામ ફરતા હતા ત્યારે શૂર્પણખા નામની રાક્ષસ જાતની સ્ત્રીનું લક્ષ્મણે ( તેનું ખરાબ વર્તન જોઇને ) નાક કાપ્યું. આ સ્ત્રી લંકાના રાજા રાવણની બેન થતી હતી. તેની સલાહથી રાવણે રામની પત્ની સીતાનું હરણ કરવાનું ઠરાવ્યું. રામ આશ્રમમાં નહોતા તે વખતે રાવણ તેને લઈ ગયો, રામને અત્યંત દુઃખ થયું અને તે તેને શોધી કહાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

સીતાને રાવણ લઇ ગયાની બાતમી જટાયુ તરફથી મળતાં જ સુગ્રીવ નામના એક બલિષ્ટ યોદ્ધાને રામે મદદમાં લીધો. તેના બંધુ વાલિએ ઉન્મત્ત થઇને તેનું રાજ્ય જીત્યું હતું અને તેની સ્ત્રીને પણ લઇ ગયો હતો. રામે સુગ્રીવને વાલિ

ઉપર વેર લેવામાં અને રાજ્ય તથા સ્ત્રી પાછાં મેળવવામાં મદદ કરી. વાલિ લડાઇમાં મરાયો. સુગ્રીવે પોતાના વાનરોનું સૈન્ય તૈયાર કર્યું અને હનુમાન, નલ, નીલ અને જાંબુવાનને સીતાની શોધ માટે ચારે તરફ મોકલ્યા. સીતાને રાવણ લંકામાં લઇ ગયો છે અને તે અશોકવનમાં છે એવી બાતમી હનુમાન લઇ આવ્યો. પછી પોતાના પ્રચંડ સૈન્ય સાથે સુગ્રીવ વગેરે રામના મિત્રો અને રામ લક્ષ્મણ લંકા તરફ જવા નીકળ્યા. લંકા એ બેટ હોવાને લીધે ત્યાં જવાની અડચણ પડી, પરંતુ નલે સમુદ્ર ઉપર પૂલ બાંધીને તે અડચણ દૂર કરી, એટલે સર્વે લંકામાં ગયા. ત્યાં રાવણ સાથે ભયંકર યુદ્ધ થયું. રાવણનો ભાઇ વિભીષણ રામના પક્ષમાં જઇને મળ્યો. લંકામાં ચાલેલા ઘનઘોર સંગ્રામમાં કુંભકર્ણ, ઇંદ્રજીત વગેરે પરાક્રમી વીરો માર્યા ગયા અને છેવટે રાવણ પણ ઠાર થયો.

ત્યાર પછી રામચન્દ્ર સીતા સાથે પાછા સ્વદેશ આવ્યા. તે વખતે વનવાસની મુદત પુરી થવાથી ભરતની વિનંતિ અને વસિષ્ઠની આજ્ઞાથી રામે રાજ્યની લગામ હાથમાં લીધી. સીતા પરપુરુષના કબજામાં હતી એટલા ઉપરથી તેના વર્તન માટે પ્રજા માંહેના એક ઇસમે સંશય લીધો. તેથી રામે સીતાને વનમાં મોકલી દીધી. તે વખતે તે સગર્ભા હતી વાલ્મીકિના આશ્રમમાં પ્રસુતી થઇને તેને લવ અને કુશ એવા બે પુત્રો થયા. તે રામના જેવા જ તેજસ્વી અને પરાક્રમી થયા. રામે અશ્વમેધ યજ્ઞ કર્યો તે વખતે વાલ્મીકિએ રચેલું રામાયણ ગાયું. તે સાંભળીને રામને આનંદ થયો અને આ છોકરાઓ એ પોતાના જ છોકરાઓ છે એમ માલુમ પડતાં જ તેમણે

તેમને છાતી સરસા ચાંપ્યા અને સીતાનો સ્વીકાર કરવા માટે તેને આશ્રમમાંથી બોલાવી લીધાં. પોતાનું આચરણ અતિ પવિત્ર હતું તેની ખાત્રી કરી આપવા માટે સીતાએ નીચેના શબ્દો ઉચ્ચાર્યા: " મારા તરફથી કાયા, વાચા અને મનથી કોઈ પણ ખરાબ કૃત્ય બન્યું હોય તો આ પૃથ્વી મને પોતાના પેટમાં જગા આપે " આમ કહેતાં જ પૃથ્વી ફાટી અને સીતા તેની અંદર અલોપ થઇ ગયાં. રામનું મન આ બનાવથી અત્યંત અસ્વસ્થ થયું. એક દિવસે એક યોગી એકાંતમાં રામની સાથે વાત કરતા હતા ત્યારે લક્ષ્મણે વગર પરવાનગીએ દુર્વાસા ઋષિને અંદર જવા દીધા તેથી યોગી ત્યાંથી તત્કાળ ચાલતા થયા. લક્ષ્મણના આ કૃત્ય માટે રામને માઠું લાગ્યું. આ અપરાધ માટે લક્ષ્મણે અયોધ્યા છોડી ચાલ્યા જવું એવી સલાહ વસિષ્ઠે આપતાં જ તે ચાલ્યા ગયા અને સરયુ નદીના તીર્થમાં તેમણે જલસમાધિ લીધી. રામે પોતાનું રાજ્ય લવ અને કુશને વહેંચી આપ્યું. શત્રુઘ્ને પોતાના બે પુત્રોને રાજ્ય આપ્યું અને પોતે પણ રામ સાથે નીકળ્યા. સુગ્રીવે પોતાના ભત્રીજા અંગદને કિષ્કિંધાની ગાદી ઉપર બેસાડયો. રામચન્દ્ર, શત્રુઘ્ન, સુગ્રીવ અને બીજા કેટલાકોએ સરયુ નદીમાં પ્રવેશ કરીને દેહત્યાગ કર્યો. આ પ્રમાણે રામચરિત્ર છે.

## શાસ્ત્રોક્ત વિધિ અને ચાલુ રૂઢિ

ચૈત્ર શુદ ૯ને દિવસે મધ્યાહ્નને વખતે રામજન્મોત્સવ કરવો. તે દિવસે રામની મૂર્તિની પૂજા કરવી અને ઉપવાસ કરવો. રાત્રિનો વખત રામભજનમાં ગાળવો. બીજે દિવસે મિષ્ઠાન્ન ભોજન કરવું. હોમ, પ્રતિમાદાન વગેરે વિધિ શાસ્ત્રમાં

કહેલા છે, પરંતુ તે રૂઢી પ્રચલિત હોવાનું જણાતું નથી. આ ઉત્સવ રામના અને બીજા વિષ્ણુના દેવાલયમાં ઉજવવામાં આવે છે. કેટલાએક લોક પોતાના ઘરમાં પણ રામજન્મોત્સવ ઉજવે છે. ઘણા લોક તે દિવસે ઉપવાસ પણ કરે છે. કેટલાએક લોકો રામજન્મોત્સવ મધ્યાહ્ન સમયે ઉજવાયા પછી તરત જ મિષ્ટાન્ન-ભોજન કરે છે. રામમંદિરમાં પડવાથી તે નવમી સુધી રામાયણનું વાચન, કીર્તન, ભજન વગેરે ચાલે છે. નવમીને દિવસે પાલખીનો વરઘોડો નીકળે છે. અયોધ્યા, તિરૂપતિ, રામેશ્વર વગેરે ઠેકાણે આ ઉત્સવ અત્યંત જોવાલાયક હોય છે, તેથી તે જોવા દૂર દેશના હજારો યાત્રાળુઓ તે ઠેકાણે ભેગા થાય છે.

## ઐતિહાસિક માહીતી

પંજાબમાં અસલથી વસાહત કરેલા આર્યોનો વિસ્તાર વધતાં જ સુદાસ નામના (દસ્યુ વંશના) અનાર્યના આગેવાન સાથે યુદ્ધ કરવામાં રોકાયેલા ભરતના વંશજો પૂર્વ તરફના ભાગમાં વસવા લાગ્યા. તેમણે ગંગા અને યમુના એ નદીઓની વચ્ચેનો પ્રદેશ પોતાના તાબામાં લીધો, હાલના દિલ્હી પાસેનુ હસ્તીનાપુર નામનું રાજધાનીનું શહેર વસાવ્યું અને ચારે તરફ પોતાની સત્તા સ્થાપન કરી. તેઓ કુરુવંશના હોવાને લીધે કૌરવ નામથી ઓળખાયા. તેમની માફક આર્યોની બીજી એક શાખાટોળી ગંગા નદીની પેલી તરફ હિન્દુસ્તાનના પૂર્વ ભાગમાં પથરાઇ ગઇ. એમણે નવું રાજ્ય સ્થાપન કરીને અયોધ્યા, કાશી અને બિહારની આસપાસમાં વસવાટ કર્યો. આ વસવાટવાળા આર્યોમાં વિદેહી, કોસલ અને કાશી એવા ત્રણ વંશના લોકો હતા. તે પૈકી અયોધ્યા એ કોસલની અને ઉત્તર બિહારમાં મિથિલા એ વિદેહીની રાજ્યધાની હતી. વિદેહી

વંશમાં જનક રાજા અત્યંત પ્રસિદ્ધ થઈ ગયા. કોસલ કુળમા રામચન્દ્રની કીર્તિ અજરામર થઇ ગઇ. રામના કાળમાં કોસલ અને વિદેહી એ બન્ને વંશ વિવાહસંબંધથી જોડાયા. જનકની કન્યા સીતા એ જ રામાયણની ચરિત્રનાયિકા છે. રામાયણકાળમાં આર્યોએ જે પ્રાંત કબજે કર્યો તે ફળદ્રુપ હોવાથી, અને સ્વર્નદીના નામથી પ્રસિદ્ધિમાં આવેલી ગંગા નદી આ પ્રાંતમાં થઇને વહેતી હોવાથી તેને કિનારે અનેક તપોવન સ્થાપીને ત્યાં વિદ્વાન ઋષિઓ બ્રહ્મવિદ્યાના મહાન સત્યો વિચારવામાં પોતાનો કાળ ગાળતા હતા. આ પ્રદેશ માંહેના લોકોની સાંપત્તિક સ્થિતિ ઉત્તમ હતી; અને તેઓ તેજસ્વી અને બલવાન હતા એવું રામાયણ ઉપરથી જણાય છે. વાલ્મીકિએ જ્યારે નારદને પોતે કયા વીર સંબંધી કાવ્ય લખવું એવો પ્રશ્ન કર્યો ત્યારે તેણે વાલ્મીકિને ઇક્ષ્વાકુ કુળમાં અત્યંત શ્રેષ્ઠ એવા રામનું ચરિત્ર લખવાને કહ્યું; તે વખતે રામના સ્વરૂપનું જે વર્ણન કર્યું છે તેમાં તેનું શરીર સંપૂર્ણ ખીલેલું હતું એમ દર્શાવેલું છે. સ્ત્રીઓની માનસિક અને શારીરિક સ્થિતિ પણ ઉત્તમ પ્રકારની હતી. કૈકેયીએ પતિને યુદ્ધની વખતે મદદ કરી. દાનવ-નગરીમાં એકલી હતી તોપણ સીતા રાવણની દુષ્ટ ધમકીઓથી ગભરાઇ નહિ. આ ઉપરથી સ્ત્રીઓમાં ધીરોદાત્તતા પૂર્ણપણે ખીલેલી હતી અને તેઓ ભયથી ડરતી નહોતી એમ દેખાય છે. શારીરિક બળના અભાવે સાહસનાં કામો કરવાનું શક્ય નથી. માત્ર રાજકુળમાં જ શારીરિક સંપત્તિ માલુમ પડતી હતી એમ નથી. કારણ કે જે વખતે રામચન્દ્ર વનવાસને માટે નીકળ્યા તે વખતે તેની પાછળ ચાલતો અને તેને નગરની સીમા સુધી પહોંચાડવાને માટે આવેલો સુદૃઢ એવો લોકોનો

સમુદાય જોઇને રામને આનંદ થયો, એવું વાલ્મીકિએ લખેલું છે. તે જ પ્રમાણે રામચન્દ્રના રથને ગાયોનાં ટોળાંને લીધે વારંવાર હરકત થવા લાગી, એવું જે વર્ણન છે તે ઉપરથી તે કાળમાં પુષ્કળ દૂધ આપવા જેટલી ગાયો નગરમાં હતી અને ગોધન અને ધાન્યાદિ સંપત્તિથી યુક્ત એવા લોક સુખમાં દિવસ ગાળતા હતા એવું દેખાય છે.

## ક્ષત્રિયોનો મુખ્ય ધર્મ

દુષ્ટ અને ઘાતકી શત્રુનો નાશ કરવાનો હોવાથી તેઓ તદ્દન નાની ઉમરમાં જ વેદવિદ્યા સાથે યુદ્ધકળા પણ શીખતા હતા. શબ્દ ઉપરથી જ બાણ મારવા જેટલી કુશળતા ક્ષત્રિય લોકો સંપાદન કરતા હતા. શહેરમાં જે પ્રમાણે તેઓ નિર્ભય ફરતા તે જ પ્રમાણે અરણ્યમાં પણ નિર્ભયપણે ફરીને પોતાના શરસંધાનના યોગથી વ્યાઘ્રાદિક હિંસ્ર પશુનો અને ઉન્મત્ત નરભક્ષક રાક્ષસાદિકોનો નાશ કરતા. રામલક્ષ્મણે સીતાને કાષ્ઠની નાવડીમાં બેસાડી અને યમુના નદીના વિશાળ પટ ઉપરથી તેને સુરક્ષિતપણે સામે કાંઠે બન્ને જણા તરતા તરતા લઇ ગયા. આ ઉપરથી નદીપ્રવાહમાંથી નિર્ભયપણે જનારી સીતાની જેટલી તારીફ કરીયે તેટલી જ રામ અને લક્ષ્મણના કૌશલ્યની અને શક્તિની તારીફ પણ કરવા જેવી છે. ક્ષત્રિય લોક જેટલા સશક્ત તેટલા જ ધીરજવાન હતા. યુદ્ધમાંથી પલાયન કરવું, શત્રુના બાણથી નાસતી વખતે પીઠમાં ઘા લાગવો, એના જેવી વીરત્વને ન શોભનારી બાબતોનો તેમને અત્યંત ધિક્કાર હતો. અર્થાત્ શરીરસામર્થ્ય, શસ્ત્રકૌશલ્ય અને ધૈર્યશૌર્યાદિ ગુણોથી રામાયણકાલિન ક્ષત્રિયો પૂર્ણ હતા એમાં સંશય નથી.

તે કાળના ક્ષત્રિયો ક્ષાત્રધર્મમાં પ્રવીણ હતા એટલું જ નહિ, પણ બ્રહ્મજ્ઞાન અને અધ્યાત્મવિદ્યાના પણ તે પૂર્ણપણે જાણકાર હતા. હિન્દુ ધર્મનો પાયો મજબુત કરવામાં પૂર્વકાળમાં ક્ષત્રિયોએ ઘણી જ મદદ કરી હતી એવું નીચેના વિવેચન ઉપરથી જણાઇ આવશે.

## ક્ષત્રિયોની કામગીરી

વેદકાળમાં જે આર્યવસાહતવાળા લોકો આ દેશમાં આવીને રહ્યા તેમનામાં જાતિભેદ નહોતો. તેમનામાં જે મહાન બુદ્ધિશાળી થયા તે વખત જતાં ઋષિના મહાન નામથી ઓળખાયા. તેમણે ધર્મકૃત્ય કરવાની અને ધાર્મિક પ્રાર્થના પર સૂત્ર રચવાની શરૂઆત કરી. તેમના પુત્રો પોતાના પિતાનો જ ધંધો કરતા હતા એવું નહોતું. કેટલાએક યુદ્ધમાં, તો કેટલાએક વેપાર અને ખેતીના ધંધામાં રોકાયેલા હતા. હાલની માફક ધંધા ઉપરથી જાત ઓળખાતી હોત તો ધર્મકૃત્યમાં રોકાયેલો ઋષિ જે પ્રમાણે બ્રાહ્મણ હતો, તે પ્રમાણે યુદ્ધમાં રોકાયેલા તેના જ પુત્ર ક્ષત્રિય અને બીજા વૈશ્ય હતા એમ કહી શકાશે. ઋગ્વેદના ૯મા મંડળમાં ૧૧૨મા સૂક્તમાં એવા પ્રકારનો ઉલ્લેખ છે. તેમાં એક ઋષિ કહે છે: “જુઓ, હું સૂક્તો રચું છું, મારા પિતા વૈદ્ય છે, મારી મા દળવાનો ધંધો કરે છે. આ પ્રમાણે અમે જુદા જુદા ધંધામાં રોકાયેલા છીયે. જે પ્રમાણે ગોચરમાં ગાયો ચરવા માટે જુદે જુદે રસ્તે જાય છે, તે જ પ્રમાણે અમે પણ હે સોમ, દ્રવ્ય માટે તારી પૂજા કરીયે છીયે.” ઋષિઓએ જે અનેક પ્રસંગે પ્રાર્થનાઓ કરી છે તેમાં કોઇ કોઇ

ટેકાણે યુદ્ધમાં અજેય અને વેપારઉદ્યોગ જેવા ધનોત્પાદક ધંધામાં યશસ્વી એવા પુત્ર થવા માટે ઇન્દ્રાદિક દેવતાઓની પ્રાર્થના કરેલી જોવામાં આવે છે. પરંતુ વખત જતાં શ્રમવિભાગના મુદ્દા ઉપર બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એવા ત્રણ ભેદ આર્યોમાં પ્રચલિત થયા. આ ઋષિઓ પૈકી વસિષ્ઠ અને વિશ્વામિત્ર એ બે વૈદિકોનાં કુટુંબો પ્રસિદ્ધ હતાં. તેમનામાં શ્રેષ્ઠપણા માટે ઘણી જ હરીફાઇ ચાલતી હતી, એ કેટલાએક સૂક્ત ઉપરથી સ્પષ્ટ થાય છે. કાળાંતરે રામાયણકાળમાં વિશ્વામિત્રને તે વખતના લેખકોએ ક્ષત્રિય બનાવ્યા અને પ્રયત્નથી બ્રહ્મર્ષિ થઇને તેણે વસિષ્ઠની બરોબરી કરી એવો ઉલ્લેખ કરવામાં આવ્યો. આ ઉપરથી એમ દેખાય છે કે આ બે કુટુંબમાં ચાલેલો દ્વેષ વેદકાળ પછી વધતો ગયો. તે વખતની પદ્ધતિ પ્રમાણે રામાયણકાળમાં વિશ્વામિત્રના કુટુંબે ક્ષાત્રધર્મ ગ્રહણ કર્યો હશે અને વસિષ્ઠનું કુટુંબ પૂર્વવત વૈદિક ધર્મ પાળી રહ્યું હશે. વેદકાળમાં પણ જાતિભેદ હતો એવું કહેનારા કેટલાએક, તે વખતના ઋષિ વિશ્વામિત્ર એ ખરેખર ક્ષત્રિય હતા એવું કહે છે. સર્વ બ્રાહ્મણવર્ગને પરમપૂજ્ય એવો ગાયત્રીમંત્ર આ વિશ્વામિત્રનો જ રચેલો છે. તો પછી એમ કબુલ કરવું યોગ્ય છે કે ધર્મકૃત્યમાં અત્યંત પવિત્ર એવો મંત્રોપદેશ બ્રાહ્મણવર્ગને ક્ષત્રિયો તરફથી મળ્યો. રામચન્દ્ર અને કૃષ્ણ ક્ષત્રિય હતા. તેમને તો પ્રત્યક્ષ દેવની માફક આજ સુધી સર્વ હિન્દુઓ પૂજે છે. સ્ત્રી જાતિમાં પરમપૂજ્ય ગણાનારી સીતા, દ્રૌપદી અને સાવિત્રી એ ક્ષત્રિય કન્યાઓ હતી. તેમના ચારિત્ર ઉપરથી હિન્દુ સ્ત્રીઓનું સામાજિક ચારિત્રગઠન થયું છે. છેવટ સુધી શીલ કેવી રીતે રાખવું અને સર્વસ્વ ત્યાગ કરવાનો

પ્રસંગ આવે તોપણ વચનનો શા માટે ભંગ ન કરવો એ ક્ષત્રિય કુલના હરિશ્ચન્દ્ર રાજાએ આપણા સમાજને શીખવ્યું. રામચન્દ્રના સસરા જનક એ વિદેહી હતા એવું રામાયણમાં લખેલું છે. પોતાને બ્રાહ્મણ કહેવડાવનારા યાજ્ઞવલ્ક્ય જેવા અનેક મુનિ જનક રાજાને શરણે ગયા અને તેની પાસેથી તેમણે બ્રહ્મજ્ઞાન મેળવ્યું. છાંદોગ્ય, કૌશીતકી અને બીજાં ઉપનિષદોમાં જુદાજુદા ક્ષત્રિયો સામે બ્રાહ્મણો હાથ જોડીને કેવી રીતે બેસતા અને તેમની પાસેથી પરમાત્માનું જ્ઞાન કેવી રીતે મેળવતા એ વર્ણન કરેલું છે. શ્વેતકેતુ, આરુણેય અને ગૌતમ, એ બ્રાહ્મણોએ પ્રવાહણ, જૈવાલી અને ચિત્રગંગાયની નામના ક્ષત્રિયો પાસેથી, બીજા પાંચ બ્રાહ્મણોએ અશ્વપતી કૈકેય પાસેથી, ગાર્ગ્ય બલાકી મુનિએ કાશિવંશના અજાતશત્રુ રાજા પાસેથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી એવું ઉપનિષદો ઉપરથી જણાય છે. છાંદોગ્ય ઉપનિષદમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે. જ્યારે પ્રવાહણ અને જૈવાલી પાસે ગૌતમ મુનિ આવ્યા ત્યારે તેને પ્રવાહણે કહ્યું :

न प्राक् त्वत्तः पुरा विद्या ब्राह्मणान्गच्छति
तस्माद् सर्वेषु लोकेषु क्षत्रस्यैव प्रशासनमभूत् ।

"હે ગૌતમ, બ્રહ્મવિદ્યાનો સંસ્કાર તારા પહેલાં બીજા કોઈ પણ બ્રાહ્મણને થયો નથી, અર્થાત્ કે તેઓ જાણતા નહોતા. માત્ર ક્ષત્રિયો જ તે જાણે છે. કારણકે તે તેમને લીધે જ અસ્તિત્વમાં આવી." આવી જાતના ઉતારા સંખ્યાબંધ પણ આપી શકાય. આ ઉપરથી સ્પષ્ટ થાયછે કે ક્ષત્રિયો જે પ્રમાણે યુદ્ધકલામાં નિષ્ણાત હતા તે જ પ્રમાણે બ્રહ્મવિદ્યામાં

પણ પ્રવીણ હોવાથી તેમને લીધે જ આ જ્ઞાન વધતું થયું. ધર્મ અને તેને આધારભુત એવું બ્રહ્મજ્ઞાન આપનારા, પરમેશ્વર, શક્તિ અને સ્વરૂપની ઓળખાણ કરાવી આપનારા અને તેના સંબંધીનો વિચાર સમાજમાં સ્થાપિત કરનારા ક્ષત્રિયો હતા, અને રામાયણકાળનો જનક રાજા એ આ બાબતમાં સર્વનો મુકુટમણિ હતો, એ નિર્વિવાદ છે. અવતારોની બાબતમાં જોઇએ તો પરશુરામ તથા વામનના બ્રાહ્મણાવતાર રામ તથા કૃષ્ણના ક્ષત્રિય અવતાર આગળ ઝાંખા પડી જાય છે. એની ખરી ખૂબી એ જ છે કે તેમના હૃદયમાં ખરૂં બ્રહ્મજ્ઞાન ઠસી ગયું હતું. યોગવાસિષ્ઠ માંહેના રામના વિચાર અને ગીતા માંહેના કૃષ્ણના તત્ત્વજ્ઞાન બાબતના વિવેચન ઉપરથી આ વાતની સત્યતા જણાઈ આવશે.

રામચન્દ્ર પિતૃવચન પાળવા માટે અરણ્યમાં જવાને ભારે આનંદથી તૈયાર થયા. તેની ઓરમાન માતાએ જ્યારે રાજ્યાભિષેકના ખરા વખતે રામને રાજ્ય આપવું નહિ, પણ તેને ૧૪ વર્ષ સુધી વનવાસ મોકલવા એવી હઠ લીધી ત્યારે વૃદ્ધ દશરથને અત્યંત દુઃખ થયું. પરંતુ વનવાસની વાતથી પિતૃભક્ત રામના મનને યત્કિંચિત પણ દુઃખનો સ્પર્શ થયો નહિ. રામે શાન્તિથી કૈકેયીને કહ્યું: "માતા, કેવળ વિષયનો લોભ ધરીને આ જગતમાં મારે રહેવું નથી. કદાચ પ્રાણત્યાગ કરવો પડે તો તે કરીને પણ હું મારા પિતાજીની ઇચ્છા પૂર્ણ કરીશ." આટલી કોમળ વયમાં આવા વિચાર જે રાજપુત્રના મનમાં આવ્યા તેનું મન કેટલું ઉદાત્ત અને સુસંસ્કૃત થયું હશે એની કલ્પના સ્હેજે કરી શકાશે. રાજ્યાભિષેકના આનંદોત્સવ પ્રસંગે ઉપસ્થિત થયેલું આ વિઘ્ન જોઇને લક્ષ્મણને ખોટું લાગ્યું અને

દેશત્યાગ કરવાની પિતાની આજ્ઞા ન માનવા માટે તેણે રામને વિનંતિ કરી, એટલે તે જ વખતે તેમણે કહ્યું: "લક્ષ્મણ, પિતાજી તો કેવળ સત્ય સ્વરૂપ છે, તેમનો શબ્દ સત્ય છે, તેમનાં કૃત્ય પણ સત્યને અનુસરીને જ છે, પરલોકની તેમને બીક લાગે છે; તો તે સંબંધમાં તે ભલે નિર્ભય બનો. સંપત્તિ જવાથી દુ:ખી થઇશ નહિ. સામ્રાજ્ય અને અરણ્ય એ બન્ને મારે મન સરખાં જ છે. હું તો અરણ્યમાં પણ સુખેથી રહીશ."

દશરથના મૃત્યુ પછી વૃદ્ધ મંત્રી જાબાલિ ઋષિએ રામને અયોધ્યામાં આવીને રાજ્યનું સૂત્ર હાથમાં લેવા માટે આગ્રહ કર્યો ત્યારે રામે જે ઉત્તર આપ્યો તે ઉપરથી તેના અંતઃ-કરણમાં પિતાને જે વચન આપ્યું હતું તે વચન પૂર્ણ કરવા માટેની ઇચ્છા કેટલી જ્વલંત હતી તે જણાઇ આવે છે. જાબાલિએ કહ્યું: "રામ, બાપ કોણ અને પુત્ર કોણ ? બાપની પ્રતિજ્ઞા પુત્રને શા માટે લાગુ પડે ? પિતા, પુત્ર, પિત્રાઇઓ એ સર્વ ઢોંગ છે. જે આપણને ઉપભોગ માટે મળે તેનો સ્વીકાર કરવો." આ ભાષણ સાંભળતાં જ ક્રોધથી રામચન્દ્રે કહ્યું: "જાબાલિ ! સત્ય મને સર્વથી અધિક પ્રિય છે. રાજ્યની ઇમારત સત્યના પાયા ઉપર જ રચાયેલી છે. સત્ય સર્વ ધર્મનું મૂળ છે. લોભ, ક્રોધ અથવા મોહને વશ થઇને હું સત્ય કદિ છોડનાર નથી. સત્ય અને કર્તવ્યકર્મને અનુસરીને વર્તવું, સર્વ ભૂતમાત્ર તરફ દયા રાખવી, દ્વિજ, દેવ અને અતિથિની પૂજા કરવી એ જ સન્માર્ગ છે, એવું મુનિજન કહેતા આવેલા છે; અને એ જ માર્ગે આપણે અનુસરવું જોઇયે." બીજે એક વખતે તેમણે લક્ષ્મણને કહ્યું હતું: "લક્ષ્મણ, હું તને ખરેખરૂં કહું છું કે, સુખ, સંપત્તિ, રાજ્યપદનો સ્વીકાર

હું માત્ર તમારા ખાતર કરૂં છું. આપણા ભાઇઓમાં સંપ રહે અને સર્વેનું કલ્યાણ થાય તે માટે જ હું રાજ્યપદનો સ્વીકાર કરૂં છું, એ તને ઇશ્વર સાન્નિધ્ય જાણી કહું છું. સર્વ જગત ઉપર રાજ્ય મેળવવું મને અસાધ્ય નથી, પરંતુ અધર્મથી મને ઇન્દ્રપદની પણ પ્રાપ્તિ થાય તો તે મારે જોઇયે નહિ." આ પ્રમાણે રામાયણ-કાળમાં આબાલવૃદ્ધની

## સામાજિક નીતિમત્તા

અતિ ઉંચી પાયરીએ પહોંચવાનું કારણ શું હતું એનો વિચાર કરતાં એમ જણાય છે કે, સમાજમાં વખત જતાં જેને અગ્રસ્થાન પ્રાપ્ત થયું હતું એવા બ્રાહ્મણો પોતાના આચરણથી અતિ શુદ્ધ અને ઉદાત્ત હતા. તેઓ ઘણાજ નિસ્પૃહી હતા. અધ્યયન અને અધ્યાપન—અથવા પોતે શીખવું અને બીજાને શીખવવું—એ જ માનવજન્મનું મુખ્ય ધ્યેય છે એમ માનીને તે પ્રાપ્ત કરવામાં તેઓ સદા મગ્ન અને તત્પર રહેતા. સંસારસુખમાં ઝુલનારા અને કેવળ સાંસારિક કાર્યમાં ગુંથાયાથી મોહમાં પડીને ધર્મ ભુલનારા લોકોને ફરી-ફરીથી સદાચરણનો માર્ગ બતાવી આપવામાં તે કોઈ દિવસ પણ ચુકતા નહોતા. તેમના પ્રતાપ સામે રાજા અને રંક સરખા જ નમતા. એવા એ ઋષિપદને પહોંચેલા બ્રાહ્મણો, નગરજનોના કામધંધાની ગરબડને લીધે પોતાના અધ્યયનાદિક નિત્ય નૈમિત્તિક કર્મને ખલેલ ન પહોંચે માટે નગરથી જરા દૂર રહેતા. તે કાળના જે અનેક બ્રાહ્મણશ્રેષ્ઠનાં નામ અમર થયાં છે તેમાં વસિષ્ઠ, વિશ્વામિત્ર, ભારદ્વાજ, વાલ્મીકિ, ઋષ્યશૃંગ, અંત્રિ વગેરે વૈદિકોનાં ચરિત્ર રામાયણમાં મળે છે.

વસિષ્ઠનો આશ્રમ અયોધ્યા નગરીની બહાર હતો. વાલ્મીકિ તમસા અને ગંગા નદીના સંગમ પર રહેતા હતા. ગૌતમ જનક રાજાના ગોર હતા અને મિથિલાની પાસેના એક આનંદદાયક જંગલમાં રહેતા હતા. વિશ્વામિત્રનો આશ્રમ ગંગાને સામે તીર હતો અને તે સિદ્ધાશ્રમના નામથી પ્રસિદ્ધ હતો. ભારદ્વાજ પ્રયાગમાં રહેતા હતા. અત્રિ, સુચક્ષુ, અગસ્ત્ય અને બીજા અનેક ઋષિઓ દંડક નામના ભયંકર અરણ્યમાં પર્ણકુટિઓ બાંધી રહેતા હતા. તેમના હાથ નીચે અનેક વિદ્યાર્થીઓ અધ્યયન માટે રહીને ગુરુની સેવા કરવામાં આનંદ માનતા. આવા પ્રકારની પવિત્ર જગ્યામાં અત્યંત ઉદાત્ત વિચારથી પ્રેરિત થયેલા ગુરુના ઉપદેશામૃતનું પાન કરી લઈને પવિત્ર થયેલા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વિદ્યાર્થીઓ વખત જતાં સમાજના આગેવાન બન્યા પછી તેમના ચારિત્રનું અનુકરણ સમાજ કરવા લાગ્યો અને એમની જ સલાહ મુજબ વર્તવાને ગરીબ અને શ્રીમંત તત્પર રહેવા લાગ્યા. એવા પવિત્ર સમાજનાયક પૈકી જે કેટલાએક પ્રાચીન કાળમાં પ્રસિદ્ધિમાં આવ્યા, તે માંહેના શ્રીરામ અને શ્રીકૃષ્ણ તો પ્રત્યક્ષ અવતાર તરીકે મનાવા લાગ્યા. નિષ્કામવૃત્તિથી બ્રહ્મકર્મ ચલાવનારા બ્રાહ્મણોનું રક્ષણ કરવું, તેમની નાનીમોટી જરૂરીયાતો પૂરી પાડવી, અને ખાસ પ્રસંગે તેમનો સત્કાર કરવો, એમાં જ યુદ્ધકુશળ ક્ષત્રિય રાજાઓ અને ધનધાન્યાદિકની સમૃદ્ધિ સેવન કરનારા વૈશ્યોને આનંદ અને અભિમાન થતાં; માટે જ તેઓ ઋષિઓની સેવા કરવામાં એકપગે તૈયાર રહેતા. વિશેષતઃ

### રામાયણકાળમાં બ્રાહ્મણોનું મહત્ત્વ

બહુ વધ્યું હતું. રાજ્યવૈભવસંપન્ન ક્ષત્રિયો પણ તેમને માન આપતા.

આને લીધે આખી પ્રજા પણ તેમને અત્યંત પૂજ્ય માનતી. દશરથ અને તેના સર્વ પુત્રો વસિષ્ઠનો પડયો બોલ ઝીલતા. તે કાળનો અત્યંત વિદ્વાન ક્ષત્રિય રાજા જનક જે બ્રહ્મવિદ્યામાં બ્રાહ્મણો કરતાં પણ નિષ્ણાત હતો તે પણ બ્રાહ્મણોને બહુ માન આપતો. પરશુરામ સાથે યુદ્ધ કરવાનો જ્યારે રામને પ્રસંગ આવ્યો, ત્યારે રામચન્દ્રે ફક્ત બ્રાહ્મણ સમજીને જ તેની ક્ષમા માગી હતી. રામચન્દ્ર વનવાસમાં જવા માટે નીકળ્યા ત્યારે તેમણે અને સીતાએ બ્રાહ્મણોને દ્રવ્ય વહેંચી આપ્યું. તે વખતે રામે કહ્યું: “ લક્ષ્મણ, બ્રાહ્મણ અભ્યાસમાં મગ્ન હોવાને લીધે પોતાના જીવનનિર્વાહની ફીકર રાખતા નથી. માટે તેમને દાન આપવું એ આપણું કર્તવ્ય છે.” ક્ષત્રિયબળ કરતાં બ્રહ્મતેજો-બળ જ તે કાળમાં શ્રેષ્ઠ ગણાતું. એટલા માટે જ વિશ્વામિત્રે એવા ઉદ્‌ગાર કાઢયા હતા કે ‘ धिग्वलं क्षत्रियबलम् , ब्रह्मतेजोवलं बलम् ’ એટલે ‘ક્ષત્રિય બળ વ્યર્થ છે; બ્રહ્મતેજનું બળ એ જ ખરૂં બળ છે.’ કુરુ–પાંચાલનો મહાભારત માંહેનો ઇતિહાસ વાંચીશું તો ક્ષત્રિયના ધર્મમાર્ગદર્શક ક્ષત્રિય જ હતા એવું જણાય છે. શ્રીકૃષ્ણ, ભીષ્મ, ધર્મ, વગેરે ક્ષત્રિયોએ જ ધર્મતત્ત્વનું વિવરણ અને ધર્મોપદેશ કર્યાનું જણાય છે. બ્રહ્મતેજના બળ કરતાં ક્ષત્રિયતેજનું બળ તે કાળમાં અધિક ગણાતું હોવાથી બ્રાહ્મણો પણ શસ્ત્ર ધારણ કરીને યુદ્ધમાં શામેલ થતા હતા. સારાંશ કે રામાયણ અને મહાભારતના કાળની સામાજિક સ્થિતિમાં દેખીતો ફરક એટલો જ છે કે રામાયણકાળમાં બ્રહ્મતેજબળને અને મહા-ભારતકાળમાં ક્ષત્રિયબળને વિશેષ માન મળતું. દુર્યોધન, કર્ણ, ભીમ, અર્જુન, ભીષ્મ એમના સરખા યોદ્ધાઓ કુરુ–પાંચાલ યુદ્ધને વખતે ધૈર્ય, શૌર્ય આદિ ગુણોથી પૂર્ણ હોવાનું જેમ

જણાઇ આવે છે, તેમ જ તેમનામાં ભીષ્મ અને કૃષ્ણ જેવ ક્ષત્રિયો અધ્યાત્મવિદ્યામાં નિપુણ હોવાનું પણ સિદ્ધ છે. તેમં સ્વપક્ષ અને પરપક્ષ તરફથી પણ યોગ્ય માન મળતું. રામાયણન સમયમાં શૌર્ય કરતાં સાત્ત્વિક ગુણોની મહત્તા વિશેષ વધી. ઘ માટે જ તે વખતના સમાજનું ચિત્ર આલેખતી વખતે વાલ્મીકિએ સદાચાર, સત્વસ્થ વૃત્તિ, ભૂતદયા વગેરે ગુણોની મહત્તા ગાયેલ છે અને રામાયણ માંહેનાં મુખ્ય પાત્રો પ્રેમાળ, સદ્વર્તની, અં કોમળ અંતઃકરણનાં હોવાનું કહેલું છે. શ્રીરામના સસરા

## વિદેહી જનક રાજા

ની તો ઠેકાણે ઠેકાણે સ્તુતિ કરેલી માલુમ પડે છે. જનકરાજા રાજર્ષિ કહેવાતા હતા. બૃહદારણ્યકોપનિષદમાં એમ કહેલું છે કે, જન પાસે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવા માટે અનેક વિદ્વાન લોક આવતા યાજ્ઞવલ્ક્ય ઋષિ સાથે થયેલો વાદવિવાદ ધ્યાનમાં લઇયે તો જન રાજાની યોગ્યતા કેટલી હતી તે સમજાઇ આવશે. મહાભારતમ એમ લખેલું છે કે જ્યારે વ્યાસ પોતાના પુત્ર શુકને વેદાં સંબંધી બરાબર સમજણ પાડી શક્યા નહિ ત્યારે તેમણે તે જનક પાસે મોકલ્યો. જનક એ વિદેહી વંશનો હતો. તેની વૃત્તિએ પૂર્ણપણે નિવૃત્તિ માર્ગ તરફ હોવાથી તેનું વિદેહી એ નામ યોગ્ હતું. જનક રાજા એમ કહેતો હતો કે મારી સંપત્તિ અપરંપા છે, કારણ 'મારૂં' એવું કાંઈ નથી. સર્વ મિથિલા નગરી કદાચ અગ્નિમુખમાં પડે તોપણ મારૂં કાંઇ જ બળી જનાર નથી. એ વખતે ઋષિપદે પહોંચેલાં એક વિદુષીએ જ્યારે જનક પાસે સંન્યસ્તવૃત્તિની પ્રશંસા કરીને રાજસૂત્ર ચલાવવામાં ખરૂં સુખ નથી એમ પોતાનો મત પ્રદર્શિત કર્યો ત્યારે જનકે આપેલ

ઉત્તર વિચાર કરવા જેવો છે. તેણે કહ્યું: "રાજ્યકારભારમાં જો કે હું ગુંથાયા જેવો દેખાઉં છું, તોપણ કોઇ પણ પ્રકારના મોહથી હું અલિપ્ત છું. જ્ઞાનના યોગથી મુક્તિ મેળવી શકાય એ જો કે ખરૂં છે, તોપણ રાજા તરીકે મુક્તિ મેળવવાને હરકત નથી." એક વખતે એક બ્રાહ્મણે જનકને "તમારી સત્તા કયા પ્રદેશ ઉપર ચાલે છે?" એવો પ્રશ્ન કર્યો, ત્યારે જનકે કહ્યું: "મારી સત્તા વિસ્તીર્ણ પ્રદેશ ઉપર ચાલે છે; પરંતુ તે સર્વ પ્રદેશ શોધીયે તોપણ મારૂં ખરૂં રાજ્ય મને મળતું નથી. મારી મિથિલા નગરી, મારૂં ઘરબાર અને છૈયાંછોકરાં એ સર્વ ઉપર મારી સત્તા છે, વગેરે વિચારમાં કેટલોએક કાળ ગયા બાદ મારા વિચારોનું પોલાણ મને જણાઇ આવ્યું, અને આખરે હું સમજ્યો કે મારૂં જુદું રાજ્ય નથી; અથવા જેના ઉપર પૂર્ણ સત્તા ચાલે છે એવો જુદો પદાર્થ નથી. બધું જ મારૂં છે. એકંદર દૃશ્ય પદાર્થને અંત છે જ. આવા ક્ષય પામનારા પદાર્થ ઉપર મમત્વબુદ્ધિ સ્થાપવાથી શો ફાયદો? મારા મનનું સર્વ પદાર્થ ઉપર સ્વામિત્વ હોવાને લીધે હું તેમને સ્વાધીન ન થતાં એ જ મારા કબ્જામાં રહે છે; અને તેથી દેવ, પિતૃ, અતિથિ અને ભૂત માત્રની પ્રીત્યર્થે હું સર્વ કર્મ નિષ્કામપણે કરૂં છું."

આવા પ્રકારના ઉદાત્ત વિચારોથી પ્રેરિત થયેલો જનક, શીલ માટે છેવટ સુધી સંકટ સહન કરવાને તૈયાર થયેલી તેની કન્યા વિદેહી જાનકી, અને સત્યનિષ્ઠ સદાચારસંપન્ન શ્રીરામ, એમની મહત્તા જેટલી વર્ણવીયે તેટલી ઓછી છે. પોતાના અંગ માંહેના વિકારને જીતીને તેમણે મન ઉપર અને ઇંદ્રિયો ઉપર સ્વામિત્વ મેળવ્યું હતું. તે જ પ્રમાણે

સત્કર્મમાં વિઘ્ન લાવનારા શત્રુઓ ઉપર પણ તેમણે વિજય મેળવ્યો હતો. ધર્મ અને નીતિને રસ્તે ચાલવાનું શ્રી રામે જે વ્રત લીધું હતું, તે જ વ્રત તેની પ્રજાએ પણ પાળ્યું. તે કાળમાં પિતૃભક્ત અને સત્યવચની તરીકે જેવી રામની સ્તુતિ થવા લાગી તે જ પ્રમાણે પ્રજાવત્સલ રાજા તરીકે પણ તેમની ખ્યાતિ છે.

## રામરાજ્ય

આ શબ્દ જ આદર્શ રાજ્યવ્યવસ્થાનો દર્શક છે. સુખ અને સમૃદ્ધિના મીલનથી પ્રજાજન ઉલ્લાસિત રહેતા. વડીલ, માતા, પિતા, ગુરુ તથા બીજા વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ લોકો માટે સમાજમાં પૂજ્યભાવ હતો. લોકો એકબીજા સાથે પ્રેમથી વર્તતા. કવિની આલંકારિક ભાષામાં કહીયે તો તે વખતે સૃષ્ટિ-નિયમાનુસાર અંગમાં વસેલા જે દુર્ગુણ તે પણ ત્યજી દઇને વાઘ અને ગાય એક જ પાત્રમાં પાણી પીતા. નિયમાનુસાર મેઘવૃષ્ટિ થવાથી અને ઉદ્યમથી ચલાવેલા ધનોત્પાદક વ્યવસાયને લીધે દેશમાં સુખસમૃદ્ધિ હતાં અને લોકો તેનો આસ્વાદ દીર્ઘકાળ પર્યંત લેતા. એક વખત માત્ર એક બ્રાહ્મણનો પુત્ર અકાળે મરણ પામ્યો ત્યારે તે બાબતની ફરીયાદ રામ પાસે ગઇ. રામે તરત જ તેની તપાસ કરી અને એ અનર્થનું કારણ શંબુક નામના શુદ્રની તપશ્ચર્યા હતી એમ માલમ પડતાં તેને દેહાન્ત પ્રાયશ્ચિત્ત આપ્યું. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ધર્મનું રક્ષણ રાજાજ્ઞાથી થતું હતું. બ્રાહ્મણાદિ ચતુર્વર્ણનાં ધાર્મિક કર્મ ઠરાવેલાં હતાં અને તેમનું ઉલ્લંઘન કરીને બીજે રસ્તે જનારાઓને માટે શિક્ષા ઠરાવેલી હતી તથા તેમની અમલબજાવણી કરવી એ રાજાનું કર્તવ્ય હતું. રાજાના વર્તન ઉપર પ્રજાનું વર્તન અવલંબી રહે છે, એમ રામ સમજતા હતા, માટે જ તેમણે પ્રજા ઉપર

સારો દાખલો બેસાડવા માટે અત્યંત કષ્ટપ્રદ એવા પ્રસંગ પોતાના ઉપર વહોરી લીધા. યુવરાજપદાભિષેકને વખતે સિંહાસનનો ત્યાગ કરીને તેમણે રાજીખુશીથી અરણ્યવાસ પસંદ કર્યો. રાવણે સીતાનું હરણ કર્યા પછી જેની પ્રાપ્તિ માટે તેમણે લંકામાં ભયંકર રાક્ષસો સાથે વાનર સૈન્ય લઇને લડવાની હિંમત કરી તે જ સીતાનો પ્રજાની એક ક્ષુદ્ર વ્યક્તિનું સમાધાન કરવા માટે તેમણે એકદમ ત્યાગ કર્યો. એ વખતે રામનો વંશ સીતાના ઉદરમાં હતો. આવી નાજુક સ્થિતિમાં સીતાનો ત્યાગ કરવો એ વ્યવહારદૃષ્ટિથી નિષ્ઠુરપણાનું કૃત્ય હતું ખરું, તથાપિ નીતિને માર્ગે ચાલવાનું જે અડગ અસિધારાવ્રત રામે લીધું હતું તેનો વિચાર કરીયે તો તેનું વર્તન યોગ્ય જ હતું એમ કહેવું જોઇયે. સત્યથી અને ધર્મથી વર્તવું અને પ્રજાનું રક્ષણ કરવું તથા તેને ખુશ રાખવી એ નીતિતત્ત્વને અનુસરીને રામ હંમેશાં વર્તતા હતા. રાવણ જ્યારે લડાઇમાં મરી ગયો ત્યારે રામે કહ્યું: "વિભીષણ, રણમાં જય અથવા પરાજય ઠરેલો જ છે. પરંતુ આ તારો શૂરો ભાઈ પરાક્રમ કરીને રણમાં મર્યો છે. ક્ષત્રિય વીરને આવું જ મરણ યોગ્ય છે. આવા મરણને માટે શોક ન કરતાં આનંદ માનવો. માટે શોક ન કરતાં આગળના વિધિની તૈયારીએ લાગ. અમારું વેર એના મરણ સાથે ગયું. જે પ્રમાણે એ તારો ભાઇ છે તે જ પ્રમાણે મારો પણ છે." આ ઉપરથી રામના મનનું મોટાપણું જણાઇ આવે છે. સુવર્ણમય લંકા હાથ આવવા છતાં તેનો લોભ ન રાખતાં તે એકદમ વિભીષણને હવાલે કરનારા શૂરની નિર્લોભતા અવર્ણનીય છે. છેવટે જે લક્ષ્મણનું જીવથી પણ વધારે જતન કરતા તેને એકદમ હદપાર કરીને રામે યતિને આપેલું વચન ખરું કર્યું. આ બધાં કાર્યોનો શાન્તપણે વિચાર

કરીયે તો જણાઈ આવશે કે રામનું વર્તન જે ઉદા
નીતિતત્ત્વ ઉપર અવલંબી રહ્યું હતું તે તત્ત્વને અત્યંત વિક
પ્રસંગે પણ તેમણે છોડયું નહોતું.

## રામાયણકાળની સ્ત્રીઓ

કેવા પ્રકારની હતી, એ સંબંધીના દાખલા સીતા, મંદોદરી તારા, કૌસલ્યા અને કૈકેયીના છે. રામાયણ માંહેની સ્ત્રીઓ સ્થિર બુદ્ધિની, ધર્મપરાયણ, કોમળ અંતઃકરણની અને સર્વન ઉપર પ્રેમ રાખનારી હતી. રામાયણકાળમાં રામરાજ્યન પશ્ચિમે કૌરવોની વસાહત હતી. તેમના ઇતિહાસમાં સ્ત્રીઓ સંબંધી મત નીચે મુજબ પ્રદર્શિત કરેલો માલુમ પડે છે. ત ઉપરથી તે વખતના સ્ત્રીસમાજની યોગ્યતા જણાઇ આવશે.

( १ ) पूज्या लालयितव्याश्च स्त्रियो नित्यं जनाधिप ।
स्त्रियो यत्र च पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥ अनु०४६–५।

( २ ) अपूजिताश्च यत्रैता सर्वास्तत्राफलाः क्रियाः ।
तदा चैतत्कुलं नास्ति यदा शोचन्ति जामयः ॥ अनु ० ४६–६

( ३ ) अर्धं भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा ।
भार्या मूलं त्रिवर्गस्य भार्या मूलं तरिष्यतः॥ आदि० ७४–४०।

અર્થ–"(૧) જે ઠેકાણે સ્ત્રીઓને માન મળે છે તે ઠેકાણે દેવતાઓ આનંદ પામે છે, માટે સ્ત્રીઓનું લાલનપાલન કરીને તેમનું માન રાખવું. (૨) જે ઠેકાણે સ્ત્રીઓને માન મળતું નથી તે ઠેકાણે સર્વ ક્રિયાઓ નિષ્ફળ થાય છે. જે કુળમાં તેઓ દુઃખિત હોય તે વિનાશ પામે છે. (૩) ભાર્યા એ પતિની અર્ધાંગના છે. તે તેનો અત્યંત શ્રેષ્ટ મિત્ર છે. તે ધર્મ, અર્થ,

કામ એ ત્રણ પુરૂષાર્થોનાં મૂળ છે અને તેથી ભવ રૂપી સાગરમાંથી તેને લીધે તરી જવાય છે. મહાભારત અને રામાયણનું અભિમાન ધરનાર આપણા હિન્દુ લોકોએ જો ઉપલા વાક્યનું સત્યત્વ જાણીને સ્ત્રીઓની યોગ્યતા સાચવવા યત્ન કર્યો હોત તો આપણા સમાજની અત્યારે જે અવનતિ થઇ છે તે થઇ ન હોત, એવું જે આપણા વિદ્વાનો કહે છે તેનું મહત્ત્વ અને ખરાપણું ઉપલા વ્યાસના વચનથી જણાઇ આવશે. માતાનું પદ અત્યંત ઉંચા પ્રકારનું અને પૂજ્ય છે એવું અસલના આર્યો માનતા હતા. દાખલા તરીકેઃ—

दशचैव पितॄन् माता सर्वां वा पृथिवीमपि ।
गौरवेणाभिभवति नास्ति मातृसमोगुरुः ॥ अनु. १०५-१५

नास्ति मातृसमा च्छाया नास्ति मातृसमा गतिः ।
नास्ति मातृसमं त्राणं नास्ति मातृसम प्रिया ॥ शांति.२६७-३१

અર્થ—(૧) માતાની યોગતા પિતાના કરતાં દશગણી કિંબહુના પૃથ્વી કરતાં અને આખા જગત કરતાં પણ વધારે છે. માતા જેવો ગુરુ નથી. (૨) માતાના જેવી (સાંત્વન આપનારી) છાયા નથી, માતા જેવી ગતિ નથી, માતા જેવી શક્તિ આપનારી (શરીરમાં સામર્થ્ય ઉત્પન્ન કરી આપનારી) બીજી કોઇ નથી અને માતા જેવી પ્રિય પણ બીજી કોઇ વસ્તુ નથી. પ્રેમ, આનંદ, સ્વાર્થત્યાગ, સહિષ્ણુતા, નિરપેક્ષ મમતા એ સર્વનું નિવાસસ્થાન માતા છે. અને દરેક કન્યાને ભવિષ્યમાં માતાનું પદ મળનાર હોવાથી તેને તે પદ (મિત્ર, ગુરુ વગેરેનું) ભોગવવાની યોગ્ય કેળવણી આપવાની જવાબદારી કુટુંબના વડીલો ઉપર છે, એની કોણ ના

પાડી શકે એમ છે ? જો કે મનુએ સ્ત્રીઓ સંબંધી ઉદાર મત પ્રદર્શિત નથી કર્યો, તથાપિ તેને પૂજ્ય માનવી એમ તો તેણે પણ જણાવ્યું છે. તેણે મહાભારતમાં જણાવેલા મત પ્રમાણે પોતાનો મત જણાવ્યો છે. તેથી તેનાં વાક્ય પણ મહાભારતમાંના વાકય જેવાં છે. (અ૦ ૩, શ્લો૦ ૫૫ થી ૫૭ જુઓ) ખરૂં જોતાં કુરુપાંચાલ અને કોસલ વિદેહી વંશના આર્યોએ ગંગાનદીની આસપાસ વસાહત કરી. તે કાળમાં સમાજમાં સ્ત્રીઓ સંબંધી આદરભાવ પુષ્કળ હતો અને સ્ત્રીઓ પણ પતિવ્રત, પ્રેમ, ધર્માનુસાર વર્તન વગેરેના સેવનથી યોગ્યતાને પામેલી હતી. જ્યારે રામચંદ્રજીને મહાયુદ્ધમાં વિજયશ્રીએ માળા નાંખી ત્યારે તેમણે સીતાને સંદેશો મોકલ્યો કે તારા જેવી ધર્મપરાયણ સ્ત્રીના પૂણ્યથી જ મને આ લડાઈમાં મોટો જય મળેલો છે. દુઃખના દિવસોમાં પણ પતિ સાથે રહેવાને અને સુખનો ત્યાગ કરવાને સ્ત્રીઓ તૈયાર હતી એ સીતાદેવીના વર્તન ઉપરથી જણાઇ આવે છે. રામ વનવાસમાં નીકળ્યા ત્યારે સીતાએ જે શબ્દમાં રામને પોતાની સાથે લઇ જવા વિનંતિ કરી તે ઉપરથી તે કાળમાં

## પતિપત્ની વચ્ચેનો પ્રેમ

કેટલો પવિત્ર, ઉદાત્ત અને નિઃસ્વાર્થ હશે તે જણાઇ આવે છે. સીતાજીએ કહ્યું, " આર્યપુત્ર, તમારી સાથે રહેવામાં અને તમારી સેવા કરવામાં મને જે સુખ મળશે તેની આગળ વનનાં દુઃખો કંઇ જ હિસાબમાં નથી. જ્યારે પિતાજીએ મને અગ્નિદેવ સમક્ષ તમને સોંપી ત્યારથી હું સદાને માટે તમારી દાસી થઇ છું, માટે મને સાથે લઇ જાઓ. તમારા સહવાસમાં

જ મારું સ્વર્ગ અને તમારા વિયોગમાં જ મને દુઃખ છે." વનવાસનાં કષ્ટો રામ અને સીતાને એકબીજાના સહવાસમાં બીલકુલ જણાયાં નહિ. જ્યારે રાવણ સીતાનું હરણ કરી ગયો ત્યારે રામને અતિશય દુઃખ થયું.

વનવાસમાંથી પાછા આવ્યા પછી જ્યારે રામે સીતાનો ત્યાગ કર્યો, ત્યારે સીતાએ લક્ષ્મણ સાથે જે સંદેશો કહેવડાવ્યો છે, તે ઉપરથી સીતા કેટલી ઉચ્ચ કોટીનાં હતાં તે જણાઇ આવે છે. તેમણે કહ્યું,

"લક્ષ્મણ, મારા ભાગ્યમાં જે હશે તે કોઇથી મિથ્યા થવાનું નથી. મને જંગલમાં છોડી જવાની રાજાજીની આજ્ઞા છે તે પાળીને તારો ધર્મ બજાવ. સર્વે સાસુજીને મારા પ્રણામ કહેજે. અને તે પરમ પૂજ્ય ધર્મનિષ્ઠ આર્યપુત્રને એવો સંદેશો કહેજે કે 'અગ્નિમાંથી પસાર કરીને સર્વસમક્ષ મહારાજે મારી પવિત્રતાની ખાતરી કરી છે. છતાં લોકાપવાદથી ડરીને મહારાજે મારો ત્યાગ કર્યો તો તે પણ હું માથે ચઢાવું છું. કારણ કે મારા ગુરુ, મારા પરમેશ્વર જે કહો તે આપ જ છો. રાજા તરીકે આપનો એ પરમ ધર્મ છે કે તમારી સત્કીર્તિને કલંક ન લાગવું જોઇએ. આપની કીર્તિને કલંક ન લાગે એ મારે વાસ્તે સુખના જ સમાચાર છે. એથી તમે મારો ત્યાગ કર્યો તેમાં હું તમને દોષ દેતી નથી, કારણ તમારા સુખમાં જ મારું સુખ રહેલું છે. આર્યપુત્રના વંશ જે મારા ઉદરમાં છે, તેનો પ્રસવ થાય પછી જન્મોજન્મ આપ જ મારા પતિ થાઓ. વળી અત્યારના જેવો વિયોગ ન પામું એટલા વાસ્તે હું ઉગ્ર તપ કરનાર છું. મારા દેહની મને જરાયે દરકાર નથી. આપની

:ની તરીકે આપ મારા પર પ્રેમ ન બતાવી શકો, તોપણુ
।પના રાજ્યમાં વસતી એક તાપસી તરીકે આપ મારા ઉપર
ાદૃષ્ટિ રાખશો એવી આશા છે.' " આ વિચારો વિદેહી
નકની પુત્રી શોભે એવા જ છે.

જ્યારે સીતાને રાવણે અશોક વાડીમાં કેદ કર્યાં હતાં,
ારે તેમના ઉપર દેખરેખ રાખવાને મુકેલી રાક્ષસીઓએ રાવણને
બે થવા તેમને ખૂબ સમજાવ્યાં હતાં. તે વખતે તેમણે
ણાવ્યું હતું કે "રામ જો કે રાજહીન છે તોપણ તે મારા
ર્તા (પતિ) છે અને મને તે પરમેશ્વર જેટલા જ વંદ્ય છે."

સર્વ સતીઓમાં સીતાને જો અગ્રસ્થાન આપવામાં આવે
તે ઉચિત જ છે. આર્ય સ્ત્રીઓ પવિત્રતા, સહનશીલતા,
ા, સદ્‌વિચાર વગેરે ગુણોથી પ્રસિદ્ધિમાં આવી અને પૂજ્ય
ી. તેમના ગુણાનુવાદ તે સમયના લેખકોએ અને ત્યાર
ીના પુરાણકારોએ ગાયા છે. આથી તેમનાં જીવનચરિત્ર
વાં, વાંચવાં, સાંભળવાં અને સંભળાવવાં એ પુણ્યનું કામ
એવી સમાજની માન્યતા થઇ. જોકે બીજી ઐહિક
ત્તિમાં અને પ્રગતિમાં સ્ત્રીઓ અને તેથી કરીને સામાન્ય
ાસમાજ જો કે પછાત રહ્યો તોપણ ઉપર બતાવેલા સદ્‌-
ોનું સ્થાન આપણા સમાજમાં કાયમનું બન્યું. આટલા
:તે આપણે અસલના સત્પુરુષોના અને સતીઓના જેટલા
ુાનુવાદ ગાઇયે તેટલા થોડા છે. એમનાં ચરિત્રો આદર્શ
નવામાં આવે એમાં નવાઇ નથી. આ પ્રાચીન સમયની
ત્ર અને મહાન વ્યક્તિઓ માટે પોતાની જાતને હિન્દુ
ડાવનાર દરેક અભિમાન ધરાવે છે. એ અભિમાનને લીધે
ાતી રીતે જ એમના સદ્‌ગુણોનું અનુકરણ કરવાનું મન

થાય છે. આથી સચ્છીલતા, સહનશીલતા, સત્ય તરફ પ્રેમ, જીવદયા વગેરે ગુણો હિન્દુસ્તાનનાં લક્ષણ ગણાવા લાગ્યાં. મેગેસ્થિનિસ અને બીજા જે પરદેશી પ્રવાસીઓ આ દેશમાં પહેલા આવી ગયા, એ સર્વેએ આ બધા ગુણો માટે હિન્દુઓની તારીફ કરેલી છે. હાલમાં જીવનનિર્વાહની મુશ્કેલ પરિસ્થિતિને લીધે આ ગુણોનો કેટલેક દરજ્જે લોપ થતો ચાલ્યો છે. જો આ સમાજની કાયમની પ્રગતિ કરવી હોય તો ધૈર્ય, શૌર્ય, સાહસ વગેરે ગુણોની સાથે સત્યનિષ્ઠા, સહનશીલતા, ઇત્યાદિ ગુણોનું મીલન કરવું જોઇયે. અને આ મીલન, મીલાવટ થાય એટલા માટે રામસીતા વગેરેનાં જીવનચરિત્રો લોક આગળ હમેશાં મુકાવાં જોઇયે. રામાયણમાં વસિષ્ઠપત્ની અરૂંધતીને લોકો પૂજ્ય ગણે છે. જો રામ તરફનો અભાવ બાદ કરીયે તો કૈકેયી પણ બીજી બધી રીતે ઉત્તમ ગૃહિણી અને વીર પત્ની હતી એમ જણાય છે.

આર્યો કરતાં ઉતરતા દરજ્જાના લોકોની સ્ત્રીઓના અંતઃકરણમાં પણ નીતિતત્ત્વો સારી રીતે દાખલ થયાં હતાં. તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષયો સમજવા જેટલી તેમની શક્તિ અને પાત્રતા હતી. તારા, મંદોદરી અને કૌસલ્યા વગેરેનાં રામાયણમાંના ચરિત્રો વાંચીયે તો તેમની બુદ્ધિ તીવ્ર હતી એમ ચોકખું જણાઈ આવશે. રામાયણકાળમાં સમાજમાંના ચાતુર્વર્ણનાં કર્તવ્યકર્મ ઠરાવેલાં હતાં અને વિચારોની ગતિ અત્યંત પવિત્ર હતી એ જો કે ખરૂં છે તોપણ

## નવીન વિચારોનો ઉદય

તે સમાજમાં થતો હતો એમ માનવાને પણ કારણ છે. વિશ્વામિત્રે વસિષ્ઠની બરોબરી કરીને રાજર્ષિ મટીને બ્રહ્મર્ષિ થવાનો જે

પ્રયત્ન કર્યો તેનો વિચાર કરીયે તો જણાશે કે નીચેથી ઉચે જવા તે સમયના લોકો પ્રયત્ન કરતા હતા. અને આખરે વિશ્વામિત્રે તપ કરીને બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત કર્યું. શુદ્રોને પણ બ્રાહ્મણના ઉચ્ચ પદ સુધી પહોંચવાનું મન થતું હતું તે શંબુકના દ્રષ્ટાંત ઉપરથી આપણને માલમ પડી આવે છે. તે સમયમાં બ્રાહ્મણોનું મહત્ત્વ વધારે હોવાને લીધે ક્ષત્રિય, શુદ્ર અને રાક્ષસો પણ તપોબળથી તેમની બરોબરી કરવાનો પ્રયત્ન કરતા હતા, એમ વિશ્વામિત્ર શંબુક અને રાવણના દાખલા ઉપરથી સાબીત થાય છે. વળી પર-લોકને મિથ્યા માની આ જગતને જ સત્ય ગણનાર લોકો પણ તે સમયમાં હતા એમ આપણે જાબાલીએ રામચંદ્રને કહેલાં વચનો ઉપરથી સમજી શકીયે છીયે. જાબાલીએ રામચંદ્રને કહ્યું હતું કે "બાપ કોણ અને પુત્ર કોણ? આ સૌ સંબંધ પુરતાં છે. બાપની પ્રતિજ્ઞા દીકરાને શા વાસ્તે લાગુ પડે? પૂજા પાઠ અને શ્રાદ્ધાદિક કર્મો દ્રવ્યલુબ્ધ ભિક્ષુકોએ લાલચથી દાખલ કરી દીધાં છે. નહિ તો બાપ મરી જાય, તેનું શરીર બળીને પંચમહાભૂતમાં મળી જાય, પછી તેને પિંડ શી રીતે પહોંચે? જો આ લોકમાં આપેલો પિંડ મરેલા બાપને સ્વર્ગ લોકમાં પહોંચતો હોય, તો આ ગામમાં આપેલો પિંડ બીજા ગામમાં જીવતા બાપને કેમ નથી મળતો? મતલબ કે પિતા, પુત્ર ભાઇ વગેરે સર્વ ઢોંગ છે. માટે જે આપણને સહજે મળે છે અને ઉપભોગ કરી શકાય એમ છે તે તો બલાશક લેવું. ભરત તને રાજીખુશીથી રાજ આપે છે તો પિતાના વચનની પરવા ન કરતાં તું તે લે." આમાં નવાઇની વાત તો એ છે કે આવાં નાસ્તિકને શોભે તેવાં વચનો બોલનાર એક ઋષિ હતા.

અતિ દુઃખથી અને ભારે સંકટના દબાણ નીચે સારા સારા માણસો પણ પાપપુણ્યના વિચારને કેવી રીતે એક બાજુ મુકી દે છે તેનો દાખલો લક્ષ્મણ છે. તેણે રામને કહ્યું:—

शुभे वर्त्मनि तिष्ठन्तं त्वामार्य विजितेन्द्रियम् ।
अनर्थेभ्यो न शक्नोति त्रातुं धर्मो निरर्थकः ॥
भूतानां स्थावराणां च जंगमानां च दर्शनम् ।
यथास्ति न तथा धर्मस्तेन नास्तीति मे मितः ॥

युद्धकांड ८३, १४–१९

"રામ, તમે ધર્મ ધર્મ કહી તેનું જીવથી વધારે જતન કરો છો, પણ તે ધર્મ તમારૂં તો રક્ષણ કરતો નથી. મને લાગે છે કે ધર્મ અને અધર્મ માત્ર મનથી ઉપજાવી કાઢેલી વાતો છે. જો ખરેખર ધર્મ અધર્મ જેવી કોઇ વસ્તુ હોય તો રાવણ સીધો નર્કમાં ગયો હોત અને તમને આ દુઃખ પડ્યું તે પડ્યું ન હોત. ધર્મ પરાયણ માણસો જ દુઃખ ભોગવે છે અને અધર્મશીલ સમૃદ્ધિ ભોગવે છે; માટે ધર્માધર્મની વાતો જ જુઠી છે અથવા ધર્મ એ નપુંસક છે, અને તે માત્ર બળને આધારે જ ટકી રહે છે એમ દેખાય છે. કારણકે બળથી અને પરાક્રમથી જ સર્વ પ્રાપ્ત થાય છે. તો પછી તમે બળ અને પરાક્રમનો જ માર્ગ કેમ સ્વીકારતા નથી ? મને લાગે છે કે પૈસો એ જ ધર્મનું મૂળ છે. તમે રાજ્ય છોડ્યું તે જ ક્ષણે તમારૂં બળ નાશ પામ્યું. જેની પાસે પૈસો છે તે જ બુદ્ધિમાન, તે જ પરાક્રમી, સર્વ કંઇ જે કહો તે તે જ છે. પૈસાથી જ આનંદ, વૈભવ, ધર્મ, કામ અને મોક્ષ સાધ્ય થાય છે. જ્યારે તમે પિતાની આજ્ઞાથી આ વલ્કલો ધારણ કર્યાં ત્યારે જ તમે લક્ષ્મી જે સર્વ સાધનનું મૂળ છે તેને

છોડી દીધી, અને આથી જ રાવણ તમારી સ્ત્રીનું હરણ કરી શક્યો." સંકટના સમયમાં સારા સારા માણસોના મનમાં પણ પાપ પુણ્ય બાબત શંકા ઉઠે છે. આમાં માત્ર રામચંદ્રજી અપવાદ રૂપે છે.

રામાયણમાં રામનું અને તેણે કરેલાં પરાક્રમોનું વર્ણન કરતી વખતે, વાલ્મીકિએ ઘણી અતિશયોક્તિ કરેલી છે, તેમજ વાંદરા, રાક્ષસ વગેરેનું વર્ણન વાસ્તવિક નથી એમ ઠરાવીને

## રામ એ કાલ્પનિક વ્યક્તિ

હોવી જોઇએ, એમ કેટલાક સાબીત કરે છે. આર્યોએ દક્ષિણમાં સિંહલદ્વીપ (લંકા) સુધી સવારી કરીને પોતાની સત્તા દક્ષિણ હિન્દુસ્તાનમાં સ્થાપન કરી, એ બતાવવા માટે તદ્દન કાલ્પનિક રીતે રામાયણની રચના થઇ એવી કેટલાએકની માન્યતા છે.

રામચંદ્રજીએ પગના સ્પર્શથી શલ્યાની અહલ્યા કરી. આ વાતનો અર્થ એ લોકો એમ કરે છે કે, પ્રથમ વિંધ્ય પર્વતની આસપાસનો મુલક ઉજ્જડ અને વેરાન હતો. ત્યાં આર્યોનો પ્રવેશ થવાથી ખેતીનો ધંધો વધ્યો, અને કેવળ પથ્થરથી ભરેલી જમીન ઉત્તમ પદ્ધતિએ ખેતી કરવાથી, પુષ્કળ પાક આપવા લાગી. વળી કેટલાક કહે છે કે વેદાંતમાં જે દેવતાઓનાં વર્ણન છે તે ઉપરથી જ રામાયણનાં પાત્રોની રચના થઇ છે. સીતાજીની વેદાંતમાં કૃષિદેવતા તરીકે સ્તુતિ કરેલી માલમ પડે છે. (ઋ. ૪ સૂક્ત ૫૮) રામાયણમાં એમ જણાવેલું છે કે જમીન ખેડતી વખતે સીતા જડી આવી. આ ઉપરથી વેદના

સમયની સીતા રામાયણમાં રામપત્ની હોવાનું દર્શાવ્યું છે. તે જ પ્રમાણે રામ એ ઇંદ્ર, રાવણ એ વૃત્રાસુર અને હનુમાન એ મરૂત. રાવણે સીતાનું હરણ કર્યું, એનો અર્થ એ છે કે વૃત્રાસુરે અનાવૃષ્ટિ કરીને ખેતરમાં અનાજ ન પાકે એ પ્રમાણે કર્યું, અને રામ એટલે ઇંદ્રે અસુરને ઠાર કરીને વૃષ્ટિ કરી વર્ષાદનો માર્ગ ખુલ્લો કર્યો અને બધાને સુખી કર્યા.

અહલ્યાના ઉદ્ધાર સંબંધી કુમારિલ ભટ્ટે જે વર્ણન કર્યું છે તેમાં એમ કહ્યું છે કે ઇંદ્ર એટલે સૂર્ય અને અહલ્યા એટલે રાત. એટલે અહલ્યા રૂપી રાતની પાસે ઇંદ્ર રૂપી સૂર્ય જતાં જ તે નાશ પામી. થીઓસોફીના અનુયાયીઓએ રામાયણનો જુદો જ અર્થ કર્યો છે. રામચંદ્ર માટે પૂજ્યભાવ રાખનારા જે વેદાંતી તદ્દન અર્વાચીન સમયમાં થયા છે તેમણે રામ, સીતા વગેરેને અધ્યાત્મજ્ઞાનની દષ્ટિએ નામ આપેલાં છે. જેને દશ ઇંદ્રિયો જોડાયેલી છે એવો જીવાત્માનો દેહ રૂપી રથ તે દશરથ, જીવાત્મા એ રામ, સદ્બુદ્ધિ એ સીતા, અવિદ્યા એ કૈકેયી, વૈરાગ્ય એ વન, વિવેક એ લક્ષ્મણ, પંચક્રોશી એ યોગની ધ્યાનસ્થિતિ, દેહાભિમાન એ રાવણ, સદ્ભાવ એ વિભીષણ, ભાવાર્થ એ જટાયુ, ભક્તિ એ તેની પાંખો, યોગશાસ્ત્રોક્ત મનશ્ચક્ર અષ્ટદળ એ જ લંકા, અંજન એ જ અંજનીપુત્ર હનુમાન, નિષ્કામ એ સુગ્રીવ, સકામ એ વાલી, કપિ એટલે સમાધિ પ્રાપ્ત કરી લેવાનો માર્ગ, વગેરે અર્થ કરીને રામાયણના બધા પ્રસંગો સાથે અધ્યાત્મજ્ઞાનનો મેળ બેસાડેલો છે. ગ્રીસ દેશના ઇલીયડ નામના કાવ્ય ઉપરથી રામાયણ રચવામાં આવ્યું છે, એવો મત થોડા વખત ઉપર યુરોપના એક પંડિતે દર્શાવ્યો હતો. તે મતનો કે. કાશીનાથ ત્ર્યંબક

ઉચ્છેદ કરીને રામાયણ એ તદ્દન સ્વતંત્ર કાવ્ય છે એમ સાબીત કરેલું છે. પણ આ રીતે રામાયણને આધ્યાત્મિક સ્વરૂપ આપવાથી રામનું અસ્તિત્વ જ નાકબુલ કર્યા બરોબર થાય છે, અને અવતારમાં બતાવેલો રામાવતાર થયો નથી એમ સાબીત થાય છે, એ વાત ધર્માભિમાનીઓ ભૂલી જાય છે. સંસારમાં ઘણી વખતે અમુક વ્યક્તિમાં આપણે એક ગુણ સ્પષ્ટ રીતે જોઇ શકીયે છીયે. તે ઉપરથી જો આપણે આધ્યાત્મિક અર્થ લગાડીયે તો દરેક માણસ અમુક ગુણ અથવા દોષની મૂર્તિ જ છે એમ કહેવું પડે. એવી રીતે સામાન્ય માણસને અનુસરવાને મુશ્કેલ થાય એવો અર્થ રામાયણનો ન કરતાં રામસીતાનું ચરિત્ર તેમની આગળ મુકવું જોઇયે. એથી તેમના સદ્ગુણોનું અનુકરણ કરવાને સમાજ પ્રેરાશે અને દિવસે દિવસે સમાજ ઉંચે ચઢતો જશે. આપણા તત્ત્વ-જ્ઞાનમાં વિશેષ ખુબી તો એ છે કે તેથી આપણને શબ્દોના આડંબરની ટેવ પડી ગઈ છે. આ સ્થિતિ સુધારવાને સાધુ સંતોએ વારે વારે એ આડંબરને દુર કરીને શુદ્ધ ધર્મ સમાજની આગળ મુકેલા છે.

રામાયણમાં આવેલો અલંકારીક ભાગ તેમજ અતિશયોક્તિ વાળો ભાગ બાદ કરીને જો આપણે માત્ર રામચરિત્રનો જ વિચાર કરીશું, તો આપણને માલમ પડશે કે

## રામ ઐતિહાસિક પુરૂષ

છે. તે કાલ્પનિક નથી. કોસલ અને વિદેહી વંશના લોકો હિન્દુસ્તાનના પૂર્વ ભાગમાં વસ્યા પછી ઇક્ષ્વાકુ કુળના રાજા દશરથના કુટુમ્બમાં શોકયોની અદેખાઇથી તેના પુત્ર રામને વનવાસ જવું પડયું.

તે સમયમાં એકપત્નીવ્રતની પ્રથા ચાલુ હતી. એકી વખતે એક કરતાં વધારે સ્ત્રીઓ ભાગ્યે જ કરવામાં આવતી હતી. પણ ખાસ કરીને ક્ષત્રિયોમાં એક કરતાં વધારે સ્ત્રીઓ કરવાનો રિવાજ હશે એમ માલમ પડે છે, કારણકે દશરથ રાજાના અંતઃપુરમાં ત્રણ પટરાણીઓ ઉપરાંત સાડીત્રણસો સ્ત્રીઓ હતી. મુખ્યત્વે કરીને ક્ષત્રિયોમાં અનેક સ્ત્રીઓ કરવાનો ચાલ હતો, છતાં તેમનામાં પણ એકપત્નીવ્રત મહત્ત્વનું ગણાતું એમ માલમ પડે છે. કારણકે રામના એકપત્નીવ્રત માટે તેની પ્રશંસા કરવામાં આવી છે. અનેક સ્ત્રીઓ કરવાથી કુટુમ્બમાં કલેશ થતો એ આપણે રામાયણમાં કૈકેયીની વાત ઉપરથી જોઇ શકીયે છીયે. કંકાસને લીધે રામને વનવાસ જવું પડયું તેનું ફળ એ આવ્યું કે દક્ષિણ હિન્દુસ્તાનમાં આર્યોનો પ્રવેશ થયો. યમુના નદીના દક્ષિણ ભાગમાં ગોદાવરી નદી સુધીના પ્રદેશમાં તે સમયમાં ભયંકર અરણ્ય પથરાયેલું હતું. તે અરણ્ય દંડકારણ્ય નામથી સુપ્રસિદ્ધ હતું. તે સમયે અરણ્યમાં વેદકાલીન ઋષિઓના વંશજ રહેતા હતા. તેમના નામ પણ પહેલાના ઋષિઓ જેવાંજ હતાં, તે ઉપરથી એમ માલમ પડે છે કે ઋષિઓનાં નામ અટક પ્રમાણે પડતાં હતાં. એમ ન હોય તો વેદકાળના ઋષિઓ રામાયણના સમય સુધી, એટલે લગભગ ૩૦૦૦ વર્ષ સુધી જીવતા હોય એમ માની શકાતું નથી. આ ઋષિઓ દંડકારણ્યમાં ઠેરઠેર આશ્રમો બાંધીને વસેલા. તે સમયમાં પૌરાણિક કાળના દેવતાઓની પૂજા કરવાનો રિવાજ ન હતો, પણ ઇંદ્ર, ચંદ્ર વિષ્ણુ, સોમ, બ્રહ્મ, સૂર્ય, ભગ, કુબેર, વાયુ, ગાયત્રી વગેરે વેદમાં વર્ણવેલા દેવતાઓનાં મન્દિરો આશ્રમ પાસે બાંધીને તેમના પ્રીત્યર્થે યજ્ઞ કરવામાં આવતા.

ગોદાવરીના બીજા તીરથી લંકા * સુધી અનાર્ય
રહેતા હતા. આ અનાર્યોનો રાવણ નામે રાજા લંકામાં
હતો. રાવણનું ખરૂં નામ દશાનન અથવા દશકંઠ હોવું
આ ઉપરથી જ તેનું વર્ણન કરતી વખતે તેને દશ મ્હો
એમ વર્ણવ્યું હશે. રાવણ તરીકે તેને જે નામ આ
આવ્યું હતું તે તો તેના બહુ માનદર્શક સાર્વભૌમ ન
અર્થ સુચવવાને અપાયેલું હોવું જોઇયે. રાવણના
તેમજ સગાંવહાલાં સર્વને એક જ મ્હોડાવાળાં વ
આવ્યાં છે. તેના ભાઇ વિભીષણને પણ એક જ મુ
વર્ણવામાં આવ્યો છે. આ રાક્ષસો રંગે કાળા, શરીરે
અને સ્વભાવે સ્વાર્થી અને તામસી વૃત્તિના હતા. તેએ
દેવતા તરીકે પૂજન કરતા અને વિષ્ણુનો દ્વેષ
આર્યોના ધર્મ માટે તેમજ તેમના દેવતાઓ માટે
તિરસ્કાર હતો. આર્યોના યજ્ઞયાગાદિકમાં વિઘ્ન લાવવામ
ગુંથાયેલા રહેતા. વળી તેઓ નરમાંસભક્ષક અને સ
હરણ કરનારા હતા એમ પણ જણાય છે. સ્ત્રીઓનું
કરવાની પ્રથા તેમનામાં ચાલતી હશે, માટે જ તેમની
પદ્ધતિને રાક્ષસવિવાહ એ નામ મનુએ આપ્યું હશે.
અનાર્યોનો નાશ કરવાને ક્ષત્રિયો હમેશાં તૈયાર રહેતા
ઋષિઓએ પણ તેમના ઠીક ખબર લીધાનું જણ
અગસ્ત્ય ઋષિએ પ્રથમ રાક્ષસોને સારી પેઠે હાથ
હતો એવો ઉલ્લેખ રામાયણમાંથી મળી આવે છે. રા

---

* હાલમાં જેને સિલોન કહે છે તે જ લંકા છે એમ
સમજે છે. કેટલાકોનું એમ માનવું છે કે લંકા બેટ વિ
પાસે જ પશ્ચિમ સમુદ્રમાં હતો અને હાલમાં તે લુપ્ત થયો

લક્ષ્મણ ન્હાના હતા ત્યારે વિશ્વામિત્ર પોતાના આશ્રમમાં લઈ જઈને તેમને હાથે કેટલાક રાક્ષસોનું નિકંદન કઢાવ્યું હતું. રામચંદ્ર વનવાસમાં ગયા પછી તેમના અતુલ પરાક્રમને લીધે કેટલાક સાહસિક અને નરમાંસભક્ષક રાક્ષસો તેમના ભોગ થઇ પડયા. આખરે જયારે તેમનો રાજા રાવણ પોતાના કુટુમ્બપરિવાર સાથે ધારાતીર્થમાં નાશ પામ્યો ત્યારે દક્ષિણ દેશમાં રાક્ષસોની સત્તા નાશ પામી અને વિભીષણ માંડલીક રાજા થઈ રહ્યો. આથી બાકી રહેલા થોડાઘણા રાક્ષસો ઉપર સહેજે રામની સત્તા સ્થાપન થઈ અને તેમને વૈરભાવ છોડી દઈ આર્યોની સેવા કબુલ કરવી પડી. રામે જે મોટો અશ્વમેધયજ્ઞ કર્યો તે જોવા માટે અનાર્યો પણ આવ્યા હતા. દક્ષિણ દેશના દુષ્ટ ઘાતકી રાક્ષસોનો નાશ કરવો એ રામચંદ્રનું મુખ્ય કર્તવ્ય હતું, માટે એ તેના અવતારનું મુખ્ય કાર્ય છે એમ કહેવામાં હરકત નથી. હવે

## વાનર એ કોણ

એ પ્રશ્ન રહ્યો. જેમને વાનર કહેવામાં આવ્યા છે તે ખરેખર વાંદરાં હતાં એમ કહેવાય જ નહિ, કારણકે વાનર સેનાએ બળવાન અને સાર્વભૌમ રાજા રાવણના જે કેળવાયેલા સૈન્ય સાથે બાથ ભીડી તે સેના યુદ્ધકુશળ હતી એમ સિદ્ધ થાય છે. હનુમાન, વાલી, સુગ્રીવ, નલ, અંગદ એમણે વખતોવખત પ્રગટ કરેલા ઉદાત્ત વિચારો, એમનાં શુભ કાર્યો, સમયોચિત વર્તન, એ બધાંનો વિચાર કરીયે છીયે તો વાનરો એ સાત્ત્વિક વૃત્તિના અને સન્માર્ગે ચાલનારા લોક હતા એમ સાબીત થાય છે. ઘણું કરીને તે લોકો હિન્દુસ્તાનના

અસલના વતની હોવા જોઇયે. તેમનો પહેરવેશ, મોઢાં રંગવાની પદ્ધતિ, મસ્તીખોર અને છોકરવાદી સ્વભાવ, વગેરે કારણોથી તેમને વાનર નામ આપ્યું હશે. જે પ્રમાણે અમેરિકાના અસલના વતનીઓ(રેડ-ઇન્ડીયન્સ) પક્ષીઓનાં પીછાં ધારણ કરતા અને જુદાજુદા રંગથી પોતાનું શરીર રંગતા તે પ્રમાણે અસલના એ વતનીઓમાં વાનર, રીંછ અને પક્ષીઓ જેવો વેષ ધારણ કરવાની રૂઢી હશે એમ લાગે છે. જટાયુ ઉપર બતાવ્યા પ્રમાણે કોઇ અસલના વતની માંહેનો હશે, અને તેણે રિવાજ પ્રમાણે પોતાના શરીરને પાંખ અને પીછાં લગાડયાં હશે તેથી તેની ગણના પંખીમાં કરી હશે. હનુમાન એટલું બધું શુદ્ધ બોલતો હતો અને તેની વાક્યરચના એટલી બધી ઉત્તમ હતી કે તેની વાણી સાંભળીને રામ આશ્ચર્ય પામ્યા હતા.

હનુમાન, અંગદ અને તેમના જાતિભાઇઓમાં ખાસ ગુણ એ હતો કે તેઓ સાહસિક, શૂરવીર અને રાજ્યનિષ્ઠ તેમજ સ્વામિનિષ્ઠ હતા. અંગદે રાવણની સભામાં જઇને જે વિષ્ટિ કરી તેને ધ્યાનમાં લઇયે તો તે વાનર હતો એમ કોણ કહેશે ? પોતાને જ મારી નાંખવાની દુશ્મને કરેલી યુક્તિથી તેની જ નગરીને બાળી મુકનાર હનુમાનને કોણ મર્કટ કહી શકે ? લંકાના ઘેરાને ફતેહમંદ કરનાર સુગ્રીવ તે સમયનો મહાન યુદ્ધકુશલ સેનાનાયક હોવો જોઇયે. એ સર્વ વાનર ન હતા પણ માણસો જ હતા એનો પુરાવો રામાયણમાં મળે છે. જ્યારે રામે લંકાને ઘેરો ઘાલ્યો ત્યારે તેણે પોતાના સૈનિકોને આજ્ઞા કરી હતી કે તેમણે મનુષ્યનું રૂપ ધારણ ન કરતાં મર્કટ રૂપે જ યુદ્ધ કરવું. પણ ત્યાર પછી તે દેવના અવતાર

હતા એમ સાબીત કરવાને વાસ્તે લોકોએ તેમના સંબંધમાં અદ્ભુત વાતો જોડી કાઢી, અને તેઓ મોટા મોટા ખડકો અને આખા પર્વતો ઉચકી જતા હતા એમ લખ્યું. લાકડીઓ અને પથ્થરથી લડનાર આ વાનર જાતિ સાથે આર્યોનો સમાગમ રામની દક્ષિણ તરફની સવારીને લીધે થયો. તેમની જંગલી રહેણીથી તેમને વાનર તરીકે વર્ણવ્યા તેથી પાછળથી પણ તેઓ વાનર તરીકે મનાયા. કાનથી આખું શરીર ઢંકાય એવા મોટા કાનવાળા માણસો છે એવી માન્યતા મેગેસ્થિનિસના સમયમાં હતી, તો તે સમય પહેલાં સેંકડો વર્ષ ઉપરના હનુમાનના જાતિભાઇઓને વાંદરા ગણવામાં આવે તેમાં નવાઇ શી? આ લોકોને રાક્ષસો દુઃખ આપતા હતા તેથી તેમના ઉપર તેમને વૈર હતું માટે રામ જેવો આગેવાન મળતાં જ તેઓ બહુ જ આનંદથી લંકા ઉપર સવારી કરવાને નીકળ્યા. એ પ્રમાણે ઇતિહાસમાંથી આપણને સામાન્ય સાર મળી રહે છે.

## રામાયણનો સમય

રામ ક્યારે જનમ્યા, રામાયણ ક્યારે લખવામાં આવ્યું એ બાબતનો પ્રશ્ન સંશોધકો સામે ઉભો છે. હિન્દુઓની એવી માન્યતા છે કે રામચંદ્ર ત્રેતા યુગમાં થઇ ગયા; અને તેમના પહેલાં જ વાલ્મીકિએ રામાયણ લખી મુકેલું હતું. શ્રીકૃષ્ણનો જન્મ દ્વાપર યુગમાં થયો. મતલબ કે મહાભારતની રચના રામાયણ પછી થઇ છે. રામનો અવતાર સાતમો છે અને કૃષ્ણનો અવતાર તેના પછી છે. યુગોની ગણત્રી પ્રમાણે રામચંદ્ર થયાને હજારો વર્ષ થઈ ગયાં છે. યુરોપીયન તેમ જ બીજા

પંડિતોએ રામાયણ માંહેનો જ્યોતિષ વગેરેનો કરેલો ઉલ્લેખ ધ્યાનમાં લઇ રામાયણ ક્યા સમયમાં રચાયું તે ન કરવાનો પ્રયત્ન કરેલો છે. રામાયણ લખાયા પછી ઇ. સ. પૂર્વે ૫૦૦ વર્ષ અને પછીનાં ૩૦૦–૪૦૦ વર્ષ સુધી તેની અંદર જુદા જુદા લેખકોએ વધારો કર્યો એમ સાબીત કરવામાં આવ્યું છે. રામાયણના ૭ કાંડ છે અને તેમાં ૨૪૦૦૦ શ્લોક છે. આ શ્લોકોની રચના મોટે ભાગે અનુષ્ટુપ છંદમાં કરવામાં આવી છે. છેલ્લો સાતમો કાંડ ઉત્તરકાંડના નામથી પ્રસિદ્ધ છે અને તેની રચના વાલ્મીકિએ નથી કરી એમ પંડિતોનું માનવું છે, કારણ કે છઠ્ઠો કાંડ વાંચતાં આપણને રામાયણ સમાપ્ત થયેલું હોવાનું સ્પષ્ટ જણાય છે. કેટલાક પશ્ચિમના તેમજ પૂર્વના પંડિતોનું એવું માનવું છે કે રામાયણ મહાભારત પહેલાં રચાયું છે અને તેની અંદર ઇ. સ. પૂર્વે ૧૫૦૦ વર્ષના સમયની સામાજિક સ્થિતિનું વર્ણન કરેલું છે, તથા મહાભારતનુ યુદ્ધ એની પછી ૨૦૦ વર્ષે થયું. વળી કેટલાકની માન્યતા પ્રમાણે મહાભારતના સમય પછીની સામાજિક સ્થિતિ રામાયણમાં વર્ણવેલી છે. સતલજ નદીથી પૂર્વ તરફ યમુના અને ગંગાનદીના ફળદ્રુપ પ્રદેશમાં ભરત (કુરુ) વંશના આર્યોએ જે મોટી વસાહત કરી દિલ્હી (હસ્તિનાપુર) નામે શહેર વસાવ્યું તેમના વંશમાં પાછળથી જે યુદ્ધ થયું તેનું વર્ણન મહાભારતમાં કરવામાં આવ્યું છે. મહાભારતમાં ઇ. સ. પૂર્વે ૧૩૦૦ વર્ષ અગાઉની આર્ય જનતાની માહિતી મળે છે. તે વખતે તેમનામાં ધૈર્ય, શૌર્ય વગેરે ગુણોનો વિકાસ વિશેષ પ્રકારે થયો હતો એમ આપણને તેમના યુદ્ધના ઉત્સાહ ઉપરથી માલમ પડી આવે છે. વખત

જતાં ધીમે ધીમે સમાજમાં શાન્તિ પ્રસરવા લાગી અને યુદ્ધનો ઉત્સાહ કમી થયો. અને જે વખતે સમાજમાં યુદ્ધને બદલે નૈતિક આચરણનું મહત્ત્વ વધારે મનાવા લાગ્યું—મતલબ કે એક-પત્નીવ્રત, બંધુપ્રેમ, સેવ્યસેવકભાવ, પતિવ્રતાધર્મ, સત્યવચન વગેરે નૈતિક ગુણોનું મહત્ત્વ સમાજમાં વધવા લાગ્યું—તે સમયમાં વાલ્મીકિએ રામચરિત્ર લખીને અમરકીર્તિ મેળવી. ભૂગોળની દૃષ્ટિએ રામરાજ્યના વિસ્તારનો વિચાર કરીયે, અને સામાજિક ઉત્ક્રાંતિના તત્ત્વ પ્રમાણે સામાજિક અને નૈતિક ઉન્નતિનો વિચાર કરીયે તો રામાયણ મહાભારત પછીનું હશે, એમ કેટલાક પ્રતિપાદન કરે છે.

ગમે તેમ હોય તોપણ એટલી વાત તો નિશ્ચિત છે કે ૧૩૦૦–૧૪૦૦ વર્ષ ઉપરની આર્ય જનતાની સ્થિતિ સમજવામાં રામાયણ ઘણી જ મદદ કરે છે એમાં કોઇથી ના પડાય એમ નથી. કાળે કરીને

## રામ એ સાતમો અવતાર

છે, એમ સમજવામાં આવ્યું. ધર્મમાર્ગે ચાલનારને દુષ્ટો તરફથી દુઃખ આપવામાં આવતું હોય તો તેનો નાશ કરવાને પરમેશ્વર અવતાર લે છે એવી તે વખતે સમાજમાં માન્યતા હશે એમ જણાય છે કારણ કે

यदा धर्मो ग्लाति वंशे सुराणां तदा कृष्णो जायते मानुषेषु ॥

એવું અનુશાસન પર્વ (૧૫૯–૧૨)માં કહેલું છે. વળી ગીતામાં તો આ સંબંધમાં શ્રીકૃષ્ણે અર્જુનને સ્પષ્ટ રીતે કહેલું છેઃ—

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

રામાયણના ઉત્તરકાંડમાં નીચેનો શ્લોક છેઃ—

नष्टधर्मव्यवस्थानां काले काले प्रजाकरः ।
उत्पद्यते दस्युवधे शरणागतवत्सलः ॥

મતલબ કે ધર્મની સ્થાપના અને અધર્મનો નાશ કરવાને કારણે અવતાર લેવામાં આવે છે એવું જે અસલના વખતમાં લોકો માનતા હતા તેવું આજે પણ લોકો માને છે.

રામચંદ્ર પોતે પરમેશ્વરનો અવતાર હતા એ બાબતનો રામાયણમાં એક ઉલ્લેખ છે. અયોધ્યાકાંડમાં એમ કહેલું છે કે

स हि देवैरुदीर्णस्य रावणस्य वधार्थिभिः ।
अर्थितो मानुषे लोके जज्ञे विष्णुः सनातनः ॥

"રાવણનો વધ કરવાને વાસ્તે વિષ્ણુ મનુષ્ય લોકમાં જન્મ્યા છે." યુદ્ધકાંડમાં બ્રહ્માએ નીચે પ્રમાણે રામની સ્તુતિ કરેલી છેઃ

"રામ, તું સાક્ષાત્ દેવ છે, સુદર્શનધારી નારાયણ છે, હવે પછી થનારા તારા શત્રુઓનો તું નાશ કરનારો વરાહ છે, નાશ નથી થતો એવો બ્રહ્મ તું જ છે; સીતા એ લક્ષ્મી છે." ઉત્તરકાંડમાં બ્રહ્મદેવે આખરે રામને કહેલું છે કે "તું વિષ્ણુ જ્યોતિમાં મળી જા, કારણકે સર્વ વિશ્વનું તું નિવાસસ્થાન છે." યુદ્ધકાંડમાં રાવણ મરાયો તે વખતે વિલાપ કરતાં મંદોદરીએ કહેલું કે "મહારાજ, તમારી સામે ઉભો રહેવાને યમરાજ પણ ડરતો હતો, છતાં આજે તમને માનવીના હાથે મરણ શી રીતે આવ્યું? મને લાગે છે કે આ રામ નથી, પણ શ્રી વિષ્ણુ પ્રત્યક્ષ અવતાર લઈને આવેલા છે." આવી રીતે રામ એ ઈશ્વરનો અવતાર હતા એમ રામાયણમાં બતાવેલું છે. આખા રામાયણમાં કેટલોક ભાગ પાછળથી ઉમેરવામાં આવ્યો છે

એમ કેટલાકનું માનવું છે. મહાભારતના શાન્તિપર્વમાં નીચેનો શ્લોક છેઃ—

हंसः कूर्मश्च मत्स्यश्च प्रादुर्भावाद्विजोत्तम ॥
वराहो नारसिंहश्च वामनो राम एव च ॥
रामो दाशरथिश्चैव सात्वतः कल्किरेव च ॥

આ અવતારોમાં બુદ્ધનું નામ નથી; અને અત્યારે વિષ્ણુ ભગવાનના જે દશ અવતાર મનાય છે તેની અંદર હંસાવતારનું નામ મળતું નથી. રામાયણમાં અયોધ્યાકાંડમાં (૧૦૯-૩૪) બુદ્ધને ચોર અને નાસ્તિક કહેલા છે.

यथा हि चोरः स तथा हि बुद्धस्तथागतं नास्तिकमत्र विद्धि ॥

પણ આ વાક્યને આગળપાછળ કશો સંબંધ નથી તેથી તે પાછળથી ઉમેરવામાં આવ્યું હશે એમ મનાય છે. ઇ. સ. ની પાંચમી સદીમાં વાયુપુરાણ લખવામાં આવ્યું છે એમ મનાય છે. એ વાયુપુરાણમાં રામ એ વિષ્ણુનો અવતાર છે એમ લખેલું છે. બીજાં પુરાણોમાં પણ રામ એ પરમેશ્વરનો અવતાર હતા એમ લખેલું છે અને તેમને પરમેશ્વર જેવા પૂજ્ય માનેલા છે. ઇ. સ. ૧૦૧૪માં અમિતગતિ થઇ ગયો તેણે રામનાં પુષ્કળ વખાણ કરેલાં છે અને તેને સર્વજ્ઞ, સર્વવ્યાપક વગેરે વિશેષણો આપેલાં છે. આ ઉપરથી તે સમયમાં રામ તરફ બહુ જ પૂજ્યબુદ્ધિ હશે એમ માલુમ પડે છે. પ્રખ્યાત અમરકોશનો કર્તા અમરસિંહ ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં થઇ ગયો, તેણે દેવતાઓનાં નામ પોતાના કોશમાં આપેલાં છે. તેમાં રામનું નામ આપેલું નથી, પણ તેના જ સમયમાં વરાહમિહીર થઇ ગયો તેણે કૃષ્ણ, સૂર્ય, યમ

વગેરેની મૂર્તિ શી રીતે બનાવવી તે કહેલું છે. તેણે રામની મૂર્તિ પણ બનાવવાની રીત બતાવેલી છે. આ ઉપરથી આપણને એમ માનવાને કારણ મળે છે કે તે સમયમાં રામને અવતાર તરીકે માનતા હતા, પણ અત્યારની પેઠે તેનાં પૂજા-પાઠ-ભજન વગેરે તે વખતમાં ચાલતાં ન હતાં. ધાર્મિક ક્રિયાઓમાં હિન્દુઓને વિષ્ણુના ૨૪ નામનો ઉચ્ચાર કરવો પડે છે. તેની અંદર વામન, નરસિંહ, કૃષ્ણ, વગેરેનાં નામો છે, પણ જે રામનામને અતિશય પવિત્ર માનવામાં આવે છે તે તેમાં દેખાતું નથી. આ ઉપરથી રામની ઉપાસનાનો રવાજ પ્રાચીન કાળમાં યે હતો એમ માનવાને આપણને સબળ કારણ મળતું નથી. ઇ. સ. ના ૧૩મા સૈકામાં રામની ઉપાસના ચાલુ હતી. મધ્વ ઉર્ફે આનંદતીર્થ રામના બહુ જ ભક્ત હતા. તેમણે દિગ્વિજયી રામની મૂર્તિ બદ્રિકાશ્રમમાંથી આણી અને જગન્નાથપુરીમાંથી રામસીતાની મૂર્તિ લાવવાને ૧૨૬૪ની સાલમાં નરહરતીર્થને મોકલ્યો. એ જ શતકમાં હેમાદ્રિએ લખેલા વ્રતખંડ નામના પુસ્તકમાં રામનો જન્મઉત્સવ કેમ ઉજવવો એ લખેલું છે. વૃદ્ધહારિતની સ્મૃતિમાં પણ રામ એ અવતાર છે એમ જણાવીને તેની પૂજા કરવી એમ લખેલું છે અને તે તુલસીદાસના રામાયણને વેદ જેટલું માન આપે છે. રામાનન્દની શિષ્ય શાખા રામાનન્દીના નામથી પ્રસિદ્ધ છે. તે રામાનન્દના ૧૨ શિષ્યો પૈકીના પ્રસિદ્ધ જે કબીર તેણે પણ રામભક્તિનો મહિમા વધાર્યો. દક્ષિણ પ્રદેશમાં રામદાસ સ્વામીને લીધે રામની પૂજા કરવાનો ચાલ ૧૭મા સૈકાથી શરૂ થયો અને ઘણે ઠેકાણે રામ, સીતા અને હનુમાનનાં મન્દિરો સ્થપાયાં. કાલીદાસનો રઘુવંશ, ભવભૂતિનું મહાવીર

ચરિત્ર અને ઉત્તર રામચરિત્ર, એકનાથનું ભાવાર્થ રામાયણ, શ્રીધરનો રામવિજય, મોરોપંતનાં ૧૦૮ રામાયણ, અધ્યાત્મ રામાયણ, રામગીતા એ સર્વ ગ્રન્થને લીધે રામચંદ્રનું મહત્ત્વ ફેલાયું અને દરેકના મનમાં રામચંદ્ર વિષે પૂજ્યભાવ ઉદ્‌ભવ્યો. રામાયણના તરજુમા હિન્દુસ્તાનની જુદી જુદી ભાષામાં તેમ જ યુરોપની ભાષામાં પણ થયા. વાલ્મીકિએ તો રામનાં શૌર્ય, ધૈર્ય, એકપત્નીવ્રત વગેરે ગુણોનું વર્ણન કરીને ખૂબ આદરભાવ બતાવ્યો છે. રામને પણ બીજા માણસોની પેઠે જ દુઃખ, હર્ષ, શોક વગેરે થતાં હતાં અને પોતાના મન ઉપર વિજય મેળવવા તેને બીજા માણસની મદદ લેવી પડી, એવું જે રામાયણમાં બતાવ્યું છે એ બધાંનો વિચાર કરીયે તો રામને પરમેશ્વરના અવતાર ગણવાનો વાલ્મીકિનો વચાર હોય એમ લાગતું નથી. પણ તુલસીદાસે તો તેને સાક્ષાત્ વિષ્ણુના અવતાર કહ્યા છે. અત્યારે રામનામનો મહિમા ઠેર ઠેર ગવાય છે. ઘણા લોકો એમ માને છે કે રામનામ એ જ મોક્ષનું સાધન છે અને તેથી રામની કથા ઘણી જ પૂજ્યબુદ્ધિથી વાંચવામાં આવે છે. ઉત્તર હિન્દુસ્તાનમાં લગભગ દરેક માણસને તુલસીદાસના દુહા આવડે છે અને તલ્લીન બનીને લોકો તે ગાય છે. કેટલાકને તો દરરોજ રામાયણ વાંચવું જ જોઇએ એવો નિયમ હોય છે. શબને જ્યારે સ્મશાનમાં બાળવા લઇ જાય છે ત્યારે રામનામ સત્ય હૈ, એમ બોલવાનો ઘણે ઠેકાણે રિવાજ હોય છે. નમસ્કાર કરતી તખતે પણ રામરામ કહેવામાં આવે છે. રામાયણમાંથી નાટકો બનાવી તે ભજવવામાં આવે છે. જાત્રાને દિવસે રામલીલા જોવાને માટે હજારો લોકો એકઠા થાય છે. ઉત્તર હિન્દુસ્તાનમાં આસો માસમાં

ઠેકઠેકાણે રામલીલા ભજવાય છે અને તે વખતે શ્રીરામચંદ્રની જય વગેરે ગર્જનાથી લોકો આકાશને ગજવી મુકે છે. આ સર્વ બીનાથી રામની તરફ હિન્દુઓનો કેટલો પૂજ્યભાવ છે તે જણાઈ આવે છે. કૃષ્ણનાં મન્દિરો માફક રામનાં મન્દિર ભવ્ય અને વિશાળ હોતાં નથી. વૃન્દાવન અને બીજાં સ્થળોનાં કૃષ્ણમન્દિર ભવ્ય અને સુંદર બાંધેલાં હોય છે અને તેમને શણગારવામાં અઢળક ધન ખર્ચવામાં આવે છે; જ્યારે અયોધ્યા કે જયાં રામનો જન્મ થયો હતો તે ઠેકાણાનું રામજીમન્દિર સાદું છે. જો રામજીમન્દિર કોઇ પણ ઠેકાણે સુશોભિત રીતે બાંધવામાં આવ્યું હોય તો ફક્ત હનુમાન ગઢી ઉપરનું મન્દિર કંઇક અંશે સુંદર છે એમ કહી શકાય. પણ સ્વાર્થીપણાને લીધે અથવા નિસ્વાર્થીપણે હજારો લોકો પોતાના હૃદય રૂપી મન્દિરમાં રામચંદ્રની મૂર્તિ પધરાવે છે.

## રામચંદ્રના દૈવી ચમત્કાર

રામાયણમાં લખેલા છે એ ઉપરથી રામચંદ્ર ઇશ્વરના અવતાર હતા એમ ભાવિક શ્રદ્ધાળુ લોકો માને છે. નાની ઉમરમાં તેમણે શિવનું ધનુષ્ય ભાંગ્યું; ક્ષત્રિયોનો નાશ કરવાની જેને પ્રતિજ્ઞા હતી, અને જેમણે એકવીસ વાર પૃથ્વી નક્ષત્રી કરી હતી એવા પરશુરામનો તેમણે નાની ઉમરમાં પરાજય કર્યો; રામની સાથે પ્રસંગ પાડતાં પહેલાં તેમના બળની પરીક્ષા માટે સુગ્રીવે જણાવ્યું ત્યારે રામચંદ્રજીએ એક જ બાણથી વિશાળ અને ઘાડા વનને છેદી નાંખી સુગ્રીવની ખાત્રી કરી આપી; ગૌતમ ઋષિના શાપથી તેમની પત્ની અહલ્યા શીલા થઇ જંગલમાં પડી હતી તેને પોતાના પાદસ્પર્શથી

જીવતી કરી અસલ સ્વરૂપ આપ્યું; વર્ણાશ્રમ ધર્મનો ભંગ કરવાના અપરાધ માટે શંબુકને મારી નાંખી તેમણે બ્રાહ્મણના મરેલા પુત્રને જીવતો કર્યો; સમુદ્રને બાળી નાંખવાને ધનુષ્ય ઉપર બાણ ચઢાવતાં જ મનુષ્યનું રૂપ ધારણ કરી સમુ તેમને શરણે આવ્યો; સમુદ્ર ઓળંગી પાર જવાને વાસ્તે પથ્થરને તરતા કરી પાળ બાંધી; અને દેવ લોકો પણ જેનાથી ત્રાસતા હતા એવા, કોઇનાથી ન જીતાય તે રાવણનો તેના આખા કુળ સાથે નાશ કરી રાક્ષસોનો પરાજય કર્યો. આ ઃ કેટલાયે દૈવી ચમત્કારો રામચંદ્રજીએ કરેલા છે. જે જે મહા પુરુષો ઇશ્વરના અવતાર હોવાનું મનાય છે, તે ગમે તે દેશમાં જન્મ્યા હશે તોપણ તેમણે દૈવી ચમત્કારો કરેલા છે એમ તેમનાં જીવનચરિત્રોમાં લખેલું હોય છે. ઇશુખ્રિસ્ત, મહમ્મદ, ઝોરોસ્ટર બુદ્ધ, રામ, કૃષ્ણ એ સર્વેએ કંઇ ને કંઇ દૈવી ચમત્કારો કરેલા છે એમ તેમનાં જીવનચરિત્રો જોતાં માલમ પડી આવશે. જો કે દરેક ધર્મના માણસો પોતાના ધર્મના ચમત્કારોની વાત સાચી માને છે, તોપણ બીજા ધર્મના ચમત્કારો ખોટા છે એમ છાતી ઠોકી જણાવે છે અને સામા માણસના ઉપર દોષો મુકે છે. આ સ્થિતિ શોચનીય છે. મનુષ્યના અજ્ઞાનની આ એક નિશાની છે. જો બરોબર વિચાર કરીશું તો જણાશે કે આ આખું વિશ્વ પણ એક અદ્દ્ભુત ચમત્કાર છે. નિયમિતપણે ઉગતા અને આથમતા સૂર્ય અને ચંદ્ર, આકાશમાં કશાના ટેકા વગર અદ્ધર રહેલાં કોટિ નક્ષત્રો, મહાન સમુદ્રો, જમીનના પેટામાં તેમજ ઉપર વસી રહેલાં લાખો પ્રાણીઓ, મનુષ્યશરીરની અદ્દ્ભુત યોજના, એ સૌ ચમત્કાર જ છે. અને આ સૌ જે પરમ પૂજ્ય, સર્વશક્તિમાન પ્રભુએ ઉત્પન્ન

કરેલું તે પ્રભુની શક્તિનો પાર પામવો અશક્ય છે. પણ ઇશ્વરે ઉત્પન્ન કરેલી આ સર્વ વસ્તુઓને વાસ્તે નિયમો હોય છે અને તે નિયમને અનુસરીને જ તેમને વર્તવું પડે છે. તેમની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ સૌ ઇશ્વરી નિયમો પ્રમાણે થાય છે. જો કે આ નિયમોમાં કોઇથી ફેરફાર થાય એમ નથી, છતાં ઇશ્વર સર્વશક્તિમાન છે એમ આસ્તિક અને શ્રદ્ધાળુ લોકો માને છે, અને તેથી ઇશ્વરને 'कर्तुं, अकर्तुं अन्यथा कर्तुं समर्थ' (સર્વ કંઇ કરી શકે એવો) માનીને તે સૃષ્ટિના નિયમોથી બહાર જઇ શકે છે એમ સાબીત કર્યું છે. જગતમાં જે જે ઇશ્વરના અવતાર તરીકે મનાયા તે સર્વમાં ઇશ્વરી શક્તિ હતી, એટલે તેઓ 'कर्तुमकर्तुमन्यथाकर्तुं' હતા એમ માનીને તેમને હાથે સૃષ્ટિના નિયમોથી વિરૂદ્ધ એવા દૈવી ચમત્કારો બન્યા છે એમ શ્રદ્ધાળુ લોકોએ માનેલું છે. કોઈ માણસ એ ચમત્કારની વાતો માને કે ન માને એના ઉપર કંઇ અવતારનું મહત્ત્વ ટકી રહેતું નથી. કદાચ એકાદ વ્યક્તિ એવા ચમત્કાર કરી શકે તેથી તે કંઇ પૂજ્ય કે સમાજને આદર્શ બની શકતી નથી. જો તેમ થતું હોત તો ફોનોગ્રાફ, સીનેમા, તાર વગરના સંદેશા, એક્સ કિરણો વગેરેની શોધોથી જગતને આશ્ચર્ય પમાડનાર સર્વ માણસો ઇશ્વરના અવતાર મનાયા હોત. અવતારનું ખરૂં મહત્ત્વ તો તેના સદ્વર્તન, ચારિત્ર અને નીતિ ઉપર જ આધાર રાખે છે. અને આપણે આ જ દૃષ્ટિબિન્દુથી રામ, કૃષ્ણ અને બુદ્ધ તરફ જોવું જોઇયે. આ મહાન પુરુષોનાં ચારિત્ર અને તેમને હાથે થયેલાં સારાં અને મહાન કાર્યો જોઇને તેમના તરફ જેમને પૂજ્યબુદ્ધિ અને પ્રેમ ઉપજ્યો તેમણે અનેક દૈવી ચમ-

ત્કારોનો તેમનાં જીવનચરિત્રોમાં સમાવેશ કર્યો. વાલ્મીકિ રામાયણ ઉપરથી

## દૈવી ચમત્કારોનો ખુલાસો

થાય છે. આ મહાકાવ્ય રચાયા પછીથી તેની અંદર દૈવી ચમત્કારોની વાતો દાખલ કરવામાં આવી. આવી રીતે ખુદ રામાયણમાં તેમજ ત્યાર પછીનાં રામચંદ્ર વિષે લખાયેલાં જુદાં જુદાં પુસ્તકોમાં કવિઓએ પોતાની કલ્પનાથી જે જે દૈવી ચમત્કારો ઉપજાવી કાઢ્યા તે સર્વ લોકો ખરા માનવા લાગ્યા. દાખલા તરીકે વાલ્મીકિ રામાયણમાં સોનાના મૃગની વાત આવતી નથી. રામ અને લક્ષ્મણ શીકાર માટે ગયા અને સીતાના રક્ષણ માટે જટાયુ પર્ણકુટિમાં હતો તે વખતે રાવણ સંન્યાસીનો વેષ ધારણ કરીને ભિક્ષા માંગવા આવ્યો, ત્યારે સીતાજીએ તેને કહ્યું કે

आगमिष्यति मे भर्ता वन्यमादाय पुष्कलम् ।
रुरून् गोधान् वराहांश्च हत्वादायामिषं बहु ॥

"મારા પતિ જંગલાંથી ફળો, હરણ, વૃષભ, વરાહ વગેરેનું માંસ લઈને જલદી આવશે ત્યાં સુધી તમે થોભો." જો કંચુકીને વાસ્તે સુવર્ણમૃગનું ચામડું લેવાને રામચંદ્ર ગયા હોત, અને લક્ષ્મણને ઠપકો આપીને સીતાએ રામના બચાવ વાસ્તે મોકલ્યા હોત, તો ઉપર પ્રમાણે શાન્ત રીતે સીતાજી રાવણનો સત્કાર કરત નહિ. તે ઉપરાંત જટાયુએ રામને એમ કહ્યું કે "હું આપની ઇચ્છા પ્રમાણે અહીં સીતાનું રક્ષણ કરીશ, તમે લક્ષ્મણ સાથે જાઓ." મતલબ કે રામ અને લક્ષ્મણ બન્ને જણ સાથે જ શીકાર કરવાને ગયા હતા અને પાછળથી રાવણે

સીતાનું હરણ કર્યું એમ વાલ્મીકિએ લખ્યું છે. અહલ્યાની બાબતમાં વાલ્મીકિએ લખ્યું છે કે ગૌતમે ગુસ્સાથી પોતાની પત્નીને નીચે પ્રમાણે શાપ આપ્યો

वातभक्षा निराहारा तप्यन्ती भस्मशायिनी ।
अदृश्या सर्वभूतानामाश्रमेऽस्मिन्वसिष्यसि ॥

મતલબ કે " કશું પણ ખાધા વગર માત્ર વાયુનો ભક્ષ કરીને, કોઈની પણ નજરે ન પડતાં, પશ્ચાત્તાપ કરી આશ્રમની અંદર રાખમાં પડી રહે. " પછી જ્યારે રામ અને લક્ષ્મણ ત્યાં આવ્યા ત્યારે તે અહલ્યા તેમની સામે આવી તે વખતે

राघवौ तु तदा तस्याः पादौ जग्राहतुर्मुदा ॥

આ બન્ને ભાઈઓએ આનંદથી તેના ચરણમાં મસ્તક મુક્યું. પછી ગૌતમે અહલ્યાનો સ્વીકાર કર્યો. અહલ્યા શિલા થઈને અરણ્યમાં પડી હતી, રામનો પાદસ્પર્શ થતાં તે ઉઠી વગેરે વાતો પાછળથી ઉમેરવામાં આવી છે એમ ઉપલા ઉતારા પરથી જણાય છે. લંકામાં જવા માટે પથ્થરનો તરતો પુલ બાંધવામાં આવ્યો એવું રામાયણમાં લખ્યું જ નથી. વાનરોએ સમુદ્રનો ભાગ પથ્થરથી ભરી કાઢી રસ્તો તૈયાર કર્યો એમ જ લખેલું છે.

આવા બીજા કેટલાક દાખલા પણ આપણને મળી શકે. ટુંકામાં એટલું જ કહેવાનું કે રામને માટે સમાજમાં જેમ જેમ પૂજ્યભાવ વધતો ગયો તેમ તેમ રામાયણની પુનરાવૃત્તિ કરનારાઓએ તેમાં અશક્ય વાતો દાખલ કરી, એટલું જ નહિ પણ રામાયણની મૂળ કથા સાથે જેનો કશો સંબંધ નથી એવા તે તે વખતના સમાજની સ્થિતિ ઉપરથી સુઝેલા વિચારો

પણ તેમણે તેમાં દાખલ કર્યાં. આથી યુદ્ધ સંબંધી હકીકતનો અને મહાભારતના કેટલાક પ્રકરણોનો પણ રામકાવ્યમાં સમાવેશ થઇ ગયો. મૂળ રામાયણ જેની અંદર વાલ્મીકિએ રામનો ખરો ઇતિહાસ લખ્યો હતો તેમાં હિન્દુઓના દુર્દૈવને લીધે ઘણું જ રૂપાંતર કરવામાં આવ્યું. અસ્તુ. તે ગમે તેમ હોય, પણ એટલું તો ખરૂં જ છે કે રામાયણમાં વર્ણવેલા ચમત્કાર બન્યા છે એવું અંતઃકરણપૂર્વક કહેનારા રામભક્ત અને તેની ઉપર વિશ્વાસ રાખનારા રામના ઉપાસકોને સમજ પાડવાનો પ્રયત્ન કરવો એ સત્યની દૃષ્ટિએ ઇષ્ટ છે એવું સાબીત કરવું તેના કરતાં આવી મહાન વ્યક્તિએ બતાવેલા જીવનનું મહત્ત્વ ધ્યાનમાં લઇને તેમણે બતાવેલે રસ્તે જવું એ જ વિશેષ લાભદાયક થશે. આટલા વાસ્તે રામાયણમાં લખેલા ચમત્કારો સાચા છે કે ખોટા છે તેની ભાંજગડ ન કરતાં

## રામાયણમાંથી મળતો સાર

ગ્રહણ કરવો જોઇએ. રામનું ચરિત્ર સાત્ત્વિક, પ્રેમાળ અને ઉદાર છે. માતાપિતા તરફની ભક્તિ, ભાઇ તરફનો પ્રેમ, સત્ય વચન, એકપત્નીવ્રત, આ બધા ગુણોથી તેની કીર્તિ જગતમાં ફેલાઇ. સીતાજીના વર્તન ઉપરથી પણ આપણને સ્ત્રી જાતિની યોગ્યતા સમજાય છે. વળી લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્નના જેવો નિસ્વાર્થ બંધુપ્રેમ ભાગ્યે જ આપણા જોવામાં આવશે.

હનુમાનની સ્વામીભક્તિ અમૂલ્ય હતી અને સ્વામીના કામને માટે તેણે સુખદુઃખની જરા પણ પરવા કરી નથી. દશરથનો પુત્રપ્રેમ અને જનકનું વિદેહીપણું અનુપમ છે. અભિમાન અને અવિચારથી શું પરિણામ આવે છે તે આપણને રાવણના અંતકાળ ઉપરથી માલમ પડી આવશે.

વાનરના જેવાં તદ્દન બેજવાબદાર અને છોકરવાદી
પણ ઉત્તમ માર્ગદર્શક મળવાથી અથવા ઉત્તમ
મળવાથી કેવા કાર્યકુશળ થઇ શકે છે અને મહાન
તાધી શકે છે તે આપણને સુગ્રીવ, અંગદ અને આખી
નાના દાખલા ઉપરથી સમજાય એમ છે. એકંદર
માયણ અત્યંત પ્રેમાળ, બોધદાયક અને ઉદાર વાતોથી
છે. રામનવમીને દિવસે રામચંદ્રજીમાં જે જે સદ્ગુણો
તે પ્રમાણે વર્તવાનો જે પોતાની જાતને હિન્દુ
રે છે તેણે દરેકે નિશ્ચય કરવો જોઇયે અને તે પ્રમાણે વર્તવું
તો જ રામનવમી કર્યાનું ફળ તેને મળી રહેશે.
જીની માફક સુશીલ, સદાચારી અને સત્યવચની થવાની
જરૂર છે. હિન્દુઓ કે જેઓ રામના ઉપાસક અને
કે તેમણે આ જાણવું જોઇયે.

---

# દોલોત્સવ

દેવીપુરાણ અને નિર્ણયામૃત ગ્રન્થમાં દોલોત્સવ સંબંધી જે વિવેચન કરેલું છે તેમાં ચૈત્ર શુદ ૩ થી વૈશાખ શુદ ૩ સુધી ગૌરી, વિષ્ણુ વિગેરે દેવોનું પૂજન કરવું એમ કહેલું છે. આને દોલોત્સવ નામ આપવાનું કારણ એટલું કે તે ઉત્સવના દિવસોમાં દેવની મૂર્તિને શણગારીને હિંડોળામાં બેસાડીને ઝુલાવવામાં આવે છે. જુદા જુદા દેવના ઉત્સવો જુદે જુદે દિવસે ઠરાવેલા હોય છે. ત્રીજથી શુદ ૧૪ સુધી શિવ પાર્વતીનો ઉત્સવ, ૧૪થી નૃસિંહનો અને વદ ૧૧થી વિષ્ણુલક્ષ્મીનો ઉત્સવ કરવાનો હોય છે, તથા છત્રચામર આદિ રાજોપચાર દેવને અર્પણ કરવા એમ પુરાણમાં જણાવેલું છે. બંગાળ તરફ હુતાશની (હોળી)ના દિવસોમાં દોલોત્સવ થાય છે. તેનું વિવેચન આગળ હોલિકા મહોત્સવમાં કરેલું છે.

## શાસ્ત્રોક્તવિધિ

જુદા જુદા દેવતાઓને હિંડોળા ઉપર બેસાડી તેમની ષોડષોપચારથી પૂજા કરવી, રૂપાની સાંકળો બાંધેલા રત્નજડિત સોનાના પારણામાં વિષ્ણુ અને લક્ષ્મીની મૂર્તિઓ બેસાડીને ઝુલાવવી, હોમ કરીને તેમાં ઘીની ૧૦૮ આહુતી આપવી, દશે દિશામાં ભાતનો બળી આપવો, વાજતેગાજતે દેવની મૂર્તિ પારણામાં બેસાડીને ગીત ગાવાં, આ પ્રમાણે એક મહિના સુધી ઉત્સવ કરવો.

## ચાલુ રૂઢી

પહેલાંની માફક હાલમાં ઘેર ઘેર કોઇ દોલોત્સવ કરતું નથી. દક્ષિણ હિન્દુસ્તાનમાં આનો પ્રચાર નથી. શુમારે આઠસેં વર્ષ પહેલાં ઉત્તર હિન્દુસ્તાનમાં આ ઓચ્છવ ચાલતો હતો એવું આલ્બેરૂનીના લેખ ઉપરથી દેખાય છે. તે વખતે ઘેર ઘેર દોલોત્સવ થતો હતો. સ્ત્રીઓ અને પુરુષો ભારે આનન્દથી ચૈત્રના દિવસ ગુજારતા હતા. આ માસનું હિન્દોલી ચૈત્ર એવું નામ હતું. હાલમાં મથુરા, વૃંદાવન, અયોધ્યા, કાશી, દ્વારકા અને ડાકોરનાથ એ ઠેકાણે સાર્વજનિક મન્દિરોમાં આ ઓચ્છવ મોટા દમામમાં કરવામાં આવે છે. તે વખતનો દેખાવ જોવા માટે હજારો જાત્રાળુઓ આ ક્ષેત્રમાં ભેગા થાય છે. વિશેષતઃ કૃષ્ણના દેવાલયમાં આ ઓચ્છવ પ્રેક્ષણીય હોય છે. અત્યારે જે અનેક ઓચ્છવ જોવા લાયક થાય છે તે ઉપરથી

## ધર્મની ઉન્નતિ કે અવનતિ

થઇ એ નક્કી કરી શકાય એવું છે. પરમેશ્વર સંબંધીની વિશાળ કલ્પનાઓ જતી રહી અને તે પણ મનુષ્યો પ્રમાણે જ આહાર, નિદ્રા વગેરેથી સંતુષ્ટ થનારા છે એવી સમજ ઉત્પન્ન થઇ. મતલબ કે પરમેશ્વરની મહત્તાનું જ્ઞાન આપણા લોકોમાંથી

નષ્ટ થયું તે વખતે દોલોત્સવ જેવા ઉત્સવો અસ્તિત્વમાં આવ્યા. સહસ્રશીર્ષ, સહસ્રપાદ, (અર્થાત્ જગનાં પ્રાણીઓનાં હજારો શિર અને તેમના હજારો પગ તે પરમેશ્વરનાં જ છે) એવી જે મૂળની ભાવના હતી તે જતી રહી અને અવતારને લીધે દેવની પણ મનુષ્યની માફક કાન, આંખ, નાક વાળી એક મૂર્તિ બનાવવામાં આવી. અર્ઘ્ય, પાદ્ય, સ્નાન, યજ્ઞોપવિત, નૈવેદ્ય, તાંબૂલ, છત્ર, ચામર, વાદ્ય, ગીત, શયન વગેરે આપણી માફક જ દેવને પસંદ છે એવી કલ્પનાથી તેને એ અર્પણ કરવાં એને લોકો ભક્તિનું ચિહ્ન માનવા લાગ્યા. તે જ પ્રમાણે દેવાલયોની સ્થળે સ્થળે સ્થાપના થયા પછી તેમાં જે દેવના પૂજારી થઇને રહ્યા તેમણે જુદા જુદા ઓચ્છવો કર્યા. પ્રાચીન ઇતિહાસ ઉપરથી એમ જણાય છે કે વેદકાળમાં દેવાલય અથવા દેવની મૂર્તિ નહોતાં. પ્રાચીન આર્યો જે પંચમહાભૂતની પ્રાર્થના કરતા હતા તે મહાભૂતો મન્દિરો અથવા દેવાલયમાં સમાઇ શકે તેવાં ન હતાં. દરેક આર્યનું ઘર એ જ દેવાલય અને ઘરનો યજમાન એ જ ઉપાધ્યાય અને પૂજારી હતો. દેવપૂજા, હોમહવન એ સર્વ ઘેર ઘેર થતાં. આ સર્વ ધર્મકૃત્યોમાં પુરુષો અને સ્ત્રીઓ પોતપોતાને ભાગે પડતું કામ કરતાં. સોમવલ્લી લાવીને ખાંડવી, રસ કાઢવો વગેરે કામ સ્ત્રીઓ કરતી અને હોમ સિદ્ધ થયા પછી હવિ અર્પણ કરતી વખતે પતિ સાથે બેસીને તેઓ યજ્ઞકાર્ય ચલાવતી. ઋગ્વેદમાં એ સંબંધીમાં સ્પષ્ટ લખાણ મળે છે તે પ્રમાણેઃ—

वि त्वा ततस्रे मिथुना अवस्यवो व्रजस्य साता गव्यस्य निःसृजः
सक्षन्त इन्द्र निःसृजः । यद्गव्यन्ता द्वा जना स्वर्यंता समूहसि
आविष्करिक्रद्वृषणं सचाभुवं वज्रमिन्द्र सचाभुवम् ॥ ३ ॥

(मं. १ सू. १३१)

અર્થ—"હે ઇંદ્ર, તારા પ્રસાદની ઇચ્છાથી યજમાન અને તેની પત્ની એવાં અનેક દંપતિ ગોધન પ્રાપ્ત થવા માટે તને હવિ અર્પણ કરે છે અને આહુતિ આપી, બીજું કામ બાજુએ મુકીને તારૂં પૂજન શ્રદ્ધાથી કરે છે. દિવ્ય પ્રકાશ અને સ્વર્ગસુખને માટે ઉત્સુક થએલાં દંપાતને જ્યારે જ્યારે તું સ્વર્ગલોકમાં લઇ જાય છે ત્યારે ત્યારે, હે ઇંદ્ર, તારૂં અમોઘ વજ્ર સહજ અમારી દૃષ્ટિએ પડે છે. તે તારૂં જીવન અને પ્રાણ છે. તેનો અને તારો કોઇ દિવસ વિયોગ થતો નથી." આવી જાતના ઘણા ઉતારા આપી શકાશે.

યજ્ઞકાર્ય કરવામાં જુદી અને ભભકાભરેલી વ્યવસ્થા કરવી પડતી ન હતી. જે ચુલા ઉપર રસોઇ થતી તે જ ચુલામાં અગ્નિને આહુતિ આપતા. (હાલમાં ઘણે ભાગે આવી જ રીતે વૈશ્વદેવ કરવાનો જે ચાલ છે તે આ જુની પદ્ધતિનો બાકી રહેલો અંશ છે.) બૌદ્ધ ધર્મ નાસ્તિકવાદી હોવાને લીધે તે ધર્મને અને દેવપૂજા, મૂર્તિપૂજા અથવા દેવાલયને કશો સંબંધ હોય એમ સંભવતું નથી. પરન્તુ હિન્દુઓને મૂર્તિપૂજાનો પહેલો પાઠ બુદ્ધના અનુયાયીઓએ જ શીખવ્યો એમ પ્રાચીન ઇતિહાસ સાક્ષી આપે છે. ખ્રિસ્તી શકના સાતમા સૈકામાં હુએનત્સંગ નામનો પ્રવાસી આ દેશમાં આવ્યો. તેણે બૌદ્ધ ધર્મની પડતીનું જે વર્ણન કરેલું છે તે ઉપરથી એમ સાબીત થાય છે કે તે કાળમાં બૌદ્ધધર્મીઓ મૂર્તિપૂજક બન્યા હતા. પ્રથમ ભિક્ષુઓને રહેવાને માટે અને સભા ભરી ધર્મવિષયો ઉપર ચર્ચા કરવા સારૂ ભવ્ય ગુફાઓ અને સભામન્દિરો બાંધવામાં આવ્યાં હતાં. આ મન્દિરોમાં દશ હજાર સુધી ભિક્ષુઓ રહેતા હતા. આવાં મન્દિરો આખા દેશમાં વખત જતાં બંધાયેલાં હતાં. પરન્તુ

કાળે કરીને તેમાં અજસ્ત્ર બુદ્ધની મૂર્તિ સ્થાપન કરવામાં આવી. પાલખીઓમાં અને રથમાં બુદ્ધની અને બીજી મૂર્તિઓને બેસાડી મોટા દમામથી શહેરમાં ફેરવવાનો રિવાજ શરૂ થયો. બુદ્ધના ધર્મોપદેશ તરફ કોઈ વધારે આદરભાવ બતાવતા ન હતા. ગૌતમ જે ઠેકાણે જન્મ પામ્યો તે કપિલવસ્તુ નામ ગામ, ગૌતમ જ્યાં મરણ પામ્યો તે કુશિનગર અને તે જ પ્રમાણે બીજાં કેટલાંએક શહેરો જ્યાં બુદ્ધે અમૃતતુલ્ય ઉપદેશ કર્યો હતો તે સર્વ નષ્ટ થઈ ગયાં. તેમને માટે આદર અથવા પૂજ્યબુદ્ધિ વસી હોત તો બુદ્ધના અનુયાયીઓએ તે શહેરોને તીર્થસ્થાન માન્યાં હોત. તે સમયે જે જે ઠેકાણે બૌદ્ધના સંઘારામ હતા તે તે ઠેકાણે હિન્દુઓનાં પણ અનેક દેવાલય સ્થાપન થઈને ઉત્સવ ચાલુ થયા હતા. કાશીના પ્રસિદ્ધ તીર્થમાં હજારો યાત્રાળુઓ શિવદર્શન માટે દૂર દૂરના પ્રાન્તોમાંથી આવતા હતા. હુએનત્સંગના વખતના કાશીના દેવાલયમાં સુમારે ૭૦ હાથ ઉંચાઈની મૂર્તિ હતી એમ તેના લેખ ઉપરથી જણાય છે. બીજાં અનેક ક્ષેત્રો નિર્માણ થયાં અને તે ઠેકાણે અનેક દેવાલયો જુદા જુદા પૌરાણિક સમયના દેવોને સારૂ બાંધવામાં આવ્યાં. કૃષ્ણનું મહાત્મ્ય વધતાં વૃન્દાવન, મથુરા વગેરે ઠેકાણે કૃષ્ણનાં દેવાલયો સ્થાપવામાં આવ્યાં. પછી દેશમાં વિષ્ણુ, કૃષ્ણ, રામ વગેરે દેવતાઓનાં મંદિરો બાંધવામાં આવ્યાં અને કેટલીએક જગાઓ તીર્થરૂપ બની. શિવ, ગણપતી, શક્તિના ઉપાસકોએ પેતાપોતાના દેવતાઓને સ્થાપી મંદિરમાં તેમના અનેક ઉત્સવ ચાલુ કર્યા. આ પ્રકારે વેદકાળ પછી બૌદ્ધ ધર્મની વખતે પ્રથમ મૂર્તિપૂજાનો રિવાજ પડયો અને પછી પુરાણો રચાયાં. તે કાળમાં એટલે ખ્રિસ્તી શકના પ્રારંભથી સુમારે પાંચસો છસો વર્ષ દરમિયાન

જ્યાં ત્યાં દેવાલયો જ નજરે પડવા લાગ્યાં. જ્યારે બુદ્ધ ધર્મના ઉપાસકોનું અનુકરણ કરીને હિન્દુઓએ દેવાલય સ્થાપન કર્યાં ત્યારે તેમણે સ્વાભાવિક રીતે વેદપ્રણિત યજ્ઞયાગાદિકનો ત્યાગ કર્યો અને દેવગ્રહની અંદરનો વિધિ યોગ્ય પ્રકારે ચાલે તે માટે પૂજારીની યોજના કરી. સ્મૃતિકાર મનુને પૂજારી માટે આદર નહોતો એવું દેખાય છે. (મનુસ્મૃતિ અ. ૩-૧૫૨ જુઓ) પૂજારીને હવ્યકાવ્યાદિકમાં ન લેવા એ મતલબનાં વચન ઉપરથી એટલું દેખાય છે કે તેઓ ધર્મવિક્રય કરનારા હતા એમ ગણીને મનુએ તેમની યોગ્યતા થોડી માની હશે. છઠ્ઠા સૈકામાં એટણે પુરાણો અસ્તિત્વમાં આવવા લાગ્યાં ત્યાર પછી

### દેવતાઓની મૂર્તિઓ

બનાવવાનો રિવાજ પડયો હતો એવું દેખાય છે. વરાહમિહરે (ઇ. સ. ૫૦૫-૫૮૭) બૃહતસંહિતામાં રામ, બલી, વિષ્ણુ, બલદેવ, ભગવતી, સાંબ, બ્રહ્મા, ઇંદ્ર, શિવ, પાર્વતી, સૂર્ય, લિંગ, યમ, વરુણ, કુબેર, ગણેશ વગેરે દેવતાઓની મૂર્તિ કેવી હોવી જોઇયે એનું વિવેચન કર્યું છે. તે જ પ્રમાણે ભાગવત ધર્મના લોકો વિષ્ણુની અને પછી સૂર્યની, ભસ્મ ધારણ કરનારા દ્વિજ લોકો શિવની અને બ્રાહ્મણ લોકો બ્રહ્માની પુજા કરે છે એવું પણ તેણે લખેલું છે. આ ઉપરથી વરાહમિહિરના વખતમાં ઉપર જણાવેલા કેટલાએક દેવતાઓની ઉપાસના ચાલુ થઇ હતી એ સિદ્ધ થાય છે. તે કાળમાં કાશી, હરિદ્વાર, પ્રયાગ, મથુરા, વૃંદાવન વગેરે કેટલાંએક ઠેકાણાંઓને યાત્રાનું ક્ષેત્ર માનતા હતા. આ સર્વ ક્ષેત્રોને લોકાશ્રય અને રાજ્યાશ્રય ભરપૂર મળતો હોવાથી ત્યાં ભવ્ય મંદિરો સ્થપાયાં હતાં. ધનવાન લોકોની ઉદારતાને લીધે વર્ષ આખામાં જુદા જુદા ઉત્સવ કરવાની સવડ થતી હતી.

આસ પ્રસંગે ભાવિક લોકો ત્યાં જઇને પોતાના ઉપાસ્ય દેવને માટે પ્રેમ વ્યક્ત કરવા લાગ્યા. મતલબ કે બૌદ્ધ ધર્મે વેદપ્રણિત યજ્ઞ-યાગાદિકનું મહત્ત્વ કમી કર્યું; અને તેનું પુનરૂજ્જીવન પુરાણકાળમાં પણ થઇ શક્યું નહિ. હિન્દુ લોકો વેદ ઇશ્વરપ્રણિત છે તેથી જ તે વંદનીય છે એમ માનવા લાગ્યા. વૈષ્ણવ ધર્મે બૌદ્ધ ધર્મીઓની અહિંસાનો સ્વીકાર કર્યો અને જાતિભેદનું મહત્ત્વ ઓછું માનીને સમતા તેમ જ નીતિના પાયા ઉપર વૈષ્ણવ મતની સ્થાપના કરી. તેને લીધે બુદ્ધના ધર્મમાં ગયેલા લોકો તેનો ત્યાગ કરીને ફરીથી હિન્દુ ધર્મમાં દાખલ થયા. વૈષ્ણવ વખતના પ્રચારકોએ નવવિધા ભક્તિનો મહિમા વધાર્યો.

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ॥
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

આ પ્રકારની નવવિધા ભક્તિ સુસાધ્ય અને શ્રેષ્ઠ હોવાનું વિષ્ણુભક્તો કહેવા લાગ્યા અને આ ભક્તિનો સંપ્રદાય લોકોના વિચારોને મળતો આવ્યો. ઘરોઘર અને દેવાલયમાં આજના દિવસોમાં જે અનેકવિધ ઉત્સવો ઉજવાય છે તે આ નવવિધ ભકિતની શરૂઆતથી જ ઉત્પન્ન થયા. મૂળમાં વિષ્ણુ પ્રિત્યર્થ પ્રચારમાં આવેલા ઉત્સવોનું બીજા દેવતાઓના ઉપાસકોએ અનુકરણ કર્યું અને તેને પોતપોતાના કલ્પનાચાતુર્યથી અમલમાં મુક્યા. દોલોત્સવ એ ખરી રીતે કૃષ્ણનો ઉત્સવ છે છતાં બીજા દેવ અને દેવીઓને વાસ્તે પણ તે કરવો એમ તેમના ઉપાસકોએ કરાવ્યું.

## વેદકાળના વૈદિક

વૈદિકોનો વર્ગ અથવા પૂજારી વર્ગ કેવી રીતે અસ્તિત્વમાં આવ્યો એ કહેવું આ ઠેકાણે અપ્રાસંગિક નહિ ગણાય.

વેદકાળમાં ઘરનો માલિક એ જ ગૃહયજ્ઞ કરનારો હતો. પણ વખત જતાં યજ્ઞયાગાદિકનું કામ ચલાવનારો એક જુદો જ વર્ગ ઉત્પન્ન થયો. રાજાઓ યુદ્ધમાં જય મેળવવાને માટે અથવા જય મળ્યા પછી મોટા યજ્ઞ કરતા હતા. તે ચલાવવાનું કામ તે કાર્યમાં જાણીતા એવા વૈદિકોને હાથે કરાવવામાં આવતું અને તેને માટે તેમને યોગ્ય બદલો આપવામાં આવતો. યજ્ઞકાર્ય કરનારા જે વૈદિક હતા તેમના ચાર વર્ગ હતા. યજ્ઞસાહિત્યની તૈયારી કરનારાઓને અધ્વર્યુ કહેતા. તેઓ જમીન માપીને વેદી બાંધતા, યજ્ઞમાં જોઇતાં પાત્ર, લાકડાં, પાણી પુરૂં પાડતા. યજ્ઞને વખતે સૂક્તો ગાવાનું કામ કરનારાઓને ઉદ્‌ગાતા કહેતા. હોતા એ સૂક્તો બોલતા. યજ્ઞ ચાલતી વખતે મુખ્ય યાજ્ઞિકોનું કામ બ્રાહ્મણો કરતા હતા. યજ્ઞકાર્યનું બ્રાહ્મણોનું જ્ઞાન પૂર્ણ હોવાને લીધે તેઓ અધ્વર્યુ, હોતા અને ઉદ્‌ગાતાને તેમનાં કામો બરાબર સમજાવતા. હોતા સૂક્ત મોઢે બોલવાના કામમાં નિષ્ણાત હોય તો તેટલું તેમને માટે બસ હતું; પરંતુ અધ્વર્યુ અને ઉદ્‌ગાતાને વધારે ભણવું પડતું. ઋગ્વેદ ઉપરથી જણાય છે કે કેટલાએક વૈદિકોનાં કુટુંબો જે આ યજ્ઞકાર્યના કામમાં પ્રસિદ્ધિમાં આવેલાં હતાં તેમને વિશેષ માન આપવામાં આવતું હતું. રાજાઓ તેમને ધન, ધાન્ય, ઢોરો અને રથ આપીને તેમનો સત્કાર કરતા હતા.

## પુરાણકાળના વૈદિક

મહાભારતના સમયમાં પણ બ્રાહ્મણોનું મહત્ત્વ કમી ન થતાં વધતું ગયું. સમય જતાં અવતારમાં જેનો સમાવેશ કરવામાં આવ્યો છે એવા શ્રી કૃષ્ણે વર્ણભેદનું વિવેચન કરતી

વખતે ગુણકર્મો ઉપરથી બ્રાહ્મણોને શ્રેષ્ઠ માન્યા. રામાયણકાળમાં વૈદિકોનું મહત્ત્વ બહુ વધ્યું, કારણકે સાક્ષાત રામચન્દ્ર વૈદિક બ્રાહ્મણોના પક્ષપાતી હતા અને તેમનો પડયો બોલ ઝીલતા. બુદ્ધે બ્રાહ્મણ ધર્મના યજ્ઞયાગ વિરૂદ્ધ પોતાનો ધર્મમત પ્રસિદ્ધ કર્યો એ જો કે ખરૂં છે, તોપણ તે બ્રાહ્મણોને શ્રમણ અને ભિક્ષુ માફક માન આપતા હતા. અર્થાત્ તેમનું મહત્ત્વ તે વખતે પણ સમાજમાં કાયમ રહ્યું. બુદ્ધની પછી આશરે એક હજાર વર્ષ સુધી પુરાણોક્ત હિન્દુધર્મ રૂઢ રહ્યો. તે સમયમાં અશોક, શિલાદિત્ય, કનિષ્ક અને તેમના જેવા બીજા ઉદાર મતવાદી અનેક રાજાઓ થયા. તેમણે બ્રાહ્મણોને યોગ્યતા પ્રમાણે દાન આપીને સંતુષ્ટ કર્યા. બુદ્ધ ધર્મનો નાશ થયા પછી પુરાણોમાંનું અવતાર-માહાત્મ્ય લોકોના વિચારોને પસંદ પડયું અને જ્યારે ઠેકાણે ઠેકાણે દેવાલયો સ્થાપન થયાં ત્યારે તેમની વ્યવસ્થા સાચવવામાં પૂજારીઓનો આ વર્ગ ઉપયોગી થઇ પડયો, તેથી તેનું મહત્ત્વ વધ્યું. પૂજારીઓએ પણ પોતાના કલ્પનાચાતુર્યથી જુદા જુદા ઉત્સવો શરૂ કર્યા. જાતે જ ઉત્સવ પસંદ કરનાર અને બુદ્ધ ધર્મ છોડીને ફરીથી હિન્દુ ધર્મમાં આવેલા હિન્દુઓ બહુ આનંદથી આ ઉત્સવોમાં સામેલ થયા અને તે નિભાવવા જોઇતા દ્રવ્યની મદદ પણ આપવા લાગ્યા. બ્રાહ્મણોને ધન આપવાથી અને ધર્મ તેમજ દેવકાર્યમાં મદદ કરવાથી પુણ્ય મળે છે એવી ભાવના ધીમેધીમે સમાજમાં દૃઢ થતી ગઇ. ધર્મકૃત્ય કરવાનો મોબદલો એ જ પુણ્ય છે અને પુણ્ય એ જ પરલોકની યાત્રા માટેનું તેમજ ઉત્તમ યોનિમાં જન્મ મેળવવાનું મહત્ત્વનું સાધન છે એવી લોકોની માન્યતા થતાં જ અનેકાનેક વ્રત, દાનધર્મની

માન્યતાઓ અને ઉત્સવો અમલમાં લાવવાનો પ્રયત્ન પૂજારીનો ધંધો કરનારા લોકોએ કર્યો અને તેમાં તેઓ ફાવ્યા.

## મૂર્તિપૂજાના ફાયદા

વેદકાળમાં પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ તત્ત્વોનું મહત્ત્વ ગાવામાં લોકો તલ્લીન થતા હતા. તેમની પ્રીત્યર્થે કરવાના યજ્ઞ સુમુહૂર્તમાં થાય તે માટે તેમને આકાશમાંના નક્ષત્રો તથા સૂર્ય ચંદ્રની ગતિનું અવલોકન કરીને યોગ્ય સમય ઠરાવવો પડતો. તેને લીધે જ્યોતિષશાસ્ત્રનો જન્મ થયો. તેવી જ રીતે યજ્ઞ માટે વેદી તૈયાર કરવા સારૂ વેદમાં જે ખુલાસો હતો તેના ઉપરથી રેખાગણિત (જેને હાલમાં આપણે સિદ્ધાન્ત કહીયે છીયે તે) ઉત્પન્ન થયું. છંદશાસ્ત્રનો ઉદય વેદના છંદોબદ્ધ સૂક્ત ઉપરથી થયો છે. આ પ્રમાણે કેવળ પ્રાર્થના વાસ્તે રચાયેલાં સૂક્તો જેવી રીતે ઉત્તમ શાસ્ત્ર ( જ્યોતિષ, ગણિત, છંદસ્ ) ઉત્પન્ન કરવાને કારણભૂત થયાં તે જ પ્રમાણે મૂર્તિપૂજાના રિવાજથી પણ સમાજની કેટલીએક બાબતોમાં પ્રગતિ થઇ. શિલ્પશાસ્ત્ર, ગાયનકળા, વાદ્ય, કાવ્ય, પથ્થર અને ધાતુઓમાંથી મૂર્તિઓ બનાવવાની કળા, વગેરેની ઉત્પત્તિ અને વૃદ્ધિ મૂર્તિપૂજાને લીધે જ થઈ. ભુવનેશ્વર, કેતેશ્વર વગેરે દેવસ્થાનોનાં બાંધકામ જોઇને હાલના વખતના ઉત્તમ શિલ્પશાસ્ત્રીઓ પણ આશ્ચર્યચકિત થાય છે. સોમનાથ, બેલુર, કાંચી (કાંજિવરમ) મદુરા, શ્રીરંગમ, તંજાવર, ગીરનાર, આબુ, બુંદેલખંડ, જગન્નાથપુરી વગેરે કેટલેક ઠેકાણે જે ઉત્તમ દેવાલયો નજરે પડે છે તે સર્વ મૂર્તિપૂજકોની શ્રદ્ધાને લીધે જ તૈયાર થયાં છે. પ્રત્યેક અવતારનું મહત્ત્વ તેના ઉપાસક કવિઓએ પ્રેમાળ શબ્દોમાં ગાતી વખતે

તેની અંદર પ્રાચીન તત્ત્વજ્ઞાનનો અનેક રીતે સમાવેશ કર્યો તેથી સામાન્ય મનુષ્યના વિચારોને પણ સાત્ત્વિક વલણ મળ્યું. ગાયન અને વાદનનો સંબંધ ધર્મની સાથે જોડાવાથી આ બન્ને કળા ઉત્તમ રીતે વૃદ્ધિંગત થઇ. કૃષ્ણલીલા અને બીજા દેવોની મહત્તા જેમાં વર્ણવેલી છે એવા કર્ણમધુર ગીતો ગાતી વખતે ભાવિક મનુષ્યોના નેત્રમાંથી આજે પણ આનન્દનાં આંસુ પડે છે. તીર્થમાં નદીકિનારા પર ન્હાવા માટે અને બીજાં ધર્મકૃત્ય કરવા માટે બાંધવામાં આવેલા ઓવારા, તીર્થ માંહેનાં મોટાં મોટાં તળાવ અને તેનું આધુનિક શિલ્પશાસ્ત્રીઓને ચકિત કરનારૂં બાંધકામ, જાત્રાળુ અને મુસાફરો માટે યાત્રાનાં સ્થળોમાં અને રસ્તાઓમાં બાંધવામાં આવેલી અનેક ધર્મશાળાઓ, કાયમ ચાલનારાં સદાવ્રત વગેરેની અને બીજાં લોકોપયોગી શુભ કામોની ઉત્પત્તિ પુરાણોક્ત હિન્દુધર્મ અને તેને ચલાવનાર પૂજારીને લીધે છે, એમ કબુલ કરવું જોઇએ. પ્રાચીન કાળમાં ઘરનો અને યજ્ઞનો પાક કર્યા પછી સત્પાત્ર બ્રાહ્મણોને અને બીજા અનાથ બાંધવોને અન્નદાન અને દ્રવ્યદાન દેવાનો ચાલ આ દેશમાં હતો. તે ચાલનું રૂપાંતર થઇને પૌરાણિક કાળ પછી દ્રવ્યનો ઉપયોગ ઉપર કહેલાં કાર્યોમાં થવા માંડયો; અને મૂળની આર્યોના અંતઃકરણની દાનધર્મ કરવાની ઇચ્છા બૌદ્ધ ધર્મને લીધે વિશેષ જોરાવર થઈ તથા નૂતન ધર્મવિચારોને લીધે દૃઢ થઇ એમ કહેવામાં હરકત નથી. આ ઉપરાંત તીર્થમાં જઇને દેવનાં દર્શન કરવાં એ અત્યંત પુણ્યનું કામ છે એવું લોકોને લાગતું. તેથી તેઓ દૂરનો પ્રવાસ કરવાને તૈયાર થતા. હાલની માફક તે વખતે રસ્તાઓ, આગગાડીઓ વગેરે પ્રવાસનાં સાધનો નહોતાં; છતાં દર વર્ષે હજારો લોકો જાત્રાના નિમિત્તથી દૂરનો

પ્રવાસ પગે ચાલીને કરતા હતા. આ ઉપરથી તેમની શ્રદ્ધા કેટલી બળવાન હતી એ જણાશે. ભાષાભેદ, પ્રવાસની મુસ્કેલીઓ દ્રવ્યનો ખર્ચ વગેરે બાબતોની પરવા તેઓ કરતા નહિ. તે વખતમાં પ્રવાસ સુરક્ષિતપણે કરી શકાતો નહોતો, તોપણ ધર્મશ્રદ્ધાને લીધે લોકો જીવની પણ પરવા કરતા નહિ. સારાંશ કે લોકોની પ્રવાસ કરવાની ઇચ્છા અને તેને માટે જરૂરની હિંમત ઉત્પન્ન કરવાને પુરાણોક્ત મૂર્તિપૂજા કારણ રૂપ થઇ એમ કહેવું એ બહુ ભૂલ-ભરેલું ગણાય નહિ. વેદ અને ઉપનિષદ્‌માંનું બ્રહ્મજ્ઞાન અને નિર્ગુણોપાસના સામાન્ય લોકો સમજી શકે એમ ન હોવાથી મૂર્તિપૂજા પ્રચારમાં આવતાં સગુણોપાસના અને ભક્તિ-માર્ગની વૃદ્ધિ થવા લાગી અને સામાન્ય બુદ્ધિના લોકોને ઇશ્વરસેવાનો સહેલો રસ્તો મળવાથી તેમણે તેનો આનંદથી સ્વીકાર કર્યો.

અખિલ વિશ્વમાં વ્યાપી રહેલા પરમાત્મા મૂર્તિની અંદર છે એમ માનીને તેની સામાન્ય ધણીની માફક સેવા કરવી, ( અને તે પણ આપણો સ્વાર્થ સાધવા માટે કરવી ) એ વ્યાજબી નથી એવું લાગે છે. મૂર્તિપૂજાનું ખંડન કરવા માટે જે ધર્મસ્થાપકોએ આજ સુધી યત્ન કર્યો તેમનાં વખાણ થાય છે એ વાત ખરી છે, પણ કેટલાક મૂર્તિપૂજક લોકો આ સગુણોપાસનાને લીધે જ સાધુપદે જઇ પહોંચ્યા છે. તેમનાં ચારિત્ર જોઇયે તો મૂર્તિપૂજાને દોષ શા માટે આપવો એ સમજી શકાતું નથી. વિઠોબા રખુમાઇના દાસ તુકારામ, શ્રીકૃષ્ણના ભક્ત ચૈતન્ય, રામના ભક્ત રામદાસ અને કબીર, દેવીના ભક્ત રામકૃષ્ણ પરમહંસ વગેરે કેટલાએકની યોગ્યતા કેવળ નિરાકાર દેવની પૂજા કરનારાઓના કરતાં કેટલી બધી

વિશેષ છે ! મૂર્તિપૂજાને લીધે તેમની કોઇ પણ રીતે અવનતિ ન થતાં ઉન્નતિ જ થઇ, એ તેમનાં ચરિત્ર ઉપરથી સિદ્ધ થાય છે. તે જ પ્રમાણે ઠેકાણે ઠેકાણે દેવાલયો સ્થપાયા પછી લોકોને ભેગા થવાનું ઠેકાણું મળ્યું અને ગામના લોકોમાં પરસ્પર પ્રેમ તથા સંપ વધ્યો. હિન્દુસ્તાનમાં શહેરો કરતાં નાનાં ગામ અથવા ગામડાંઓ વધારે છે. દરેક ગામડામાં જે ગ્રામદેવતાનું મંદિર એ જ ગામનો ચોરો છે, તે ઠેકાણે પહેલાં ગામડાંના સર્વ કજીયાઓનો નિવેડો પંચ મારફતે થતો. ગામનાં છોકરાંઓને શિક્ષણ આપનારા મહેતાજીની નિશાળનું મકાન પણ એ જ હતું. રાજકીય, સામાજિક, સાર્વજનિક અને કૌટુમ્બિક હિતના પ્રશ્નોનો વિચાર અને મસલત કરવાનું સ્થાન પણ ગ્રામ દેવતાનું દેવાલય હતું; અને હાલમાં પણ ઘણે ઠેકાણે આ સ્થિતિ ચાલુ છે. અર્થાત દેવતાઓની મૂર્તિને લીધે દેવસ્થાનો ઉત્પન્ન થયાં અને તેને લીધે લોકોને ઘણો લાભ થયો અને હાલમાંયે થાય છે, એમ કહેવું ઐતિહાસિક દૃષ્ટિથી ભૂલ-ભરેલું નથી. જે કારણોને લીધે

## મૂર્તિપૂજાના સંબંધ માંઆક્ષેપો

મુકવામાં આવે છે, તેનું થોડું વિવેચન અહીં આપીશું. મૂર્તિપૂજા પ્રચારમાં આવતાં જ ઉપનિષદમાંની ઉચ્ચતમ કલ્પનાઓ વિસારે પડી. જે જ્ઞાનને લીધે આપણા દેશની વિચારશક્તિને માટે જગતના સર્વ લોક માન આપે છે તે જ્ઞાન કમી થવાથી પ્રાચીન કાળની માફક ઉત્તમ ગ્રંથો તૈયાર થતા અટક્યા. મનુના કાળ સુધી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય પોતપોતાને ઘેર જ પરમેશ્વરની પ્રાર્થના કરતા હતા અને પાક તૈયાર થયા

પછી ચુલામાંના અગ્નિને ઘરમાં જ આહુતિ આપતા. પરં મૂર્તિ-પૂજા પ્રચારમાં આવતાં જ ઘરમાંની સાદી ઉપાસના જતી રહી અને તેને ઠેકાણે દેવાલયમાંના ઉત્સવ શરૂ થયા. આ ઓચ્છવોની અને દેવાલયમાંના દેવતાઓની પૂજા કરવાની વ્યવસ્થા જેનો હાથમાં હતી તેમણે અનેક પ્રકારની વ્રતવૈકલ્યરૂપી બેડીઓ લોકોના પગમાં પહેરાવી. પૂજારી બતાવે તે જ ખરો ધર્મમાર્ગ એવું થયું. તેથી લોકોએ તેમની સલાહ પ્રમાણે અનેક ધર્મકૃત્ય કરવાનું અંધશ્રદ્ધાથી વ્હોરી લીધું. તેમણે પોતાનો સ્વાર્થ સાધવા માટે પુરાણમાં કેટલીએક પાપપુણ્યની કલ્પનાઓ કરી અને પુરુષ તેમજ સ્ત્રીઓ માટે અનેક વ્રતો નિર્માણ કર્યાં. વૈદિકવર્ગે પ્રાચીન તત્ત્વજ્ઞાનનો અભ્યાસ છોડી દીધો અને તેઓ પુરાણમાંની સર્વ વાતો માટે લોકોમાં પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

દેવાલયોમાં નૃત્યગાયન કરનારો જે સ્ત્રીવર્ગ તૈયાર થયો તેમના સહવાસને લીધે કેટલાએક દેવભક્ત કહેવડાવનારાઓ નીતિભ્રષ્ટ થવા લાગ્યા. દેવને મુરલીઓ અર્પણ કરવાનો ચાલ ધીમે ધીમે પ્રચારમાં આવ્યો અને તેને લીધે નૈતિક દૃષ્ટિએ જોતાં બહુ જ હાનિ થઈ. લોકોને દાનધર્મ કરવાની ટેવ પડતાં જ અસંખ્ય આળસુ માણસો સાધુના નામથી લોકોને હેરાન કરવા લાગ્યા. આજે લગભગ અરધો કરોડ માણસો દેવના નામ પર અને લોકોની અંધશ્રદ્ધા ઉપર દેશમાં રખડતા ફરે છે. સદાવ્રતો અને ધર્મશાળાઓ શરૂઆતમાં જે પવિત્ર હેતુથી સ્થાપન કરવામાં આવ્યાં હતાં તેમનો દુરૂપયોગ થવા લાગ્યો. જાતિભેદ અને ધર્મપન્થપી દિવસે દિવસે અનિષ્ટ થતું ગયું અને સમાજના વિભાગ પડતા ગયા. એનું કારણ પણ આ પુરાણકાળ

પછીનો વૈદિક વર્ગ છે, એવું કેટલાએકનું માનવું છે. મુસલમાનોની સ્વારીઓ થઇ તે વખતે મૂર્તિપૂજા દેશમાં સ્થપાઇ હતી અને લોકો તરફથી મળેલા ઉદાર આશ્રયને લીધે દેવસ્થાનોના સંપત્તિના ભંડાર ભરેલા હતા એમ દેખાય છે. એકલા સોમનાથ દેવાલયમાંથી મૂર્તિ તોડનાર મહમ્મદ જે અપાર સંપત્તિ લઇ ગયો તે ઉપરથી આ લખાણની સત્યતા જણાઇ આવશે. સોમનાથ સામે ટાંગેલા ઘંટને ૨૦૦ મણની સોનાની સાંકળ હતી. દરવાજા સોને મઢેલા હતા અને તેમાં ઠેકાણે ઠેકાણે રૂપાનાં પતરાં જડેલાં હતાં. બહુમૂલ્ય સોનાના અને જવાહિરના દાગીના રોજ દેવને પહેરાવવામાં આવતા. હમેશાં ગંગાના પાણીથી લિંગને ન્હવડાવવામાં આવતું અને કાશ્મીર દેશથી આણેલાં સુંદર ફુલો દેવની ઉપર ચડાવવામાં આવતાં. એવો વૈભવ જે સોમનાથનો હતો તે સોમનાથનું લિંગ મહમ્મદે તોડી નાંખ્યું. તેને હરાવવાની શકિત પણ આપણા લોકોમાં તે વખતે રહી નહોતી એ જેમ સિદ્ધ થાય છે તેમ પૈસાદાર લોકો દેવાલયોને ઉદારપણે દ્રવ્ય આપતા હતા એ પણ સ્પષ્ટ થાય છે. આ દેશમાં મુસલમાનોની સત્તા સ્થાપન થયા બાદ અસંખ્ય દેવસ્થાનોનો નાશ કરવામાં આવ્યો તોપણ મંદિરો કાયમ રહ્યાં. બ્રિટિશ સત્તા સ્થાપન થતાં ધર્મની બાબતમાં લોકોને પૂર્ણ સ્વાતંત્ર્ય મળ્યું, પરંતુ આ સ્વાતંત્ર્યનો તેમણે કેવી રીતે દુરૂપયોગ કર્યો એ હાલની

## દેવસ્થાનોની શોચનીય સ્થિતિ

જોતાં જણાઇ આવે છે. જેમનાં મન ઉપર પાશ્ચાત્ય સંસ્કૃતિનો અમલ બેઠો છે તેમનાં મનમાંથી પુરાણાં દેવાલયો અને તેની

અંદરના દેવ ઉપરની શ્રદ્ધા દિવસે દિવસે ઓછી થતી જાય છે. પૂજારીને માટે માન ન હોવાને લીધે અને આગળની માફક તેમને આશ્રય ન મળવાથી તેમની સ્થિતિ અત્યંત ખરાબ થતી જાય છે. આ સ્થિતિ કેમ સુધારવી એ પ્રશ્ન સમાજચિંતકોએ હાથમાં લઇને તે સંબન્ધી વિચાર કરવો જોઇયે. વૈદિકવર્ગ સુશિક્ષિત થાય અને દેવસ્થાનને મળતી અપાર સંપત્તિનો ઉપયોગ સત્કાર્યમાં કરવાનો રિવાજ શરૂ થાય તો દેશનું અનેક પ્રકારે કલ્યાણ થશે. જે દિવસે સદાચારી, વિદ્વાન અને લોક-હિતમાં તત્પર એવો વૈદિકવર્ગ તૈયાર થઇને લોકોમાં ખરા ધર્મનો પ્રચાર કરી શુભ કાર્ય કરવા માટે આગળ આવશે તે જ દિવસ ઉદયનો છે એમ કહેવામાં હરકત નથી. ઇશ્વર કરે અને એવો દિવસ જલદી આવે.

---

# ગૌરી ઉત્સવ

ઋતુને લીધે જે કેટલાએક ઉત્સવો શરૂ થયા તેમાંનો એક ગૌરી ઉત્સવ છે. ચૈત્ર શુદ ૩થી વૈશાખ શુદ ૩ સુધી આ ઉત્સવ ચાલે છે. આ દિવસોમાં સ્ત્રીઓ બહુ ઉલ્લાસમાં હોય છે. આ દિવસોમાં હળદરકંકુ, ખોળો ભરવો વગેરે કામો થાય છે. આ ઉત્સવ શીતળાગૌરીના નામથી પણ ઓળખાય છે. ગૌરીને શણગાર પહેરાવીને સૌભાગ્યવતી સ્ત્રીઓ તેની પૂજા કરે છે. પડોશમાં રહેનારી સ્ત્રીઓને નિમંત્રણ કરીને તેમને હળદરકંકુ આપે છે અને વસંત ઋતુમાં ઉત્પન્ન થતાં મુખ્ય ફળો અને પલાળેલા ચણા વગેરેથી સૌભાગ્યવતી સ્ત્રીઓના ખોળા ભરે છે. રાત્રે ગૌરી સમક્ષ ગીત ગાઇ રમત ગમત કરી આ તહેવાર આનંદમાં પસાર કરે છે. ગૌરી ઉત્સવ સર્વ ઠેકાણે ઉજવાતો નથી. સુમારે ૮૦૦ વર્ષ પહેલાં આ મહિનામાં (સ્ત્રીઓ ચૈત્રી પૂનમે) વસંતોત્સવ કરતી હતી એવું તે સમયના લેખો ઉપરથી જણાય

છે.તે દિવસે સ્ત્રીઓ અલંકાર ધારણુ કરતી હતી અને તેમના પતિ તેમને કોઇ વસ્તુ ભેટ તરીકે આપતા હતા. ચૈત્ર વદી ૬ને ચૈત્રાષ્ટમી કહેતા હતા, અને તે દિવસે ભગવતી પ્રીત્યર્થે મંગલસ્નાન કરીને દાનધર્મ કરવામાં આવતું. સમાપ્તિને દિવસે એટલે વૈશાખ શુદ ૩ને દિવસે સ્ત્રીઓ અપવાસ કરીને ગૌરીનાં પૂજાઅર્ચન કરતી હતી અને આખો દિવસ નાનાપ્રકારની રમતગમતમાં ગાળતી હતી. આ દિવસ ગૌરી તૃતિયાના નામથી પ્રસિદ્ધ હતો. બીજો દિવસ તહેવારની માફક પાળવામાં આવતો હતો. હાલમાં આ ઉત્સવ ઉત્તર હિન્દુસ્તાનમાં બહુ જોવામાં આવતો નથી.

---

# હનુમાનજયંતિ

પ્રાચીન કાળમાં દક્ષિણ હિન્દુસ્તાનમાં જે લોકો નરમાંસ-ભક્ષક હતા તેમના રાજા રાવણનો અને સમગ્ર રાક્ષસકુળનો નાશ આર્યશિરોમણી શ્રીરામચન્દ્રે કર્યો. આ કાર્યમાં તેને કાયા, વાચા અને મનથી જે વીર પુરુષે મદદ કરી તે હનુમાનની જયંતિ દરેક વર્ષે ચૈત્ર શુદ પુનમે કરવામાં આવે છે. શંકરનું દેવાલય જે પ્રમાણે નંદી સિવાય હોતું નથી તે જ પ્રમાણે શ્રીરામના દેવાલયની પૂર્ણતા મારુતિની મૂર્તિ સિવાય થતી નથી. હનુમાનનો જન્મ વાનર નામના જંગલી લોકોના કુળમાં થયો. આ વાનર લોકો આર્ય નહોતા; તોપણ તેમનામાં આર્યોની માફક જ તપશ્ચર્યા કરવાનો ચાલ હતો અને તે રુદ્રના ભક્ત હતા એમ દેખાય છે. પ્રાચીન કાળમાં નિષાધના અને બીજાં અરણ્યોમાં વાસ કરનારા લોકો રૂદ્રદેવતાની ઉપાસના કરતા હતા (મહાશિવ-રાત્રિ વાળો વિષય જુઓ) અને પુરુષની માફક સ્ત્રીઓ પણ

કામના પૂર્ણ થવા તપશ્ચર્યા કરતી હતી. કેસરી નામ
રની અંજની નામની પત્નીએ મહાદેવની આરાધના
ાંએક વર્ષો સુધી કરી ત્યારે તેની કૃપાથી તેને જે પુત્ર
. તે હનુમંત અથવા મારુતિ છે. શંકરના વરથી આ પુત્ર
ા પ્રતાપી, વજ્રદેહી અને ચિરંજીવ થયો. તેણે જન્મ્યો કે
ા જ ઉડી સૂર્યમંડળમાં હાથ ઘાલ્યો એવું લખેલું છે. તે
થી એવો તર્ક કરવામાં આવે છે કે તે દિવસે ગ્રસ્તાસ્ત
ગ્રહણ હતું અને નભોમંડળમાં અંધકાર પ્રસરેલો હતો.
ગ્રહણ પુનમને દિવસે હોય એ શક્ય નથી. હનુમંત
ંત બલવાન, સાહસિક, વ્યવસ્થિત અને સત્ત્વશીલ હતા
ં રામાયણમાં વર્ણવેલું છે. એના જેવો સ્વામીભક્ત અને
ભક્ત પુરુષ ભાગ્યે જ જન્મ્યો હશે. બ્રહ્મચર્યને લીધે તે
દેહી થયો હતો એવી તેની ખ્યાતિ છે. કાળે કરીને હનુમંતને
ા અવતાર માનવા આવ્યો હતો. વાયુ અથવા મરુતનો
એમ માનીને તેનું નામ મારુતિ પડયું. હનુમંત ક્રોધાયમાન
ા ત્યારે રૂદ્ર પ્રમાણે તે પણ અદ્ભુત અને ભયાનક
ા અને તેના પરાક્રમ સામે મહાન વીરોનું તેજ ફીકકું પડતું,
ા રામાયણમાં લખેલું છે; અને તેને લીધે તેને રુદ્રના અવતાર
ક કાળે કરીને માનવામાં આવેલો હશે. આજ દિન સુધી
ુતિની પૂજા પ્રચલિત છે અને દરેક ચૈત્ર શુદ ૧૫ને
ાસ તેનો જન્મોત્સવ પાળવામાં આવે છે.

## શાસ્ત્રોક્ત વિધિ અને રૂઢી

ચૈત્ર મહિનાની પૂનમને દિવસે સૂર્યોદય પહેલાં ઉઠીને પુરુષોએ
ાલયમાં અથવા ઘરમાં મારુતિની મૂર્તિની વિધિપૂર્વક પૂજા
ી એમ શાસ્ત્રમાં લખેલું છે. શ્રીરામના મંદિરમાંની

મારુતિની મૂર્તિની પૂજા આ દિવસે કરવામાં આવે છે અને સઘળાં મારુતિનાં દેવાલયોમાં પણ જન્મોત્સવ પાળવામાં આવે છે. મારુતિ એ બ્રહ્મચારી છે માટે સ્ત્રીઓ તેની પૂજા કરતી નથી. મારુતિનાં દેવાલયો કન્યાકુમારીથી હિમાલય સુધી પથરાયેલાં છે. શોભાયમાન બાંધણીનાં ક્વચિત જ માલમ પડે છે. દક્ષિણ હિન્દુસ્તાનમાં એક પણ ગામડું એવું નહિ મળે કે જ્યાં મારુતિનું દેવાલય નહિ હોય. કોઇ કોઈ ગામડામાં મારુતિના અનેક નાનાં દેવાલય નજરે પડે છે. જંગલમાં પણ મારુતિ તરીકે પૂજાયેલો એકાદો પથરો જોવામાં આવે છે. રુદ્ર અથવા શંકરની સત્તા જે પ્રમાણે ભૂતપિશાચો ઉપર ચાલે છે તે પ્રમાણે મારુતિની પણ ચાલે છે એવી લોકોની સમજણ હોવાને લીધે ભૂતપિશાચ ન નડે માટે મારુતિની માનતા રાખવામાં આવે છે. મહારાષ્ટ્રમાં રામદાસ સ્વામીએ રામભક્તિનો મહિમા વધાર્યો પછી સાથે સાથે મારુતિની ભક્તિ પણ વધી અને ઠેકાણે ઠેકાણે મારુતિનાં દેવાલયો સ્થાપન થયાં. યુદ્ધપ્રિય માવળાઓને (મરાઠાઓને) હનુમાનનું પરાક્રમ બહુ જ પૂજ્ય લાગ્યું. શિવાજી મહારાજે જે જે ઠેકાણે રાજ્યના બંદોબસ્ત માટે કોટ, દુર્ગ અને ગઢ બાંધ્યા, ત્યાં ત્યાં તેમના મુખ્યદ્વાર આગળ બળભીમ મારુતિને હાથમાં ગદા આપીને ઉભો કરેલો નજરે પડે છે. સદા વિજયી, સ્વામીસેવાતત્પર, રાજ્યનિષ્ઠ અને કર્તવ્યનિષ્ઠ એવો આ રામદૂત યુદ્ધપ્રિય મરાઠા વીરોને બહુ વંદ્ય લાગે તેમાં આશ્ચર્ય નથી. મારુતિની ખાસ બનાવેલી મૂર્તિ સ્થાપન કરવી જોઇયે એવું કંઈ નથી. એકાદો ખરબચડો પથરો મુકીને તેની ઉપર સિંદુર અને તેલ રેડવામાં આવ્યું એટલે મારુતિની મૂર્તિ તૈયાર થઇ.

તેની બન્ને બાજુએ બે ઉભા પથરા અને તેમના ઉપર એક આડી શિલા મુકી કે મંદિર તૈયાર થયું. એવા પ્રકારના દેવાલયો દરેક ગામડાની સીમ ઉપર હોય છે. હિન્દુઓ તો મારુતિના ભક્ત છે જ, પરંતુ મુંબઇ જેવા શહેરમાં બીજા ધર્મના લોકો ( પારસી વગેરે પણ ) શનિવારે મારુતિને સિંદુર અને તેલ ચડાવતા જોવામાં આવે છે. મલ્લ લોકોની મારુતિ ઉપર પૂર્ણ ભક્તિ હોય છે. હનુમંત એ વાંદરો હતો તેથી બીજાં માંકડાંને પણ પૂજ્ય માનવામાં આવે છે. તીર્થમાં મંદિરની આસપાસ માણસો સાથે હળેલા હજારો વાંદરાઓ જાત્રાળુઓ પાસેથી ભરપૂર મહેમાનગીરી લે છે. તેમને મેવા ને ફળ આપવાં એ પુણ્યનું કામ ગણાય છે. ઘરમાં જો વાંદરૂં પેસે તો અશુભ થયું એમ ગણીને શાન્તિ-હોમ કરવામાં આવે છે. અશુભ માનવાનું કારણ એટલું જ કે વાનરોએ સુવર્ણમય એવી લંકા નગરી ઉજ્જડ કરી. વાનરોથી ત્રાસ થાય તોપણ તેમના ઉપર બંદુક છોડવાને અથવા બીજી રીતે તેમનો વધ કરવાને કોઇ હિન્દુ તૈયાર હોતો નથી. વાનરનો વધ કરવો એ મોટું પાપ છે એમ માનવામાં આવે છે.

## વાનર એ કોણ

આ સંબંધી વિવેચન પાછળ ( શ્રી રામનવમી વાળા વિષયમાં) કરેલું છે. તે ઉપરથી જણાઇ આવશે કે રામના વખતમાં એ એક જંગલી જાત હતી. આર્યોનો પ્રવેશ દક્ષિણ દેશમાં થયો તે પહેલાં તેઓ એ દેશમાં વસતા હતા. તેમનું રાજ્ય વ્યવસ્થિત હતું અને કિષ્કિંધા નગરી એ વાનર રાજ્યની રાજ્યધાની હતી. આ જાતિમાં મુત્સદ્દી લડવૈયા તેમજ મહાન સેનાનાયકો થઇ ગયા છે. વાનર સેનાની મદદથી રામે

અવિંધ રાવણનો લંકામાં જઇને પરાજય કર્યો. મારુતિએ પોતાના અતુલ પરાક્રમથી કીર્તિ મેળવી ને તે ચિરંજીવ થયો. મારુતિ કોઇ પણ વખત ન ડગનારો સેનાનાયક હતો અને તેનો શબ્દ સર્વ સેના શિરસાવંધ માનતી હતી. રાક્ષસ નગરીમાં જઇને દૂતનું કામ કરવામાં તેણે બહાદુરીની પરમ અવધિ કરી. રાવણના સામર્થ્યની અટકળ બાંધીને તેને કેવી રીતે જેર કરવો એ વિષેની તેણે જ રામને સલાહ આપી હતી. રાવણ સદાચરણથી ચાલ્યો હોત તો તેને રાજ્યભ્રષ્ટ કરવાનું કંઈ કારણ નહોતું અને તેણે સ્વતંત્રતા અને રાજ્યના ઉપભોગનો આસ્વાદ લાંબો સમય લીધો હોત એવી મતલબના ઉદ્દગાર એક વખત મારુતિએ કાઢયા હતા. આ ઉપરથી તે રાજ્ય-નીતિજ્ઞ પણ હતો એમ પણ જણાય છે. હનુમંતનાં અતુલ પરાક્રમને વિષે રામાયણમાં જે વર્ણનો મળે છે તેમાં અતિ-શયોક્તિ હોય તોપણ એકંદર રીતે મારુતિ તે વખતનો એક વીર પુરુષ હતો એ વાત સ્પષ્ટ છે. મારુતિની અને બીજા પ્રાણીઓની તેમજ ઝાડોની હિન્દુ લોકો પૂજા કરે છે, તે ઉપરથી તેમનામાં ખરા ધર્મજ્ઞાનનો અભાવ છે એમ

## અન્ય ધર્મના લોકો

પ્રતિપાદન કરે છે. વાંદરાં, સર્પ, બળદ, ગાય વગેરે પશુની અને પીપળો, વડ, તુળસી વગેરે ઝાડોની પૂજા કરનારા હિન્દુઓ મહામૂર્ખ છે એવો મત જાહેર રીતે કહેનારા અનેક ધર્મોપદેશકો આપણા તેમજ પારકાઓમાં છે. પરંતુ ઉપર જણાવેલા પ્રાણીઓની અને વનસ્પતિની પુજા કયા કારણોને લીધે પ્રચારમાં આવી તેનો તે વિચાર કરતા નથી. સર્વ પદાર્થોમાં ઇશ્વરનો

અંશ છે અને ઇશ્વરને ઠેકાણે વાસ કરનારા સત્ત્વ, રજ, તમ એ ગુણ જે પદાર્થમાં છે તે વધતાઓછા પ્રમાણમાં પૂજ્ય છે, એવી ભાવના પુરાણકાળમાં હિન્દુઓના અંતઃકરણમાં દૃઢ થવાને લીધે ઉપલા પ્રકારના રિવાજો અસ્તિત્વમાં આવ્યા. આ દેશના અવતાર માહાત્મ્યને લીધે વિભૂતિપૂજાનું મહત્ત્વ બહુ વધ્યું. જે કોઇનામાં સત્ય, ન્યાય, પ્રેમ, કર્તવ્યનિષ્ઠા વગેરે ગુણો મુખ્ય હોય, તેમની જાત, કુળ અથવા ધર્મ વગેરેનો ભેદાભેદ ધ્યાનમાં ન લેતાં તેમને ઇશ્વરનો અવતાર માનવા એવું જે લોકોનાં પુરાણો અને બીજા ધર્મગ્રંથ કહે છે તેમણે મારુતિને વિભૂતિ તરીકે માનીને દેવાલયમાં બેસાડ્યો હોય એમાં આશ્ચર્ય નથી. મારુતિ વાનર હતો તેથી તેની પૂજા કરવામાં નથી આવતી, પરંતુ વાનર હોવા છતાં તેનામાં દિવ્ય શક્તિ હતી, અને તેથી તે વંદ્ય છે. આ ભાવનાથી તેની પૂજા કરવામાં આવે છે એ ધ્યાનમાં રાખવું જોઇએ. આવા પ્રાચીન વીર માટેનો આદરભાવ સદા જાગૃત રહે એ હેતુથી હનુમાનનો જન્મોત્સવ કરવાનો ચાલ આ દેશમાં પડ્યા. હનુમંતના

## ચરિત્ર ઉપરથી બોધ

શો લેવો એ હિન્દુધર્મના દરેક અભિમાનીએ જોવું જોઇએ. રાજનિષ્ઠા અને સ્વામીનિષ્ઠાનો મારુતિ કેવળ અવતાર છે. સ્વાર્થત્યાગ, અખંડ પ્રેમ, અખૂટ ધૈર્ય અને સામર્થ્યમહત્ત્વને જેઓ માને છે તેમણે આ વીર પુરુષનું જીવનચરિત્ર હમેશાં પોતાની નજર સામે રાખવું જોઇએ. આ સર્વ સદ્‌ગુણોનો અને સામર્થ્યનો ઉદય તેના બ્રહ્મચર્યને લીધે થયો એવું પ્રાચીન ગ્રંથો કહે છે. બ્રહ્મચર્યનું મહત્ત્વ જાણીને તે છેવટ સુધી પાળવાનો અને તેનાથી પોતાના અંગમાં દિવ્ય સામર્થ્ય ઉત્પન્ન કરવાનો

આરુતીએ સતત પ્રયત્ન કર્યો હતો. શરીરસામર્થ્યનો નાશ થાય તો મનુષ્યને હાથે કોઇ પણ સાંસારિક અથવા પારમાર્થિક કૃત્ય સારૂં થતું નથી એ અનુભવસિદ્ધ વાત છે. બ્રહ્મચર્યથી શરીરસામૃર્થ્યની વૃદ્ધિ થાય છે એવું પ્રાચીન કાળમાં હિન્દુ લોકો જાણતા હોવાથી પૂર્વકાળના અનુશાસનકારોએ એવો નિયમ કર્યો છે કે દરેક મનુષ્યે પોતાના આયુષ્યના ત્રણ ભાગ બ્રહ્મચર્યાવસ્થામાં કાઢવા. એક જ ભાગ ગૃહસ્થાશ્રમમાં સંયમપૂર્વક વિષયોનો ઉપભોગ લેવામાં ગાળવો. આયુષ્યનાં પહેલાં પચીસ વર્ષ બ્રહ્મચર્ય પાળ્યા પછી પચીસ વર્ષ ગૃહસ્થ તરીકે પત્નીના સહવાસમાં સાંસારિક સુખો ભોગવવામાં અને ફરીથી તેટલાં જ વર્ષ વાનપ્રસ્થ અને સંન્યસ્થ અવસ્થામાં ગાળવાં. રામાયણ અને મહાભારતના કાળમાંયે આ ચાર આશ્રમો પ્રમાણે બધા જ વર્તતા હતા એમ કહી શકાય નહિ, તોપણ ઘણા વખત સુધી પુરુષો સખ્ત બ્રહ્મચર્ય પાળતા હતા એવું દેખાય છે. ઉપનિષદ્કાળમાં પણ બ્રહ્મચર્યને માટે લોકોમાં અત્યંત આદરભાવ હતો. (આ સંબંધીની વિશેષ માહિતી 'અજેવ'ના વિવેચનમાં જોવી) યજ્ઞ, ઇષ્ટા (પૂજા), સત્રાયણ (મુનિ અને દીનદુબળાંઓને અન્નદાન), મૌન, અનાશકાયન (ઉપોષણ) અને અરણ્યાયન (અરણ્યવાસ) વગેરે કરતાં બ્રહ્મચર્યનો દરજ્જો ઉંચો છે, એવું છાંદોગ્યમાં કહેલું છે. (છાં. ઉપ. અ. ૮—૫.) ઉપનિષદ્ના સમય પછી બૌદ્ધધર્મની સ્થાપના થતાં ધર્મોપદેશ કરતા ફરનારા ભિક્ષુકોનો વર્ગ બુદ્ધાનુશાસન પ્રમાણે તૈયાર થયો. ધર્મકાર્યને માટે જીંદગી સુધી કુંવારા રહેનાર હજારો ભિક્ષુ અને ભિક્ષુણીઓ તે સમયે દેશમાં મઠ બાંધી ઠેકાણે ઠેકાણે રહેતાં હતાં અને ધર્મોપદેશનું કામ કરતાં હતાં. બૌદ્ધધર્મની

રીતભાતોનું અનુકરણ હિન્દુધર્મીઓએ અનેક રીતે કર્યું. આને લીધે જ જીંદગી સુધી કુંવારા રહીને સંન્યાસ ધારણ કરવાની રૂઢી પડી હશે. પરંતુ તે કાળના સર્વનો પરિત્યાગ કરીને ધર્મ સંબંધી વિચાર કરવામાં પોતાનું આયુષ્ય ગુજારનારા સંન્યાસીઓ મહાન યોગ્યતાવાળા અને સમાજને પૂજ્ય હતા. એવું પણ હોવાનો સંભવ છે કે શ્રી. શંકરાચાર્યે બૌદ્ધધર્મનું ખંડન કરીને વૈદિક ધર્મનું પુનરૂજ્જીવન કર્યું ત્યારે અનેક બૌદ્ધધર્મના ભિક્ષુક તથા સાંસારિક લોક ફરીથી હિન્દુ બન્યા હોય તે કારણથી જ આ દેશમાં સંન્યાસીઓની સંખ્યા વધતાં વધતાં આજ દીન સુધીમાં પચાસ લાખ ઉપર ગયેલી છે. ચોખ્ખા પાણીના તળાવને જે પ્રમાણે લીલ બગાડી નાંખે છે, તે પ્રમાણે આ સંન્યાસીઓએ ધર્મ, નીતિ અને જ્ઞાન બગાડી નાંખેલાં છે; છતાં તેમનામાં કમલપુષ્પ પ્રમાણે શોભા આપનારા કેટલાએક સંન્યાસીઓ મળી આવે છે એ સંતોષની વાત છે. ખરૂં જોતાં જે કારણોથી બ્રહ્મચર્ય અને સંન્યાસનું મહત્ત્વ પ્રાચીન કાળમાં વધ્યું તેનો વિચાર કરવાનું હિન્દુસમાજે છોડી દીધું તેથી જ તેની ઉતરતી કળા આવી એમાં સંશય નથી.

## બ્રહ્મચર્યનું મહત્ત્વ

બતાવનારા અનેક દાખલાઓ પુરાણો અને ઇતિહાસોમાંથી મળી આવે છે. ઇંદ્રજીતનો પરાભવ જે વીર પુરુષે કર્યો તેણે બાર વર્ષ કાયા, વાચા અને મનથી સખત બ્રહ્મચર્ય પાળ્યું હતું એમ રામાયણમાં લખેલું છે; અને એ શૌર્યભરેલું કામ કરવાની તાકાત લક્ષ્મણમાં બ્રહ્મચર્યને લીધે જ આવી હતી એમ દર્શાવેલું છે. ભીષ્મ પિતામહે બ્રહ્મચર્યના જોરથી કાળને જીત્યો

અને મોતને તે પોતાની મરજી પ્રમાણે અટકાવી શક્યા. વનિતા-વિલાસના ઝપાટામાં સપડાતાં જ મનુષ્ય કેવો નિઃસત્વ બને છે એનો દાખલો કુરુક્ષેત્રમાં પતન પામેલા અભિમન્યુનો છે. જે સમરાંગણમાં હિન્દુઓની સ્વતંત્રતાની પ્રથમ આહુતિ આપવામાં આવી ત્યાં જવાને જ્યારે પૃથ્વીરાજ નીકળ્યો, ત્યારે તેની કમરની આસપાસ વિંટાળેલું શેલું તેની પત્નીએ પકડી રાખ્યું એવી આખ્યાયિકા છે. અર્થાત વિષયવાસના શૌર્યનો નાશ કરે છે તેનો આ એક દાખલો છે. જે માણસ વિષય-વાસનાઓને જીતીને માનવજાતિના ઉદ્ધાર માટે શ્રમ કરે છે તે નરનો જન્મ સફળ છે. કાળે કરીને તે મૃત્યુ પામે ત્યારે ' તે મરી ગયો ' એવું વ્યાવહારિક ભાષામાં આપણે કહીયે છીયે તોપણ તે કીર્તિરૂપે ચિરંજીવ જ છે. આને માટે હનુમંતનું ચરિત્ર સાક્ષી આપે છે. બ્રહ્મચર્ય અને સંન્યસ્તવૃત્તિનો સદુપયોગ કરવામાં આવે તો, સમાજને યોગ્ય રસ્તે દોરવા માટે એકાકી અલ્પાયુષી વ્યક્તિ પણ કેવી સમર્થ થાય છે તે બુદ્ધ અને શંકરાચાર્યનાં ચરિત્ર જોઇયે તો સમજાઇ આવશે. ફક્ત ૩૨ વર્ષના આયુષ્યમાં બૌદ્ધ ધર્મને જમીનદોસ્ત કરનાર અને અનેક વિદ્વત્તાભરેલા ગ્રંથ રચનાર શ્રી. શંકરાચાર્યને ખરેખર ધન્યવાદ ઘટે છે. પરંતુ આજકાલ હનુમાનજયંતિ પાળવા માટે આગળ આવનાર આપણે જ આપણા કર્તવ્યથી વિમુખ થયા છીયે. કેટલાએક કાળ સુધી તો બ્રહ્મચર્ય પાળવાનું એક બાજુએ જ રહ્યું અને ઉલટું બાળવિવાહાદિક રૂઢીના સાણસામાં સપડાઇને સમાજની હાનિ થવા લાગેલી, એને માટે આપણને હનુમંતભક્તોને કંઇ જ લાગતું નથી. બાળમાતા, બાળપિતા, બાળવિધવા તથા બાળવિધુર, અશક્ત બાળકો અને નિરૂત્સાહી

પ્રજાને બદલે દેશમાં શારીરિક, નૈતિક અને બૌદ્ધિક તેજનો ઉદય થાય, આખો સમાજ કર્તવ્યનિષ્ઠ અને સન્માર્ગે ચાલનારો બને, એવી જેમના અંતઃકરણમાં લાગણી હોય તેમણે સદા અભિમાનપૂર્વક પોતાનાં ભાઇ બ્હેન, હનુમંત જેવાં પરમ પ્રતાપી, તેજસ્વી અને કીર્તિરૂપે ચિરંજીવ થાય એ માટે સતત પ્રયત્ન કરવો જોઇએ. ઉગતી પ્રજાને શુદ્ધ બ્રહ્મચર્યવ્રતનું મહત્ત્વ સમજાવનારા ગુરુ જે દિવસે આગળ આવશે તે જ દિવસથી આપણી ચડતી થશે. દર સાલ આવતી હનુમાનજયંતિને લીધે અને સર્વત્ર નજરે પડનારા હનુમાનના દેવાલયોને લીધે આપણામાં કર્તવ્યનિષ્ઠા અને બ્રહ્મચર્ય માટે પ્રેમ ઉત્પન્ન થાઓ અને આ ઉત્સવોને પ્રચારમાં લાવનારા આપણા પૂર્વજોનો શ્રમ હનુમાનજીની કૃપાથી સફળ થ.ઓ.

---

વૈશાખ મહિનો અંગ્રેજી મે મહિનાના અરસામાં આવે છે. વસંત ઋતુમાં આનો સમાવેશ કરેલો છે, તોપણ ગ્રીષ્મ ઋતુનો સખત તાપ આ મહિનામાં જણાતો હોવાથી હિન્દુધર્મશાસ્ત્રકારોએ જે વ્રતવૈકલ્ય આ મહિનામાં કરવાનાં કહેલાં છે તે સર્વની રચના આ મહિનાને યોગ્ય રચવામાં આવેલી છે. પ્રાતઃસ્નાન, ધર્મકુંભનું સ્નાન, ગંધપુષ્પમાલા, ફેગાં વગેરેથી વસંતપૂજા, પાણીની પરબ માંડવી વગેરેની જે યોજના રચવામાં આવી છે તે આ ઉન્હાળાના દિવસને યોગ્ય છે. આ મહિનામાં પિતૃતર્પણ, પીપળાની પ્રદક્ષિણા, એકભુક્ત (એક વખત જમવું), નક્ત (નકોડો) અને અજાચક વ્રતોનું મહત્ત્વ પણ બહુ વર્ણવેલું છે. દેવતાઓની મૂર્તિઓ પાણીમાં મુકી રાખવી, તેમના ઉપર અભિષેક કરવો, પાણી, પંખો, છત્રી, જોડા, ચંદન વગેરેનું દાન કરવું, એમ પણ કહેલું છે. વસંતપૂજાનો ઉત્સવ અનેક દેવાલયોમ થાય છે. તેમાં પણ નીચેના ત્રણ ઉત્સવોનું મહત્ત્વ વિશેષ છે. એ ત્રણ ઉત્સવો તે અક્ષય્ય તૃતીયા (અખાત્રીજ), પરશુરામ જયન્તિ અને નરસિંહ જયન્તિ છે.

---

# અક્ષય્ય તૃતીયા

વૈશાખ શુદ ૩ને અક્ષય્ય તૃતીયા (અખાત્રીજ) કહેવામાં આવે છે. આ દિવસે જપ, હોમ, પિતૃતર્પણ, દાન ઈત્યાદિ જે કાંઈ કરવામાં આવે તે અક્ષય્ય થાય છે એવી માન્યતા છે. અખાત્રીજ રોહિણી નક્ષત્રયુક્ત બુધવારને દિવસે આવે તો મહાપુણ્યકારક મનાય છે. અક્ષય્ય તૃતીયાનો દિવસ કૃતયુગનો પ્રથમ દિવસ છે. વાસ્તવિક જોતાં આ દિવસ ઉત્સવ તરીકે ગણાય કે કેમ એ એક સવાલ છે, કારણકે ફક્ત સ્ત્રીઓ જ આ દિવસને મહત્ત્વ આપીને બ્રાહ્મણને ઉદકકુંભ વગેરેનું દાન આપે છે. પુરુષોએ તે દિવસે યુગાદિ શ્રાદ્ધ અપિંડક કરવું. છેવટે મૃત પિતૃઓ માટે તલનું તર્પણ પણ કરવું એવું લખેલું છે, પરંતુ તેમ કોઇ કરતું હોય એમ જણાતું નથી. વર્ષમાં સાડાત્રણ મુહૂર્ત મુખ્ય કહેલાં છે અને તે પૈકી અક્ષય્ય તૃતીયા એ અર્ધું મુહૂર્ત છે એમ શાસ્ત્ર કહે છે, પરન્તુ તે સર્વ ઠેકાણે પાળવામાં આવતું નથી.

## ધાર્મિક વિધિ

આ તહેવાર વિષ્ણુ પ્રીત્યર્થે છે. પિતૃસ્વરૂપી જનાર્દનને બ્રાહ્મણ દ્વારા ઉદકકુંભનું દાન આપવું. વસંતમાધવની પૂજા કરીને વસંતદેવતા પ્રીત્યર્થે તૃષા મટાડવાને ઉદકકુંભનું દાન આપવું. ગતભર્તૃકા સ્ત્રીઓએ નવા માટીના ઘડામાં નિર્મળ અને ઠંડું પાણી બ્રાહ્મણોને અર્પણ કરવું. આ તિથિ પૂર્વાહ્ણવ્યાપિની લેવી. બન્ને દિવસે પૂર્વાહ્ણવ્યાપિની હોય તો બીજી લેવી. આ દિવસ શ્રાદ્ધસ્વરૂપ હોવાને લીધે આ દાન અને શ્રાદ્ધ સાથે જીવતા પિતૃકોનો, છોકરાંઓનો અને સૌભાગ્યવતી સ્ત્રીઓનો સંબંધ નથી. પિતરોની પ્રીત્યર્થે રાત્રે જાગરણ કરવું અને શિવની પૂજા કરવી.

## ચાલુ રૂઢી

આ દિવસ બીજા મહત્ત્વના તહેવારોની માફક વિશેષ આનંદથી કોઇ પાળતું નથી, તોપણ અક્ષય્ય તૃતીયાની તિથિ બીજી તૃતીયાઓ કરતાં શ્રેષ્ઠ ગણાય છે. ભાદરવા શુદ ૩નું હરિતાલિકા વ્રત આના કરતાં વિશેષ પ્રચારમાં છે. કેટલાએક જણ અક્ષય્ય તૃતીયાને અખાત્રીજ કહે છે. આ દિવસના શુભ મુહૂર્ત ઉપર કોકણમાં કણબી લોકો વાવેતર કરે છે. ચૈત્ર મહિનો એ વસંતકાલનો આરંભ છે અને ચૈત્ર શુદ ૩થી અક્ષય્ય તૃતીયા સુધી વસંતગૌરીનો ઉત્સવ સર્વ દેવીના દેવાલયોમાં ઉજવાય છે. આ ઉત્સવનું ચૈત્રાગૌરી અથવા દોલોત્સવ એવું નામ છે. આ ઉત્સવમાં વસંતકાલને યોગ્ય પદ્ધતિથી નૃત્યગાયનાદિક વિધિ અને વસંતપૂજા કરવામાં આવે છે અને સ્ત્રીપુરુષોનો સમુદાય દેવાલયમાં એકત્ર

થાય છે. આ ઉત્સવની પરિસમાપ્તિ અક્ષયતૃતીયાને દિવસે થાય છે. પીયરમાં આવેલી ગૌરી તે દિવસે પોતાને સાસરે જવાની છે એવું માનીને પોતપોતાના ગજા પ્રમાણે સ્ત્રીઓ પોતાની સૌભાગ્યવતી તેમજ કુમારિકા સખીઓની સાથે હળદરકંકુનો સમારંભ મોટા આનંદથી પસાર કરે છે. શ્રી કૃષ્ણનાં દેવાલયોમાં પણ વસંતોત્સવ પાળવામાં આવે છે અને મથુરા, વૃંદાવન, અયોધ્યા, કાશી, દ્વારકા, ડાકોરનાથ વગેરે જગાએ તેમજ દક્ષિણ હિન્દુસ્તાનમાં અનેક દેવીનાં દેવાલયોમાં વસંતોત્સવ બહુ જ જોવાલાયક હોય છે.

ગુજરાતમાં અક્ષય્ય તૃતીયાને અખાત્રીજ કહે છે. તે દિવસથી દરીઓ તોફાની થાય છે અને જળમાર્ગે મુસાફરી કરવી એ જોખમભરેલું છે એવું ત્યાંના લોકો માને છે. બીજને દિવસે ગામડાંના લોકો ગામની બહાર જુદી જુદી જાતનું અનાજ ગોઠવી મુકે છે અને તેને શહેરનો દેખાવ આપે છે. ત્યાં તાંબાનાણું મુકવામાં આવે છે તેને રાજા કહે છે અને સોપારી મુકવામાં આવે છે તેને કારભારી કહે છે. અનાજ ઉપરાંત રૂ, સાકર વગેરે જણસો પણ ત્યાં મુકવામાં આવે છે. ત્રીજે દિવસે પોતાના ગામની હાલત કેવી છે તે જોવા માટે ગામવાળાઓ ઉપલી જગાએ જાય છે. ત્યાં મુકેલા અનાજમાં જેને કીડીઓ લાગે અથવા હવામાં ઉડી જાય તે અનાજ બીજે વરસે મોંઘું થશે એવું તેઓ માને છે, અથવા તે અનાજનો પાક સારો નહિ આવે એવું પણ તેઓ માને છે. જે દિશામાંથી કપાસ ઉડી ગયો હશે તે દિશાના લોકો કપાસ વધારે નિકાસ કરશે એવું તેઓ સમજે છે. પૈસો અથવા સોપારીને જે પ્રમાણમાં કીડીઓ ચડેલી હશે તે પ્રમાણમાં રાજા અને કારભારીઓને

પીડા થશે એવું પણ માનવામાં આવે છે. આ રીવાજ ગુજરાત કરતાં મારવાડમાં વધારે છે. અખાત્રીજને દિવસે કણબી, વાણીયા વગેરે વર્ણના લોકો પાણીથી ભરેલા એક માટીના ઘડા ઉપર તરબુચ અથવા બીજું એકાદું ફળ મુકીને તે ઘડો બ્રાહ્મણને દાન કરે છે. શ્રાદ્ધ વગેરે કરવાનો રિવાજ નથી.

## હેતુ અને બોધ

પ્રાચીન શાસ્ત્રકારોએ જે અનેક તહેવારો પ્રચારમાં આણ્યા તે સામાજિક હતા, તોપણ તેમને ધાર્મિક સ્વરૂપ મળવાથી તેમને કોઇ વિશેષ માનતું નથી. સામાજિક પ્રગતિની દૃષ્ટિએ તેમનું મહત્ત્વ કેટલું છે એ જો લોક સમજી લેશે તો ઘણો ફાયદો થશે. આ તહેવારો પ્રચારમાં આવ્યા ત્યારે તેમની વફાદારી કરીને તે લોકમાન્ય થાય એવો તે કરનારાઓના અંતઃકરણનો હેતુ લોકો ભુલી ગયા અને જો પોતાનો થોડોઘણો સ્વાર્થ સાધવા માટે બ્રાહ્મણોએ તેમનું અસ્તિત્વ કાયમ રાખવાનો યત્ન કર્યો ન હોત તો તેમાંના કેટલાયે તહેવારો નામના જ રહ્યા હોત. હાલના વખતમાં આવા ધર્મ સંબન્ધી કૃત્યનું મહત્ત્વ લોકોને સમજાતું ન હોવાથી તેમને યોગ્ય વલણ આપીને સમાજની પ્રગતિ માટે આવા તહેવારો આવશ્યક છે એવું જો બતાવવામાં નહિ આવે તો થોડા વખતમાં જ આ તહેવારો નાશ પામ્યા વગર રહેશે નહિ. પ્રાચીન કાળમાં ગ્રીસ, બૅબિલોનીયા ઈંગ્લંડ વગેરે દેશોમાં વસંતદેવી પ્રીત્યર્થે ઉત્સવ કરવામાં આવતો. હાલમાં ખ્રિસ્તી લોક ઇસ્ટર નામનો તહેવાર જે આ ઋતુમાં મોટા ઉત્સાહથી પાળે છે તે મૂળમાં વસંતોત્સવ હતો

એવું કેટલાએકનું માનવું છે. વસંતઋતુ એ સર્વ ઋતુમાં અત્યંત આનંદદાયક છે અને તે વખતે સર્વ સૃષ્ટિમાં નવું તેજ આપણી નજરે પડે છે. આ વખતે સૃષ્ટિ પૂર્ણ યૌવનાવસ્થાએ પહોંચેલી હોય છે તેથી તેના કવિભક્તોને કાવ્ય બનાવવાની અને ગાવાની સ્ફુર્તિ થાય છે. પીયેરમાં રહેલી વસંતગૌરીને યૌવનવસ્થા પ્રાપ્ત થતાં જ તે અક્ષય્ય તૃતીયાના મુહૂર્તે સાસરે જાય છે એવું કહેવાનો અર્થ એટલો જ છે કે આ અરસામાં સૃષ્ટિમાંના વૃક્ષાદિક વૈવાહિક સ્થિતિનો ઉપભોગ લઇને ફળદ્રુપ થાય છે. ચત્ર મહિનાની શરૂઆતમાં આમ્રાદિક વૃક્ષોને કુમળી ટીશીઓ ફુટીને સુંદર ફુલો આવવા લાગે છે. વૈશાખ મહિનાની શરૂઆતમાં તેમને ફળો આવે છે અને ઘણાં પક્ષી અને પતંગો તેમની ઉપર નિર્વાહ કરીને મોટા આનંદથી દિવસ ગુજારે છે. અર્થાત્ સૃષ્ટિદેવતાને યૌવન અને માતૃત્વ પ્રાપ્ત થાય છે અને શ્વશુરગૃહે જવાને તે યોગ્ય હોયછે. આ ઉપરથી જણાઈ આવશે કે આ સાત્વિક, પ્રણયોત્પાદક અને આનંદદાયક કાળને દેવ તરીકે માનવામાં આવેલો છે. સ્ત્રીઓએ તે વખતે હળદરકંકુનો સમારંભ કરવો, સૌભાગ્યાલંકાર પહેરી તેમણે એક-બીજીઓને પ્રેમથી સૌભાગ્યદ્રવ્ય આપવાં. દુર્દૈવે જે સ્ત્રીઓ પતિના સુખથી વિમુખ હોય તેમણે તૃષિતોને પન્હું * વગેરે આપીને સંતોષ કરવામાં આનંદ માનવો એવું પ્રાચીન આર્યોએ ઠરાવ્યું. આવી જાતના ઉત્સવ એ પરસ્પર

---

*કેરીને પાણીમાં બાફી નાંખી તેની અંદર ગોળ વગેરે ચોળી ખાવાને વાસ્તે બનાવાતો પ્રવાહી પદાર્થ; જેને ગુજરાતીમાં "પાનું" કહેવામાં આવે છે.

સામાજિક સંબંધ અને પ્રેમ વધારવાનો સહેલો ઇલાજ છે ગરીબ અને તવંગરોની પરસ્પર મુલાકાત થઇ સહાનુભુતિ અને પ્રેમ વધારવામાં હળદરકંકુ જેવા સમારંભથી મદદ મળે છે. વળી નાની ઉમરની છોકરીઓને વયોવૃદ્ધ અને અનુભવી સ્ત્રીઓ પાસેથી રીતરિવાજ શિખવાને માટે આવા પ્રસંગો ઘણે અંશે સાધનરૂપ થઇ પડે છે.

દેવાલયોમાં અને બીજે ઠેકાણે આવા ઉત્સવો કરવાને લીધે જુદી જુદી જાતોમાં જાગૃતિ થાય છે. આવા પ્રસંગે હાજર રહેવા માટે બ્રાહ્મણોની માફક ઢેડને પણ અધિકાર હોવાથી દેવાલયમાં અને બહાર પોતપોતાના દરજ્જા પ્રમાણે સર્વ વર્ણના લોકોને ભાગ મળતો જોઇને મનમાં ઘણો આનંદ થાય છે. દરેક ગામડામાં હાલમાં ચાલતા સામાજિક નિયમો ધ્યાનમાં લઇએ તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર અને ચમાર, ઢેડ વગેરે જુદી જુદી જાતોને ધાર્મિક, સામાજિક અને રાજકીય બાબતોમાં જુદાં જુદાં કામ કરવાં પડે છે. આ દૃષ્ટિએ જોઇયે તો જુના વખતમાં ઉત્પન્ન થયેલી કેટલીક રૂઢીઓનું કારણ સામાજિક વ્યવસ્થા રાખવા માટેની ફીકર હોય એમ જણાય છે. ચાલુ જમાનામાં સુશિક્ષિત સ્ત્રીઓ આવા તહેવાર આવે ત્યારે પોતાની પડોશમાં રહેનારી ગરીબ અને અજ્ઞાન બ્હેનોને નિમંત્રણ આપીને તેમની સાથે પ્રેમ વધારી તેમને શી અડચણો છે તે જાણી લઇને દૂર કરવા માટે યથાશક્તિ પ્રયત્ન કરે તો કેટલો ફાયદો થાય ?

વૈશાખ માસની શરૂઆતમાં ઉન્હાળાની ગરમીમાં તરસ્યાંને પાણી પાવું એ પુણ્યનું કામ છે એમ જાણી ઉદકકુંભ (ઉદકુંભ)

આપવાના રિવાજનો શાસ્ત્રકારોએ ધર્મકૃત્યમાં સમાવેશ કર્યો. અત્યંત પ્રાચીન કાળમાં પણ ઠેકાણે ઠેકાણે પાણીની પરબ મંડાવી ઠંડું પાણી પાવાની સગવડ કરાવવામાં આવતી એ હરિશ્ચંદ્ર રાજાની કથા ઉપરથી માલુમ પડે છે. રાજા તરસથી વ્યાકુળ થયો હતો તોપણ પોતાના સત્યને હાનિ પહોંચશે, એ બીકથી તેણે પરબનું પાણી પીધું નહિ એવી હકીકત છે. પરબ રાખવાનો ચાલ હિન્દુસ્તાનમાં સર્વ ઠેકાણે છે. ખાસ કરીને દક્ષિણ હિન્દુસ્તાનમાં રાહદારીના રસ્તા ઉપર એ દિવસોમાં મુસાફરોને પાણી પાવામાં આવે છે. ઉન્હાળાના દહાડામાં વૃક્ષની છાંયા તળે એકાદ ગરીબ બ્રાહ્મણને થોડો-ઘણો પગાર આપીને બેસાડવામાં આવે છે. તે તરસ્યાં માણસોને ગોળ અને પાણી આપે છે. આ ખર્ચ પૈસાદાર લોકો કરે છે. ઢોરને પાણી પાવાની સગવડ પણ ઘણે ઠેકાણે કરવામાં આવે છે. મુસાફરોની તૃષા શાંત કરવી, તરસ્યાં, મુંગાં જનાવરોને પાણી પાવું વગેરે કામો ગરીબ હાલતનાં માણસો પણ સ્હેજે કરી શકે એવાં હોય છે. માબાપે પોતાનાં નાનાં છોકરાછોકરીઓને પરોપકારનું કામ શીખવવા માટે અક્ષય્ય તૃતીયાનું મુહૂર્ત ઉત્તમ છે.

---

# પરશુરામ જયન્તિ

અધર્મથી વર્તીને લોકોને હેરાન કરનારા દુર્જનોનો સંહાર કરવા માટે અને આફતમાંથી સાધુજનોને ઉગારવા માટે વખતોવખત જે દિવ્ય પુરુષો ઉત્પન્ન થયા, તેમની પરમેશ્વરના અવતાર તરીકે ગણના કરીને તેમના જન્મદિવસોનો ઉત્સવ કરવાનો ચાલ હિન્દુધર્મશાસ્ત્રકારોએ પાડ્યો છે. રજ, સત્ત્વ અને તમ એ ત્રણ ગુણોથી યુક્ત એવી પરમેશ્વરી શક્તિમાંની વિશ્વનું પાલનપોષણ કરનારી સાત્ત્વિક શક્તિના યોજક જે શ્રી વિષ્ણુ ભગવાન, તેના જ એ અવતારો હતા એમ પુરાણકારોએ કહેલું છે, અને એવા નવ અવતાર આજ સુધીમાં થઇ ગયા છે. દશમો કલંકીનો અવતાર અધર્મનો નાશ કરીને ધર્મસંસ્થાપન કરવા માટે થશે. તેના સંબંધમાં પ્રાચીન ધર્મગ્રંથમાં અનેક રીતે ભવિષ્ય ભાખ્યાનું જણાઇ આવે છે. આ દશ અવતારમાંનો પરશુરામનો અવતાર છઠ્ઠો છે.

પરશુરામનો જન્મ વૈશાખ શુદ ૩ના રોજ પુનર્વસુ નક્ષત્રમાં રાત્રિના પ્રથમ પહોરમાં થયો. પરશુરામનું અવતારકાર્ય કહીયે તો ક્ષત્રિયકુળનો નાશ કરવા માટે હતું. ભાગવતાદિ ગ્રંથો ઉપરથી એમ જણાય છે કે પુરુરવાના વંશમાં ઋચિક નામક બ્રાહ્મણનો ગાધિ નામની ક્ષત્રિય કન્યા સાથે વિવાહ થયો. તેને પેટે જમદગ્નિ ઋષિ જન્મ્યા. એ મહા બ્રહ્મજ્ઞાની હતા; પરંતુ તે બહુ રીસાળ સ્વભાવના હતા. એક ક્ષત્રિય કન્યા સાથે તેમનો વિવાહ થઇને તેને છ પુત્ર થયા, તેમાંનો છેવટનો પુત્ર જે રામ તે પાછળથી પરશુરામના નામથી પ્રસિદ્ધ થયો. એણે સર્વ યુદ્ધોમાં પરશીનો ઉપયોગ કરીને શત્રુનો સંહાર કર્યો માટે, અને દશરથપુત્ર રામથી એ જુદા છે એવું બતાવવાની ખાતર તેનું નામ પરશુરામ પડયું. પ્રાચીન કાળમાં યોદ્ધાઓએ ભિન્નભિન્ન શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ કર્યો હતો એમ દેખાય છે. શ્રી કૃષ્ણનું સુદર્શનચક્ર, ભીમની ગદા, બળરામનું હળ, શ્રી રામનું બાણ, જમદગ્નિપુત્ર રામની પરશુ એ શસ્ત્રો પ્રસિદ્ધ છે.

જે વખતે પરશુરામ જન્મ્યા તે વખતે આર્યાવર્તમાં ક્ષત્રિયો બહુ ઉન્મત્ત થયા હતા. ક્ષત્રિયો અને બ્રાહ્મણોમાં જોકે શરીરસંબંધ થતો હતો, તોપણ જે પ્રમાણે બ્રાહ્મણો બ્રહ્મજ્ઞાનવેત્તા હોવાથી પોતાને મોટા સમજતા હતા તે પ્રમાણે ક્ષત્રિયો પોતે રાજવંશી અને અધિકારસંપન્ન હોવા બદલ અભિમાન ધરાવતા હતા. એનું પરિણામ એ આવ્યું કે બન્ને પક્ષમાં વારંવાર કજીઆ થવા લાગ્યા. સહસ્રાર્જુન કાર્તવીર્ય નામનો મહિષ્મતી નગરીનો ક્ષત્રિય રાજા બ્રાહ્મણોનો દ્વેષ કરતો હતો. (મહિષ્મતી એ હાલનું નર્મદાના કાંઠા ઉપરનું

અક્ષરેશ્વર હોવાનું કહેવાય છે.) તેના ઉદ્‌ગારો ઉપરથી આ ઉભય વર્ણમાં કેટલું વૈમનસ્ય હતું એ સમજાઇ આવશે. કાર્તવીર્ય કહેતો કે:

ब्राह्मणाः संश्रिताः क्षत्रं न क्षत्र ब्रह्मणाश्रितम् ।
श्रिता ब्रह्मोपधा विप्रा खादन्ति क्षत्रियान् भुवि ॥

क्षत्रियेष्वाश्रितो धर्मः प्रजानां परिपालनम् ।
क्षत्राद्वृत्तिर्ब्राह्मणानां तैः कथं ब्राह्मणो वरः ॥

—૧૫૩–૧૭/૧૮

અર્થ: "બ્રાહ્મણો ક્ષત્રિયોના આશ્રિત છે, પણ ક્ષત્રિયો બ્રાહ્મણો ઉપર આધાર રાખીને રહેલા નથી. ક્ષત્રિયોના આધારે બ્રાહ્મણો નિર્વાહ કરે છે. અર્થાત્ ક્ષત્રિયો જ શ્રેષ્ઠ છે. ધર્મનું પરિપાલન અને પ્રજાનું રક્ષણ ક્ષત્રિયોને લીધે જ થાય છે. એટલું છતાં બ્રાહ્મણો કેવી રીતે શ્રેષ્ઠ હોય?" આવા વિચારથી ઉન્મત્ત થયેલા સહસ્રાર્જુને ઋષિજનોને અનેક રીતે હેરાન કર્યા. તેણે એક વખત જમદગ્નિના આશ્રમમાં જઇ તેની કામધેનુનું હરણ કર્યું. આ ઉન્મત્તપણાનું પરિણામ પરશુરામથી સહન ન થયું અને તે સહસ્રાર્જુન અને તેના પરિવારને ઠાર કરી કામધેનુ પાછી લઈ આવ્યા. આ ખબર સાંભળીને જમદગ્નિને માઠું લાગ્યું. તે બ્રહ્મવેત્તા ઋષિવર્યે છોકરાને બોલાવીને કહ્યું: 'બાળક, તું મહાન પરાક્રમી છે ખરો, પરંતુ દેવતાઓના અંશવાળા રાજાનો તેં વધ કર્યો એ યોગ્ય નથી. (રાજા પ્રત્યક્ષ વિષ્ણુ છે એવી માન્યતા આ દેશમાં બહુ પ્રાચીન કાળથી છે.) બ્રાહ્મણોની યોગ્યતા તેમનામાં વસેલા દયા, ક્ષમા, સત્ય, શાન્તિ વગેરે ગુણો ઉપર અવલંબી રહેલી છે. ક્ષમા એ બ્રાહ્મણોનું મુખ્ય ભૂષણ છે. તારા હાથે

રાજવધનું જે મહાપાપ થયું તેના પ્રાયશ્ચિત્ત માટે તારે તીર્થયાત્રા કરવી જોઇયે.” આ ઉપદેશ શિરસાવંદ્ય માનીને પરશુરામ તીર્થયાત્રાએ ગયા અને તીર્થાટણ પૂરૂં કરી એક વર્ષ બાદ પાછા આવ્યા. પરશુરામ પિતાનું વચન પરિપાલન કરનારા હતા અને તેથી પિતાની આજ્ઞા થતાં તેમણે પોતાની માતા રેણુકાનો શિરચ્છેદ કર્યો. પોતાની પત્નીથી પાતિવ્રત્યને કલંક લાગે એવું કર્મ બન્યું છે એમ જમદગ્નિને લાગતાં જ તેણે પરશુરામને તેનો શિરચ્છેદ કરવાને કહ્યું. શિરચ્છેદ પછી પરશુરામની વિનંતિ ઉપરથી જમદગ્નિએ રેણુકાને સજીવન કરી.

કેટલાએક કાળ પછી સહસ્રાર્જુનના છોકરાઓએ પોતાના પિતાનું વેર લેવાની મતલબથી જમદગ્નિ ધ્યાનમાં હતા ત્યારે તેનો શિરચ્છેદ કર્યો. તે વખતે રેણુકાએ એકવીસ વખત છાતી કુટી આક્રંદ કર્યું હતું, માટે તેટલી જ વખત ક્ષત્રિયોનો સંહાર કરીને પૃથ્વી નિઃક્ષત્રિય કરીશ, એવી પરશુરામે પ્રતિજ્ઞા લીધી. આથી અસંખ્ય ક્ષત્રિયો તેના પરશુના ભોગ થઈ પડ્યા. ક્ષત્રિયો ગભરાઇ ગયા. પછી રામચંદ્રે નાની ઉમરમાં સીતાના સ્વયંવર વખતે પરશુરામના શિવધનુષ્યનો ભંગ કર્યો. એ સમાચાર મળતાં જ તે ક્રોધાયમાન થઇને રામની સાથે લડવા માટે આવ્યા; પરંતુ રામચંદ્ર સાથે લડતાં પોતાનો પરાભવ થવાથી પોતાના અવતારની પૂર્ણાહુતિ થઇ એમ સમજી તે મહેંદ્ર પર્વત ઉપર તપશ્ચર્યા કરવા માટે ચાલ્યા ગયા

## ધાર્મિક વિધિ અને ચાલુ રૂઢિ

રામ અને કૃષ્ણના જન્મોત્સવ કરવાનું જે પ્રમાણે લખેલું છે તે જ પ્રમાણે પરશુરામ જયન્તિ પણ કરવી એવું ધર્મશાસ્ત્રમાં

કહેલું છે. રાત્રિના પ્રથમ પ્રહરે શરૂ થતી તૃતીયા લેવી અને પ્રદોષ વખતે પરશુરામની પૂજા કરીને અર્ઘ્ય આપવા. આ ઉત્સવ આ દેશમાં મોટા પ્રમાણમાં પાળવામાં આવતો નથી. એવી કથા છે કે પરશુરામે પોતાના બાણથી કોંકણ-પટ્ટીમાં આવેલા સમુદ્રને પાછો હઠાવી ત્યાં જમીન તૈયાર કરી અને તે જમીન બ્રાહ્મણોને દાનમાં આપી. આ કોંકણપટ્ટીને પરશુરામક્ષેત્ર કહે છે. આ ક્ષેત્રમાં દુષ્કાળની પીડા કોઇ પણ વખતે ન થાય એવો પરશુરામે આશીર્વાદ આપ્યો છે, એવી આ પટ્ટીના લોકોની સમજણ છે. ઘણા દક્ષિણાત્ય બ્રાહ્મણો પરશુરામના ભક્ત છે. રત્નાગિરિ જીલ્લાના ચિપલૂન ગામમાં તેનું દેવાલય છે અને ત્યાં આ ઉત્સવ મોટા ઠાઠથી પાળવામાં આવે છે.

## પરશુરામ અને રામચંદ્ર

એમના વખતની સામાજિક સ્થિતિ ધ્યાનમાં લઇયે તો એમ જણાય છે કે તે કાળમાં બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે જાતોની વ્યવસ્થા હાલના કરતાં જુદી હતી. વેદકાળમાં આર્ય અને અનાર્ય એમ બે જ ભેદ અસ્તિત્વમાં હતા. જાતિભેદ સંબંધીનું વિવેચન ઋગ્વેદના પુરુષ સૂક્તમાં ( ઋગ્વેદ ૧૦મું મંડળ ) છે. આનો સમાવેશ પાછળથી કરવામાં આવ્યો છે એવો આધુનિક પંડિતોનો મત કબુલ ન કરીયે તોપણ તેના ઉપરથી એટલું તો દેખાય છે કે બ્રહ્માના મુખમાંથી થયેલા બ્રાહ્મણ, બાહુમાંથી થયેલા ક્ષત્રિય, જાંઘમાંથી ઉત્પન્ન થયેલા વૈશ્ય અને પગમાંથી જન્મેલા શુદ્ર એ સર્વ એક જ પરમેશ્વરના પુત્ર છે. તેમના ગુણો જોકે ભિન્ન પ્રકારના છે તોપણ

તેમને એક બીજાની મદદ સિવાય ચાલે એમ નથી. રામાયણમાં અયોધ્યાકાંડમાં ઘણે ભાગે આ જ પ્રમાણે ચાતુર્વર્ણ્યની ઉત્પત્તિ કહેલી છે. ભેદ માત્ર એટલો જ છે કે ક્ષત્રિય એ વક્ષઃસ્થલમાંથી ઉત્પન્ન થયા એમ કહેલું છે. 'भू र्भुवस्व:' આ ત્રણ શબ્દોમાંથી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની ઉત્પત્તિ થઈ એવું શતપથ બ્રાહ્મણમાં કહેલું છે. અને તેમાં જેને આત્મજ્ઞાનના યોગથી 'अहं ब्रह्मास्मि'નો મર્મ સમજાયો તે જ બ્રાહ્મણ છે એવા વિચારો પ્રદર્શિત કરેલા છે. એકંદર રીતે બ્રાહ્મણો સર્વમાં શ્રેષ્ઠ મનાતા હતા એટલી જ બાબત દેખાય છે. બ્રાહ્મણ અને ક્ષત્રિયનાં કુટુંબોમાં વેદકાળથી હરિફાઇ ચાલતી હતી તેનો દાખલો

## વસિષ્ઠ અને વિશ્વામિત્ર

છે. હજારો વર્ષ સુધી એ બે વર્ણના બન્ને પ્રતિનિધિઓ દરેક કાર્યમાં પ્રતિસ્પર્ધી હોવાનું લખાયેલું છે. અને તેમણે તેમની પોતાની શ્રેષ્ઠતા સ્થાપિત કરવા માટે અનેક પ્રયત્ન કર્યાનું પણ લખાયેલું છે. હજારો વર્ષ સુધી એક જ વ્યક્તિ જીવતી હોય એ સંભવિત નથી, માટે એ જ ઉપનામથી ચાલતા આવેલા કુટુંબના કેટલાએક પુરુષોમાં આ દ્વેષ દીર્ઘ કાળ સુધી ચાલ્યો હશે એમ કહેવું સયુક્તિક છે. પછી આખરે વિશ્વામિત્રે બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત કરીને બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બરોબર જ છે એમ સિદ્ધ કરી આપ્યું. પ્રાચીન લેખોમાં અર્વાચીન શબ્દ 'જાતિ' ન હોતાં 'વર્ણ' શબ્દ છે. આર્ય અને અનાર્ય એમનામાં વર્ણનો ભેદ સ્પષ્ટ રીતે દેખાતો હતો. પછી મહાભારતકાળમાં

વર્ણને માટે જુદો જ મત પ્રચલિત થયો. શાન્તિપર્વમાં એ કહેલું છે કેઃ

ब्राह्मणानां सितो वर्णः क्षत्रियाणां तु लोहितः।
वैश्यानां पीतको वर्णः शूद्राणामसितस्तथा।

બ્રાહ્મણનો શુભ્ર, ક્ષત્રિયોનો લાલ, વૈશ્યોનો પીળો અને શુદ્રનો વર્ણ કાળો હોય છે. જો આપણે આ દૃષ્ટિથી જોઈયે તો આજની જાતિવ્યવસ્થા આ કસોટીએ ઉતરશે નહિ, અને પહેલાં પણ ઉતરી હોય એમ દેખાતું નથી. આવા પ્રકારની વર્ણવ્યવસ્થા માટે પ્રાચીન કાળમાં જુદા જુદા મત પ્રદર્શિત કરવામાં આવ્યા હતા; તોપણ બ્રાહ્મણ અને બીજા વર્ણની યોગ્યતા ગુણો ઉપરથી ઠરાવવી એવો મત પરશુરામના કાળથી પાંડવ કૌરવના કાળ સુધી પ્રચલિત હતો એમાં સંશય નથી. કેવળ જન્મથી પ્રાપ્ત થયેલી ઉચ્ચ કે નીચ જાતિનું મહત્ત્વ ન માનતાં શ્રેષ્ઠત્વ અથવા કનિષ્ઠપણું મનુષ્યના ચારિત્ર ઉપર અવલંબીને રહેલું છે એવું ભારતમાં અનેક ઠેકાણે પ્રતિપાદન કરેલું છે. એના દાખલા તરીકે મોક્ષ, ધર્મ, વનપર્વ, શાંતિપર્વ વગેરે પ્રકરણોમાંથી આ સંબંધીના ઉદ્ગારો મળે છે. જે મનુષ્યમાં સત્ય, દાન, ક્ષમા, શીલ, તપશ્ચર્યા, દયા વગેરે ગુણો હોય તે બ્રાહ્મણ છે. કુળ, વેદાધ્યયન કે વિદ્વત્તાથી દ્વિજત્વ પ્રાપ્ત થતું નથી; તે તો ઉત્તમ આચરણથી જ પ્રાપ્ત થાય છે. આ ઉપર દર્શાવેલા ગુણ જો શુદ્રમાં હોય તો તેને બ્રાહ્મણ સમજવો; અને પોતાને બ્રાહ્મણ કહેવડાવનારમાં જો તે ન હોય તો તે બ્રાહ્મણ નથી. શ્રીકૃષ્ણે તો ગુણકર્મ પ્રમાણે ચાતુર્વર્ણની ઉત્પત્તિ છે એમ ગીતોપનિષદમાં કહેલું છે. સમાજના શ્રેષ્ઠ જનોને આ પ્રકારનો મત પસં

પકડ્યો હતો. માટે જ વિશ્વામિત્રે બ્રહ્મર્ષિપદ મેળવવાનો પ્રયત્ન કરીને તેમાં જય મેળવ્યો. વસિષ્ઠના શાપને લીધે ચાંડાળ બનેલા ત્રિશંકુની અને કલ્મષપાદની બાજુ લઇને વિશ્વામિત્રે તેમનો ઉદ્ધાર કર્યો. ક્ષાત્રય વિશ્વામિત્રે ત્રિશંકુનું પુરોહિતપણું કબુલ કરીને તેનો યજ્ઞ ચલાવ્યો, તે વખતે બ્રાહ્મણોએ સ્હેજ પ્રશ્ન કર્યો કે આવા ચાંડાળના ક્ષત્રિય ઉપાધ્યાયના હાથનો હવિર્ભાવ દેવ ગ્રહણ કરશે ? આ પ્રશ્નની પરવા ન કરતાં વિશ્વામિત્રે યજ્ઞકાર્ય શાંતપણે ચલાવ્યું.

તે કાળમાં વર્ણવ્યવસ્થાને હાલનું જાતિવ્યવસ્થાનું સ્વરૂપ પ્રાપ્ત થયું નહોતું, પણ કાળે કરીને જુદા જુદા ઉદ્યોગધંધાથી અને એવો ધંધો કરનારા લોકોમાં થયેલા રોટી બેટીના વ્યવહારને લીધે જે સામાજિક વિભાગ થયા, તે કાયમના થઇને મહાભારતકાળમાં તેના અનેક પેટાભેદ ઉત્પન્ન થયા હતા. તોપણ તે સંબંધમાં તે વખતે હાલની માફક સખ્ત નિયમો ન હોવાથી તે કાળમાં એક વર્ણ બીજા વર્ણની સાથે રોટી બેટીનો વ્યવહાર કરી શકતો હતો. કોઇ પણ ઉચ્ચ વર્ણનો પુરુષ પોતાનાથી હલકા વર્ણની કન્યા સાથે લગ્ન કરી શકતો; પરંતુ નીચલા વર્ણનો પુરુષ પોતાનાથી ઉચ્ચ વર્ણની કન્યા સાથે શરીરસંબંધ કરી શકતો નહિ. શુક્રાચાર્યની કન્યા દેવયાનીએ યયાતિ રાજા સાથે પરણવાનો નિશ્ચય કરીને પોતાના પિતાની આજ્ઞા માગી, ત્યારે તેણે કહ્યું કે બ્રાહ્મણ કન્યાનો ક્ષત્રિય સાથે વિવાહ થઇ શકે નહિ. તોપણ આખરે એ વિવાહ થયો જ.

### વર્ણભેદનું મક્કમપણું

તે કાળમાં કેટલું હતું તે બતાવવા માટે અનેક દાખલાઓ

આપી શકાય. તે પૈકી કેટલાએક અહીં આપીયે છીયે. વિદર્ભ દેશના રાજાની કન્યા અગસ્ત્ય ઋષિને આપી હતી. લોમપાદ રાજાની કન્યા શાન્તા ઋષ્યશૃંગ ઋષિને, તૃણુબિંદુની ગૌ નામની કન્યા પુલસ્ત્યને, ભગીરથની કન્યા હંસી કૌત્સ ઋષિને, શર્યાતિકન્યા સુકન્યા ચ્યવન ઋષિને, એ પ્રમાણે ક્ષત્રિયોની કન્યાઓ બ્રાહ્મણોને આપવામાં આવી અને તેમની સંતતિ બ્રાહ્મણમાં ગણાઇ. બ્રાહ્મણો પણ પોતાની કન્યા ક્ષત્રિયોને આપતા હતા. શુક્રાચાર્યની કન્યા દેવયાનીનું યયાતિ રાજાએ અને કૃષ્ણદ્વૈપાયનના પુત્ર શુક મુનિની કન્યા કૃત્વીનું અણુહ રાજાએ પાણિગ્રહણ કર્યું હતું. ક્ષત્રિયોને તપશ્ચર્યાના યોગથી બ્રહ્મત્વ મળી શકતું. પુરુકુલોત્પન્ન પ્રિયમેધ અને ગર્ગ, દુષ્યંત-વંશીય શિનિ, ત્ર્યારુણિ એ સર્વે તપને લીધે બ્રાહ્મણ થયા. પુરુકુળમાં ઉત્પન્ન થયેલ મુદ્‌ગલ બ્રહ્મર્ષિપદે ચડયા પછી તેના વંશજ મૌદ્‌ગલ્ય સંજ્ઞક બ્રાહ્મણ થયા. તેમનામાં ગૃત્સમદનો દાખલો બહુ મહત્ત્વનો છે. અનુશાસનપર્વમાં કહેલું છે કે વીતહવ્ય નામનો ક્ષત્રિય રાજા પોતાના શત્રુના હાથમાંથી છટકી જવા સારૂ ભૃગુના આશ્રમમાં સંતાઇ રહ્યો. પછી જ્યારે તેની પાછળ પડેલા શત્રુએ આશ્રમમાં આવીને સવાલ કર્યો કે "અહીં કોઇ ક્ષત્રિય છે?" ત્યારે ભૃગુએ કહ્યું કે અહીં સર્વ બ્રાહ્મણો જ છે. એ જ વીતહવ્ય રાજા ભૃગુના વચનથી બ્રાહ્મણત્વ પામ્યો અને ગૃત્સમદ કહેવાયો. બ્રાહ્મણ અને ક્ષત્રિયનાં સામાજિક કર્તવ્યો ઘણે ભાગે ઠરેલાં હતાં, તોપણ જે પ્રમાણે ક્ષત્રિય બ્રાહ્મણત્વ મેળવવા માટે પ્રયત્ન કરતા, તે જ પ્રમાણે બ્રાહ્મણો પણ ક્ષત્રિયની માફક યુદ્ધકલામાં પટુત્વ મેળવવા માટે યત્ન કરતા હતા. અગસ્ત્ય મુનિ, દ્રોણાચાર્ય, અશ્વત્થામા,

કૃપાચાર્ય એ સર્વ બ્રાહ્મણ હતા, પણ ધનુર્વિદ્યામાં કુશળ હતા. બ્રાહ્મણ પોતાના તેજના જોર પર ક્ષત્રિયોને શાપ આપીને જેર કરતા, એના દાખલા જોવા હોય તો નહુશ, વેન, સહસ્રાર્જુન, કલ્મષપાદ અને ત્રિશંકુનો ઇતિહાસ જોવો.

> न बलं क्षत्रियस्याहुर्ब्राह्मणा बलवत्तराः ।
> ब्रह्मन्ब्रह्मबलं दिव्यं क्षात्राच्च बलवत्तरम्

—बालकांड ५४–१४

અર્થાત્ બ્રાહ્મણોના બળ આગળ ક્ષત્રિયોનું બળ તદ્દન ફીકું પડે છે, એવી તે કાળમાં માન્યતા હતી. બ્રાહ્મણોના નમસ્કારને લીધે સૂર્ય પ્રકાશે છે એમ વનપર્વમાં કહેલું છે; અને તે ક્રોધાયમાન થાય તો સર્વ જગત ભસ્મ કરી નાંખે એવું અનુશાસનપર્વમાં કહેલું છે. તથાપિ દુર્વાસા ઋષિ અને અંબરીષ રાજાનો દાખલો જોતાં અંબરીષને શરણ જઇને પોતાની પાછળ પડેલું સુદર્શનચક્ર દુર્વાસાએ રાખ્યું. આ ઉપરથી ક્ષત્રિયો પણ પોતાના તેજથી બ્રાહ્મણોને નિર્માલ્ય કરતા હતા એમ દેખાય છે. એકંદર રીતે જોતાં વસિષ્ઠના વંશજ સનાતનધર્મવાદી પુરાણપક્ષના હતા. તેમનામાં પારાશર, કૃષ્ણદ્વૈપાયન, વૈશમ્પાયન, યાજ્ઞવલ્ક્ય, શુકમુનિ, જૈમિની વગેરે સુપ્રસિદ્ધ બ્રાહ્મણધર્મના પુરસ્કર્તા જે પ્રમાણે થઇ ગયા, તે જ પ્રમાણે વિશ્વામિત્રના વંશજોનો સંબંધ પારાશર, ભૃગુ, જમદગ્નિ વગેરેની સાથે બંધાવાથી તેમનામાં પણ અનેક ઉદારમતવાદી બ્રાહ્મણો થયા છે. આ સર્વ બાબતોનો વિચાર કરીયે તો તે સમયની સમાજવ્યવસ્થા કેટલી બધી મક્કમ હતી એ સિદ્ધ થાય છે. પરશુરામનો અવતાર ક્ષત્રિયોનો

ગર્વ હરણુ કરવા માટે થયો; પરંતુ તેના હાથે ક્ષત્રિય કુળાનો નાશ જ થયો અથવા બ્રાહ્મણોનું મહત્ત્વ તેનાં કૃત્યોને લીધે જ સાબીત થયું એમ કહેવાય નહિ. કારણુ કે પરશુરામ પછી રામચંદ્ર અને તેનો ક્ષત્રિય વંશ દીર્ઘકાળ સુધી અસ્તિત્વમાં હતો. તે જ પ્રમાણે પાંડવકૌરવ એ ક્ષત્રિય હતા, અને તેમના વંશજોએ ઘણા વખતસુધી સત્તા ચલાવી હતી. પછી ક્ષત્રિયોના વંશમાંથી રજપુતો ઉત્પન્ન થયા. તે જ પ્રમાણે મરાઠા અને દક્ષિણુ હિન્દુસ્તાનમાંના વંડિયર એ સર્વ ક્ષત્રિયો છે. બ્રાહ્મણોનું મહત્ત્વ રામાયણુકાળમાં વિશેષ હતું અને ત્યાર પછી પણુ તેમને અગ્રસ્થાન મળ્યું. પરંતુ તે પરશુરામને લીધે નથી મળ્યું; પણુ તેનાં કારણુ તેમના ગુણુ અને તેમની વિદ્યા એ હતાં.

સારાંશ કે પરશુરામના અવતારનો વિચાર કરીયે તો એટલું જ જણાઇ આવશે કે તે કાળમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયોની વચ્ચે ઝગડો ચાલતો હતો. ઉભય પક્ષને પોતાની યોગ્યતા વધારે છે એમ લાગતું. છતાં તેમનામાં રોટી બેટીનો વ્યવહાર ચાલુ હતો અને વર્ણુવ્યવસ્થા મક્કમ હતી. બ્રાહ્મણો ક્ષત્રિયત્વ મેળવવા માટે અને ક્ષત્રિયો બ્રાહ્મણત્વ સંપાદન કરવા માટે પ્રયત્ન કરતા હતા; પરંતુ હિન્દુસ્તાનમાં ક્ષાત્રતેજ કરતાં સાત્ત્વિક ગુણોનું વિશેષ માન હોવાને લીધે પરશુરામ કરતાં રામચંદ્રને જ તેના સૌજન્યને લીધે વિશેષ માન મળ્યું. ક્ષત્રિયોના ગર્વનું હરણુ કરવા માટે અવતરેલા બ્રાહ્મણુ પરશુરામનો પ્રયત્ન અને પોતે જ બ્રહ્મજ્ઞાનવેત્તા હોવા બદલનું બ્રાહ્મણોનું દુરાભિમાન કમી કરવા માટે ક્ષત્રિય વિશ્વામિત્રનો પ્રયત્ન એ બન્ને દેશહિતની દૃષ્ટિએ જોતાં

સરખા મહત્વનાં છે. ગુણકર્મ પ્રમાણે વર્ણવ્યવસ્થા હોવાનું શ્રીકૃષ્ણે કહ્યું તેનું રહસ્ય પણ એજ છે કે ઉચ્ચનીચપણું એ જન્મસિદ્ધ હક નથી, પણ દરેક માણસ પોતપોતાનાં કર્મ પ્રમાણે ચડતી કે ઉતરતી પાયરીએ જાય છે.

---

# નૃસિંહ જયન્તિ

અત્યંત પ્રાચીન કાળમાં સ્વયંભુવ મન્વંતરમાં કસ્યપ નામના એક ઋષિ થઇ ગયા. તેમને હિરણ્યાક્ષ નામનો એક પુત્ર હતો. તે મહા બલવાન હતો. તેણે ભૂલોકને દબાવી દીધું હતું. અર્થાત્ પોતાના પરાક્રમથી સર્વ દેશ જીતી લીધા હતા અને પાદાક્રાંત કરેલા લોકોને ઉંચું માથું કરવા દેતો નહિ. ત્યારે વરાહે તેનો નાશ કરીને લોકોને દુઃખમુક્ત કર્યા. આ વરાહને વિષ્ણુનો ત્રીજો અવતાર માનેલો છે. ( કેટલાએક ગ્રંથોમાં વરાહને બ્રહ્માનો અવતાર માનેલો છે ) આ હિરણ્યાક્ષના વંશમાં વૈવસ્વત મન્વંતરમાં બીજા એક કસ્યપ ઋષિ થઇ ગયા. તેમને અનેક પુત્રો થયા. તેમાં હિરણ્યકસ્યપુ (હિરણ્યકશિપુ) નામનો એક પુત્ર હતો. તેણે લોકોને બહુ જ ત્રાસ આપ્યો. પોતાના પ્રસિદ્ધ પૂર્વજ હિરણ્યાક્ષનો નાશ વિષ્ણુએ કર્યો માટે તેની સાથે વેર બાંધી તેના ભક્તોને તે અનેક

રીતે હેરાન કરવા લાગ્યો. હિરણ્યકશ્યપુ એ હિરણ્યાક્ષનો ભાઇ હતો એમ ભાગવતાદિ ગ્રંથમાં કહેલું છે પરંતુ, મહાભારતમાં હિરણ્યાક્ષને एक एव दितेः पुत्रः એમ વર્ણવેલો છે. આ ઉપરથી તેને બીજો કોઇ સહોદર નહોતો એ સ્પષ્ટ થાય છે. હિરણ્યકશ્યપુએ પોતાની સત્તા સર્વ ઠેકાણે સ્થાપન કરીને ઋષિ, દેવ અને રાજાઓને હેરાન કર્યા. તે તેમના યજ્ઞયાગની સિદ્ધિ થવા દેતો નહોતો. હિરણ્યકશ્યપુએ વિષયોપભોગમાં લુબ્ધ થઇને પોતે અજેય અને અમર થવાના હેતુથી પોતાની દેહરક્ષા માટે અનેક ઉપાયો કર્યા. રાત્રે અથવા દિવસે, મનુષ્ય અથવા હિંસ્ર પશુથી ઇજા ન થાય તે માટે તેણે સારો બંદોબસ્ત કર્યો. પછી પોતાને કોઇના તરફથી પણ ત્રાસ પહોંચાડવો શક્ય નથી એમ તેના મનની ખાત્રી થતાં તે મનમાની ક્રૂરતા કરવા લાગ્યો. આથી સાત્વિક વૃત્તિના લોકોને તે દુષ્ટના હાથે પોતાનો છુટકારો કેવી રીતે કરી લેવો તેનો મોટો વિચાર થઇ પડયો. આખરે તેનો જ પુત્ર તેના નાશનું કારણ થયો. તે હકીકત નીચે પ્રમાણે છેઃ હિરણ્યકશ્યપુને જંભાસુરની કન્યા કયાધુથી પ્રલ્હાદ, અનુલ્હાદ, સંલ્હાદ, લ્હાદ, શિબિ અને બાષ્કલ એવા છ પુત્રો થયા. તે પૈકી પ્રલ્હાદને પોતાના સંબંધીઓનો તામસી સ્વભાવ ગમતો નહોતો તેથી તે તેમની સાથે હળીમળીને રહી ન શકતો. પોતાનાં વિષયલંપટ સગાંવહાલાંઓ મોટી ભૂલ ખાય છે એવું જોઇને તેમને સુધારવાને તેણે પ્રયત્ન કર્યો. જે કુળમાં પ્રલ્હાદ જન્મ્યો તેને અસુર અથવા દૈત્ય કુળ કહેતા હતા અને અસુરોના પ્રતિસ્પર્ધીઓને સુર અથવા દેવ માનતા હતા. અસુર દેહાત્મવાદી હતા. સુર, વ્યાપક પરમાત્મા જે વિષ્ણુ તેની પૂજા

કરતા હતા. સુરનો પક્ષ એ જ સત્ય પક્ષ છે એવી પ્રલ્હાદની ખાત્રી થતાં જ તેણે વિષ્ણુભક્તિનો માર્ગ સ્વીકાર્યો. પોતાનો પુત્ર શત્રુપક્ષ પ્રમાણે વર્તે છે એમ ધ્યાનમાં આવતાં જ હિરણ્યકશ્યપુએ યોગ્ય ગુરુના હાથ નીચે શિક્ષણ માટે રાખી તેને ઠેકાણે લાવવા માટે પ્રયત્ન કર્યો; પરંતુ તે તો ઉલટો ગુરુને ઉપદેશ કરવા લાગ્યો કે મહારાજ મિથ્યા અભિમાનને લીધે અમે અસુરો દેહાત્મવાદી થઇને પરમાત્માને ભૂલી ગયા છીએ મનુષ્ય અહંતા અને મમતાથી બદ્ધ થયો કે સત્ય અને અસત્ય, ન્યાય અને અન્યાય એની પરીક્ષા કરવાનું સામર્થ્ય તેનામાં રહેતું નથી. જ્યાં સુધી આ પ્રભાવ કાયમ છે ત્યાં સુધી પરમાર્થપ્રાપ્તિ થતી નથી. માટે ખરા પરમેશ્વરને ઓળખવાની શક્તિ સંપાદન કરીને તેનામાં લય પામવાની ઇચ્છા દરેક માણસે રાખવી જોઇયે.

ગુરુને અને પ્રલ્હાદને બનતું નથી એમ હિરણ્યકશ્યપુએ જાણ્યું કે તરત તેણે પુત્રને બોલાવી ગુરુના ઉપદેશ પ્રમાણે વર્તવાને માટે સખ્ત આજ્ઞા કરી; ત્યારે પ્રલ્હાદે નમ્રતાથી કહ્યું, પિતાજી, જે વિદ્યાથી શાશ્વત સુખ અને શાન્તિ મળતાં નથી તે વિદ્યા શા કામની ? પરમેશ્વરપ્રાપ્તિ એ જ વિદ્યાનું અંતિમ ધ્યેય છે, માટે મને એમ લાગે છે કે તે ધ્યેય સાધ્ય કરવા માટે મેં જે માર્ગ સ્વીકારેલો છે તે યોગ્ય છે. વિષયવાસનાઓનો ઉચ્છેદ કરીને પરબ્રહ્મની પ્રાપ્તિ કેવી રીતે કરી લેવી એવું શિખવનારા મહાનુભાવ સાધુ પુરુષ એ જ ખરા ગુરુ છે. એવા ગુરુ મળે તો નેત્ર ઉપરનાં અજ્ઞાનતાનાં પડળ દૂર થાય અને ઇશ્વરપ્રાપ્તિનો માર્ગ સુગમ થાય. અર્થાત્ આ નશ્વર દેહ સાર્થક કરવો હોય તો સંતસમાગમમાં રહીને આ

ભવસાગર તરી જવાનો પ્રયત્ન કરવો જોઇએ. આવી મતલબના પોતાના પુત્રના વિચારો અહંકારથી ઘેરાયેલા હિરણ્યકશ્યપુને ગમ્યા નહિ. તેણે પોતાના નોકરોને આજ્ઞા કરી કે કોઇ પણ પ્રયત્નથી જો છોકરો ઠેકાણે ન આવે તો તેને સખ્ત શિક્ષા કરવી. પેટનો વેંત જેટલો ખાડો ભરવાના હેતુથી તે ઉન્મત્ત દૈત્યાધિપાતની ગુલામી કરવાને નીચ નોકરોએ તે બાળક સાધુને અનેક રીતે દુઃખ આપ્યું: પણ તે જરાયે ડગ્યો નહિ. પોતાનું આચરણ નિર્મળ રાખીને વિષ્ણુને તેણે તન, મન, ધન અર્પણ કર્યાં હતાં. આવી રીતે પ્રત્યક્ષ પોતાનો પુત્ર શત્રુના પક્ષમાં મળ્યો એ જોતાં જ હિરણ્યકશ્યપુ ક્રોધાયમાન થયો અને પુત્રપ્રેમ ભૂલી જઇને તે જ્ઞાની બાળકને દેહાંતદંડ આપવાનો તેણે વિચાર કર્યો. હિરણ્યકશ્યપુએ કહ્યું: "પ્રલ્હાદ, જ્યારે તું મારી ઇચ્છા પ્રમાણે વર્તતો નથી ત્યારે તારે જીવતા રહેવું પણ ઇષ્ટ નથી; માટે હું તારો પ્રાણ લઇશ. જે વિષ્ણુના નામની તું રાતદિવસ બૂમ પાડે છે તે તારો વિષ્ણુ તને આવે પ્રસંગે કેવી રીતે બચાવશે તે મારે જોવું છે." એ શબ્દ કાને પડતાં જ પ્રલ્હાદે ઉત્તર આપ્યો: "પિતાજી, વિષ્ણુ જ મારૂં રક્ષણ કરે છે. મારા દેહનો એ જ ધણી છે અને તેના સિવાય અન્ય કોઇ પણ મારો પ્રાણ લઈ શકશે નહિ. તે સર્વ ઠેકાણે છે. જેવી રીતે તે મારામાં છે તેવી જ રીતે તે તમારામાં પણ છે. તે જ મારૂં રક્ષણ કરશે. આપણે શૌર્ય, ધૈર્ય અને પ્રેમથી યુક્ત એવા વિષ્ણુને લીધે જીવીયે છીયે. એવા દેવના પણ દેવ વિષ્ણુ સાથે વિરોધ કરવામાં શું ડહાપણ છે? સર્વસમાન પ્રેમ રાખીને જેઓ વિષ્ણુના ચિંતનમાં મગ્ન રહે છે, વિષ્ણુ તેમનું રક્ષણ કરે છે એમાં જરાયે

સંદેહ નથી." પુત્રના આ ઉદ્દગાર હિરણ્યકશ્યપુને અત્યંત કર્ણકટુ લાગ્યા. એકદમ ધાંટો કાઢીને તેણે કહ્યું: "તારે વિષ્ણુ આ વિશ્વમાં છે એમ તું કહે છે તો આ સામેન થાંભલામાં તે કેમ દેખાતો નથી?" પ્રલ્હાદે શાંતપણે પણ હસીને જવાબ આપ્યો કે પિતાજી તે આ થાંભલામાં પણ છે. આવું સાંભળતાં જ હિરણ્યકશ્યપુએ મોટા ક્રોધાવેશથ થાંભલા ઉપર લત્તાપ્રહાર કર્યો ત્યારે તેમાંથી ભયંકર ગર્જન થઇ અને સિંહના આકારની ઉગ્ર અને ભયાનક વ્યક્તિ બહાર નીકળી. એ જ નૃસિંહ હતા. તેણે એ દુ દૈત્ય ઉપર એકદમ તરાપ મારી અને પોતાની જાંઘ ઉપ તેને આડો નાંખી નખથી તેનું પેટ ચીરી નાંખ્યું. અ દિવસ વૈશાખ શુદ ૧૪નો હતો.

## શાસ્ત્રોક્ત વિધિ અને રૂઢિ

તેરશને દિવસે એક જ વખત જમીને ચૌદશન દિવસે મધ્યાહ્ન વખતે તેલ અને આમળા વાટીને ડીલે લગાડ સ્નાન કરવું. સાયંકાળને વખતે ધાન્યના ઢગલા ઉપર ઉદક યુક્ત કલશ મુકીને તેના ઉપરના પાત્રમાં નૃસિંહની સુવર્ણ પ્રતિમાની પૂજા કરવી. રાત્રે જાગરણ, હરિકીર્તન વગે કરીને નૃસિંહની સેવા કરવી અને પ્રાતઃકાળમાં ફરીથી તેન પૂજા કર્યા પછી ગોદાન સહિત પ્રતિમા ઉપાધ્યાયને આપવ આપણા વંશમાં થઇ ગયેલા અને હવે પછી થનારા વંશજોને ઉદ્ધાર કરવા માટે નૃસિંહની પ્રાર્થના કરવી. પછ બ્રાહ્મણ સાથે તિથિને અંતે ભોજન કરવું. ત્રણ પ્રહર કરત ચતુર્દશી અધિક હોય તો પ્રભાતમાં જ પારણું કરવ

તૈયાર કરેલા અન્ન અને ઉદકકુંભનું દાન પૂનમને દિવસે કરવું. વાછરડા સહિત ગાય, પાદુકા, જોડા, છત્રી, પંખો, ઉદકુંભ, શય્યા ઇત્યાદિનું દાન આપવાથી પુણ્ય થાય છે એવું ધર્મસિંધુમાં કહેલું છે. નૃસિંહજન્મોત્સવ ઘેરઘેર અથવા સર્વ વિષ્ણુભક્તોને ત્યાં પાળવામાં આવે જ છે, એવું નથી. બંગાળ અને ઉત્તર તરફના બીજા દેશોમાં આ ચાલ નથી. વિષ્ણુનાં કેટલાંએક દેવાલયોમાં આ ઉત્સવ પાળવામાં આવે છે. આ દેવ રામચંદ્રની માફક લોકપ્રિય ન હોવાનું કારણ એટલું જ છે કે નૃસિંહ ઉગ્ર છે અને તેની સેવા કરવામાં કાંઇ ચૂક થાય તો તેના તરફથી ત્રાસ પહોંચે છે એવી માન્યતા છે. દક્ષિણ હિન્દુસ્તાનમાં વૈષ્ણવ મતના પ્રચારને લીધે વિષ્ણુનાં દેવાલયો ઠેકાણે ઠેકાણે સ્થાપન કરવામાં આવ્યાં; તેમાં કેટલાએક નૃસિંહનાં પણ છે, અને ત્યાં મોટા ભપકાથી ઉત્સવ ઉજવવામાં આવે છે. દીપોત્સવ, પાલખીનો વરઘોડો વગેરે ઉત્સવો તે ઠેકાણે બહુ જોવાલાયક હોય છે. મદ્રાસ ઇલાકામાં ધંટસા અને હંપીમાં નૃસિંહનાં મોટાં મંદિરો છે. માનતા કરવાને અથવા માનતા રાખવા ઘણાય અબ્રાહ્મણ જાત્રાળુઓ દર સાલ ત્યાં જાય છે. કેટલાએક બ્રાહ્મણો અને અબ્રાહ્મણો નૃસિંહને કુળદેવતા તરીકે માને છે.

હિરણ્યાક્ષ અને હિણ્યકશ્યપુ સંબંધી માહિતિ આપતી વખતે પ્રાચીન ગ્રંથકારોએ લખેલું છે કે તેમનો જન્મ થયો તે વખતે પૃથ્વી ઉપર તોફાનો થયાં હતાં. હાલની માન્યતા પ્રમાણે પૃથ્વી અત્યારની પ્રચંડ ભૂગોળ નહોતી, પણ જે ભાગમાં હિરણ્યાક્ષ અને હિરણ્યકશ્યપુ પોતાના

કુટુંબ સાથે રહેતા હતા તે ભાગ તે વખતની કલ્પના પ્રમાણે પૃથ્વી ગણાતો હતો. ઉત્તર ધ્રુવ તરફના પોતાના નિવાસસ્થાનનો ત્યાગ કરીને આર્યોની જે શાખા પશ્ચિમ અને દક્ષિણ દિશા તરફ ગઇ તે પૈકી એક શાખા કાસ્પીયન સમુદ્રની દક્ષિણ બાજુએ જ્યાં ઇરાન અને અફઘાનિસ્તાન દેશ છે ત્યાં ગઇ. તે વિશેની માહિતી દંતકથા (mythology)ને સ્વરૂપે પુરાણમાંથી મળે છે. પરંતુ હજારો વર્ષથી આ દંતકથાની ઉપર કવિકલ્પનાનાં અને અતિશયોક્તિનાં આવરણો ચડયાં છે તેથી ખરો ઇતિહાસ છૂપાઇ ગયો છે. જે જૂના લેખ હાલમાં મળે એમ છે તેમનું બારીકીથી નિરીક્ષણ કરીયે તો એમ જણાય છે કે દક્ષિણ તરફ આવેલી આર્યોની આ શાખાના બે વર્ગો હતા. તે

### દેવ અને દૈત્ય

ના નામથી પુરાણો, રામાયણ અને મહાભારતમાં પ્રસિદ્ધ છે. તેમને વિષે એવો ઇતિહાસ છે કે વૈવસ્વત મન્વંતર માંહેના બ્રહ્મપુત્ર મરીચિ ઋષિને પ્રચિતસ દક્ષે પોતાની તેર કન્યાઓ પરણાવી. તેમનાં નામ અદિતિ, દિતિ, દનુ, દનાયુ, સિંહિકા વગેરે હતાં. તે દરેકની સંતતિ તેમનાં નામથી પ્રસિદ્ધિ પામી. દાખલા તરીકે અદિતિના પુત્ર અદિતેય અથવા આદિત્ય, દિતિના પુત્ર દૈત્ય, દનુના પુત્ર દાનવ વગેરે. કસ્યપના કુળમાં હિરણ્યકસ્યપુનો પુત્ર પ્રલ્હાદ એ મહાન વિષ્ણુભક્ત અને પ્રલ્હાદનો પુત્ર બલી એ ઉદાર થયા. કસ્યપ પોતે મંત્રદષ્ટા ઋષિ હતા. તેના બે પુત્ર અવત્સાર અને અસિત એ ઋષિઓમાં ગણાય છે. અવત્સારને નિધ્રુવ અને રેભ એવા બે પુત્ર હતા, અને અસિતને શાંડિલ્ય નામનો એક જ પુત્ર હતો. નિધ્રુવની

સંતતિનાં નૈધ્રુવ, રેભની સંતતિનાં રૈભ્ય અને શાંડિલ્યની સંતતિનાં શાંડિલ્ય એવાં નામ પડયાં. નિત્ય ઋષિ અને દેવલ એ શાંડિલ્યના પ્રખ્યાત વંશજ છે. તેઓ પણ મંત્રદ્રષ્ટા હતા એવું મત્સ્યપુરાણમાં લખેલું છે. કશ્યપ એ મરિચિ ઋષિના પુત્ર હોવાથી તેને મારિચિ એવું નામ મળ્યું. પ્રાચીન કાળમાં કશ્યપની ખ્યાતિ બહુ હશે એમ લાગે છે માટે જ તેનું નામ નક્ષત્રપુંજ માંહેના એક નક્ષત્રને આપવામાં આવ્યું છે. (માગશર મહિનામાં સૂર્યની પાછળ આ નક્ષત્ર હોય છે.) ઉપર કહ્યા પ્રમાણે કશ્યપના વંશજો કેટલાક ઋષિ જન્મ્યા તેમ કેટલાક દુષ્ટ અને નીચ મનોવૃત્તિના પુરુષ પણ થયા. વિષ્ણુ અને ઇંદ્ર પણ અદિતિના પુત્ર હતા એવું રામાયણ, મહાભારત અને પુરાણોમાં કહેલું છે. અને તેમના વંશજો આદિતેય નામથી એળખાયા. કાળે કરીને તેમને દેવ માનવામાં આવ્યા. ઇંદ્ર, વિષ્ણુ અને તેમના વંશજોને 'અદિતનંદના' પણ કહેલા છે. કશ્યપની ભાર્યાને પેટે અત્યંત દુષ્ટ મનોવૃત્તિના અનેક પુરુષો જન્મ્યા. તે પૈકી દિતીનો પુત્ર (દૈત્ય) હિરણ્યકશ્યપુ, દનુનો પુત્ર (દાનવ) કેતુ, દનાયુનો પુત્ર વૃત્ર, સિંહિકાનો પુત્ર રાહુ એ પ્રસિદ્ધ છે. કાળે કરીને દૈત્ય અને દાનવ એ શબ્દનો એક જ અર્થ થવા માંડયો, અને નીચ તથા ક્રૂર માણસોને માટે એ શબ્દ વપરાવા લાગ્યો.

દેવ અને દૈત્યનો સ્વભાવ એકબીજાથી વિરૂદ્ધ હોવાને લીધે તેમને એકબીજા સાથે બનતું નહોતું, તેથી આ બન્નેમાં દીર્ઘકાળ સુધી કજીયો ચાલ્યો. દૈત્ય સ્વભાવે તામસી, ઉન્મત્ત અને વિષયલંપટ હતા. દેહને જ તેઓ આત્મા માનતા. તેમના વિચાર અને આચરણ પ્રવૃત્તિપર હતા. યજ્ઞ

યાગની વિરૂદ્ધ હોવાને લીધે તેઓ યજ્ઞ કરનારા પોતાના ભાઈઓ (આદિતેય)ને હેરાન કરતા હતા. સામા પક્ષમાં દેવ એ સાત્વિક, નમ્ર અને સંયમી હતા. વ્યાપક પરમાત્મા વિષ્ણુની તેઓ પૂજા અને આરાધના કરતા. વિદ્વાન અને જ્ઞાનનિષ્ઠ ગુરુ પાસે જઈ અધ્યાત્મજ્ઞાન મેળવવાનો યત્ન કરતા. દેવ અને દૈત્ય બન્નેએ બ્રહ્મજ્ઞાન સંપાદન કરવાનો યત્ન કર્યો, પરંતુ દેવને તે સાધ્ય થયો અને દૈત્યોએ તેનો ભળતો જ અર્થ લઈને પોતાનું સમાધાન કેવી રીતે કરી લીધું એનું એક સુંદર દૃષ્ટાંત ઉપનિષદ્‌માં મળે છે. છાંદોગ્યમાં કહેલું છે કે એક વખત દેવમાંથી ઇંદ્ર અને દાનવમાંથી વિરોચન (પ્રલ્હાદનો પુત્ર) હાથમાં સમિધા લઈને એકબીજા સાથે સ્પર્ધા કરતા નીકળ્યા. તે પ્રજાપતિ પાસે આવ્યા. કેટલોક કાળ બ્રહ્મચારી રહ્યા પછી પ્રજાપતિ સામે જઈને તેમણે કહ્યું: “ભગવન્, પાપરહિત, જરારહિત, મૃત્યુરહિત, શોકરહિત, ક્ષુધારહિત, પિપાસારહિત, સત્યકામ, સત્યસંકલ્પ એવા આત્માની શોધ કરવી જોઈએ. તેને જાણી લેવો જોઈએ. એ આત્માની શોધ કરીને જે તેને જાણે છે, તેને સર્વ લોક પ્રાપ્ત થાય છે, તેની સર્વ ઇચ્છા પૂર્ણ થાય છે, એવું આપનું વચન છે, એવું જ્ઞાતા કહે છે. તે આત્માને પામવા અમે અહીં આવેલા છીએ.” ત્યારે પ્રજાપતિએ કહ્યું: “આ જે પુરુષ આંખોની અંદર દેખાય છે તે આત્મા છે. તે મૃત્યુરહિત અને ભયરહિત છે. એ જ બ્રહ્મ છે.” ઇંદ્ર અને વિરોચને કહ્યું, “હે ભગવન્, પાણીમાં તેમજ અરિસામાં જે દેખાય છે તે કોણ?” પ્રજાપતિએ કહ્યું: “એ જ આ સર્વમાં દેખાય છે. એ જ આત્મા છે.” આથી સમાધાન પામી તેઓએ ચાલવા માંડયું. એમને જતા જોઈને પ્રજાપતિએ કહ્યું: “આત્માની પ્રાપ્તિ અને

જ્ઞાન થયું નથી, ને તમે બન્ને જણા તો જાઓ છો. દેવ અથવા દાનવ ગમે તે આટલું જ જ્ઞાન પ્રાપ્ત કરશે તે પરાભવ પામશે." વિરોચન તો પોતાના ભાઈઓ પાસે ગયો અને તેણે તેમને એવું કહ્યું કે આ લોકમાં આત્માની એટલે પોતાની જ પૂજા કરવી; પોતાની જ પૂજા અને સેવા કરનારને આ લોક અને પરલોક એમ બન્ને પ્રાપ્ત થાય છે. પરંતુ ઇંદ્રનું સમાધાન ન થતાં તે ફરીથી પ્રજાપતિ પાસે આવ્યો અને બ્રહ્મજ્ઞાન સંપાદન થતાં સુધી પ્રજાપતિની પાસે રહ્યો. (અધ્યાય ૮મો ખંડ ૭ થી ૧૫)

દેવ યજ્ઞયાગાદિ કરીને સોમસુરાથી પોતાના ઇષ્ટ દેવતાઓને તૃપ્ત કરતા હતા અને તેઓ પોતે પણ સુરાપાન કરતા હતા. વારુણિ અથવા સુરા ત્યાજ્ય નથી એવો તેમનો મત હતો. પરંતુ દૈત્ય અને દાનવોને યજ્ઞયાગાદિકને માટે કંટાળો હતો અને તેઓ સુરાગ્રહણ કરતા નહોતા. દેવોએ સમુદ્રમંથન કરીને અનેક રત્નો પેદા કર્યાં. અર્થાત્ આ ઉભય પક્ષના લોકોએ જ્ઞાનસમુદ્રનું મંથન કરીને નાના પ્રકારના મૂલ્યવાન પદાર્થ પ્રાપ્ત કરી લીધા. તેમાં સુરા પણ હતી. દેવોએ તેનું સેવન કર્યું. દૈત્યોએ તેનો સ્વીકાર કર્યો નહિ. આ ઉપરથી સુરા ગ્રહણ કરનારા દેવ અથવા અદિતિના વંશજ 'સુર' એ નામથી પ્રસિદ્ધ થયા. સુરા ગ્રહણ ન કરનારા દૈત્ય 'અસુર'ના નામથી સંબોધાયા. એ સંબંધી રામાયણમાં નીચેનો શ્લોક મળી આવે છે.

सुरा प्रतिग्रहाद्देवाः सुरा इत्यभिविश्रुताः ।
अप्रतिग्रहणात्तस्या दैतेयाश्चा सुरास्तथा ।

અર્થાત્ સુરાનો સ્વીકાર કરવાથી દેવોનું નામ સુર પડયું અને ન કરવાથી દૈત્યોનું નામ અસુર (Teetotaller) પડયું. ઇંદ્રને 'સુરાધિપઃ' એમ કહે છે.* ઇંદ્ર અને વિષ્ણુ એ સુરોના મૂળ પુરુષ હોવા જોઇયે. કાળે કરીને તેમને દેવતાઓની માફક પૂજ્ય માનવાનો રિવાજ પડયો અને તેમનાં પરાક્રમ વિષે અનેક અદ્‌ભુત વાતો ચાલુ થઇ. (પૂર્વજોને દેવને ઠેકાણે માની, બીજા દેવની માફક તેમની પૂજાઅર્ચા કરવાનો અને તેમની માનતા કરવાનો ચાલ કેટલાએક આર્યોના વંશજોમાં છે.) અદિતીપુત્ર ઇંદ્રે અસુરો ઉપર જય મેળવ્યો ત્યારે ઇંદ્રપુરી અથવા અમરાપુરી તેની રાજધાની થઇ. કાળે કરીને ઇંદ્ર એ નામ સાર્વભૌમત્વ બતાવનારૂં થવાને લીધે સેંકડો વર્ષ સુધી જુદા જુદા સુરાધિપતિઓએ પોતાને ઇંદ્ર એ જ નામથી ઓળખાવ્યા હશે. ઇંદ્ર અને વિષ્ણુ દેવ તરીકે મનાયા પછી તેમનાં પરાક્રમનું વર્ણન કરતી વખતે તેમને હાથે અનેક પરાક્રમો થયાં એવું કહેવામાં આવ્યું છે. તેમની સ્તુતિમાં લખાયેલા શબ્દોનો વિચાર કરીયે તો એમ જણાય છે કે ઇંદ્ર, વિષ્ણુ એ ઐતિહાસિક પુરુષ હતા અને તેમનાં પરાક્રમને લીધે સત્ય પક્ષના અભિમાની જે દેવ તેમનાં પગલાં આ દેશમાં થયાં.

*ઋગ્વેદના અત્યંત પ્રાચીન ભાગમાં અસુર શબ્દ દેવના અર્થમાં યોજેલો છે અને ઇંદ્ર, અગ્નિ, વરુણ વગેરે દેવતાઓને અસુર કહેલા છે. સુર અને અસુર એ નામ મળવાનું કારણ સુરાનો પ્રતિગ્રહ અને અપ્રતિગ્રહ એમ થાય છે. તોપણ કાળે કરીને અધ્યાત્મજ્ઞાનની પાછળ લાગેલા દેવોએ યજ્ઞયાગાદિકની માફક તેનો પણ ત્યાગ કર્યો. સુરાને બદલે યજ્ઞમાં તેઓ મધનો ઉપયોગ કરવા લાગ્યા અને અસુરોને સુરાપાનની ટેવ પડી.

એમનાં કૃત્યોનો વિચાર કરીયે તો તે કાલ્પનિક પુરુષ નહોતા પણ ઐતિહાસિક પુરુષ હતા એમ દેખાય છે. ઇંદ્રને પૂર્વ દિશાનો અધિપતિ માનવામાં આવેલો છે, તેનું કારણ એટલું જ કે જ્યારે દેવ અને દૈત્યની વચ્ચે તકરાર ઉત્પન્ન થઇ ત્યારે એક ઠેકાણે રહેવાનું તેમને માટે શક્ય નહોતું. ઇંદ્રે આગેવાની કરી સ્વપરાક્રમથી પોતાને માટે નવો ફળદ્રુપ દેશ જીતી લીધો, તેથી તેઓ પૂર્વ તરફ વળ્યા અને પંજાબના સમૃદ્ધિપૂર્ણ પ્રદેશમાં પોતાનું થાણું નાખ્યું. ઇંદ્રની આગેવાની તળે સુરોએ અનેક ગુફાઓ અને ટેકરીઓમાંથી રસ્તો તૈયાર કર્યો માટે તેને (ઇંદ્રને) 'ગોત્રભિદ્' એ નામાભિધાન મળ્યું. ઇંદ્રે અનેક શહેરો જીત્યાં માટે તેને 'પુરંદર' એવું પણ નામ આપવામાં આવ્યું છે. વજ્ર, (ગદા અથવા હથોડી) અને શક્તિ (બરછી) એ ઇંદ્રનાં હથીયારો હતાં. શિવ ત્રિશૂળ વાપરતા હતા. વરુણનો પાશ શત્રુનું ગળું દાબી પ્રાણ લેવાના કામમાં આવતો. પરંતુ એ સર્વ હથીઆરોનો ઉપયોગ શત્રુ સાથેની હાથોહાથની લડાઇના કામમાં આવતો. શત્રુને દૂરથી ઠાર કરવાનું સાધન ધનુષ્યબાણ છે. એનો ઉપયોગ પ્રથમ વિષ્ણુએ કર્યો, ત્યારે તેની ખ્યાતિ ઇંદ્ર કરતાં પણ વધી. વિષ્ણુના નાયકત્વની નીચે આર્યોએ ધનુષ્ય-બાણની મદદથી પૂર્વ તરફના પ્રદેશમાં પોતાની સ્વારીઓ ચલાવી, અને બરોબર બાણ તાકવાનું કૌશલ્ય તેમણે અલ્પ શ્રમથી થોડા વખતમાં પ્રાપ્ત કરી શત્રુનો નાશ કરીને ગંગાના મૂળ સુધીનો મુલક કબજે કર્યો. વિષ્ણુના ચરણ પાસેથી ગંગાનો જન્મ થયો એવું કહેવાનો જૂના કાળમાં જે

રિવાજ પડેલો તે આ ઉપરથી જ હશે. દશરથના પુત્ર રામને અને દેવકીપુત્ર કૃષ્ણને કાળે કરીને અવતાર માનતાં માનતાં જેમ અત્યારે તેમને પ્રત્યક્ષ દેવ માનવાનો રિવાજ પડેલો છે, તે જ પ્રમાણે અદિતીના પુત્ર વિષ્ણુ અને ચંદ્રને દેવતાઓ તરીકે માની વેદકાળમાં તેમને સમર્થ દેવ તરીકે માનવામાં આવ્યા. (વિષ્ણુ સંબંધી વિસ્તૃત વિવેચન મહાએકાદશીના મથાળા નીચે આપ્યું છે.) સારાંશ એટલો જ કે દેવ અને દૈત્ય એ ઐતિહાસિક પુરુષ હતા, પરંતુ તેમના વિચાર ભિન્ન હોવાને લીધે એકબીજાને બનતું નહોતું. જે જે સુરોએ અસુરોનો નાશ કર્યો તેમને દેવતાના અંશ માનવામાં આવ્યા. હિરણ્યકશ્યપુનો વધ નૃસિંહે, બળીનો પરાજય વામન રૂપી વિષ્ણુએ, નરકાસુર, ધેનકાસુર વગેરેનો વધ શ્રી કૃષ્ણે, મહિષાસુરનો વધ શિવપત્ની પાર્વતીએ, ભસ્માસુરનો સંહાર સ્ત્રીવેષધારી વિષ્ણુએ કરીને સુરોનો ત્રાસ કમી કર્યો. એવું જણાય છે કે વેદકાળથી મહાભારત સુધી સુર અને અસુરો વચ્ચે ઉપરાઉપરી લડાઇઓ થતી હતી, પરંતુ અસુરોનો દેશ છોડી દઇને સુરોએ પૂર્વ તરફ મોરચો ફેરવ્યો તેથી તેમની ઝપાઝપી કમી થઇને એકબીજા વચ્ચેનો સંબંધ તદ્દન ઓછો થઇ ગયો. કેટલાએક અસુરો કારણપરત્વે સુરની પાછળ આ દેશમાં આવ્યા, તેઓ સુર સાથે એકરૂપ થઇ ગયા. અહીં એક મહત્ત્વની બાબત કહેવાની જરૂર છે કે

## દૈત્ય એ રાક્ષસ નહોતા.

રાક્ષસો નૈઋત્ય તરફ અને યમુના નદીને દક્ષિણે લંકા સુધી રહેતા હતા. તે નૈઋત્ય તરફ હતા માટે તેમને 'નૈઋતી' પણ

કહેતા. રાક્ષસો આકળા, વિકરાળ, મોટા દાંત, ભયંકર આંખો અને વગર પ્રમાણના અવયવોવાળા હતા એવી લોકોની સમજ છે તે ભૂલભરેલી છે. તેઓ આર્યોની માફક મનુષ્યદેહધારી હતા. માત્ર રંગે કાળા અને શરીરે મજબૂત હતા અને નરમાંસ-ભક્ષણ કરવાનો ક્રૂર ચાલ તેમનામાં હતો. આર્યોની માફક તેમનામાં કેટલાએક રૂપવાન હતા અને પ્રત્યક્ષ રાવણનગરી-માંહેનાં કેટલાંએક સ્ત્રી પુરુષો સુંદર હતાં એવું વર્ણન રામા-યણમાં મળી આવે છે. રાવણનો ભાઇ કુંભકર્ણ એ પર્વત જેવા શરીરનો રાક્ષસ હતો એવું અર્વાચીન લેખકોએ વર્ણવેલું છે. તેને માટે રામાયણમાં એટલું જ કહ્યું છે કે,

यस्य प्रमाणाद्विपुलं प्रमाणं नंह विद्यते

એટલે તેના કરતાં ઉંચો અથવા મજબુત બાંધાનો બીજો કોઇ નહોતો. દક્ષિણમાં યક્ષ નામની બીજી એક જાતિ હતી. યક્ષો પણ રાક્ષસોના ભાઇઓ હતા. કુબેર યક્ષ હતો. તેણે રાવણને લંકા આપી એવી કથા પુરાણમાં છે. યક્ષો રાક્ષસો માફક ક્રૂર નહોતા. કાળે કરીને રાક્ષસોઅને યક્ષોની વચ્ચે લડાઇ ચાલી, અને રાક્ષસોએ યક્ષોને દક્ષિણ દેશમાંથી કાઢી મુકયા એમ જણાય છે. દૈત્ય અથવા અસુર એ રાક્ષસ ન હોતાં હિન્દુસ્તાનમાં આવેલા આર્યોના પિતરાઇ હતા. ધાર્મિક અને બીજી બાબતોમાં તેમનામાં તકરાર પડવાથી તેઓ જુદા થયા, તોપણ રામાયણ અને મહાભારતના કાળ સુધી તેમનામાં લગ્નવ્યવહાર ચાલુ હતો એવું દેખાય છે. અસુરોએ પણ કાળે કરીને અધ્યાત્મજ્ઞાન સંપાદન કર્યું હશે. કેકેય દેશનો રાજા અશ્વપતિ બ્રહ્મજ્ઞાની હતો એમ ઉપનિષદમાં કહેલું છે. એ જ દશરથપત્ની કૈકેયીનો પિતા હતો. તેના સૌંદર્યથી મોહિત થઇને દશરથે અશ્વપતિને

આસુરી વિવાહપદ્ધતિ પ્રમાણે વધુની કિંમત આપીને લગ્ન કર્યું હતું. કિંમત દાખલ દશરથે અશ્વપતિને થોડું રાજ્ય આપ્યું હતું એવું રામાયણમાં કહ્યું છે. કેકયાધિપતિનું અશ્વપતિ એ નામ પડવાનું કારણ એ છે કે હિન્દુસ્તાન બહારનો તેનો પ્રદેશ (એટલે ઈરાન) ઘોડાઓ માટે અસલથી પ્રસિદ્ધ છે. કૈકેયીને લીધે રામને વનવાસ મળ્યો તે વખતે ભરત મોસાળમાં હતો ત્યાંથી તેને બોલાવવામાં આવ્યો. આ પ્રવાસ દૂરનો હતો. તે જે માર્ગે આવ્યો તે વિષેનાં વાલ્મીકિના લખાણ ઉપરથી ભરત અફઘાનિસ્તાનની પેલી તરફથી આવ્યો હતો એમ જણાય છે. તે જ પ્રમાણે અશ્વપતિએ પોતાના દોહિત્રને ઘેર પાછા ફરતી વખતે જે ચીજો આપી હતી એ ઉપરથી પણ તે હિન્દુસ્તાન બહારનો રાજા હતો એમ સિદ્ધ થાય છે. રામાયણમાં જણાવેલું છે કે અશ્વપતિએ ભરતને ઊનની ઉત્તમોત્તમ શાલો, કામળીઓ, હરણનાં કમાવેલાં ચામડાં, અંતઃપુર માટે સુંદર અને મજબૂત કુતરાઓ અને શીખવીને તૈયાર કરેલાં ગધેડાંઓ આપ્યાં હતાં. આ સર્વ ચીજો ઈરાનમાં ઉત્પન્ન થઈ હશે. બીજો આસુરી વિવાહ માદ્રી અને પાંડુનો થયેલો છે. તે વખતે માદ્રીના પિતાને ભીષ્મે કન્યાની કિંમત આપી હતી.

સુર અને અસુરો વચ્ચે બીજાં કારણોને લીધે પણ ખટપટ ચાલતી હતી. અસુર શિલ્પકળામાં હુશીયાર હતા એમ દેખાય છે. પાંડવોની ઇંદ્રપ્રસ્થ નગરીમાં મયાસુરે અત્યંત શોભાયમાન અને ભવ્ય સભાગૃહ બાંધી આપ્યું એવું મહાભારતમાં કહેલું છે. હાલમાં સર દોરાબ તાતાના ઔદાર્યને લીધે પાટલીપુત્ર (પટણા)માં પ્રાચીન વસ્તુઓના સંશોધનનું

કામ ચાલે છે. ત્યાં આગળ પ્રાચીન કાળમાં બંધાયેલા સભામંડપો અને રાજમહેલો જમીનમાંથી મળી આવ્યા છે. તેમનું કામ જોઇએ છીયે ત્યારે મહાભારતનું વર્ણન યથાર્થ છે એમ સાબીત થાય છે, અને આસુરી માયા તરીકે ગણાતાં કૌશલ્યનાં કામો ઇરાનમાંના આપણા પ્રાચીન આર્યબંધુઓને હાથે બનેલાં હતાં એમ નક્કી થાય છે. આ સંશોધનને લીધે પ્રાચીન ઇતિહાસ ઉપર ઘણું અજવાળું પડશે એમાં સંદેહ નથી. સુરોથી વિભક્ત થઇને ઇરાનમાં કાયમનું થાણું કરીને રહેલા.

## ઇરાની એ જ અસુરોના વંશજ

છે એમ કહેવામાં હરકત નથી. તે અસુરો (અહુર) તેમના પૂર્વજ હતા એમ ઇરાનીઓ માને છે, ને તેને દેવદૂત તરીકે ગણે છે. પરંતુ દેવની ગણત્રી તેઓ પિશાચમાં કરે છે. દેવોના દેવ જે ઇંદ્ર તેને તેઓ પાપિષ્ટ સમજે છે અને જે સુરનો દ્વેષ કરે છે તેને તેઓ પૂજ્ય માને છે. અસુરોની માફક તેઓ પણ સૂર્યની પૂજા કરતા હતા. મિત્રાની (મિહિરની) આ ઉપાસના તેમણે પુરાણકાળથી ચાલુ રાખી હશે એમ કેટલાએક લેખો ઉપરથી જણાય છે (આ સંબંધીની માહિતી રથસપ્તમીના મથાળા નીચે જુઓ) અસુરોને સુરોનો દેહકષ્ટનો પ્રકાર ગમતો નહોતો, માટે તેમણે ઉપવાસાદિ વ્રતોને તદ્દન બાજુએ મુક્યાં. હાલમાં ઇરાની (પારસી) લોકોમાં જે તહેવારો છે તેમને ઉપવાસ સાથે સંબંધ નથી. દેહાત્મવાદી થયેલા પોતાના ભાઇઓને પરોપકાર અને પવિત્રતાનું મહત્ત્વ બતાવીને સન્માર્ગે લાવવા માટે ઝોરોસ્ટર નામનો

ધર્માત્મા આગળ આવ્યો. એ જ ઝોરોસ્ટર ભવિષ્યોત્તર પુરાણમાં કહેલા શાકદ્વીપમાંના મિહિરગોત્રી સુજિહ્વ બ્રાહ્મણનો દૌહિત્ર (નિક્ષુભા નામની દીકરીનો દીકરો) જરશબ્દ અથવા જરશસ્ટ હશે.

ઉપલા વિવેચન ઉપરથી જણાઇ આવે છે કે સુર, અસુર, પ્રલ્હાદ, વિષ્ણુ, ઇંદ્ર એ વ્યક્તિઓ કાલ્પનિક નથી, પરંતુ ઐતિહાસિક છે. તેવી જ રીતે વિષ્ણુ તરીકે ગણાયેલ નૃસિંહ કે જેણે હિરણ્યકશ્યપુનો વધ કરી અસુરોનો પરાજય કર્યો તે સિંહના જેવો બલવાન તે વખતનો એક આદિત્ય (અદિતીના વંશનો) હશે. આ દૃષ્ટિથી જોતાં નૃસિંહ જયંતિ એ એક ઐતિહાસિક ઉત્સવ છે એમ માનવાને હરકત નથી. અસુરો ઉપર મેળવેલા વિજયના સ્મરણ તરીકે નૃસિંહને ભગવાન ગણીને તેનો જન્મોત્સવ પાળવાનો રિવાજ સાધુવૃત્તિના આર્યોએ અત્યંત પ્રાચીન કાળમાં પાડેલો હશે. પરંતુ હાલમાં તેનું ઐતિહાસિક તત્ત્વ તદ્દન નાશ પામીને કેવળ ધાર્મિક તહેવાર તરીકે ગણવામાં આવતો હોવાથી અનુક્રમણિકામાં તેનો સમાવેશ ધાર્મિક તહેવારોમાં જ કરેલો છે. ધાર્મિક દૃષ્ટિથી વિચાર કરીયે તોપણ આ તહેવાર ઉપરથી

## અત્યંત મહત્ત્વનો બોધ

લેવાય છે. નૃસિંહાવતારથી પરમેશ્વરનું સર્વવ્યાપકપણું સાબીત થાય છે અને પરમેશ્વર સર્વમાં રહેલો છે તેનો દાખલો મળે છે. ઘરના મુખ્ય થાંભલાની નીચે વિષ્ણુ-પ્રીત્યર્થ વાસ્તુદેવતાની સ્થાપના કરવામાં આવે છે. ઘરનો આધારભૂત થાંભલો છે અને તેમાં પરમેશ્વરનું અધિષ્ઠાન છે

એવું ન માનનારાઓનું ઘર અને યોજના કેવી રીતે ભાંગી પડે છે એનું દૃષ્ટાંત ઉન્મત્ત હિરણ્યકશ્યપુના દાખલા ઉપરથી મળી શકશે. માત્ર આ લોકના જ વિચારવાળા લોકોને હાથે ન થવા યોગ્ય કૃત્યો થાય છે. પોતાના પરાક્રમ માટે તેમને વિશેષ ગર્વ હોય છે, પરંતુ પાપનો ઘડો પૂર્ણ ભરાતાં જ તેમનો નાશ કેવી અકલ્પિત રીતે થાય છે તે નૃસિંહાવતાર સિદ્ધ કરે છે. માતાપિતાના સંસ્કારોને લીધે દુષ્ટોનાં છોકરાંઓ દુષ્ટ નીકળે છે એ જો કે કંઇક અંશે ખરૂં દેખાય છે, છતાં તેમને પેટે પણ પ્રલ્હાદ જેવાં રત્નો જન્મીને કુળનો ઉદ્ધાર કરે છે. અંતરના અવાજને શ્રેષ્ઠ માનીને તેની આજ્ઞા પ્રમાણે દુનીયાનાં સુખદુઃખની પરવા ન કરતાં જેમણે સત્યનો માગ સ્વીકાર્યો છે તેમને અનેક કષ્ટ સહન કરવાં પડયાં છે, છતાં ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખવાથી મનને દુઃખનો સ્પર્શ ન થતાં આખરે તેમને વિજય મળ્યો છે. આવા અનેક ભકતોનાં ચરિત્રથી હિન્દુઓના ધર્મગ્રંથો ભરપૂર છે. સત્યને શ્રેષ્ઠ માનીને પિતાની આજ્ઞાનો અનાદર કરનાર પ્રલ્હાદ, માતાની અવજ્ઞા કરનાર ભરત, બંધુનો પક્ષ છોડી જનાર વિભીષણ, ગુરુ સાથે યુદ્ધ કરવાને તૈયાર થયેલ ભીષ્મ અને મામાનો વધ કરનાર શ્રીકૃષ્ણ એ સર્વને શ્રેષ્ઠ માનવામાં આવે છે તેનું કારણ એ જ કે સત્યને અનુસરવાનો ગુણ આર્યોમાં અસલથી છે. તેના પાલન માટે તેમણે શારીરિક અને માનસિક દુઃખ સહન કરવાની તૈયારી અનેક વખત બતાવી છે. આ દેશમાં ભકિતનું બીજ રોપનારો વિષ્ણુભકત પ્રલ્હાદ દૈત્ય કુળનો હતો, તોપણ તે સુરોને વંદ્ય હતો. આપણે ગમે તેટલા શક્તિમાન હોવા છતાં પણ જો સન્માર્ગે ન ચાલીએ અને અનીતિથી

વર્તીને દીનદુબળાંને હેરાન કરીએ તો સર્વશક્તિમાન પરમેશ્વર આપણને શિક્ષા કર્યા વગર રહેશે નહિ એટલું આપણે જો નૃસિંહાવતારની કથા ઉપરથી શીખીએ તો આપણું કલ્યાણ થશે.

---

# ગંગોત્સવ અથવા દશહરા

જ્યેષ્ઠ શુકલ પ્રતિપદાથી દશમી સુધી પ્રસિદ્ધ તીર્થોમાં જે ઉત્સવો થાય છે તે ગંગોત્સવના નામથી પ્રસિદ્ધ છે, અને 'દશહરા' તરીકે પણ ઓળખાય છે. ગંગા નદીને સર્વ નદીઓમાં પવિત્ર માનેલી છે. ગંગા નદીની કથા રામાયણમાં ગંગાખ્યાનમાં આપેલી છે. તે ઉપરથી માલુમ પડે છે કે ઇક્ષ્વાકુ કુળનો પ્રસિદ્ધ રાજા ભગીરથ ગંગા નદીને આ દેશમાં લઇ આવ્યો. ઇક્ષ્વાકુ વંશમાં સગર નામનો એક પ્રસિદ્ધ રાજા થઈ ગયો. તેણે એક વખત અશ્વમેધ યજ્ઞ કર્યો અને અશ્વને ( એવો રિવાજ છે કે જે કોઇ રાજાને યજ્ઞ કરનાર રાજાનું મોટાપણું ન સ્વીકારવું હોય તે યજ્ઞના અશ્વને બાંધે અને યજ્ઞ કરનાર રાજાનામાં જો બળ હોય તો અશ્વને તે છોડાવી જાય) સેના સાથે પોતાનું ચક્રવર્તીપણું કબુલ કરાવવા માટે મોકલી આપ્યો. કેટલોક સમય રાહ જોઇ પણ સૈનિકો કે અશ્વ કોઇ પાછું

આવ્યું નહિ. આથી રાજાના સાઠ હજાર પુત્રો અશ્વની શોધમાં નીકળ્યા; પણ તે પણ પાછા આવ્યા નહિ. આથી સગર રાજાનો પૌત્ર અંશુમાન અશ્વની શોધ કરવા નીકળ્યો. ફરતાં ફરતાં કપિલ ઋષિના આશ્રમ આગળ તેણે યજ્ઞના અશ્વને ચરતો દીઠો. કપિલે તેને કહ્યું: " તારા કાકાઓ મારા રોષથી અહીં ભસ્મ થઇને પડયા છે. તેમના ઉદ્ધારનો એક જ રસ્તો ખુલ્લો છે, અને તે એ કે ગંગાપ્રવાહ તેમની રાખોડી ઉપરથી જાય એવું કરવું જોઇએ." પછી અંશુમાન અશ્વને લઇને ઘેર આવ્યો અને યજ્ઞ પૂર્ણ કર્યા પછી કાકાઓના ઉદ્ધાર માટે તે નીકળ્યો. ગંગાને પ્રસન્ન કરવા માટે તેણે તપ કર્યું, પરંતુ તે ગંગાને પ્રસન્ન કરી શક્યો નહિ. અંશુમાન પછી તેના પુત્ર દિલીપે અને દિલીપના પુત્ર ભાગીરથે બહુ જ પ્રયત્ન કર્યો. આખરે ભગીરથને સફળતા મળી અને ગંગા નદી પ્રસન્ન થઇ. અસંખ્ય અડચણો અને વિઘ્નોને લીધે પોતાના કાર્યનો ત્યાગ કરવાનો પ્રસંગ ભગીરથ ઉપર ઘણી વખત આવ્યો હતો; તોપણ તેણે હિંમતથી પ્રયત્ન ચાલુ રાખ્યો અને તેમાં વિજય મેળવ્યો. એટલા માટે 'ભગીરથ પ્રયત્ન' એ શબ્દ 'પરમાવધિનો પ્રયત્ન' એ અર્થમાં વાપરવામાં આવે છે. ગંગાએ ઉતરતાં પહેલાં ભગીરથને પ્રશ્ન કર્યો: " હું ભૂમિ ઉપર ઉતરીશ તો લોકો મારી અંદર પોતાનાં પાપ ધોઇને મને અપવિત્ર કરશે તે માટે શો ઉપાય કર્યો છે?" ભગીરથે ઉત્તર આપ્યો: "તું સાધુસંતના સમાગમથી નિર્મળ રહીશ." આ પ્રમાણે કહેવાથી ગંગા સ્વર્ગમાંથી વિષ્ણુના ચરણ પાસેથી નીકળીને શંકરના મસ્તક ઉપર થઈ નીચે પૃથ્વીતલ ઉપર વહેતી વહેતી હરિદ્વાર, પ્રયાગ, વારાણસી વગેરે ઠેકાણે થઇ પૂર્વ સમુદ્રને જઇને મળી. સગરના

પુત્રોનો તેણે ઉદ્ધાર કર્યો. જ્યાં આગળ સગરના પુત્રો ભસ્મ થઇને પડયા હતા તે સમુદ્રને સાગર એ નામ મળ્યું. જેઠ શુદ ૧૦ ને મંગળવારે હસ્ત નક્ષત્ર વખતે ભાગીરથી (ગંગા) ભૂલોકમાં આવી માટે આ દિવસ ગંગોત્સવનો ઠર્યો. ગંગાસ્નાનથી દશ જાતનાં પાપોનો નાશ થાય છે એમ લખેલું હોવાથી ગંગાને દશહરા પણ કહે છે. દશ પાપમાં કઠોર ભાષણ, અસત્ય ભાષણ, ચાડી, વૃથા બોલવું, ચોરી, હિંસા, અનીતિકારક વિષય-ભોગ, પરાપહાર, અનિષ્ટચિંતન અને દુરાગ્રહની ગણત્રી કરી છે.

## શાસ્ત્રોક્ત વિધિ અને ચાલુ રૂઢી

જેઠ શુદ ૧ થી ૧૦ સુધી ગંગા અથવા બીજી નદીમાં સ્નાન કરવું. ગંગાની પ્રતિમા દેવીની માફક તૈયાર કરી તેની પૂજા કરવી. તે જ પ્રકારે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, સૂર્ય, હિમાલય અને ભગીરથની પૂજા કરીને દશ શેર તલ, દશ શેર જવ અને દશ ગાયો બ્રાહ્મણોને આપવી. એમ કરવાથી દશ જન્મનાં દશ પાતક નષ્ટ થાય છે, એવું સ્કંદપુરાણમાં લખેલું છે. નદીમાં રહેનારાં માછલાં, દેડકાં, મગર અને બીજાં જલચરોની તેમજ હંસ, ક્રૌંચ વગેરે પક્ષીઓની પ્રતિમા કરીને નદીમાં પધરાવવી. તેવી જ રીતે તલ, ધૃત અને સકતુના અર્ધ્ય નદીને આપવા અને દશ બ્રાહ્મણોને ભોજન કરાવવું. જે દિવસે ઘણો સારો યોગ હોય છે તે જ દિવસની આ જેઠ શુદ ૧૦ લેવામાં આવે છે, કારણકે તેથી અધિક પુણ્ય મળે છે. આ ઉત્સવની ચાલુ રૂઢી જોતાં જણાય છે કે, કૃષ્ણા, વેણી, ગોદાવરી, નર્મદા, ગંગા ઈત્યાદિ પ્રસિદ્ધ નદીઓને કાંઠે આવેલાં ગામોમાં ગંગોત્સવ થાય છે. નાશિક, વાંઈ, કાશી, હરિદ્વાર

ત્રિવેણીસંગમ એ ઠેકાણે આ ઉત્સવ મોટા પાયા ઉપર થાય છે. નદી પ્રીત્યર્થે એક દેવીની મૂર્તિની સ્થાપના કરીને તેને તે નદીનું નામ આપવામાં આવે છે. દાખલા તરીકે ગોદાબાઇ, કૃષ્ણાબાઇ વગેરે. ઉત્તર હિન્દુસ્તાનમાં ગંગાને ગંગાજળ, ગંગામાતા એવા નામથી સંબોધે છે. ગંગોત્સવને દિવસે દાન, કથાકીર્તન, બ્રાહ્મણભોજન વગેરે થાય છે. હિન્દુધર્મમાં સ્નાનમાહાત્મ્ય વિશેષ છે, અને સ્નાન કરવાથી દશ ફળ પ્રાપ્ત થાય છે તથા પુણ્યના યોગથી ઉત્તમ યોનિમાં જન્મ મળે છે, એવું શાસ્ત્રમાં કહેલું છે. એટલા માટે અમુક અમુક પ્રસંગે આ દેશમાં પ્રસિદ્ધ તીર્થોમાં

## સ્નાનયાત્રા

ભરાય છે. મકરસંક્રાંતીને દિવસે હુગલી અને ગંગા નદીના સંગમ પાસે એવી એક મોટી જાત્રા ભરાય છે. આ સંગમને ગંગાસાગર કહે છે. આ મેળો જોવાથી હિન્દુઓનાં અંતઃકરણમાં તીર્થસ્નાન માટે કેટલોબધો પૂજ્યભાવ છે તે દેખાઇ આવશે. બંગાળ, ઓરિસ્સા, દક્ષિણ દેશ, નેપાળ, પંજાબ, ઉત્તર હિન્દુસ્તાન વગેરે ભાગમાંથી ઓછામાં ઓછા એક લાખ જાત્રાળુઓ ત્યાં ભેગા થાય છે. તે વખતે આસપાસના નાના વેપારીઓ પણ ત્યાં આવે છે. આ મેળો ત્રણ દિવસ ચાલે છે. અસંખ્ય જાત્રાળુઓ આ વખતે ફળ, રત્ન વગેરે નદીને અર્પણ કરે છે. પેટે સંતાન ન હોય તો સંતાનપ્રાપ્તિને માટે ગંગાને માનતા કરવાનો અને સંતાન થાય ત્યારે પહેલું બાળક ગંગાસાગરને અર્પણ કરવાનો રિવાજ અસલના વખતમાં હતો એમ કહેવાય છે; પણ હાલ એવો પ્રકાર મુદ્દલ નજરે ચડતો નથી. સ્નાનયાત્રાને વખતે

ક્ષૌરવિધિ કરીને પિતૃનો પિંડ આપવાનો રિવાજ છે. ગંગાસાગર ઉપર કપિલનું દેવાલય છે. ત્યાંની વ્યવસ્થા કારતક મહિનાના મેળાને વખતે વૈષ્ણવ મહંત તરફથી અને માઘ મેળાને વખતે શૈવ મહંત તરફથી થાય છે. માઘમેળાનું ઉત્પન્ન રામાનંદના પાંચ મઠને મળે છે. દેવાલયની સામે રામ, હનુમાન અને કપિલની શુમારે ચાર હાથ ઉંચાઇની મૂર્તિ છે. દેવાલયની પાછળ સીતાકુંડ નામનું મીઠા પાણીનું એક નાનું તલાવ છે. તેની અંદર પાણી બાર માસ સુધી ભરેલું રહે છે. તેના પાણીનું સર્વ જાત્રાળુઓ આચમન કરે છે અને તેને માટે દેવાલયના મહન્તને થોડી દક્ષિણા આપવી પડે છે.

ચૈત્ર વદ ૧૩ને દિવસે 'વારુણિ' નામનો સ્નાનનો ઉત્સવ ઉત્તર દેશમાં ચાલે છે. જો શતભિષા અને શુભયુજ્ નક્ષત્રોનો યોગ તે દિવસે હોય તો એ ઉત્સવને મહાવારુણિ કહે છે. મહાવારુણિના યોગને વખતે ગંગામાં સ્નાન કરવાથી દશ લાખ સૂર્યગ્રહણોને વખતે સ્નાન કરવા જેટલું પુણ્ય મળે છે, અને મહામહા-વારુણિને વખતે સ્નાન કરવાથી ત્રીસ લાખ પૂર્વજોનો ઉદ્ધાર થાય છે, એવી ત્યાંના હિન્દુઓની માન્યતા છે. બંગાળા અને ઓરિસ્સા પ્રાંત માંહેના હજારો જાત્રાળુઓ તે વખતે ચિનસુરાથી બે ગાઉ ઉપર આવેલા ત્રિવેણી સંગમ પર સ્નાનને માટે ભેગા થાય છે. આ ગામનું 'છોટી પ્રયાગ' એવું નામ પડયું છે. દશહરાના દિવસમાં પણ ત્યાં મોટી જાત્રા ભરાય છે. હસ્ત નક્ષત્રનો યોગ હોય તો તે વખતે જાત્રાળુઓની ભીડ વિશેષ હોય છે. ભાવિક લોક નદીના એક કિનારાથી બીજા કિનારા સુધી ફૂલની માળાઓ બાંધીને તીર્થનાં સ્થાનો માટેની પોતાની ભક્તિ દર્શાવે છે.

જેઠ મહિનાની પૂનમે ઓરિસ્સા પ્રાંત માંહેના પુરી ક્ષેત્ર આગળ પ્રચંડ સ્નાનયાત્રા ભરાય છે. તે વખતે ત્યાં મોટો રથોત્સવ થાય છે. આ રથોત્સવ જોવા માટે આશરે દોઢ લાખ માણુસ દૂરદૂરના મુલકમાંથી આવે છે. સર્વ જાત્રાળુઓના મોઢામાંથી નીકળતા 'જય જય જગન્નાથ' ના અવાજથી આકાશ ગાજી રહે છે. આ ઉત્સવને વખતે જગન્નાથનું દર્શન કરવા માટે ગીતામાં કહેલા અત્યંત પવિત્ર એવા વર્તનના જ્ઞાનીથી માંડીને તે પતિત માનેલા ચાંડાળ સુધીના સર્વ લોકને છૂટ હોવાથી જગન્નાથપુરીમાં ઘણાં માણુસો એકઠાં થાય છે. આ વખતે વૈષ્ણવ ધર્મનું અત્યન્ત ઉજ્જવલ અને ઉદાર સ્વરૂપ દૃષ્ટિએ પડે છે. ઉત્સવની શરૂઆતમાં જગન્નાથની મૂર્તિને સુગંધી તેલથી નવરાવે છે અને ઉત્તમ પોષાક પહેરાવી રથ ઉપર બેસારે છે. આ સ્નાનવિધિ ઉપરથી જ આ જાત્રાનું નામ સ્નાનયાત્રા પડ્યું છે. જે હજારો યાત્રાળુઓ અહીં આવેલા હોય છે તે આ જ વખતે સ્નાન કરે છે. હરિદ્વારમાં કુંભમેળો માઘ માસમાં ભરાય છે.

બંગાળમાં અષાઢ વદ ૩ને રોજ ગોસહસ્રી નામની યાત્રા ભરાય છે. તે વખતે ગંગામાં સ્નાન કરવાથી એક હજાર ગાયો દાનમાં આપ્યાનું પુણ્ય થાય છે અને તે ગાયોનાં શરીર ઉપર જેટલા વાળ હોય છે તેટલાં વર્ષ સુધી તે પુણ્યને લીધે સ્વર્ગમાં રહેવાનું મળે છે એમ હિન્દુઓ માને છે.

સપ્તર્ષિયોગ, કપિલાષષ્ઠિયોગ, સિંહસ્તપર્વણી વગેરે યોગને વખતે તીર્થક્ષેત્રસ્નાન કરવાને નિમિત્તે હજારો યાત્રાળુઓ દૂરદૂરના પ્રદેશમાંથી આવે છે. ગંગાનદીનું સુરસરિતા અથવા

એવું નામ છે. તેની ત્રણ શાખાઓ છે એમ કલ્પીને ત્રિપથગામિની એવું નામ પણ પ્રાચીન આર્યોએ તેને આપ્યું છે. તેની એક શાખા સ્વર્ગમાં, બીજી મૃત્યુલોકમાં અને ત્રીજી પાતાળમાં એ પ્રમાણે વહે છે, એવી પૂર્વ કાળની માન્યતા છે. કાલિદાસે તેને માટે त्रैस्रोतसम् वंदे એમ કહેલું છે. ગંગાનું પાણી શુદ્ધ અને રોગનાશક છે એમ શાસ્ત્રીય શોધમાં સાબીત થયું છે. ઉત્તર હિન્દુસ્તાનમાં ગંગાને 'મા' (માતા) કહે છે. ઉત્તરના પ્રાંતોના આર્યોમાં ગંગાના કસમ ખાવાની રીત છે. હરિદ્વાર, પ્રયાગ અને કાશીને ગંગાને લીધે જ મહત્ત્વ મળ્યું છે. બદ્રિનાથ, કેદાર અને ગંગોત્રી સુધી મુસાફરીની અડચણો સહન કરીને જે અસંખ્ય જાત્રાળુઓ ત્યાં જાય છે તેમનો મુખ્ય ઉદ્દેશ ગંગાનું દર્શન કરવાનો જ હોય છે. ગંગાના કાંઠાનો પ્રદેશ ફળદ્રુપ અને સુંદર છે. બદ્રીનાથ અને લક્ષ્મણ ઝુલા તરફનો ગંગાનો કાંઠો, તેનો પ્રવાહ અને આજુબાજુની કુદરતી રચના જોતાં જ તે જગાને પ્રાચીન બ્રહ્મવેત્તા ઋષિજનોએ અને સાધુઓએ શા માટે પસંદ કરી અને તે ઠેકાણે શાથી જ્ઞાનતપ ચલાવ્યું તે સમજાઇ આવશે. તે જગા એટલી બધી શાંત અને પવિત્ર છે કે ગમે તેવો ચિંતાગ્રસ્ત મનુષ્ય ત્યાં ગયો હોય તો તેનું પણ ચિત્ત પ્રસન્ન થાય છે અને તે ઇશ્વરચિંતનમાં મગ્ન થાય છે. ગંગાની મહત્તા અનેક સાધુઓએ ગાયેલી છે. કવિઓએ તેના સંબંધમાં પ્રેમાળ કાવ્યો રચેલાં છે. પ્રસિદ્ધ શંકરાચાર્ય કહે છે, "હે દેવી, તારા જલનું પાન કરીને સર્વ વિષયોથી અલિપ્ત થઇ હું ભગવંતનું પૂજન કરૂં એવી મારી ઇચ્છા છે. તું ત્રિવિધ તાપનું નિવારણ કરનારી છે અને સ્વર્ગમાં જવા માટે નીસરણી જેવી છે." વાલ્મીકિ કવિએ કહેલું છે, "માત, પુષ્પમાળા પ્રમાણે પૃથ્વીને શોભા

સ્વર્ગ આપનારી અને તરપ જવાના રસ્તા તરીકે થઇ રહેલી હે પર્વતકન્યા, હું તને વંદન કરૂં છું. તારા ઉપરના તરંગોના સૌંદર્યનું અવલોકન કરતો અને તારૂં જલપાન કરતો તારે કાંઠે હું વાસ કરીને રહું. તારૂં નામસ્મરણ કરતો હોઉં તે વખતે મારો દેહ પડે.” કાલિદાસે નીચેના શબ્દોમાં ગંગાની સ્તુતિ કરી છે: “હે દેવિ, જે તારે કાંઠે રહે છે તેમને ગર્વ નથી; તે જ્ઞાની છે, મિતાહારથી તેમણે પોતાનો દેહ શુદ્ધ કર્યો છે અને સુંદર યુવતીઓથી ભરપૂર ભવ્ય રાજમન્દિરોનો અને રાજોપભોગોનો ત્યાગ કરીને તેઓ આનંદમાં રહે છે.” આવા ભવ્ય વિચારો જાગ્રત કરનારી ગંગાનું મહત્ત્વ અદ્યાપિ કમી થયું ન હોય તેમાં શું આશ્ચર્ય? તીર્થ તરીકે

વેદકાળમાં ગંગાની ખ્યાતિ

નહોતી. જો કે તેનું અસ્તિત્વ તત્કાલિન આર્યોની જાણમાં હતું, તોપણ એટલી વાત તો ખરી છે કે ઋષિઓએ નદીઓની સ્તુતિ અનેક રીતે કરેલી છે. નદીઓને લીધે ખેતીને મદદ મળતી તેમજ આર્યોની ઉન્નતિ અને સુખનો વધારો થતો, માટે તેમણે નદીઓનો ઉપકાર માન્યો. પ્રાચીન કાવ્યમાં નદીને સુંદર સ્ત્રીની ઉપમા આપેલી છે. સરસ્વતી નદીને તો સાક્ષાત દેવી તરીકે જ માનતા. સર્વ યજ્ઞયાગાદિક સરસ્વતીને કાંઠે થતા અને પુરાણ કાળમાં તેને બ્રહ્માની દુહિતા અને પત્ની બનાવવામાં આવી. (આ સંબંધીનું વિવેચન ‘દત્તજયન્તિ’ના મથાળા નીચે જુઓ) આ સરસ્વતી નદી કાળે કરીને ગુપ્ત થઇ, તથાપિ તેનો પ્રવાહ જે દેશમાં થઇને વહેતો હતો તે કુરુક્ષેત્ર અને સ્થાનેશ્વરની વચ્ચેનો મુલક હજી સુધી પવિત્ર માનવામાં આવે છે. વેદકાળમાં નદીઓની યોગ્યતા આર્યો

કેટલી બધી માનતા હતા તે નીચેના ઋગ્વેદના (મંડળ ૧, સૂક્ત ૨૪) ઉતારા ઉપરથી જણાઇ આવશે.

अप्सु मे सोमो अब्रवीदन्तर्विश्वानि भेषजा ।
अग्निं च विश्वशम्भुवमापश्च विश्वभेषजीः ॥ २० ॥
आपः पृणीत भेषजं वरूथं तन्वे ३ मम ।
ज्योक् च सूर्यं दृशे ॥ २१ ॥
इदमापः प्र वहत यत्किं च दुरितं मयि ।
यद्वाहमभिदुद्रोह यद्वा शेप उतानृतम् ॥ २२ ॥
आपो अद्यान्वचारिषं रसेन समगस्महि ।
पयस्वानग्न आ गहि तं मा सं सृज वर्चसा ॥ २३ ॥

અર્થ:—"મને સોમે કહ્યું, જલના અંતરંગમાં સર્વ ઔષધી છે, અને અગ્નિ એ સર્વનો કલ્યાણકર્તા છે. પાણી એ ખરેખર સર્વ રોગનો નાશ કરનારૂં છે. અહો જળ, મારૂં શરીર સર્વદા તંદુરસ્ત રહે અને હું ચિરકાળ સૂર્યનું દર્શન કરી શકું માટે મને ઉત્કૃષ્ટ ઔષાધ આપો. અહો જળ, મારામાં જે કાંઇ દુષ્ટપણું વાસ કરી રહ્યું હોય, મેં કોઇની સાથે જે શત્રુતા કરી હોય, મેં કોઇનું કાંઇ ભૂરૂં ઇચ્છયું હોય અથવા મેં કંઈ અસત્ય વર્તન કર્યું હોય તો મારાં તે સર્વ પાપ ધોઇ નાંખો. અહો જળ, આજે હું તમારી સમીપ આવ્યો છું. હે જળનિવાસી અગ્નિદેવ, તું મને પ્રાપ્ત થા અને મને તેજસ્વી બનાવ." આ પ્રમાણે તેમણે પાપક્ષાલન કરવા માટે જળની અને નદીઓની પ્રાર્થના કરેલી, અને તેમની પાસે તેજ, સંતતિ અને આયુષ્યની યાચના કરેલી માલમ પડે છે. એક ઠેકાણે (મંડળ ૨, સૂક્ત ૧૬)

સરસ્વતી નદીની પ્રાર્થના કરતી વખતે એવા ઉદ્‌ગાર કાઢેલા છે કે " હે શ્રેષ્ઠ માતા, હે શ્રેષ્ઠ નદી, હે શ્રેષ્ઠ દેવતા સરસ્વતી અમે અંધકારમાં પડેલા જેવા છીયે; માટે હે માતા, તું અમને પ્રખ્યાત કર".

## પુરાણકાળમાં નદીઓની મહત્તા

ધાર્મિક દૃષ્ટિથી વધતી ગઇ. નદીઓમાં મુખ્ય દેવતાઓનો અંશ છે એમ પુરાણોમાંની એક કથામાં લખેલું છે. એક વખત બ્રહ્માદિક સર્વ દેવતાઓએ એક શુભ કાર્યના આરંભ વખતે સાવિત્રીનું અપમાન કર્યું. તે વખતે ગુસ્સામાં સર્વ દેવતાઓને તેણે શાપ આપ્યો કે તમે નદીઓ થશો. તે પ્રમાણે વિષ્ણુની કૃષ્ણા નદી, મહાદેવની મહા નદી અને બ્રહ્મદેવની બ્રહ્મપુત્રા નદી બની. બીજા દેવદેવતાઓની પણ નદીઓ થઇ. આ ઉપરથી જણાય છે કે પુરાણકાળમાં સર્વ નદીઓને પવિત્ર માનવામાં આવતી હતી. તીર્થ સમજીને તેમનામાં સ્નાન કરવાથી પાપનો નાશ થાય છે એવી હિન્દુઓની દૃઢ ભાવના હતી. 'सागरे सर्व तीर्थानि' અર્થાત્ બધી નદીઓ સમુદ્રને જઇને મળે છે માટે તે સર્વ તીર્થોનું સ્થાન છે અને તેથી પરમ પવિત્ર છે એમ હિન્દુઓ માંનવા લાગ્યા. જેમજેમ મૂર્તિપૂજાનું મહત્ત્વ વધતું ગયું તેમ તેમ ઠેકાણે ઠેકાણે દેવાલયોની સ્થાપના થઇ. મુખ્યત્વે કરીને નદીકાંઠાના નૈસર્ગિક સુંદર સ્થળો ઉપર ભાવિક લોકોએ મોટાં મોટાં દેવાલયો બંધાવ્યાં અને ત્યાં પૂજારીને લીધે અનેક ઉત્સવો જન્મ પામ્યા તથા એ સ્થાનો તીર્થક્ષેત્ર બન્યાં. કાશીવિશ્વેશ્વરનું દર્શન કરીને ગંગાજળથી ભરેલો લોટો હિન્દુસ્તાનને દક્ષિણ છેડે આવેલા રામેશ્વર સુધી લઇ જઇને તેના ઉપર ભક્તિપુરઃસર

રેડવો, અને ત્યાંથી સેતુ પાસેની રેતી લઇ ફરીથી ૧૫૦૦ માઇલ દૂર આવેલી ગંગાના પાત્રમાં નાંખવી અને તેનું આચમન લીધા બદલનો મોબદલો આપવો વગેરે પ્રકાર હજી સુધી ચાલુ છે. આવી જાતના જાત્રાળુઓને મૂર્ખ કહી તેમના તરફ હસવું એના કરતાં જે ભકિતના જોરપર આ સર્વ કાર્ય ભાવિક લોક અતિ આનંદથી કરે છે તે ભકિતના મૂળમાં રહેલા વિશ્વાસની, શ્રદ્ધાની અને તે શ્રદ્ધા ઉત્પન્ન કરનાર પુરાણકારોની તારીફ કરવી એ જ યોગ્ય છે. હિન્દુસ્તાનમાં જાત્રાળુઓની ઘણી જ ગર્દી હોય છે. જાત્રા એટલે જ તીર્થયાત્રા એવું માનવામાં આવે છે. ગંગાનદીનું દર્શન પુણ્યદાયી છે અને તેને સંતુષ્ટ કરવા માટે સાકરની ગુણો અને અનાજના કોથળા તેમાં નાંખવા એને સત્કૃત્ય મનવામાં આવે છે; તેથી આજકાલ કેટલાએક શ્રીમંતો ગંગાને અનાજ, સાકર વગેરે અર્પણ કરીને પોતાની ભક્તિ દર્શાવે છે. કેટલાએક ગંગા, યમુના વગેરે નદીઓની પ્રદક્ષિણા કરવાનો સંકલ્પ કરે છે અને પોતાનું આખું આયુષ્ય પ્રદક્ષિણા પગે કરવામાં ગાળે છે. યમુનાને કિનારે સર્વ સુખોનો ત્યાગ કરીને માત્ર પુણ્યપ્રાપ્તિના હેતુથી સંન્યાસીની માફક રાતદહાડો પ્રવાસનું દુઃખ સહન કરીને મુસાફરી કરનારા તીર્થભક્તોની શ્રદ્ધા વખાણવાલાયક છે. જે ભાગીરથી નદીને રામચંદ્રે પવિત્ર માની તે નદીને આજે પણ સર્વ હિન્દુઓ પૂજ્ય માને અને તેની ભક્તિપૂર્વક પૂજા કરે તેમાં કાંઇ આશ્ચર્ય નથી. મરણ વખતે ગંગાજળનો છાંટો મુખમાં નાંખી શકાય માટે સર્વ ઉંચા વર્ગના હિન્દુઓ પોતાને ઘેર ગંગાજળ લાવી મુકે છે. મરનારનાં અસ્થિ ગંગામાં નાંખવાં એ અત્યંત ધાર્મિક કૃત્ય ગણાય છે. 'મને ગંગાસ્નાન

કરવાનું મળ્યું ' એ શબ્દ ઉચ્ચારતી વખતે દરેક ભાવિક હિન્દુને પરમાનંદ થાય છે. ગંગા નદીના જેટલું મહત્ત્વ જો કે બીજી નદીઓનું નથી, તોપણ તેમને અને તેમની શાખાઓને પવિત્ર માનવામાં આવે છે. સાધારણ રીતે એમ કહી શકાય કે હિન્દુસ્તાનમાંની ઘણીખરી નદીઓ, અનેક તળાવો, કેટલાએક સ્વયંસિદ્ધ કુંડ, સરોવર, દેશની ત્રણે બાજુએ પથરાયેલો સમુદ્ર, એ સર્વની ગણત્રી તીર્થોમાં થાય છે અને લાખો માણસો તેમાં સ્નાન કરે છે. દર સાલ લાખો જાત્રાળુઓ જુદે જુદે પ્રસંગે કાશી, પ્રયાગ, ગંગોત્રી વગેરે ઠેકાણે જઇ ગંગાનું દર્શન કરી આવે છે. તેમાં પિતૃ પ્રીત્યર્થ પિંડ અર્પણ કરીને અથવા તેમનાં અસ્થિ નાંખીને પોતે તેમનો ઉદ્ધાર કર્યો એમ કેટલાએક ભાવિક લોક માને છે. ચાલુ કલિયુગને માથે અનેક પાપો લાદવામાં આવેલાં છે, અને તેથી કલિના પાંચ હજાર વર્ષો પુરાં થતાં જ

## ભાગીરથીનો લોપ

થશે એવું સનત્કુમાર-સંહિતામાં કહેલું છે. કલિયુગને અંતે તે જતી રહેશે એમ વિષ્ણુપુરાણમાં પણ લખેલું છે. સરસ્વતી નદી એક વખતે આ દેશમાં વહેતી હતી. કાળે કરીને જે પ્રમાણે તેનો લોપ થયો તે જ પ્રમાણે ગંગાનો પણ થશે એવું ભવિષ્ય વિષ્ણુપુરાણકારોએ કહેલું હશે, પણ જો કલિયુગના ૫૦૦૦વર્ષ થતાં જ આ નદી મૃત્યલોક છોડીને જશે એ ભવિષ્ય ખરૂં હોત તો આજે તેનો લોપ થવો જોઇતો હતો; પરંતુ તે તો વહે છે. સનત્કુમાર-સંહિતામાં એમ પણ કહેલું છે કે ૨૫૦૦ વર્ષ પછી ગ્રામદેવતાનો લોપ થશે, પણ પ્રાચીન ઇતિહાસ જોતાં એમ જણાય છે કે આ દેવતાની ઉત્પત્તિ જ

આશરે એક કે દોઢ હજાર વર્ષ પહેલાં થયેલી છે. કલિયુગ કાળ ધ્યાનમાં લઇયે તો આ દેવતાઓનો લોપ થયાં આજે અઢી હજાર વર્ષો થવાં જોઇતાં હતાં. આ ઉપરથી એમ જણાય છે કે આવાં વચનો ઉપર ભરોસો રાખવામાં વિશેષ અર્થ નથી. ગંગા નદી સંબંધીનો ઉલ્લેખ ઋગ્વેદ જે અત્યંત પ્રાચીન છે તેમાં મળી આવે છે એવું ઉપર કહેલું છે. એક ઠેકાણે એવી ઋચા છે કે

अधि बृबुः पणीनां वर्षिष्ठे मूर्धन्नस्थात् ।
उरुः कक्षो न गाङ्ग्यः ॥ ( मं ६, सू० ४५-३१)

અર્થઃ—ગંગાના કિનારા ઉપર જે પ્રમાણે મોટું વિસ્તીર્ણ વૃક્ષ ઉગ્યું હોય તે પ્રમાણે પણીના કુળમાં આ બબુ ઉચ્ચ પુરુષનું સ્થાન ભોગવે છે. હાલની ગંગાની શાખા યમુનાનો ઉલ્લેખ પણ વેદમાં (૫મા મંડળમાં સૂ. ૫-૧૭) છે અને તેના કાંઠા ઉપરના ગોધન અને ઘોડાઓના પથકોનું તેમાં વિવેચન કરેલું છે. આ ઉપરથી સાગર અને ભગીરથ જન્મ્યા પહેલાં ઘણા વર્ષ અગાઉ ગંગા નદી આ સ્થળે હતી એમ સિદ્ધ થાય છે. તો પછી ભગીરથ તેને આ લોકમાં લઇ આવ્યો તેનો શો અથ ? એવો પ્રશ્ન સહજ ઉભો થાય છે. વિચારને અંતે એમ જણાય છે કે આ કથામાં પ્રાચીન ઇક્ષ્વાકુ વંશના સામ્રાજ્યના વિસ્તારનો ઇતિહાસ લખાયેલો છે. કપિલ *

*એ બુદ્ધ પૂર્વે સુમારે ૧૦૦-૧૫૦ વર્ષ અગાઉ થઇ ગયેલો સાંખ્ય સૂત્રકાર કપિલમૂનિ નહોતો, કારણ કે ભગીરથ પછી કેટલાએક શતકો થઇ ગયા બાદ એ જન્મ્યો હતો. કપિલની આજ્ઞાથી કપિલવસ્તુ શહેર ઇક્ષ્વાકુ વંશના રાજાઓએ વસાવ્યું એવું પાલી ભાષામાં પાલીદતવંશમાં લખેલું છે. આ કયો કપિલ તે સમજાતું નથી.

ગંગાના મુખ સુધી પહોંચ્યો હતો. ત્યાં સુધી એટલે કપિલનાં આશ્રમ સુધી સાગરના સાઠ હજાર પુત્રે અર્થાત્ પુત્રવત્ પાળેલા પ્રજાજને પૂર્વ તરફનો પ્રદેશ કબજે કરવા માટે સ્વારી કરી. તેમાં તે સર્વ મરાયા. તેમણે હાથમાં લીધેલું મહત્કાર્ય તેમની પછીની ત્રણ પેઢીઓએ ચલાવ્યું. ભગીરથે આર્યોની વિજયપતાકા ગંગા કાંઠે આવેલા પ્રદેશો ઉપર ફરકાવી. સગરનું સ્મરણ રાખવાને માટે તે સમુદ્રને સાગરનું નામ આપ્યું અને જે ભગીરથે અનેક અડચણો અને સંકટો સહન કરીને ગંગા નદીના કાંઠા ઉપરનો સર્વ પ્રદેશ કબજે કર્યો તેનું નામ રાખવા તે પ્રદેશમાંથી વહેનારી નદીને ભાગીરથી એ નામ આપવામાં આવ્યું. આ ઐતિહાસિક કથા છે. તેની ઉપર દંતકથા, અતિશયોક્તિ વગેરેનાં આવરણો ચડીને મૂળની ઐતિહાસિક ઘટના જતી રહી છે.

## આર્યોની અસલની વસાહત

પંજાબમાં હતી. પરંતુ તેમનામાં વસ્તી વધતી જતી હોવાથી તેમને માટે સાંકડા પ્રદેશમાં રહેવું અશકય થયું. વેદકાળમાં કેટલાએક સાહસિક આર્યો પંજાબ છોડીને ગંગા અને યમુના નદીની બન્ને બાજુએ વસાહત કરવા લાગ્યા. કાળે કરીને તેમનામાં પાંચ કુળ થયાં. આ કુળોએ જે જુદા જુદા પાંચ પ્રદેશ કબજે કર્યા તે પંચક્ષિતિના નામથી ઓળખાયા. તે [illegible]ડી કુરુ એ એક કુળ હતું. ઐતરેય બ્રાહ્મણ ઉપરથી જણાય છે કે ઉત્તર કુરુ અને ઉત્તર મદ્ર જેઓ હિમાલયની [illegible]લી બાજુએ રહેતા હતા તેઓ જ પૂર્વ તરફ વળ્યા અને પછી હસ્તિનાપુર સુધી સત્તા સ્થાપી. તે જ માણે [illegible]દેહી અને ઇક્ષ્વાકુ વંશની સત્તા અયોધ્યા તરફના

પ્રદેશમાં સ્થપાઈ. સગરની કારકીર્દીમાં જે મહત્કાર્યનો પ્રારંભ થયો તેને ભગીરથના પ્રયત્નને લીધે મૂર્ત સ્વરૂપ મળ્યું અને શ્રીરામે તેને પૂરું કર્યું. સાહસી, ઉત્સાહી અને શૂરા એવા સગરપુત્રોનું નામ ઇતિહાસમાં સંસ્મરણીય અને ચિરસ્થાયી થયું છે. તેના ઋણમાંથી મુક્ત થવાને માટે તેમના વંશજોએ કરેલો પ્રયત્ન ફળીભૂત થયો માટે જ તેમનો ઉદ્ધાર થયો ને તેઓ સ્વર્ગમાં ગયા એવું પ્રાચીન લેખમાં છે. એ દૃષ્ટિએ જોતાં ગંગોત્સવ કેવળ ધાર્મિક ઉત્સવ નથી, પરંતુ ઐતિહાસિક ઉત્સવ છે એમ કહેવાને હરકત નથી. આવી રીતે રૂપક દ્વારા ઇતિહાસ કહેવાની પ્રાચીન લેખકોની પદ્ધતિ હતી. તેના અનેક દાખલાઓ આપી શકાશે. તે પૈકી એક બે દાખલા અહીં આપીએ છીએ.

## ઇક્ષ્વાકુ અને વિદેહી

વંશના લોકોએ પૂર્વ તરફ જે વસાહત કરી હતી તેના સંબંધમાં શતપથ બ્રાહ્મણમાં લખેલું છે કે વિદેઘ માથવે અગ્નિવૈશ્વાનરને પોતાના મુખમાં સમાવી દીધો. તેના પુરોહિત ગૌતમ રાહુગણ ઋષિ પણ તેની સાથે હતા. ત્યાર પછી અગ્નિ એકાએક બહાર નીકળી જઈ જમીન ઉપર પડયો. માથવ તેને કાબુમાં લઈ શક્યો નહિ. તે વખતે માથવ સરસ્વતી નદી પાસે હતો. અગ્નિ ત્યાંથી સળગતો સળગતો આગળ પૂર્વ તરફ ચાલ્યો, માથવ અને ગૌતમ પણ તેની પાછળ ચાલ્યા. અગ્નિએ રસ્તામાં આવેલી સર્વ નદીઓ સૂકવી નાંખી. ઉત્તર તરફથી આવનારી સદાનિરા (ગંડકી) માત્ર અગ્નિએ શોષી નહિ. અગ્નિએ તેના ઉપર અનુગ્રહ કર્યો ન હોવાથી બ્રાહ્મણોએ

પૂર્વકાળમાં તે ઓળંગી નહોતી. અગ્નિએ તે જમીન બાળેલી ન હોવાથી તે તદ્દન ભેજવાળી અને ખેતીના કામ માટે નકામી થઇ હતી, પરંતુ બ્રાહ્મણોએ યજ્ઞયાગાદિક કરીને તે જમીનનો અગ્નિ પાસે સ્પર્શ કરાવ્યો તેથી તે વસાહત માટે યોગ્ય થઇ. વિદેઘ માધવે અગ્નિને સવાલ કર્યો કે હું કયા રહું ? ત્યારે અગ્નિએ જવાબ આપ્યો કે આ નદીની પૂર્વ તરફ તું રહે. અદ્યાપિ પર્યંત એ નદી કોસલ અને વિદેહ વંશના પ્રદેશની સીમા છે. એ માધવના વંશજ હતા. સરસ્વતીની પૂર્વ તરફ ગંડકી નદી સુધી આર્યોની વસાહત કેવી રીતે થતી ગઈ અને આર્યો સ્થાનાન્તર કરીને નવો દેશ કબજે કરતી વખતે પોતાના પુરોહિતને અને ઇષ્ટદેવતાઓને કેવી રીતે સાથે લઇ જતા, જમીન બાળીને ખેતી માટે કેવી રીતે યોગ્ય કરતા હતા વગેરે હકીકત એ શતપથમાંના (જોતાં જ વિચિત્ર જણાતા) ઉતારા ઉપરથી જણાઇ આવશે. બીજો દાખલો રામાયણમાંના અગસ્ત્ય મુનિનો છે. ગંગાને દક્ષિણ કાંઠે વિશ્વામિત્રનો સિદ્ધાશ્રમ હતો અને વામદેવ ઋષિ પણ ત્યાં જ રહેતા હતા. આર્યોએ અગ્નિ ખૂણા તરફથી (ઓરિસ્સા પ્રાંતમાંથી) દક્ષિણ હિન્દુસ્તાનમાં પ્રથમ પ્રવેશ કર્યો. પરંતુ આ રસ્તો બહુ લાંબો હોવાથી વિંધ્ય પર્વત ઓળંગી તે પ્રદેશમાં જવું સ્હેલું પડે તેમ હતું. આ કાર્ય અગસ્ત્યે કર્યું. વિંધ્ય પર્વતની મધ્યમાંથી તેણે રસ્તો કાઢયો અને જનસ્થાન (મહારાષ્ટ્ર)માં પરિવાર સહિત વસાહત કરી આર્યોનો વિરોધ કરનારા રાક્ષસોનો ધનુષ્યબાણથી તેણે નાશ કર્યો. પછી રામ ત્યાં આવ્યા ત્યારે શત્રુસંહારનું કામ રામને સોંપી તેને એક ધનુષ્ય, એક તલવાર અને કેટલાંએક બાણ આપ્યાં એમ રામાયણમાં લખેલું છે. અગસ્ત્યના પરાક્રમને લીધે તેની ખ્યાતિ થઇ અને તેના સ્મરણાર્થે

દક્ષિણ તરફના એક તેજઃપુંજ નક્ષત્રને તેનું નામ આપવામાં આવ્યું. વેદકાલિન સુપ્રસિદ્ધ ઋષિઓનાં નામ આર્યોનાં અંતઃકરણમાં કાયમ રહે તે માટે ઉત્તર ધ્રુવ ઉપર ચળકનારાં સાત નક્ષત્રોને તેમનાં નામ આપવામાં આવ્યાં.

निगृह्य तरसा मृत्युं लोकानां हितकाम्यया ।
दक्षिणा दिक् कृता येन शरण्या पुण्यकर्मणा ॥

અર્થાત્ લોકકલ્યાણના હેતુથી અગસ્ત્યે દક્ષિણ દિશા હસ્તગત કરી એવું વાલ્મીકિએ કહેલું છે. આ ઉપરથી દક્ષિણ તરફની આર્ય વસાહતની પહેલાંનો ઇતિહાસ ધ્યાનમાં આવશે. કાળે કરીને અગસ્ત્યના પરાક્રમની વિચિત્ર કથાઓ લોકોમાં ચાલુ થઇ. વિંધ્ય પર્વત એટલો બધો વધતો ગયો કે તે સૂર્યમંડળને ભેદી નાંખશે એવી બીક ઋષિઓને લાગી, તેથી તેઓ અગસ્ત્યને શરણે ગયા. અગસ્ત્યે વિંધ્ય પર્વતને આડા પડવાની આજ્ઞા કરી એટલે પર્વતે ઋષિના ચરણ ઉપર મસ્તક મૂક્યું. ઋષિ દક્ષિણ તરફ ચાલ્યા ગયા અને આજ્ઞા કરતા ગયા કે હું આવું ત્યાં સુધી તારે એવી જ રીતે પડી રહેવું. એ આજ્ઞા શિરસા વંદ્ય માની તે પર્વત હજી સુધી અગસ્ત્યની રાહ જુએ છે એવી કથા છે. આ ઉપરથી અગસ્ત્યના પરાક્રમનું કેવી જુદી જ રીતે વર્ણન કરવામાં આવ્યું એ જણાઇ આવે છે. રામાયણ, મહાભારત અને પુરાણોમાં આર્યોના પરાક્રમનો ઇતિહાસ આવાં રૂપકોમાં લખાયલો હોવાથી તેનો અર્થ સમજાતો નથી અને તેથી આપણને બહુ નુકસાન થાય છે. આપણે તે પ્રાચીન આર્યશિરોમણિના વંશજો હોઇએ તો સર્વ પુરાણોનું સંશોધન કરી તેમાંથી ઇતિહાસ એકત્ર કરવાની વ્યવસ્થા કરવી

જોઇએ. આ દેશના લોકોએ મોટું ફંડ કરી આ કાર્ય માટે વિદ્વાન શોધકોની યોજના કરવી જોઇએ. ઇતિહાસસંશોધક મંડળે, સનાતનધર્મમંડળે અને બીજી ધર્મવિચારક સંસ્થાઓએ આ કાર્ય તરફ નજર પહોંચાડી અઢાર પુરાણો અને અઢાર ઉપપુરાણોમાંથી ઇતિહાસ શોધી કાઢવો જોઇએ. રાષ્ટ્રહિતની દૃષ્ટિએ આ કાર્ય અત્યંત મહત્ત્વનું છે. આ સંબન્ધીની જાગૃતિ લોકોમાં કરવામાં આવે તો સર્વ પૈસાદાર અને ગરીબ લોક આ પ્રાચીન ઇતિહાસસંશોધનના સત્કાર્યમાં શક્તિ મુજબ મદદ કર્યા વગર રહેશે નહિ.

## ગંગોત્સવ ઉપરથી બોધ

શો લેવો તે વિષે વિચાર કરતાં જણાશે કે અનેક કારણોને લીધે આ ઉત્સવ મહત્ત્વનો છે. જે ભગીરથને લીધે ગંગાના કાંઠાનો પૂર્વ તરફનો સર્વ પ્રદેશ આર્યોએ હસ્તગત કર્યો, તેને માટે દરેક આર્ય કહેવડાવનારને અભિમાન હોવું જોઇએ. આ દૃષ્ટિએ ગંગાનું દર્શન કરવું એ દરેક આર્યનું પવિત્ર કર્તવ્ય છે. પરંતુ આ મહાન પ્રયત્ન કરનારા ભાગીરથના વંશજ કહેવડાવનારા આપણે આજકાલ કેવી રીતે વર્તીયે છીયે તેનો વિચાર કરીયે. કાર્ય નાનું હોય અથવા મોટું હોય, તે સંબન્ધી પ્રયત્ન કરીને તે પૂર્ણ કરવાની મહત્ત્વાકાંક્ષા આપણામાંથી દિવસે દિવસે નષ્ટ થતી જાય છે અને આપણે નિરાશાવાદી અને દૈવવાદી બન્યા છીયે. નસીબમાં હશે તે જ થશે, બ્રહ્મદેવે લલાટે લખ્યું હશે તે જ પ્રમાણે યશાપયશની પ્રાપ્તિ થશે, પૂર્વકર્માનુસાર આપણું નસીબ નિર્માયું છે, વગેરે કલ્પના દૃઢતર થવાને લીધે આપણી કર્તૃત્વશકિત જતી રહી છે. ત્યારથી હિન્દુઓના મગજમાં આ દૈવવાદનું ભૂત પેઠું

ત્યારથી તેમની પ્રગતિનો માર્ગ બંધ થયો, અને તેઓ પાછા પડવા લાગ્યા એમ કહેવું જોઈએ. 'षड्मियंत्नो मनुष्याणां सप्तमं दैवचिंतनम्' એવું કહેનારો ઉદ્યોગવાદી લોકો પ્રયત્નથી પરમેશ્વર પણ મળે છે એવું બતાવવાને આગળ આવ્યા, પરંતુ અનુભવ અને ઉપદેશનો લાભ હિન્દુ સમાજે લીધો નહિ. પોતાનું ઉચ્ચતમ ધ્યેય આગળ રાખીને પોતાનું કર્તવ્યકર્મ કરવાથી નરના નારાયણ થઇ શકે છે એવું કેટલાએક સત્પુરુષોનાં ચરિત્ર ઉપરથી જણાઇ આવે છે. અવતારમાહાત્મ્ય ઉપરથી પણ આપણને જણાશે કે મનુષ્ય જ નહિ પરંતુ મત્સ્ય, કૂર્મ જેવાં ક્ષુદ્ર પ્રાણીઓ અને વરાહ જેવાં પશુઓ પણ દેવત્વ મેળવી શકે છે તો પછી પશુ, પક્ષી અને બીજાં સર્વ પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ એવો મનુષ્ય શું નહિ કરી શકે ? મુશ્કેલીઓને લીધે કદાચિત તે ગભરાયો હોય, અનેક જાતની દુર્બળતાને લીધે તે નિરાશ બન્યો હોય, તોપણ તેનું ધ્યેય એ હોવું જ જોઇયે. દિવસના ૨૪ કલાક સાંસારિક વિચારમાં અથવા ફીકરમાં ગુમાવનારો અને પોતાની દુર્બળતાને લીધે ક્ષીણ થતો જનારો મનુષ્ય 'હું આર્યોનો વંશજ છું' એમ કહે તો તે યોગ્ય નથી. હું અમુક ઋષિના કુળમાં જન્મ્યો, હું અમુક ગોત્રનો છું, એવી લવરી કરવામાં શો અર્થ છે ? દરેક જણે પોતાની શક્તિ પ્રમાણે નાનું અથવા મોટું ધ્યેય પોતાની સામે રાખી તે સાધ્ય કરવાનો ભગીરથ પ્રયત્ન કરવો જોઇયે. તેને માટે કેવી રીતે શ્રમ કરવો એ શીખવું હોય તો ભગીરથના પ્રયત્નનો દાખલો લેવો. ગંગોત્સવ જેવા ઉત્સવ ઉપરથી આ બોધ આપણા બંધુઓ લેશે તો સમાજનાં સ્ત્રીપુરુષોની દુર્બળતા નષ્ટ થઇને આપણો હિન્દુ સમાજ અલ્પ કાળમાં સૌથી ઉંચી પાયરીએ ચડશે એમાં સંશય નથી.

જન્મતાં જ પુત્ર તરીકે પિતૃને માટે કંઇક કર્તવ્ય કરવાની જવાબદારી આપણે આપણા ઉપર લઇયે છીયે. પુત્ર એ પિતાના ઉદ્ધાર માટે છે એવું હિન્દુ સમાજની પેઠે પૃથ્વી ઉપરનો બીજો કોઇ પણ સમાજ માનતો નથી. સગર પછી કેટલીક પેઢીઓ થઇ ગયા બાદ તેના પુત્રોનો ઉદ્ધાર થયો અને તે પણ તેના વંશમાં જન્મેલા અને જવાબદારી જાણનારા તેના વંશજો તરફથી જ થયો. અર્થાત્ તે કાળમાં આપણા પૂર્વજો પોતાના કર્તવ્યની અને પિતૃઋણની જવાબદારી જાણતા હતા. ત્યારે આ કાળમાં પિતાએ કરેલું કરજ આપવાનો પ્રસંગ પોતાના ઉપર આવતાં કરજ કરનાર પિતા અનાચારી, કુમાર્ગી અને બેજવાબદાર હતો એવું ન્યાયાસનની સામે કહેનારા કેટલાક પુત્રો આપણે જોઇયે છીયે. આ ઉપરથી સમાજની સ્થિતિ કેટલીબધી શોચનીય છે તે ધ્યાનમાં આવશે. આવી સ્થિતિમાં સગરના વંશજોની યાદગીરી આપનારો ગંગોત્સવ સમાજને યોગ્ય રસ્તો બતાવવાને સમર્થ છે એવું કહીયે તો ગેરવ્યાજબી ગણાશે નહિ; પરંતુ દિલગીર થવા જેવું એટલું જ છે કે ધાર્મિક દૃષ્ટિથી પાપપુણ્યની વિચિત્ર કલ્પનાઓની જાળમાં સપડાયેલા લોકોને આ ઉત્સવથી પોતાના ખરા કર્તવ્યની યાદ થતી નથી; તેથી ફળ ન મળતાં શકિતનો, પૈસાનો અને આયુષ્યનો દુરૂપયોગ થાય છે.

ગંગા નદીમાં અથવા બીજી નદીમાં ડુબકી મારવાથી પાપનો નાશ થાય છે એવી સમજણ અર્થવગરની છે, પરંતુ આવા પ્રકારની ભાવનાનું પરિણામ શું આવ્યું તેનો દરેકે વિચાર કરવો ઘટે. સ્નાનના જેવા કૃત્રિમ ઉપાયોથી પાપનો નાશ થાય એ વાત અસંભવિત છે. કડવી

દુધી ગંગામાં બોળી લાવીયે તોપણ તે કડવી જ રહેશે. તે જ પ્રમાણે જેનું અંતઃકરણ કડવું છે, જેના શરીરમાં લોહીના ફરવા સાથે અન્યાય અને અનાચારની કલ્પનાઓ પણ ફરે છે અને જેના હાથે ખરાબ કૃત્યો થયેલાં છે, એવા માણસને એક વખત નહિ પણ સો વખત મહા પવિત્ર માનેલા જળમાં બોળીને બહાર કાઢીયે તોપણ તે જેવો ને તેવો જ રહેશે. કેટલાક મનુષ્ય જન્મતાની સાથે જ પોતે પાપી છે એવું સમજે છે. આ કલ્પના સારી છે કે ખરાબ એ સ્વતંત્ર વાદગ્રસ્ત પ્રશ્ન છે. ઇશ્વરની આજ્ઞાનો ભંગ કરવા માટે મૂળ પુરુષ આદમના પુત્રો (સર્વ મનુષ્યપ્રાણી) જન્મથી જ પાપી હોય છે અને ઇશુનો જન્મ ભક્તોનાં પાપનો નાશ કરવા માટે પૃથ્વી ઉપર થયો, એવું ખ્રિસ્તી લોક માને છે. હિન્દુઓ તો पापोहम् पापकर्माहम् पापात्मा पापसंभवः । (હું પાપી, પાપાચરણી, પાપપૂર્ણ અને પાપને લીધે જ જન્મ પામેલો છું) એવું માને છે. આ કલ્પના કરતાં 'હું પુણ્યને લીધે મનુષ્યજન્મ પામ્યો અને પુણ્યસંચયના યોગથી જન્મનું સાર્થક કરીશ' એવું જો દરેક મનુષ્ય કહેતો હોય અને માનતો હોય તો કેટલું સારૂં થાય! જે પ્રમાણે ખ્રિસ્તે પોતાના અનુયાયીઓને એક મનથી અને પૂર્ણ વિશ્વાસથી પોતાને આવી મળવાનો ઉપદેશ કર્યો, તે જ પ્રમાણે શ્રીકૃષ્ણે પણ અર્જુનને કહેલું છે કેઃ—

सर्वधर्मान् परित्यज्य मामेकम् शरणं व्रज ।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

"અનેક પ્રકારની ધર્મ સંબંધીની કલ્પના છોડી દઇને મારે જ શરણે આવીને રહે; સઘળા પાપથી તને હું છોડાવીશ, તું ફીકર ન કર." આ ઉપદેશ ક્યાં અને ગંગાસ્નાનથી પાપ

ધોવાઇ જાય છે એ કલ્પના ક્યાં ? પરમેશ્વર ઉપર સર્વ વિશ્વાસ રાખવા માટે સતત પ્રયત્ન, જાણતાં કે અજાણતાં દુષ્કૃત્ય થાય તેને બદલ અંતઃકરણપૂર્વક પશ્ચાત્તાપ, એ પાપમુક્ત થવાના ખરા ઉપાય છે. અસલના વખતના આર્યો આવી જાતના ઉપાયો કરતા હતા એવું દેખાય છે. ઋગ્વેદ માંહેના દેવતાઓમાં વરુણ બધા કરતાં નીતિમાન અને સદ્ગુણી ગણાતો. તેના ભક્તોએ કરેલી પ્રાર્થના કેટલી બધી અંતઃકરણપૂર્વકની છે, એ ઋગ્વેદના કેટલાક સૂક્તો ઉપરથી દેખાઇ આવશે. (મં. ૫–૬; મં. ૧–૨૪; મં. ૭–૮૬ અને ૮૯.) આ પ્રમાણે પશ્ચાત્તાપપૂર્ણ અંતઃકરણથી ઇશ્વરને શરણે જવાનો ખરો માર્ગ છોડીને બીજે જ રસ્તે આપણે જવા લાગીયે તો તેનાથી ફાયદો ન થતાં ઉલટા પાછળ પડવાનું થશે એમાં શંકા નથી. ॐ नमः शिवायै नारायण्यै दशहरायै गंगायै नमो नमः । એ મંત્ર પાંચ હજાર વખત જપવાથી અથવા દશહરાના દિવસમાં નદીમાં સ્નાન કરવાથી શરીર ઉપરના મેલની માફક અંતઃકરણનો મેલ પણ ધોઇ શકાતો હોત તો સર્વ લુચ્ચા અને નિંદ્ય વર્તનના લોકોને પરમેશ્વરપ્રાપ્તિનો સુલભ માર્ગ મળી જાત, અને સર્વ ઠેકાણે અનર્થ કાયમ રહેત. બીજી એક અત્યંત મહત્ત્વની બાબતનો વિચાર આપણે કોઇ દિવસ કરતા નથી. તે એ કે ભગીરથે ગંગાને કહ્યું કે 'સાધુનો સમાગમ થવાથી તું ફરીથી પુનિત થઇશ.' એ ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રત્યક્ષ ગંગાને પણ પાપથી મુક્ત કરવાની શક્તિ સાધુજનોમાં છે; તોપછી સાધુસમાગમ ગંગાસ્નાન કરતાં અધિક શ્રેષ્ઠ અને અધિક ફલપ્રદ છે. 'साधूंची संगति हाचि स्वर्गवास' એ તુકારામ બુવાના કહેવા પ્રમાણે સાધુજનોનો સમાગમ આપણે કરી લેવો. તેઓ ખરા

કર્તવ્યની ઓળખાણ કરાવીને આપણે હાથે યોગ્ય કાર્યો કરાવશે અને આપણી જીવનયાત્રા સુખાવહ બનાવશે. જેમણે આ કાળ રૂપી રણમાં પોતાનાં સત્કૃત્ય રૂપી પગલાં પાડી સન્માર્ગગામી લોકોને માટે નિશાનીઓ કરી મુકી છે, એવા સાધુઓનો શોધ કરીને જો તે જ રસ્તે આપણે જઇયે તો ગંગાસ્નાનનું મહત્પુણ્ય આપણને મળ્યા વગર રહેશે નહિ.

---

# વટસાવિત્રી

હર સાલ હિન્દુ સ્ત્રીઓ જેઠ મહિનાની પૂનમને દિવસે પ્રાચીન સાધ્વીશિરોમણી સાવિત્રી પ્રીત્યર્થ જે વ્રત કરે છે તે વટસાવિત્રીના નામથી પ્રસિદ્ધ છે. આ વ્રત વિષેની હકીકત એવી છે કે પૂર્વ કાળમાં મદ્ર દેશમાં અશ્વપતિ નામનો એક ક્ષમાશીલ અને સત્યપ્રતિજ્ઞ રાજા થઈ ગયો. તેને સંતાન નહોતું તેથી તેણે સવિતૃનું (સૂર્યનું) પુરશ્ચરણ કર્યું. આ વ્રતના યોગથી તેને જે કન્યા થઇ તે સાવિત્રીના નામથી ઓળખાઇ. એ કન્યા સ્વરૂપવાન, નીરોગી અને બુદ્ધિમાન હતી. તે પરણવાલાયક થઇ ત્યારે તેને માટે કોઇના તરફથી પણ માગણી થતી નથી એવું જોઇને રાજાએ તેને પોતાનો પતિ શોધી કાઢવા કહ્યું, અને અનેક દેશમાં ફરવા માટે યોગ્ય તૈયારી કરી આપી. પોતાના બાપના એક વૃદ્ધ મંત્રીને સાથે લઇને તે પતિની શોધ માટે અનેક દેશમાં ફરી, પરંતુ મનપસંદ પતિ તેને મળ્યો નહિ. આખરે શાલ્વ દેશનો રાજ્યભ્રષ્ટ થયેલો રાજા દ્યુમત્સેન જે

અરણ્યમાં રહેતો હતો ત્યાં તે ગઇ. ધુમત્સેનના આશ્રમમાં તેનો પુત્ર સત્યવાન પણ હતો. તેનું શુદ્ધ વર્તન, મીઠી વાણી, સુદૃઢ પ્રકૃતિ અને અત્યંત પ્રેમાળ સ્વભાવ જોઇને સાવિત્રીએ તેને વરવાનો નિશ્ચય કર્યો. સત્યવાનની સ્થિતિ ગરીબ હતી, પણ આવા સદ્‌ગુણી પતિના સહવાસમાં અરણ્યવાસ પણ આનંદદાયક થશે એવું તે રાજકન્યાને લાગ્યું. પાછા આવીને સત્યવાનને પોતે વરી ચુકી છે એવું તેણે પોતાના બાપને કહ્યું, અને તેની સાથે પોતાને પરણાવવા માટે વિનંતિ કરી. અશ્વપતિ રાજાએ પણ સાવિત્રીનું કહેવું કબૂલ રાખી લગ્નની તૈયારી કરવા માંડી; પરંતુ એટલામાં ત્યાં નારદ ઋષિ આવ્યા અને વિવાહ પછી એક વર્ષે સત્યવાન નક્કી મરણ પામશે એવું તેમણે ભવિષ્ય ભાખ્યું. અશ્વપતિ બિચારો ગભરાયો, પરંતુ સાવિત્રીએ નિશ્ચયપૂર્વક કહ્યું: "જે સત્યવાનને હું મનથી અને વાચાથી વરી છું તે અલ્પાયુષી હોય અથવા દીર્ઘાયુષી હોય, તોપણ હું તેને જ પરણીશ." તેથી યોગ્ય સમયે તેનો સત્યવાન સાથે વિવાહ થયો અને તે તેની સાથે આશ્રમમાં રહેવા લાગી. રાજવૈભવના અલંકાર કાઢી નાંખી તેણે પોતાની સાસુની માફક સાદાં વસ્ત્રો પરિધાન કર્યાં. શરમાળ સ્વભાવ, સાત્ત્વિક વર્તણૂક વગેરે ગુણોથી તે પોતાનાં સાસુ, સસરા અને પતિને અત્યંત પ્રિય થઇ પડી. નારદે કહેલો તેના પતિના મૃત્યુનો વખત નજીક આવ્યો. આખરે એક વર્ષ પૂરૂં થવાને ફક્ત ચાર દિવસ બાકી રહ્યા ત્યારે તે એકાગ્ર ચિત્તથી ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી તેની ભક્તિ કરવા લાગી. અન્નજળનો તેણે ત્યાગ કર્યો. ચોથે એટલે છેલ્લે દિવસે તો તેણે પતિની સાથે જ રહેવાનો નિશ્ચય કર્યો અને તેની સાથે કંદમૂળ લાવવા માટે અરણ્યમાં

ગઈ. કૃત્યો એમાં કર્યાં પછી સત્યવાન હોમને માટે લાકડાં આણવા લાગ્યો. થોડીક વારે તેના મસ્તકમાં અને હૃદયમાં વેદના ઉત્પન્ન થઈ અને તે એકદમ જમીન પર પડ્યો. સાવિત્રીએ તેનું મસ્તક પોતાના ખોળામાં લીધું. અત્યંત ચિંતાતુર થઈ તેને પવન નાંખી સાવધ કરવાનો તે પ્રયત્ન કરવા લાગી. પણ એટલામાં સત્યવાનનો પ્રાણ હરણ કરવા માટે યમદેવ ત્યાં આવ્યા, અને તેનો પ્રાણ લઈને તે યમપુરી તરફ જવા લાગ્યા કે તરત જ સાવિત્રી પણ તેની પાછળ પાછળ ચાલવા લાગી. પોતાની પાછળ આવવાનું કારણ યમે તેને પૂછ્યું ત્યારે તેણે જવાબ આપ્યો: "જ્યાં પતિ ત્યાં જ હું; આ ન્યાય પ્રમાણે હું તેમની પાછળ આવીશ." પછી યમનું અને તેનું ઘણા વખત સુધી સંભાષણ થયું. તેનું સાસુસસરાના રાજપાટ ફરીથી પ્રાપ્ત કરી આપવાનું યમરાજાએ તેને વરદાન આપ્યું, અને તેના પિતાને પણ પુત્રપ્રાપ્તિ થાય એવું વરદાન પણ આપ્યું; તોપણ સાવિત્રી પાછી ફરી નહિ. આખરે તે પુત્રવતી થાય એવો વર તેણે યમ પાસે માગ્યો. સાવિત્રીના પતિપ્રેમની પરમાવધિ જોઈને પોતે શું કહે છે તેનો વિચાર ન કરતાં યમદેવે 'તથાસ્તુ' કહ્યું. વૈધવ્યદશામાં પુત્રપ્રાપ્તિ થાય એ શક્ય નથી, અર્થાત્ પતિને જીવિતદાન આપવું એ એક જ માર્ગ યમ રાજાને માટે ખુલ્લો રહ્યો. તેથી તેણે સાવિત્રીની પતિભક્તિની તારીફ કરીને સત્યવાનને સજીવન કર્યો. તેને લીધે બન્ને કુળોનું કલ્યાણ થયું. આ ઉપરથી સાવિત્રીવ્રત પ્રચારમાં આવ્યું.

## શાસ્ત્રોક્ત વિધિ

પતિ આયુષ્યમાન થાય તેટલા માટે સાવિત્રીનું વ્રત જેઠ શુદ ૧૩થી પૂનમ સુધી આચરવું. ત્રણ રાત સુધી અપવાસ ન થઈ

શકે તો તેરશને દિવસે નકોડો અપવાસ કરીને ચૌદશને દિવસે અયાચિત અને પૂનમને દિવસે અપવાસી રહેવું. સાવિત્રીની સુવર્ણપ્રતિમા કરીને અથવા વટવૃક્ષ નીચે સાવિત્રી, સત્યવાન અને યમનાં ચિત્રો કાઢીને તેમની ષોડષોપચારે પૂજા કરવી. સૌભાગ્યવતી સ્ત્રીઓએ એકબીજીઓને વાયન આપવાં. પૂનમને બીજે દિવસે દંપતિભોજન કરાવી સાંજને વખતે સાવિત્રીની કથા વાંચવી અથવા પુરોહિતને મુખે શ્રવણ કરવી. આ વ્રત કરવા સારૂ ત્રણ દિવસ પાળવાના છે. તે પૂનમના નિર્ણયાનુસાર તેરશથી લેવા. પૂનમ સુર્યાસ્ત પહેલાં છ ઘડી કમી હોય તો બીજે દિવસે એ વ્રત આચરવું.

## ચાલુ રૂઢી

મહારાષ્ટ્રનો જ વિચાર કરીયે તો દક્ષિણ દેશના સ્માર્ત સંપ્રદાયી બ્રાહ્મણોમાં આ વ્રતનો વિશેષ પ્રચાર હોવાનું જણાઇ આવે છે. તે દિવસે સ્ત્રીઓ અપવાસ કરીને વટવૃક્ષની પૂજા કરે છે. બ્રાહ્મણવર્ગ સિવાય બીજા વર્ગની સ્ત્રીઓએ પણ આ વ્રત પાળવાનો હાલમાં આરંભ કરેલો છે. મુખ્યત્વે કરીને મુંબઇ જેવા શહેરમાં સાંપત્તિક અને બીજી બાબતોની સગવડો સર્વ વર્ણમાં ઘણે ભાગે સરખી જ હોય છે. તેથી ઉપલા વર્ગના લોકોએ આચરેલી કેટલીએક ધર્મની બાબતો સાધારણ રીતે વિદ્યા અથવા જ્ઞાનમાં પછાત રહેલા લોકોએ કેવળ અનુકરણની ખાતર પોતાના સમાજમાં દાખલ કરવાની શરૂઆત કરી છે. બંગાળામાં વટસાવિત્રીવ્રત પાળવાની રીત જરા જુદી છે. તે દિવસે સ્ત્રીઓ પોતાના પતિની પૂજા કરે છે. તેમ રીરે સુગંધી તેલ લગાડે છે અને ચંદનનો લેપ

કરે છે. ફુલોનો હાર તેમના ગળામાં ઘાલવો, હાથમાં ફુલનો તોરો આપવો, વગેરે પુજનાત્મક વિધિ પુરી થયા પછી નવીન વસ્ત્ર પતિને અર્પણ કરવામાં આવે છે. તે જ પ્રમાણે યમરાજાની પૂજા કરીને પુષ્પ, ફળ અને વટવૃક્ષની નાની ડાંખળી તેને સમર્પણ કરવામાં આવે છે. આ વ્રત 'સાવિત્રીવ્રત'ના નામથી ત્યાં પ્રખ્યાત છે. દક્ષિણ હિન્દુસ્તાનમાં આ વ્રત પ્રચારમાં નથી. સાવિત્રીની વાત હિન્દુસ્તાનમાં સર્વ ઉપલા વર્ગની હિન્દુ સ્ત્રીઓ જાણે છે અને તેને માટે બહુ આદર બતાવે છે.

સાવિત્રીવ્રત એ કૌટુંબિક ઉત્સવોમાંનું એક છે. પતિના આયુષ્યની દોરી કવખતે તુટી ન જાય માટે મૃત્યુદેવની પૂજા કરવી, સાવિત્રીની કથા વાંચવી અથવા શ્રવણ કરવી, રંગભૂમિ ઉપર સાવિત્રી નાટકનો પ્રયોગ જોવો વગેરે પ્રકારથી આ તહેવાર સ્ત્રીઓ આનંદમાં ગુજારે છે. વડના પાનના પડીયા બનાવી તેમાં ફળો અને સૌભાગ્યદ્રવ્યો મુકીને તે વાયન પડોશની સૌભાગ્યવતી સ્ત્રીઓને આપવામાં આવે છે. ગોરજીની તે દિવસની ધાંધલનું શું વર્ણન કરવું ! ખાસ કરીને શહેરમાં સ્ત્રીઓ પોતપોતાને ઘેર વડની નાની ડાંખળી લાવીને તેની પૂજા કરે છે. આથી પુરોહિતને પોતાના યજમાનનું કામ વખતસર આટોપી દ્રવ્ય મેળવવા વાસ્તે ઘણી મહેનત કરવી પડે છે. ગામડાંની સૌભાગ્યવતી સ્ત્રીઓ એક વડના ઝાડ નીચે ભેગી થઇને ત્યાં પૂજા કરે છે. વિધવા સ્ત્રીઓ ફક્ત ઉપોષણ કરે છે. સાવિત્રીના ચરિત્ર ઉપરથી એક મહત્વની બાબત એ જણાઇ આવશે કે

હાલની માફક નાની ઉંમરમાં થતા નહોતા. દરેક છોકરીનો વિવાહ થવો જ જોઇયે એવું પણ ન હતું. છોકરીઓ અવિવાહિત રહેતી અને તેમને પુત્રની માફક કેટલોક ભાગ મિલ્કત તરીકે પણ મળતો હતો. તે વખતે સમાજમાં વિવાહના જુદા જુદા પ્રકાર ચાલુ હતા. એ સર્વનું વર્ગીકરણ કરીને સ્મૃતિકારોએ વિવાહના મુખ્ય આઠ પ્રકાર ઠરાવ્યા. તેમનાં નામ નીચે પ્રમાણે હતાં. ૧ બ્રાહ્મ, ૨ દૈવ, ૩ આર્ષ, ૪ પ્રાજાપત્ય ૫ આસુર, ૬ ગાન્ધર્વ, ૭ રાક્ષસ અને ૮ પૈશાચ. તેમાંના પહેલા ચાર પ્રકાર બ્રાહ્મણોમાં ચાલુ હતા, તોપણ બ્રાહ્મ વિવાહ-પદ્ધતિ * સર્વમાં શ્રેષ્ઠ મનાતી. ક્ષત્રિયોમાં ગાન્ધર્વ અને રાક્ષસ

---

* બ્રાહ્મ વિવાહમાં વરનું કુળ, શીલ, વિદ્વત્તા, આચરણ, આરોગ્ય વગેરે જોઇને પોતાની કન્યા માટે તે સર્વ રીતે યોગ્ય પતિ છે એવું જણાઇ આવે તો, તેને સુમુહૂર્તપર કન્યા અર્પણ કરવામાં આવતી. દૈવ વિવાહમાં યજ્ઞને વખતે યજમાન પોતાની કન્યા પુરોહિતને આપતો. આર્ષ વિવાહમાં વર પાસેથી બે ગાયો લઇને કન્યા આપવામાં આવતી. આ એક પ્રકારનો કન્યાવિક્રય હોવાને લીધે આ પદ્ધતિને દોષિત ઠરાવેલી છે. પ્રાજાપત્ય વિધિમાં વર પાસેથી કાંઇ ન લેતાં કન્યા યોગ્ય વરને આપવામાં આવતી. આસુરી વિવાહમાં કન્યાના માબાપને શુલ્ક અથવા કન્યાનું મૂલ્ય આપવું પડતું. કૈકેયીનો દશરથ સાથે અને માદ્રીનો પાંડુ સાથે આ પદ્ધતિથી વિવાહ થયો હતો. ગાન્ધર્વ વિવાહમાં ઉપવર કન્યા પોતાના વડીલોને ન જણાવતાં પોતાને પસંદ એવા પુરુષ સાથે લગ્ન કરતી હતી. શકુંતલા અને દુષ્યન્તનું લગ્ન ગાંધર્વ પદ્ધતિથી થયું હતું. રાક્ષસ વિવાહપદ્ધતિ બહુ ભયંકર હતી. કન્યાનું હરણ બળજોરીથી કરવામાં આવતું. કન્યાના ભાઈઓની ઇચ્છા વિરુદ્ધ તેને બળાત્કારથી લઇ જતા. કૃષ્ણે

વિવાહપદ્ધતિ ચાલુ હતી. ઉપરાંત બ્રાહ્મ પદ્ધતિથી તેમનામાં લગ્નવિધિ કરતાં. ગાન્ધારી અને ધૃતરાષ્ટ્રનો વિવાહ બ્રાહ્મ પદ્ધતિથી થયો હતો. સાવિત્રીનો વિવાહ પણ એવી જ રીતે થયો હતો. તે વખતે સ્વયંવરની પદ્ધતિ પ્રચારમાં હતી. કન્યા પરણવાયોગ્ય થતી ત્યારે તેને યોગ્ય પતિ શોધી કાઢવાનું કામ તેનાં માતપિતા કરતાં અથવા કન્યાને પણ યોગ્ય પતિ પસંદ કરવા માટે કહેવામાં આવતું; પરંતુ આવી રીતે કન્યાએ પસંદ કરેલા પતિને પરણતાં પહેલાં તે બાબતમાં પોતાના પિતાની સંમતિ તેને લેવી પડતી. જ્યારે સાવિત્રીએ પોતાનો પતિ પસંદ કર્યો અને તે ઘેર પાછી આવી ત્યારે તેના બાપે કહ્યું:

प्रार्थितः पुरुषो यश्च स निवेद्यस्त्वया मम ।
विमृश्याहं प्रदास्यामि वरय त्वं यथेप्सितम् ॥

—वन० २९३–३३

અર્થ:—તેં જેને પસંદ કર્યો તે કોણ છે તે મને કહે. હું તેને માટે વિચાર કરીને પછી તને તેની સાથે પરણાવીશ. પ્રાચીન કાળમાં છોકરીઓને પોતાનો પતિ પસંદ કરવાની છૂટ હોવાને લીધે કોઇ કોઇ વખત જુવાન છોકરીઓની પસંદગી ભૂલભરેલી નીવડતી. ઋગ્વેદના ૧૦ મા મંડળમાં (સૂક્ત ૨૭, ઋ. ૧૨) કહેલું છે કે વિવાહને માટે છોકરીઓ પોતાનું મન જીતનારની સંપત્તિથી લોભાઇને તેને પરણવા કબૂલ થાય છે; પરંતુ જે છોકરી સુશીલ અને સુસ્વરૂપ હોય છે તે

---

રુક્મિણીનું હરણ આવી જ રીતે કર્યું હતું. વિચિત્રવીર્યને માટે ભીષ્મે પણ અંબિકા અને અંબાલિકાનું હરણ રાક્ષસ વિવાહપદ્ધતિથી જ કર્યું હતું. પૈશાચ વિવાહમાં કન્યા નિદ્રામાં અથવા મૂર્છિત હોય ત્યારે તેને લઇ જવામાં આવતી.

પોતાને જે પ્રિય હોય છે તેને જ વરે છે. વર નિશ્ચિત થયા પછી વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે યોગ્ય એવી વિવાહપદ્ધતિથી કન્યાને શણગારીને વરને આપવામાં આવતી. વધુ અને વર સંસારની જવાબદારી માથે લેવાને સમર્થ હતાં; તેમજ વિવાહને વખતે જે પ્રતિજ્ઞા લેતાં તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ઉમરમાં અને બુદ્ધિમાં તેઓ પ્રૌઢ હતાં. ઋગ્વેદમાં ( મં. ૧૦–૮૫ ) વિવાહ સંબંધીની પ્રાર્થના છે તે પરથી તે કાળમાં બ્રાહ્મણો કેવી રીતે લગ્નકાર્ય કરતા તે જણાઈ આવે છે. ચાલુ જમાનામાં વરવધુ ઉભયપક્ષ તરફની પ્રતિજ્ઞા બન્નેને બદલે પુરોહિત લે છે; પરંતુ તેનો અર્થ પુરોહિત સિવાય બીજા કોઈને વાજીંત્રના અવાજમાં સમજાતો નથી. આ સ્થિતિ શોચનીય છે. નમુના તરીકે કેટલીએક ઋચાઓનો અર્થ નીચે આપીયે છીયેઃ—

૨૨. હે વિશ્વાવસુ, અહીંથી ઉઠ. અમે નમ્રપણે તને પ્રણામ કરીયે છીયે. પૂર્ણ ઉમરે પહોંચેલી આ કન્યા પાસે જઈને તેને પતિ સાથે સંલગ્ન કર.

૨૩. વિવાહયોગ્ય કન્યાની શોધ માટે જે માર્ગથી અમારા મિત્રો જાય છે તે માર્ગ સુલભ અને નિષ્કંટક થાઓ. હે દેવ, પતિ અને પત્નીનું પૂર્ણ ઐક્ય થાઓ.

૨૪. હે કન્યા, તને દૈદીપ્યમાન સૂર્યે ( કૌમારાવસ્થાના ) પાશ વડે બદ્ધ કરી હતી. તે પાશ હવે ખુલ્લા કરીયે છીયે. તને પતિના સમાગમમાં રાખીને જે ગૃહ સત્ય અને સત્કૃત્યનું નિવાસસ્થાન છે એવા ગૃહમાં તને રાખીયે છીયે.

૨૫. આ પિતૃગૃહમાંથી કાઢીને પતિના ગૃહમાં તને ઉત્તમ પ્રકારે સ્થાપિત કરીયે છીયે. હે ઇંદ્ર, તે ભાગ્યશાળી અને સુપુત્રોની માતા થાઓ.

૨૬. તારા પતિને ઘેર જા અને ત્યાંની ગૃહસ્વામિની થા. સર્વનો પ્રેમ જીતીને તેમની ઉપર તારો અમલ ચલાવ.

૨૭. તને પુત્રપ્રાપ્તિ થાઓ; તને સુખ મળો; તારૂં ગૃહકાર્ય તું લક્ષપૂર્વક કર; વૃદ્ધાવસ્થા સુધી તું તારા ઘરમાં અધિકાર ચલાવ.

૪૨. અહો વધુવર તમે અહીં એકત્ર રહો. કોઇપણ દિવસ એકબીજાને છોડશો નહિ. અનેક પ્રકારના સુગ્રાસોનું સેવન કરો. સ્વગૃહમાં વાસ કરીને પુત્રપૌત્રોના સહવાસમાં સુખથી કાળ ગાળો.

૪૩. (વધુવર કહે છે) હે પ્રજાપતિ, અમને સંતતિ આપો. વૃદ્ધાવસ્થા સુધી અમને બન્નેને આર્યમત એક ઠેકાણે રાખો. (વધુને) હે વધુ, તારા પતિના ગૃહમાં સુલક્ષણી થઇ પ્રવેશ કર; અમારાં દાસદાસી અને ઢોરોને સારી રીતે રાખ.

૪૪. તારા નેત્રમાં ક્રોધ ન રહે. તારા પતિના સુખ માટે ફીકર રાખ. અમારા ગોધનની બરદાસ કર. તારૂં ચિત્ત ઉલ્લાસિત રહે અને તારૂં સૌન્દર્ય ઉજ્જ્વલ રહે. વીર પુત્રોની તું માતા થા અને દેવતાઓની તું ભક્ત થા. અમારાં દાસદાસી અને ઢોરોને સારી રીતે રાખ.

૪૫. હે ઇંદ્ર, આ સ્ત્રી ભાગ્યશાળી અને સુપુત્રોની માતા થાય એમ કર. તેને દશ પુત્ર થાય. પછી પતિ સાથે આ ઘરમાં અગીયાર પુરુષો થશે.

૪૬. (વધુને) તારા સસરા અને સાસુ પાસે તારા શબ્દનું માન રહે. દીયર અને નણંદો ઉપર તારો અધિકાર રાણી માફક ચાલે.

૪૭. (વધુવર કહે છે) સર્વ દેવ અમારા હૃદયનું એકીકરણ કરો. (અર્થાત્ અમે સર્વ કાર્યમાં એકદિલથી વર્તીયે એવું કરો.)

આજકાલ આપણામાં

## ઢીંગલાઢીંગલીના વિવાહ

કેવી બિનજવાબદાર રીતે થાય છે તેનો વિચાર કરીયે તો આપણે આપણી ફરજ બરાબર બજાવતા નથી અને પૂર્વજોની આજ્ઞાનો ભંગ કરીયે છીયે એ સ્પષ્ટ માલુમ પડે છે. રાજ્ઞીપદ ભોગવવાનું તો એક બાજુ રહ્યું, ઉલટું કેટલાક મૂર્ખાઈભરેલા રિવાજોને લીધે આપણી કોમલ ભગિનીઓના જે હાલ થાય છે તે માટે સર્વ દેવ આપણા સમાજ ઉપર શાપનો વર્ષાવ કરતા હશે. આર્યોનો લગ્નવિધિ કેવળ વિષયોપભોગની ઇચ્છાથી થતો નથી. તે ધાર્મિક અને પવિત્ર સંસ્કાર છે; તેમાં દૈવી તેજ છે. બે વ્યક્તિઓનો કરાર નથી; પણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરુષાર્થ સાધ્ય કરવાના સદ્‌હેતુથી પંચમહાભૂત અને સમાજને સાક્ષી રાખીને એકબીજા સાથે પ્રેમથી બંધાયેલી બે જવાબદાર વ્યક્તિનો (પુરુષ અને પ્રકૃતિનો) શુદ્ધ સંકલ્પ બતાવનારો મંગલવિધિ છે. તે સર્વ રીતે મંગલદાયક થાય એ જોવાની જવાબદારી સમાજના જ આગેવાનો ઉપર છે. હાલમાં જે સામાજિક અવનતિ આપણે ભોગવીયે છીયે તે વિવાહની બાબતમાં ઇશ્વરની આજ્ઞાઓ તોડવાની શિક્ષા તરીકે છે એવું કહીયે તો તે ભૂલભરેલું નથી. આપણા સમાજનું નિરીક્ષણ કરીને

## શ્રી સ્વામી રામતીર્થે

હિન્દુસ્તાનમાં એક વ્યાખ્યાન વખતે એવું કહેલું કે લગ્નસંબંધ એ અત્યંત પવિત્ર સંબંધ છે; પરંતુ આપણે તેને

અપવિત્ર અને કલુષિત કર્યો છે તેથી તેને લીધે ઉત્પન્ન થયેલી સર્વ પ્રજા કંગાલ સ્થિતિમાં છે. આ અત્યંત મહત્ત્વના અને પવિત્ર વિધિ તરફ અતિશય બેદરકારી અને નિર્લજ્જપણું બતાવવામાં આવે છે. પત્રિકા જોઇ મુહૂર્ત કાઢે, મંગલષ્ટાકો બોલવામાં આવે, સ્તોત્રો ગાવામાં આવે અને અનેક ધાર્મિક સંસ્કાર કરવામાં આવે તોપણ હિન્દુ સમાજનાં લગ્નો કુમુહૂર્ત ઉપર, અમંગલ અને અપવિત્ર જ થાય છે. પોતાને અનુકૂળ સ્થાનના જોર ઉપર વિવાહિત થનારાં કોમળ અને અપરિકવ જોડાંઓ જોઇને આકાશમાંનો કોઇપણ ગ્રહ પોતાના મંગલ સ્થાનમાં રહેવાની હિંમત કરતો નથી. આ અમાનુષ પ્રસંગ જોઇને જ તે ગ્રહો કંપાયમાન થાય છે અને પોતાના સ્થાનમાંથી ભ્રષ્ટ થાય છે. એવાં જોડાંઓનાં ભ્રષ્ટ લગ્નને ધાર્મિક સ્વરૂપ આપીને તેને પવિત્ર કરવાની શક્તિ વૈદિક મંત્રમાં નથી, એટલું જ નહિ પણ એવાં લગ્ન અર્થહીન અને નકામાં હોય છે. અયોગ્ય, કર્તૃત્વહીન અને નિરૂપયોગી લગ્નો આગળ કયો દેશ ફાલીફુલી શકે?

જો સમાજની ઉન્નતિ કરવી હોય તો આ દુષ્ટ રિવાજ એકદમ બંધ કરવો જોઇએ. છોકરાછોકરીઓનો વિક્રય કરવાનો આસુરી રિવાજ નાશ થઇને ખરો બ્રાહ્મ વિવાહ સર્વ ઠેકાણે ચાલુ થાય એવા પ્રયત્નો કરવા જોઇએ. આપણે આપણાં બાળકો અને આપણા દેશની ઉન્નતિ ખાતર આ આંધળા રિવાજો બંધ કરવા જોઇએ એમ આપણને સાવિત્રીનું વ્રત નથી સૂચવતું? આ કથામાં જે

## યમ સંબંધીનો કથાભાગ

છે તેનો ખુલાસો કરવો આવશ્યક છે. જે પ્રમાણે હિન્દુઓની કલ્પના છે તે જ પ્રમાણે બીજા ધર્મના લોકો પણ એવું

સમજે છે કે તે મૃત્યુ લાવનારો દેવ છે અને મનુષ્ય માત્રનું આયુષ્ય પૂરૂં થતાં જ તેને તે આ લોકમાંથી લઇ જાય છે. ચાલુ જમાનામાં શાસ્ત્રજ્ઞોએ જન્મમરણ સંબંધના પ્રયોગો ચલાવીને યમરાજાને મૃત્યુલોકમાંથી હદપાર કર્યો છે. તેનો કાબુ આપણાં જીવિત ઉપર નથી, અને પોતાને હાથે મૃત્યુ પામવું જે પ્રમાણે શકય છે તે જ પ્રમાણે પ્રયત્નથી તેને દૂર કરવું એ પણ શકય છે, એવું તેઓ સપ્રમાણ સિદ્ધ કરે છે. આ પ્રમાણે હોય તો યમે પોતાના પાશથી સત્યવાનને બાંધ્યો વગેરે વાતો કેવી રીતે માની શકાય? તે જ પ્રમાણે બરાબર એક વર્ષ પછી સત્યવાનને મૃત્યુ પ્રાપ્ત થશે એવું ભવિષ્ય ભાખવું એ શકય છે કે કેમ એ પણ એક પ્રશ્ન છે. માટે આ વિષે જુદાજુદા તર્ક કરવા કરતાં આ કથાનો શો સાર છે એટલું જ જોવું વિશેષ યોગ્ય થશે. હજારો વર્ષથી સમાજમાં દંતકથાને રૂપે રૂઢ થયેલી વાતોમાં ફેરફાર થતો ગયો અને જે વખતે તે લખવામાં આવી તે વખતે તેમાં અલૌકિક ભાગ દાખલ કરવામાં આવ્યો. તેથી ખરાખોટાની ચુંટણી કરી વ્યાવહારિક દૃષ્ટિથી આ કથાનો અર્થ બેસારવાનું કામ અઘરૂં થયું છે. અમારા મતથી સાવિત્રી અને યમનું સંભાષણ તો એક રૂપક માત્ર છે. એવી જ જાતનું એક બીજું પણ રૂપક જડી આવે છે.

કઠોપનિષદમાં એવી કથા છે કે વાજશ્રવસે નચિકેતસ નામના પોતાના પુત્રને યમને ત્યાં મોકલ્યો. યમની મુલાકાત થતાં સુધી તે ત્રણ દિવસ યમને આંગણે રાહ જોતો બેસી રહ્યા તે માટે યમને દુઃખ થયું અને તેણે તેને ત્રણ વર આપવાનું કબુલ કર્યું. નચિકેતસે પહેલો વર માગ્યો કે હે

મૃત્યો, મારા પિતા ગૌતમ મારા પર શાંતચિત્ત, પ્રસન્નહૃદયી અને અક્રોધી રહે. યમે તથાસ્તુ કહ્યું, એટલે તેણે બીજો વર માગ્યો કે જે યજમાનને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે તે અગ્નિ દ્વારા દેવત્વ પામે છે તે અગ્નિનું જ્ઞાન મને આપો. એ જ્ઞાન યમ પાસેથી મળ્યા બાદ તેણે ત્રીજો વર માગ્યો કેઃ—

येयं प्रेते विचिकित्सा मनुष्येऽस्तीत्येके नायमस्तीति चैके ।

મનુષ્ય મરણ પામ્યા છતાં આત્મા અસ્તિત્વમાં હોય છે એવું કેટલાએક કહે છે, અને કેટલાએક કહે છે કે આત્મા જ નથી. એમાં ખરૂં શું છે? યમદેવે આ પ્રશ્નનો ઉત્તર ન આપતાં વાત ઉડાવી અને કહ્યું કે તારે જે જોઇયે તે સુખ માગી લે, તે આપીને તને સંતુષ્ટ કરીશ. પરંતુ નચિકેતસે યમને કહ્યું કે ધન, કનક, કાન્તા વગેરે નશ્વર વસ્તુ મારે જોઇતી નથી. યમે નચિકેતસને અનેક રીતે સંતુષ્ટ કરવાને કહ્યું; પરંતુ જ્યારે તેણે તે કબુલ કર્યું નહિ ત્યારે તેણે કહ્યુંઃ—

तं दुर्दर्शं गूढमनुप्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम्।
अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति॥१२॥
एतत् श्रुत्वा संपरिगृह्य मर्त्यः प्रवृह्य धर्म्यमणुमेतमाप्य ।
स मोदते मोदनीयंहि लब्ध्वा विवृतं सद्म नचिकेतसं मन्ये॥ १३॥

દેખાવમાં કઠણ, ગહન, ઢંકાયેલો, બુદ્ધિ (ગુહા) ને ઠેકાણે સ્થિત, અનેક સંકટો સહન કર્યા પછી પ્રાપ્ત થનારો, પ્રાચીન, એવા આત્મામાં ચિત્તનો લય કરવાથી તેનું જ્ઞાન થાય છે. એ જ્ઞાન થયા પછી બુદ્ધિમાન મનુષ્ય હર્ષ અને શોક એ બન્નેનો ત્યાગ કરે છે, શ્રવણ કરીને તેનું મનન કરે છે અને ધર્મરૂપ એવું પૃથક્કરણ કરીને (એટલે આત્મા એ શરીરથી ભિન્ન છે એવું સમજીને) સૂક્ષ્મરૂપ આત્માનો સાક્ષાત્કાર થયા પછી મનુષ્ય તે

આનંદદાયક વસ્તુની પ્રાપ્તિ થવાથી આનંદ માને છે. માટે હે નચિકેતસ, મને લાગે છે કે તારે માટે બ્રહ્મજ્ઞાનનાં દ્વાર ખુલ્લાં થયેલાં છે.

આ તરુણ પુરુષને જેવી રીતે બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિ એ જ અંતિમ ધ્યેય છે એમ લાગતું હતું, તેવી જ રીતે સ્ત્રીઓને પતિ તે જ આદ્ય દૈવત એમ લાગતું હતું. તેના સમાગમમાં જ પોતાનું સર્વ આયુષ્ય જાય એટલા માટે મૃત્યુ સાથે લડવાને પણ તેઓ તૈયાર થતી હતી એવું દેખાય છે. નચિકેતસે બ્રહ્મજ્ઞાનને આ લોકના સર્વ સુખોપભોગ કરતાં શ્રેષ્ઠ માન્યું. સાવિત્રીએ પતિ વગરનું જીવન નકામું સમજીને પોતાના પતિનો બચાવ કરવા માટે આખરનો પ્રયાસ કર્યો અને આખરે પોતાના જીવની દરકાર ન કરતાં પતિની સાથે જવાને યમ પાછળ ગઈ.

अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसं नित्यमगन्धवच्च यत् ।
अनाद्यनंतं महतः परं ध्रुवं निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते ॥१–१५॥

શબ્દ, સ્પર્શ, રૂપ, ક્ષય, રસ, ગંધ અને આદિ અંત રહિત, નિત્ય, શ્રેષ્ઠ અને શાશ્વત એવું બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી જન્મ-મરણમાંથી છુટકારો થાય છે, એવું યમે નચિકેતસને કહ્યું. આ ઉપરથી યમ એ કેવળ પ્રાણહરણ કરનારો અને પુરાણકારોએ વર્ણવેલો એવો ભયાનક કાળ પુરુષ નથી, પણ મહાજ્ઞાની અને માનવીનું કલ્યાણ ઇચ્છનાર દેવ છે, એવું ઉપનિષત્કાર માનતા હતા એમ સિદ્ધ થાય છે; માટે જ તેણે સાવિત્રીને તેનો પતિ પાછો આપીને તેની ઇચ્છા પૂર્ણ કરી. (આ સંબંધીની માહીતી ભાઇબીજના મથાળા નીચે જોવી.) સ્વયંવરની રૂઢી અમલમાં આવી તે પહેલાં, એટલે કે રામાયણ

અને મહાભારતના કાળ પહેલાં સાવિત્રીની કથા લોકોની જાણમાં હોવી જોઇએ. જગતમાં મનુષ્ય ઉપર અકલ્પિત દુઃખના પ્રસંગ આવે છે; પરંતુ તે વખતે ન ગભરાતાં સંકટોની સામે જ નહિ, પરંતુ મૃત્યુ સામે પણ બાથ ભીડવાની આપણી તૈયારી હોવી જોઇયે એમ ધૃતરાષ્ટ્રને બતાવવા માટે મહાભારતમાં અશ્વપતિ રાજા અને તેની કન્યા સાવિત્રીની કથા કહેવામાં આવી છે. પુરાતન કાળની આર્ય સ્ત્રીઓ જ્ઞાન અને શ્રદ્ધાના જોરે મૃત્યુથી પણ ન ડરતાં તેઓ પોતાનું ધ્યેય સંપાદન કરવામાં કેટલી દક્ષ હતી એ સ્પષ્ટ છે. હાલના વખતમાં આ કથા ઉપરથી

## શો બોધ લઇ શકાય

તે જોઇએ. હાલના વિચારયુગના સિદ્ધાન્તને અનુસરીને આપણે જોઇયે તો આટલી વાત કબુલ કરવાને હરકત નથી કે સાવિત્રીના સમયમાં છોકરીઓને પોતાનો પતિ પસંદ કરવાની છૂટ હતી. જેવી રીતે લગ્ન થતાં જ સાવિત્રીએ પોતાના પીયરનો ઠાઠમાઠ છોડી દીધો અને અરણ્યમાં પર્ણકુટિમાં પતિ સાથે રહેવાને તૈયાર થઇ, તેવી જ રીતે બીજી સ્ત્રીઓ પણ તૈયાર હતી, તેમ જ તે વિવાહને વખતે પ્રૌઢ વયની હોવાને લીધે પોતાની સાંસારિક જવાબદારી સમજતી હતી, અને પતિ એ જ આપણું સર્વસ્વ છે એમ માનીને તેના સુખદુઃખમાં ભાગ લેવા અને તેના કાર્યમાં મદદ કરવાને તૈયાર રહેતી. દીકરાની વહુ માટે સાસુસસરાનો અપ્રતિમ પ્રેમ, તેનાથી પોતાના કુળની વૃદ્ધિ અને ઉન્નતિ થાય એવી સદિચ્છા, તે જ પ્રમાણે સાસુસસરાને માતાપિતાને ઠેકાણે ગણવાની વહુઓની વૃત્તિ, એ સર્વ બાબતોનો વિચાર કરીયે

તો પ્રાચીન કાળમાં આપણો સમાજ ઘણી ઉન્નતાવસ્થાએ પહોંચ્યો હતો એવું સિદ્ધ થાય છે. જે સદ્દગુણોનો નાશ થવાને લીધે આપણી અવનતિ થઇ છે તે સદ્દગુણો સમાજમાં વધારવા એ જ ખરો પ્રગતિનો માર્ગ છે, એવું આપણા લોકો સમજશે તો જ આપણું હિત થશે, અને હાલ જે અધોગતિ સમાજમાં નજરે પડે છે તે દૂર થશે. જેઠ શુદ પૂનમને દિવસે વટવૃક્ષની પૂજા કરવા સારૂ એકત્ર થનારી સ્ત્રીઓએ પૂજનને માટે નીકળતાં પહેલાં ગઇ સાલમાં પતિના સુખ માટે આપણે કેટલી સંભાળ લીધી, તેની આજ્ઞાઓ માનીને તેના દુ:ખમાં ભાગ લેવા આપણે કેટલો પ્રયત્ન કર્યો, એનો પૂર્ણ વિચાર કરવો અને એ બાબતોમાં આપણું વર્તન બરોબર ન જણાય તો, સતી સાવિત્રીની પશ્ચાત્તાપપૂર્વક ક્ષમા માગી, નવા વરસમાં સદ્દગુણી થવાનો નિશ્ચય કરવો. દરરોજ પતિ સાથે અતડું વર્તન રાખીને, તે દિવસે માત્ર વટવૃક્ષની નીચે બેસીને પતિનું આયુષ્ય અને તંદુરસ્તી વધે તે માટે સાવિત્રીની પૂજા કરવી એનો કંઇ જ અર્થ નથી. સંકલ્પ પ્રમાણે આચરણ રાખવાથી જ વ્રતની પૂર્ણતા થાય છે. ગંધ, પુષ્પ, ફળ વગેરે તો બહારની વિધિ છે. તેમાં મચી રહીને અંદરનું ખરૂં કર્તવ્ય ચૂકવામાં સાર નથી. તે જ પ્રમાણે જે સ્ત્રીઓ પોતાનું કર્તવ્ય બરાબર બજાવતી નથી તે ગૃહિણીપદને માટે લાયક નથી. અશ્વપતિનું પ્રેમાળપણું અને સત્યવાનના ગુણો પોતાનામાં આવે એ માટે પુરુષોએ કાળજી રાખવી જોઇએ અને પોતાનું ઘર સદા આનંદથી પરિપૂર્ણ રહે એમ કરવું જોઇએ. ગરીબાઇમાં તેમજ શ્રીમંતાઇમાં સત્ય માર્ગે ચાલીને પોતાના કુટુંબનાં માણસો સાથે માયાળુપણે ચાલવું એ કુટુંબનાં મુખ્ય

માણસોની ફરજ છે. બાળક જન્મ્યા પછી અથવા લગ્ન કર્યા પછી જો કંઇ દુઃખ આવે તો તે બાળકના અથવા વહુના ખરાબ પગલાંને લીધે આવ્યું એમ માનવું તદ્દન મૂર્ખાઇ ભર્યું છે વગેરે બાબતો જો આપણે સાવિત્રીની કથા ઉપરથી શીખીશું તો એ કથા જાણી સાર્થક થશે.

---

અષાડ મહિનો જુન મહિનાના અરસામાં આવે છે. આ મહિનામાં કર્કસંક્રમણ થાય છે અને આ સંક્રમણથી મકરસંક્રમણ સુધી દક્ષિણાયન હોય છે. આ સંક્રાંતિને દિવસે દાન, ઉપવાસ વગેરે કરવાનો રિવાજ છે. અષાડ મહિનામાં એક માસ સુધી એક વખત જમવાથી ધનધાન્ય અને પુત્રની પ્રાપ્તિ થાય છે. તે જ પ્રમાણે જોડા, છત્રી, લવણ, આમળાં વગેરેનું દાન કરવાથી વામન (વિષ્ણુ) ની સેવા થઇ એમ ગણાય છે. શ્રી રામનો રથોત્સવ પુષ્ય નક્ષત્રવાળી અથવા સાદી અષાડ શુદ બીજને દિવસે કરવો. અષાડ સુદ દશમ અને પૂનમ એ મન્વાદિ છે. અષાડ શુદ ૧૧ ને દિવસે વિષ્ણુના શયનનો ઉત્સવ કરવો અને તે દિવસે શૈવ, સૌર, (સૂર્યોપાસક) અને વૈષ્ણવ એ સર્વેએ ચાતુર્માસ કરવાનો સંકલ્પ કરવો અને વ્રત પાળવું. આ ઉપરાંત તપ્તમુદ્રાધારણ, કોકિલાવ્રત, શોકાવ્રત, શિવશયનોત્સવ અને વ્યાસપૂજા એ વ્રતો પણ આ મહિનામાં જ કરવાં.

---

# મહાએકાદશી

ગુજરાતમાં મહાએકાદશી કરવાનો રિવાજ છે. ગુજરાત અને કાઠીયાવાડમાં કુમારિકાઓ લગ્નની પહેલાં ચાર વરસ સુધી અને લગ્ન પછી એક વરસ સુધી 'મોળાકત' નામનું વ્રત પાળે છે. આ વ્રત અષાડ શુદ ૧૨થી વદ પ્રતિપદા સુધી ચાલે છે. પહેલા ચાર દિવસ સુધી કોડીયામાં અથવા વાડકીઓમાં અનાજ વાવી જુવારાની પૂજા કરે છે. એ પૂજા પ્રકૃતિ અને પુરુષની અથવા શંકરપાર્વતીની છે એવું માનવામાં આવે છે. તે દિવસોમાં ઘઉં અથવા ચોખા ખાવામાં આવે છે. ચોથે દિવસે રાત્રે જાગરણ કરવામાં આવે છે અને પાંચમે દિવસે જુવારાને નદીમાં અથવા તળાવમાં પધરાવવામાં આવે છે. એવું કહેવામાં આવે છે કે બાણાસુરની કન્યા ઉષાએ યોગ્ય વર મળવા માટે આ વ્રત આચર્યું હતું. લગ્ન પછી પહેલે વર્ષે કન્યા જ્યારે આ વ્રત આચરે છે ત્યારે વર તરફથી

ફૂરાળ અને એક રૂપીયો કન્યાને મોકલવાનો રિવાજ છે. તે વખતે કન્યાનો બાપ કન્યાને બે અથવા તેથી વધારે રૂપીયા આપે છે. કણબીઓમાં પણ આ વ્રત પાળવામાં આવે છે.

અષાડ વદ અમાસને ગુજરાતમાં દીવાસો કહે છે; પરંતુ તે દિવસે દીવાની પૂજા કરવામાં આવતી નથી. ઘરમાં તે દિવસે ખીરરોટલી કરવાનો રિવાજ છે. અષાડ વદ ૨ થી શ્રાવણ વદ ૨ સુધી ઠાકોરજીને હીંડાળા ઉપર બેસાડવામાં આવે છે.

કૃષ્ણ અને શુક્લ પક્ષની અગીયારમી તિથિ એકાદશીના નામથી ઓળખાય છે. વૈષ્ણવ અને શૈવ સંપ્રદાયના લોકો એકાદશી નામની દેવીની પ્રીત્યર્થે તે દિવસે અપવાસ કરે છે. તેમાં અષાડ શુદ ૧૧ને મહાએકાદશી કહેવામાં આવે છે અને તે દિવસે વિષ્ણુ શયન કરે છે એમ માનવામાં આવે છે. ચાતુર્માસનો આરંભ એ દિવસથી થાય છે. વિષ્ણુ કાર્તિક શુદ ૧૧ને દિવસે જાગે છે, માટે તે દિવસને બોધિની એકાદશીનું નામ આપવામાં આવ્યું છે. આ એકાદશીનું માહાત્મ્ય પુરાણમાં અને મહાભારતમાં વિશેષ વર્ણવેલું છે. પ્રાચીન કાળમાં પાંડવો, રૂકમાંગદ રાજા, અંબરીષ રાજા વગેરેએ એકાદશી વ્રત પાળ્યાનું પુરાણમાં કહેલું છે. તેમના ઉપર આવેલાં ભયંકર સંકટોનો નાશ વિષ્ણુએ કર્યો એની કથા ભાવિક લોક તે દિવસે બહુ જ પ્રેમથી વાંચે છે. એકાદશીની ઉત્પત્તિ વિષે એવી કથા છે કે પુરાતન કાળમાં દેવ અને દાનવોની વચ્ચે વિરોધ ચાલતો હતો. તે વખતે કુંભ નામના દૈત્યના પુત્ર મૃદુમાન્યે પોતે અમર થાય એવો વર શંકર પાસેથી મેળવ્યો. તેનું પરિણામ એ આવ્યું કે તે બ્રહ્મા, વિષ્ણુ, શિવ વગેરે દેવોથી અજીત થયો અને તેનાથી

ગભરાઇને દેવોને સંતાઇ જવાની જરૂર પડી. સર્વ દેવો ત્રિકૂટ પર્વત ઉપર ધાત્રી ઝાડની નીચે એક ગુફામાં સંતાઇ બેઠા. ત્યાં તેમને ખાવાનું ન મળવાથી ઉપવાસ થયા; પણ તેમના એકત્ર થયેલા શ્વાસથી એક શકિત ઉત્પન્ન થઇ. તેણે દેવોની વિનંતિ ઉપરથી ગુફાના દ્વાર પાસે લપાઇ બેઠેલા મૃદુમાન્ય દૈત્યનો નાશ કર્યો. તે શકિત એકાદશીના નામથી પ્રસિદ્ધિ પામી. તેનામાં સર્વ દેવોનું તેજ એકત્ર થયું હતું માટે એકાદશી વ્રત શિવ તેમજ વિષ્ણુ બન્નેના ભકતોમાં ચાલુ થયું.

## શાસ્ત્રોકત વિધિ

અગીયારશને દિવસે શ્રી વિષ્ણુની ચતુર્ભુજ મૂર્તિને લક્ષ્મી સાથે આસન ઉપર બેસાડી તેમની પૂજા કરવી. દશમને દિવસે એક વખત જમીને એકાદશીને દિવસે ઉપવાસ કરવો. રાત્રે જાગરણ કરીને હરિભજનમાં વખત ગાળવો. બારશને દિવસે પરોઢીયામાં ભોજન કરવું. એકાદશીને દિવસે સમુદ્રસ્નાન કરવું. વિષ્ણુને તુલસીમાળા અર્પણ કરીને તે ગળામાં ધારણ કરવી. દશમી, એકાદશી અને દ્વાદશી એ ત્રણે દિવસો હરિ-ચિંતનમાં ગાળીને વિષયોપભોગનો ત્યાગ કરવો. આષાઢી અને કાર્તિકી એકાદશીને દિવસે વૈષ્ણવોએ તપ્તમુદ્રા* ધારણ કરવી. અષાડ શુદ ૧૨ ને દિવસે વામનની પૂજા કરવાથી નરમેધ યજ્ઞનું ફળ મળે છે.

## ચાલુ રૂઢિ

એકાદશીની બાબતમાં સ્માર્ત અને ભાગવત એવા બે સંપ્રદાય છે. એ વ્રત સ્માર્ત અને વૈષ્ણવ લોક જેટલા આદરથી

* આ સંબંધમાં મતભેદ છે. કેટલાએક ગ્રંથમાં પ્રતિકૂળ મત છે અને કેટલાએકમાં સાનુકૂળ મત છે.

પાળે છે તેટલા જ આદરથી સર્વ વર્ણના લોકો પણ તે પાળે છે. વિશેષે કરીને નીચલા વર્ણના લોકોમાં એકાદશીને દિવસે ઉપવાસ કરવાનો રિવાજ વધારે છે. કેટલાક એક જ વખત જમીને આ વ્રત પળે છે. દેશપરત્વે તે દિવસે કેટલાએક પદાર્થ વર્જ્ય કરવાનો ચાલ છે. તે દિવસે કેટલેક ઠેકાણે ઘઉં અને કેટલેક ઠેકાણે ચોખા ખાવામાં આવતા નથી. ઉપવાસને દિવસે રોજના ભોજનને બદલે ફલાહાર કરીને રહેનારા અપવાસી લોકોની સંખ્યા મોટી છે. દશમ અથવા બારશને દિવસે લોક એક વખત જમે છે. વિષ્ણુનાં પ્રસિદ્ધ દેવાલયો જે ઠેકાણે છે ત્યાં જાત્રા ભરાય છે. ઘણાખરા લોક તે દિવસે ઉપવાસ કરીને હરિભજનમાં કાળ ગાળે છે. વિષ્ણુનાં નાનાંમોટાં સર્વ દેવાલયોમાં તે દિવસે ઉત્સવ થાય છે. હિન્દુ લોક અનેક દેવોના પૂજક છે એવું જો કે પ્રથમ લાગે છે, તો પણ એ સર્વ દેવો વિષ્ણુ અને શિવ એ બે મુખ્ય દેવતાઓનાં રૂપાંતર છે.

## શ્રી વિષ્ણુ

ના બાબતમાં પ્રાચીન ગ્રંથો ઉપરથી જે માહિતી મળે છે તે જોવાથી આ દેવને હિન્દુઓના અંતઃકરણમાં અગ્રસ્થાન કેમ મળ્યું એ સમજાઇ આવે છે. વિષ્ણુ સંબંધના વિચારો વેદકાળમાં હાલના કરતાં જુદા હતા એ નીચેના વિવેચન ઉપરથી જણાશે. વેદમાં સૂર્યને વિષ્ણુનું નામ આપેલું છે. તેને ઇંદ્ર, વરુણ, સવિતૃ, અગ્નિ વગેરે દેવતાઓ કરતાં ઓછા પરાક્રમવાળા ગણવામાં આવેલા છે. શતપથ બ્રાહ્મણમાં ઇંદ્રે વિષ્ણુનો શિરચ્છેદ કર્યાનો ઉલ્લેખ છે. તથાપિ સર્વ જગતનું પાલનપોષણ જે દેવતાના પ્રકાશને લીધે થાય છે તે દેવતા

વિષ્ણુ છે અને તેને સૂર્ય તરીકે માનવામાં આવે છે. આ સૂર્યરૂપી વિષ્ણુની અનેક પ્રકારે સ્તુતિ કરેલી જણાય છે. તેમાંથી કેટલાએક ઉતારા અહીં આપીયે છીયે.

"આ વિશ્વનો અધિપતિ ભક્તરક્ષક, કૃપાળુ અને ઉદાર છે, તોપણ તેણે ત્રણ જ પગલાં વડે ભૂલોકનું આક્રમણ કર્યું; આનો ઉદ્દેશ મનુષ્ય ઉન્નતિ અને દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરે તેવો હતો. આ પરાક્રમની અમે વિશેષ સ્તુતિ કરીયે છીયે. (ઋ. મ.૧–૧૫૫) આકાશમાં વસેલા અને સર્વને જોવાવાળા વિષ્ણુનાં આ ફક્ત બે પગલાં જોઇને જ માણસ આશ્ચર્યથી દંગ થઇ જાય છે; તેના ત્રીજા પગલા તરફ જોવાની તો કોઇનામાં તાકાત નથી. પંડિતોની મહા સમર્થ બુદ્ધિ અને કવિઓની ભવ્ય કલ્પના પણ ત્યાં પહોંચી શકતી નથી. ચાર પ્રકારનાં નામથી ૯૦ વિલક્ષણ સ્થિત્યંતરો તે એકાદ ગોળ પૈડાની માફક ચકર ચકર ફેરવે છે. એ શરીરે એટલો બધો અનંત છતાં ભક્તિથી સ્હેજે માપી શકાય છે. તરુણ પરંતુ બાળકરૂપ નથી એવો આ વિષ્ણુ હાક મારતાં આવીને ઉભો રહે છે."

ઉપલા ઉતારામાં જે વિચારો જણાવેલા છે તેના જ આધારથી પુરાણમાં અનેક કથાઓ રચવામાં આવી છે તેમાં સંદેહ નથી. વિષ્ણુનાં ત્રણ પગલાં એટલે સૂર્યનો ઉદય, મધ્ય અને અસ્ત. એ ઉપરથી વામન અવતારની કથા અસ્તિત્વમાં આવી, એમ કેટલાએક પ્રતિપાદન કરે છે. વિષ્ણુનું ત્રીજું પગલું કે જેની પ્રાપ્તિ કોઇને પણ થતી નથી તે પરમપદની પ્રાપ્તિ એ જ આર્યોનું ધ્યેય ગણાયું છે. વેદમાં નીચે પ્રમાણે

**વિષ્ણુલોકનું વર્ણન**

કરેલું મળે છે. "જ્યાં ઇશ્વરના ભક્ત આનંદમાં તલ્લીન હોય

છે તે વિષ્ણુનો પ્રિય લોક અને પણ પ્રાપ્ત થશે. અમૃતનો અક્ષય ઝરો વિષ્ણુલોકમાં છે. એવો ઉત્તમ લોક તમને પ્રાપ્ત થાય એવી જ અમારા અંતઃકરણની અભિલાષા છે. અતિશય ચપળ અને શૃંગયુક્ત એવી અનેક દિવ્ય ધેનુઓ ત્યં હોય છે. જુઓ, તે સર્વવ્યાપક વીરના આ અત્યંત શ્રેષ્ઠ સ્થાનમાંથી આપણા ઉપર ભરપૂર પ્રકાશ પડે છે." ( ઋગ્વેદ મં. ૧–સૂ. ૧૫૪થી ૧૫૬) વિષ્ણુનો પ્રિય લોક એ જ પુરાણકાળમાં વૈકુંઠના નામથી ઓળખાયો. જે પ્રમાણે વૈકુંઠનો પરમાનંદ અવર્ણનીય હોવાનું સાધુસંતોએ વર્ણવેલું છે તે જ પ્રમાણે વેદકાલિન ઋષિઓ પણ તે અવર્ણનીય હોવાનું લખે છે. ભકતને માટે નાના થનારા અને ઉચ્ચનીચપણું ન માનનારા વિષ્ણુ સર્વને પ્રિય હોય તેમાં શું આશ્ચર્ય ? ભાગવત, વિષ્ણુપુરાણ અને બીજા વૈષ્ણવ ગ્રંથોમાં વિષ્ણુની સ્તુતિ જે શબ્દોમાં કરી છે તે જ શબ્દોમાં વેદકાળમાં પણ કરવામાં આવી હતી એ નીચેના ઉતારા ઉપરથી જણાઇ આવશે.

"તે પુરાણપુરુષ તો છે જ, પરંતુ નવો કહીયે તોપણ ચાલે. તે સૃષ્ટિનિયામક અને સ્વયંભુ છે. માટે જે આ પરમ શ્રેષ્ઠ વિષ્ણુના અવતારની સ્તુતિ કરે છે તેને દિવ્ય ઐશ્વર્ય ભોગવવાનો વખત જરૂર આવે છે જ. હે લોકો, સકલ ધર્મવ્યવસ્થાનું આદિકારણ સ્વાભાવિક રીતે વિષ્ણુ જ છે. માટે તમે તમારી શકિત પ્રમાણે તેના અવતારનું સ્તવન કરી તેને પ્રસન્ન કરો. તેનાં જે જે ચરિત્રોની વર્ણન કરો. હે વિષ્ણુ, તારા તમને માહિતી હોય તેનું જેવા પરમશ્રેષ્ઠની કૃપાનો અનુભવ અમે હરઘડી લઇયે છીયે." ( ઋગ્વેદ મં. ૧–૧૫૬ )

વેદકાળમાં આર્યોનાં અંતઃકરણમાં વિષ્ણુને માટે અત્યંત પૂજ્યબુદ્ધિ હતી. સ્થાવર જંગમ સૃષ્ટિનું પ્રેમથી પોષણ કરનાર દેવ તે એક શ્રીવિષ્ણુ છે એવી ભાવના તેમના મનમાં દૃઢ થઇ હતી. આ ભાવનાનો વિકાસ થતાં થતાં આખરે વિષ્ણુ-ભકિતનું માહાત્મ્ય એટલું બધું વધ્યું કે વિષ્ણુ કરતાં શ્રેષ્ઠ કોઈ દેવ નથી એવું લોકો માનવા લાગ્યા.

एकः समस्तं यदिहास्ति किंचित्
तदच्युतो नास्ति परम् ततोऽन्यत् ।
सोऽहं स च त्वं स च सर्वमेतत्
आत्मस्वरूपं त्यज भेदमोहम् ॥

"જે સર્વ કાંઈ અહીં છે તે વિષ્ણુ છે, બીજું કોઇ નથી. તે હું છું, તે તું છે તે આ સર્વ છે, તે આત્મા છે. ભેદાભેદનો મોહ છોડી દે." આવા પ્રકારનો સમાજનો મત બંધાતો ગયો અને વિષ્ણુ માટે પ્રેમ અને ભકિતની વૃદ્ધિ થતી ગઇ. વિષ્ણુના ત્રણ પદ એટલે સૂર્યનો ઉદય, મધ્ય અને અસ્ત એવું જિજ્ઞાસુઓએ ઠરાવ્યું. તોપણ જેમની વૃત્તિ ધર્મ તરફ હતી તેમણે એ પદોનો સ્થૂલ, સૂક્ષ્મ અને કારણલોક એવો અર્થ કર્યો. અને જેને વેદગાયકોએ 'પરમમ્ પદમ્' અને પુરાણકારોએ 'વૈકુંઠ' એવું નામ આપ્યું તેને વેદાંતીઓએ 'નિર્ગુણ બ્રહ્મપદ' નામ આપ્યું. પુરાણ, રામાયણ અને મહાભારતના કાળમાં વિષ્ણુ અધર્મનો નાશ કરવા માટે ફરી ફરીને મૃત્યુલોકમાં અવતરે છે એવી માન્યતા દૃઢ થઇ. એવા

## વિષ્ણુના અવતારોનું વર્ણન

સર્વ પુરાણોમાં એક જ પ્રકારનું મળતું નથી. વાયુપુરાણમાં બે ઠેકાણે અવતારોનું વર્ણન છે. પહેલા વર્ણનમાંના બાર અવતાર

વિષ્ણુના નથી. બીજા દસ અવતાર વિષ્ણુના છે અને તેમાંના નવનાં નામ વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, દત્તાત્રેય, વેદવ્યાસ અને કલ્કી એમ આપેલાં છે. દત્તાત્રેયે અલર્ક અને પ્રલ્હાદને આન્વક્ષિકી (ધ્યાનયોગ) શીખવ્યો તેમજ યદુ અને હૈહયને યોગ શીખવ્યો એમ કહેવાય છે. આ પ્રલ્હાદ વિષ્ણુભક્ત હતો અને તેણે પોતાના પિતા હિરણ્યકશ્યપુની ઈચ્છા વિરૂદ્ધ વિષ્ણુભકિતનો પંથ વધાર્યો. કેટલાંએક પુરાણોમાં હંસ, કૂર્મ, મત્સ્ય, હયગ્રીવ વગેરે અવતારો મળે છે. સાંખ્યશાસ્ત્રના ઉત્પાદક કપિલ, આયૌંષધી વિદ્યાના ઉત્પાદક ધન્વંતરી, બદ્રિકાશ્રમમાં તપશ્ચર્યાના યોગથી બ્રહ્મત્વને પહોંચેલા નર અને નારાયણ, જેના ઉપરથી આ ભૂગોળનું નામ પૃથ્વી પડયું તે પૃથુરાજા, એ સર્વેને વધતાઓછા પ્રમાણમાં વિષ્ણુના અવતાર માનવામાં આવે છે. ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યા પ્રમાણે આ વિખ્યાત વિભૂતિને અવતાર તરીકે ગણવામાં આવી એમાં સંદેહ નથી. શ્રી કૃષ્ણ કહે છે:—

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥

गीता. अ–१०–४१.

અર્થ:—જે જે વિભૂતિ ઐશ્વર્યયુક્ત, શોભાયુક્ત અથવા બીજા કોઇ પણ પ્રભાવવાળી હોય તે મારા તેજના અંશમાંથી ઉત્પન્ન થયેલી છે. આ અર્થ પ્રમાણે અનેક વિભૂતિ થઇ, તથાપિ તે પૈકી મત્સ્ય, કૂર્મ વગેરે દસ અવતારને જ મહત્ત્વના માનવામાં આવ્યા અને તેમાં શ્રીરામ અને શ્રીકૃષ્ણ એ તો સર્વમાન્ય થયા તથા તેમની પૂજા સર્વ હિન્દુ લોકોએ કરવા માંડી. કેટલેક ઠેકાણે દત્તાત્રેયની પણ ભક્તિ

કરવામાં આવે છે. ખાસ કરીને મહારાષ્ટ્રમાં તે વિશેષ થાય છે. કોઈ ઠેકાણે વિષ્ણુનું દેવાલય હોતું નથી. પણ તેને બદલે તેના એકાદ અવતારની સ્થાપના કરેલી હોય છે. નૃસિંહ, રામ, કૃષ્ણ, નારાયણ એ અવતાર પ્રીત્યર્થ વિષ્ણુનાં દેવાલયો ઠેકાણે ઠેકાણે સ્થાપન થએલાં છે. ઉપર કહેલા

## અવતારોનું રહસ્ય

ઉત્ક્રાંતિના તત્ત્વને અનુસરીને છે એવું કેટલાએક કહે છે. મત્સ્ય * એ હાથ પગ વગરનો પહેલો અવતાર છે. બીજો કૂર્માવતાર એ મત્સ્ય કરતાં ઉપલી કોટિનો અવતાર માલમ પડે છે. આગળની પાયરી જે ચતુષ્પાદ પશુ તેનો દાખલો વરાહાવતાર છે. એ પછી નૃસિંહ એ નર અને પશુનું એકીકરણ છે, અને પૂર્ણાવસ્થાએ પહોંચેલો મનુષ્ય જન્મ પામે તે પહેલાંનો આ અવતાર છે. આ પછી યાચક રૂપે અવતીર્ણ થયેલો ઠીંગણો વામન, એ અપૂર્ણ દશાએ પહોંચેલી માનવી પ્રકૃતિનો અવતાર છે. ત્યાર પછીનો પરશુરામ અવતાર એ તામસી વૃત્તિથી ભરેલ અને બળવાન દેહવાળો પૂર્ણરીતે વધેલો મનુષ્ય છે. આ પછીના રામ જેમનામાં તામસી વૃત્તિનો લોપ થઈને સાત્ત્વિક વૃત્તિ વધ્યાનું બતાવેલું છે. રામની પછી કૃષ્ણ, જેમનામાં સત્ત્વ, રજ, તપ, રાગદ્વેષ નથી એવો, કેવળ સત્યના જોર પર ઝૂઝનારો, પરંતુ બુદ્ધિનો ઉપયોગ કરીને નિષ્કામ કર્મ કરનારો મુત્સદી છે. અર્થાત્ રામ કરતાં પણ

*મહાપ્રલયની કથા સાથે મત્સ્યાવતારનો સંબંધ છે અને એવો પ્રલય એક કાળે થયો હતો એવું ખ્રિસ્તી અને ઇસ્લામી ધર્મ પણ કહે છે. પ્રલય સંબંધમાં બીજા દેશના લોકોમાં કેવી રીતે કલ્પના આવી તે માટે અનેક તર્ક કરવામાં આવ્યા છે.

રૂપલે પગથીયે ચઢેલો, જગતમાંનાં સુખદુઃખ તરફ સમભાવે જોનારો એ જીવનમુક્ત પુરૂષ છે. પોતાની જાતે જીવનમુક્ત થવામાં કાંઇ વિશેષ નથી, પરંતુ આત્મજ્ઞાનથી આખા માનવસમાજને પૂર્ણાવસ્થાએ પહોંચાડવો જોઇયે એવું પ્રતિપાદન કરનારો પૂર્ણપ્રજ્ઞ બુદ્ધ તે પછી થયો. અર્થાત્ મત્સ્ય પછી ક્રમે ક્રમે વરાહ નૃસિંહ થયા; શરૂઆતમાં પૂર્ણદશાએ નહિ પહોંચેલો મનુષ્ય તે જ વામન; ત્યાર પછી રાગદ્વેષથી ભરેલો મનુષ્ય તે પરશુરામ; તેનાથી સાત્વિક તે રામ. રામ કરતાં ઉચ્ચ સામાજિક પ્રગતિ બતાવનાર શ્રીકૃષ્ણ; અને સર્વ જગતનો ઉદ્ધાર કરવાની મહત્ત્વાકાંક્ષા કરનારો મનુષ્ય તે બુદ્ધઃ એવી રીતે આ અવતારોની સંકલના છે એવું ઉત્ક્રાંતિવાદી હિન્દુઓ કહે છે.

## વિષ્ણુભક્તિનો સંપ્રદાય

એક જ રીતે ચાલતો આવેલો છે એમ નથી. ભીષ્મ પિતામહ બાણુશય્યા પર હતા ત્યારે યુધિષ્ઠિરે તેમને અનેક પ્રશ્ન પૂછેલા, તે વખતે 'સર્વમાં શ્રેષ્ઠ દેવ કોણ ?' એ પ્રશ્નનો ભીષ્મે ઉત્તર આપેલો કે વિષ્ણુ એ જ પરમશ્રેષ્ઠ દેવ છે. તેને આદિ અથવા અંત નથી, તે વિકારરહિત છે; અને જો શ્રદ્ધાથી તેની ભક્તિ કરવામાં આવે તો તેથી પરમપદની પ્રાપ્તિ થાય છે. સૃષ્ટિ ઉત્પન્ન કરીને તેનું રક્ષણ કરનાર તે વિષ્ણુ મહાસમર્થ છે. શાન્તિપર્વમાં [નરનારાયણનું આખ્યાન છે તેમાં કહેલું છે કે સ્વાયંભુવ નારાયણથી નર, નારાયણ, હરિ અને કૃષ્ણ એ ચાર મૂર્તિ ધર્મને પેટે ઉત્પન્ન થઇ. તે પૈકી નર અને નારાયણ એ બે ભાઇઓએ દેહરૂપી રથમાં બેસીને ઉગ્ર તપશ્ચર્યા કરી. આ ઋષિઓની ખ્યાતિ સર્વત્ર ફેલાવાને લીધે

અનેક માણસો તેમનાં દર્શન કરવા માટે જતાં હતાં. એક વખત નારદ મુનિ તેમને મળવા ગયા અને સ્વાયંભુવ દેવાધિદેવ નરનારાયણ ( વિષ્ણુ ) ની મુલાકાત પોતાને કેવી રીતે થશે એવો સવાલ કર્યો ત્યારે તેમણે નારદને નારાયણનું નિવાસસ્થાન જે શ્વેતદ્વીપ, ત્યાં જવાને માટે કહ્યું. તે પ્રમાણે નારદ ત્યાં ગયા અને નારાયણનાં દર્શનનો લાભ તેમને મળ્યો. આ દેવતાનું દર્શન યજ્ઞયાગ અને તપશ્ચર્યા કરવાથી થતું નથી. વળી આખ્યાનમાં એમ પણ કહેલું છે કે એક વાર એકત, દ્વિત અને ત્રિત નામના ત્રણ ઋષિ શ્વેતદ્વીપમાંથી પાછા આવ્યા અને એવું જણાવ્યું કે જેના અંતઃકરણમાં નારાયણને માટે અનન્ય ભક્તિ છે તેને જ નારાયણનાં દર્શન મળે છે. નારદ એ પોતાનો પરમભક્ત છે એવું જાણીને જ નારાયણે તેને પાંચ રાત્રિ સુધી સિદ્ધાન્ત નામનો ભક્તિમાર્ગ કહ્યો હતો. ભગવાન નારાયણે કહ્યું કે ‘ હિંસા કરીને યજ્ઞયાગાદિક કરનારાઓને મારી પ્રાપ્તિ થતી નથી. મારાં ચાર રૂપ થયાં. તે વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ, અથવા પરમાત્મા, જીવાત્મા, મન અને અહંકાર એવાં છે. વાસુદેવને ઠેકાણે પૂર્ણ ભક્તિ રાખવી. જે એકનિષ્ઠાથી વાસુદેવની પૂજા કરે છે તે ભક્ત સર્વમાં શ્રેષ્ઠ છે. પંચરાત્ર સિદ્ધાન્ત એ સર્વ વેદનો સાર છે અને તેની રચના ચિત્રશિખંડી નામથી વિખ્યાત થયેલા સપ્તર્ષિએ કરી છે. એ પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ બન્ને માર્ગોનો પોષક છે. તે સિદ્ધાન્ત પૃથ્વી પર નારદે પ્રચલિત કર્યો એવું શાન્તિપર્વમાં લખેલું છે. પંચરાત્ર સિદ્ધાન્ત એ જ પરમાત્મપ્રાપ્તિનો સહેલો ઉપાય છે. વળી તેને

એવું નામ પણ આપી શકાય. આ વાસુદેવ ધર્મ એક વખતે આપણા દેશમાં ચાલતો હતો. જે વખતે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એમની પૂજા રૂઢ થઈ નહોતી તે વખતે સર્વ લોકો વાસુદેવને પરમપૂજ્ય દેવ માનીને તેની જ ભક્તિ કરતા હતા. જે વખતે મહાભારત કાળમાં યજ્ઞયાગ અને હિંસા માટે અનુકૂળ મત નહોતો તે વખતે ભક્તિપ્રધાન એકેશ્વરી વાસુદેવ ધર્મ ફેલાતો ગયો. પતંજલી, પાણિની વગેરે પ્રાચીન લેખકોના વખતમાં વાસુદેવને પરમ શ્રેષ્ઠ દેવ તરીકે લોકો માનતા હતા, એવું તેમના લેખોમાંનાં કેટલાએક વાક્યો ઉપરથી જણાય છે. નિવૃત્તિ અને નિષ્કામ ભક્તિ વાસુદેવધર્મનાં મુખ્ય અંગ છે, તોપણ પ્રવૃત્તિમાર્ગમાં રહીને નિવૃત્તિ પર મન રાખવું એ જ યોગ્ય છે એમ તેમાં કહેલું છે. શ્રીકૃષ્ણે પણ ગીતામાં વાસુદેવભક્તિની મહત્તા વર્ણવેલી છે અને સર્વ રીતે વાસુદેવને શરણ જઈને તેની તન, મન અને ધનથી સેવા કરનારો જ ભક્ત શ્રેષ્ઠ છે એમ કહેલું છે.

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥

અર્થ:—ઘણા જન્મ પછી વાસુદેવ એ જ સત્ય છે એવી ભાવનાથી જ્ઞાની મનુષ્ય મને ભજે છે; પરંતુ એવો મહાત્મા દુર્લભ છે. આ જ વાસુદેવ ભગવાનના નામથી પણ સંબોધાતા અને વાસુદેવ ધર્મના અનુયાયીઓ ભાગવતના નામથી ઓળખાતા.

'ૐ નમો ભગવતે વાસુદેવાય' એ અત્યંત પવિત્ર મનાયેલા તારક મંત્રનો ભાગવત સંપ્રદાયી લોક આજે પણ જપ કરે છે. વિષ્ણુ પ્રીત્યર્થે શાલિગ્રામની પૂજા કરવાનો વૈષ્ણવોમાં રિવાજ છે.

વાસુદેવ પૂજ્ય દેવ હોવાને લીધે જ ગૃહવિધિમાં તેનો નામોચ્ચાર કરવાનો રિવાજ પડયો અને શ્રાદ્ધની પૂર્ણતા પિતૃસ્વરૂપી जनार्दनो वासुदेवः प्रीयताम् प्रीतो भवतु એ શબ્દથી થવા લાગી એ ખુલ્લું છે. શ્રીકૃષ્ણે ગીતોપદેશ કર્યો તે વખતે વાસુદેવ, નારાયણ અને વિષ્ણુ એ એક જ છે એવી માન્યતા નહોતી એમ દેખાય છે; કારણ કે કૃષ્ણે અર્જુનને વિશ્વરૂપ દર્શન આપ્યું તે વખતે आदित्यानामहम् विष्णुः એટલે આદિત્યોમાંનો હું વિષ્ણુ * છું એમ કહ્યું. અર્થાત્ તે વખતે સૂર્યને ઠેકાણે વિષ્ણુને માનવામાં આવતા હતા.

કાળે કરીને કૃષ્ણનું મહત્ત્વ વધવાથી કૃષ્ણ એ જ ભગવાન, એ જ વાસુદેવ અને એ જ વિષ્ણુ છે એમ માનવામાં આવ્યું. વિષ્ણુ સર્વની પહેલાં અંત્યમાં જઈ પહોંચ્યા માટે જ તે શ્રેષ્ઠ છે એવું તૈત્તરીય આરણ્યકમાં કહેલું છે. શતપથ બ્રાહ્મણમાંના વામનાવતારની કથા ઉપરથી એ વિશ્વવ્યાપી હોવાનું સિદ્ધ થાય છે. આત્મા માર્ગક્રમણ કરતાં આખરે વિષ્ણુનું પરમપદ પામે છે એમ કહેલું છે. મૈત્રી ઉપનિષદમાં અન્નને વિષ્ણુ તરીકે ગણેલ છે, અને જગતની તે પોષણ કરનારી વસ્તુ હોવાથી તેની સ્તુતિ કરેલી છે. આ પ્રમાણે વિષ્ણુનું મહત્ત્વ ધીમેધીમે વધતુ ગયું. ગૃહસંસ્કારોમાં પણ વિષ્ણુને મહત્ત્વ મળ્યું. આપસ્તંભ, હિરણ્યાક્ષિન વગેરે સુત્રકારોએ ગૃહવિધિમાં તેમને અગ્ર સ્થાન આપ્યું છે. વધુવરને ઉદ્દેશીને 'સપ્તપદીની વિધિ'માં વિષ્ણુ તમને માર્ગ બતાવે અને તમારી

---

*વર્ષના બાર મહિનાને બાર આદિત્ય અથવા સૂર્ય હોવાનું પ્રાચીન કાળમાં માનવામાં આવતું, અને મધુમાસનો જે આદિત્ય તે જ શ્રેષ્ઠ સમજીને તેને વિષ્ણુ કહેતા.

સાથે રહે, એવું કહેલું છે. આ ઉપરથી વિષ્ણુને કેટલા પૂજ્ય માનવામાં આવતા તે જણાઇ આવશે. મહાભારતમાં વિષ્ણુની સ્તુતિ અનેક રીતે કરી છે.

> एको विष्णुर्महद्भूतं पृथग्भूतान्यनेकशः ।
> त्रींल्लोकान्व्याप्य भूतात्मा भुंक्ते विश्वभुगव्ययः ॥
>
> —अनु० १४९–१४०

> अहं नारायणो नाम प्रभवः शाश्वतोऽव्ययः ।
> विधाता सर्वभूतानां संहर्ता च द्विजोत्तम ॥
>
> —वन०–१८९-४

અર્થાત્ વિષ્ણુ જગતની ઉત્પત્તિ કરનાર, રક્ષણ કરનાર અને સંહાર કરનાર છે. તે ત્રણ લોકમાં રહેલ છે. તે અવિનાશી, અવ્યય અને પ્રાણીમાત્રને અન્તરાત્મા છે, એવું અમે સેંકડો વર્ષથી માનીયે છીયે. વાસુદેવ ધર્મ એ જ વૈષ્ણવ ધર્મ અને એને જ

## ભાગવત ધર્મ

નું નામ મળેલું છે. પ્રાચીન કાળમાં તેના પ્રચાર થયો હતો. ઐતિહાસિક દૃષ્ટિથી આ ધર્મને પ્રાચીન ઠરાવવા માટે કંઇક આધાર મળે છે. ખ્રિસ્તી શક પહેલાં બસોથી ચારસો વર્ષ સુધીના જે લેખ મળે છે તેમાં ભાગવત ધર્મના ઉલ્લેખ છે. ત્રેવીસસો વર્ષ પહેલાં ચંદ્રગુપ્તની પાસે મેગેસ્થનિસ નામનો ગ્રીસ દેશનો ગૃહસ્થ આવ્યોહતો. તેણે તે કાળમાં વાસુદેવ કૃષ્ણની પૂજા લોકોમાં ચાલુ હતી એવું લખેલું છે. ખ્રિસ્તી શકના ચોથા સૈકામાં ગુપ્ત વંશના રાજાઓ રાજ્ય કરતા હતા. તેમનાં નામ પર परम भागवतः એવા અક્ષરો છે. ભાગવત ધર્મ એટલો સરસ

હતો કે ગ્રીક જેવા પરદેશીઓએ પણ એ ધર્મ સ્વીકાર્યો હતો, એની સાક્ષી ઇતિહાસ આપે છે. ભાગવત ધર્મના જેવો ભક્તિ-પ્રાધાન્ય સાર્વલૌકિક અથવા વિશ્વધર્મ પરદેશીઓને પસંદ પડે એમાં આશ્ચર્ય નથી. ઇશ્વરમાં નિઃસીમ પ્રેમ, તેનું નામ-કીર્તન, તેના ગુણનું મનન, ચિંતન અને નિદિધ્યાસન તથા તેની નિષ્કામ સેવા, એના જેવા સહેલા અને આનંદદાયક સંસાર-તાપને ભુલાવનારા ભક્તિના પ્રકાર સર્વમાન્ય થયા તેમાં નવાઈ નથી. ભાગવત ધર્મનો સ્વીકાર કરવામાં જાત, ધર્મ, લિંગ અથવા બીજો કોઇ પણ ભેદભાવ આડે આવતો નથી અને તેના પ્રવર્તક જેમ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને દ્વિજ થઇ ગયા તે જ પ્રમાણે સામાજિક વર્ણવ્યવસ્થામાં નીચ મનાયેલા શૂદ્ર, અતિશૂદ્ર, ઢેડ, ચમાર અને મ્લેચ્છ પણ થાય છે.

આમ આ ભાગવતધર્મ વિદ્વાન અને અવિદ્વાન, શ્રીમંત અને ગરીબ, ઉચ્ચ અને નીચ, પ્રાગતિક અને પુરાણમતવાદી એ સર્વને માન્ય થયો અને તેથી તેની ધ્વજા આજ સુધી આખા દેશમાં ફરકી રહી છે; તથા તે દીર્ઘકાળ સુધી ફરકતી રહેશે એમાં પણ સંશય નથી. હાલના વખતમાં વૈષ્ણવ, શૈવ, સૌર, ગાણપત્ય, સમાજિસ્ટ, થીઓસોફિસ્ટ અને બીજા અનેક ધર્મપંથના અનુયાયીઓ વધતા ઓછા પ્રમાણમાં ભાગવત ધર્મના અનુયાયી છે એમ કહેવું જોઇયે. આ ભાગવત ધર્મનું પૌરાણિક કાળમાં

## વૈષ્ણવ ધર્મ

નામ પડયું અને તેના અનેક પ્રવર્તક થયા. તેમણે પોતાના સદ્વર્તનના અને ભક્તિના જોરથી આ ધર્મનું મહત્ત્વ વધાર્યું.

બૌદ્ધ ધર્મના પ્રતિસ્પર્ધી અને વેદપ્રણિત ધર્મનું પુનરુજ્જી
કરનારા સુપ્રસિદ્ધ શંકરાચાર્યે ભાગવત ધર્મીઓના પંચર
સિદ્ધાન્તનું ખંડન પોતાના ભાષ્યમાં કરેલું છે. (વેદાન્તસૂત્રભા
અધ્યાય ૨–૨–૪૨–૪૫) તેમણે એમ પ્રતિપાદન કર્યું છે
દરેક મનુષ્ય પરમેશ્વરનો અંશ છે અને જ્ઞાનના બળથી બ્ર
સ્વરૂપ પ્રાપ્ત કરી શકે છે. જગત મિથ્યા છે અને આપણે
દેખીયે છીયે તે સર્વ ઇશ્વરી માયાના આવરણથી આપણ
સત્યસ્વરૂપે દેખાતું નથી. નેત્ર ઉપરનાં અજ્ઞાન પડળ દૂર થ
સિવાય આપણે સત્યને ઓળખી શકીશું નહિ. કર્મથી જી
બંધન પ્રાપ્ત થાય છે.

ज्ञानादेव मोक्षः न तु कर्मसमुच्चयात् ।

માટે જ્ઞાનને જ શ્રેષ્ઠ માનવું. પરમેશ્વર અને મનુષ્ય એમના
સેવ્યસેવકનો સંબંધ છે અને જીવ તથા શિવ જુદા છે,
ભાગવત ધર્મનો મુખ્ય મુદ્દો છે. તેને શંકરાચાર્યના સિદ્ધાન્ત
ધક્કો લાગ્યો ત્યારે ભાગવત ધર્મના અનુયાયીઓ શંકરાચાર્ય
મતને ઉખેડી નાંખવા માટે આગળ આવ્યા. પ્રથમ વિશિ
દ્વૈત મતના સંસ્થાપક રામાનુજાચાર્યે શ્રુતિ, ઉપનિષદ, બ્રહ્મસૂ
અને પુરાણોને આધારે બ્રહ્મ એ નિર્ગુણ નથી પણ અ
ગુણોથી મંડિત છે, એમ પ્રતિપાદન કર્યું. જો કે જ્ઞાન અ
કર્મનો સમુચ્ચય મોક્ષ સાધવાને માટે આવશ્યક છે, પણ જ્ઞા
કરતાં ભક્તિથી જ મોક્ષપ્રાપ્તિ થાય છે એવો રામાનુજ
મત છે. તેમણે નીચેના ત્રણ મુદ્દાઓનો વિચાર કરેલો છે.
વિષ્ણુ એ જ પરમાત્મા છે. ૨ જીવાત્મા એ અણુ પરિમા
છે તથા પરબ્રહ્મમૂર્તિનો અંશ છે; અને દરેક જીવાત્મા સ્વત
છે. ૩. સર્વ દૃશ્ય પદાર્થ તે આત્મા નથી. આત્મા અ

છે અને અત્યંત સૂક્ષ્મ છે, તથા તેનામાં વાસ કરનારો ઇશ્વર એ જ અંતસ્થ આત્માનો શાસ્તા છે; પરંતુ મનુષ્યનો આત્મા અને પરમાત્મા એ ભિન્ન છે. પરમેશ્વરની પ્રાપ્તિ કરી લેવાનો માર્ગ ગીતામાં કહ્યા પ્રમાણે જ્ઞાન અને ભક્તિપૂર્વક કરેલું નિષ્કામ કર્મ છે. રામાનુજના પ્રતિપાદનનો સાર પણ એ જ છે. દક્ષિણ હિન્દુસ્તાનના તામીલ પ્રાન્તમાં રામાનુજ સંપ્રદાયના લોક છે. આ સંપ્રદાયને શ્રીસંપ્રદાય કહે છે. સેંકડે ૧૫ ટકા આ સંપ્રદાયના છે અને ૭૫ ટકા શંકરાચાર્યના મત પ્રમાણે ચાલનારા છે તથા બાકીના મધ્વ અને વલ્લભપંથી હોવાનું વસ્તીગણત્રીના આંકડા ઉપરથી જણાય છે. રામાનુજની પછી ખ્રિસ્તી શકના ૧૩મા સૈકામાં

### મધ્વાચાર્ય ઉર્ફે આનંદતીર્થ

થઇ ગયા. એમણે દ્વૈત મતનું પ્રતિપાદન કર્યું. વિષ્ણુ એ એક જ અનાદિ અને અનન્ત પરમાત્મા છે. મનુષ્ય અને તેનામાં સેવક અને ધણીનો સંબંધ છે. બીજી વસ્તુઓની માફક બ્રહ્મા અને શિવનો પણ યોગ્ય વખતે નાશ થવાનો છે. ફક્ત વિષ્ણુ એ જ અવિનાશી છે. ભક્તિથી વિષ્ણુને આરાધવા, તેનાં આયુધો શરીર ઉપર ધારણ કરવાં, કીર્તન કરી તેના ગુણ ગાવા વગેરે ભક્તિના પ્રકાર તેમણે કહ્યા છે. તપ્તમુદ્રા અને ગોપીચંદનની મુદ્રા ધારણ કરવાની રૂઢી તેમના ઉપદેશથી વૈષ્ણવોમાં ચાલુ થઇ. દક્ષિણ હિન્દુસ્તાનમાં મદ્રાસ ઇલાકાના ઘણાખરા ભાગમાં અને મુંબઇ ઇલાકામાં દક્ષિણ ભાગમાં મધ્વ મત ચાલુ છે. એ મતને માધ્વ સંપ્રદાય કહે છે. ઉત્તર દેશમાં નિંબાર્કે વિષ્ણુભક્તિ વધારી. તેનો સંપ્રદાય 'સનક સંપ્રદાય'ના નામથી પ્રસિદ્ધ છે. વિષ્ણુને બદલે રાધાકૃષ્ણની પૂજા કરવાનો રિવાજ નિંબાર્કે પાડ્યો.

અંબાળા, મથુરા વગેરે ભાગમાં સનકસંપ્રદાયી લોક છે. તે પછી

### ઉદાર મતવાદી રામાનંદ

વૈષ્ણવમતપ્રવર્તક તરીકે આગળ આવ્યા. એમણે ખ્રિસ્તી શકના ૧૪મા સૈકામાં કાશી, આગ્રા વગેરે ભાગમાં વિષ્ણુભકિત વધારી. તે રામાનુજની માફક જ વિશિષ્ટાદ્વૈતી હતા, પરંતુ કર્મઠ નહોતા. તે વર્ણભેદને માન આપતા નહોતા. વિષ્ણુ અને લક્ષ્મીની પ્રીત્યર્થ રામસીતાની પૂજા કરવી એવું તેમણે કહ્યું છે. રામાનંદને ઘણા શિષ્યો હતા. તે પૈકી ૧૩ શિષ્ય પ્રસિદ્ધ થયા. તેમાં એક રજપૂત, એક મુસલમાન (કબીર), એક હજામ, એક જાટ, એક ચમાર એ પ્રમાણે જુદી જુદી જાતના લોક હતા. પદ્માવતી નામની એક સ્ત્રી પણ આ શિષ્યમંડળમાં હતી. રામાનંદના શિષ્ય કબીરે રામભકિતનો પંથ વધાર્યો. તે પછી વાલ્મીકિના અવતાર ગણાતા તુલસીદાસે રામચરિત્ર લખીને ઉત્તર હિન્દુસ્તાનના લોકોને રામભકિતમાં લગાડયા. પછી વલ્લભાચાર્યે લોકોમાં પુષ્ટિમાર્ગ નામનો સંપ્રદાય ચાલુ કર્યો અને વિષયોપભોગનું મહત્ત્વ વધાર્યું. રાધાકૃષ્ણની પૂજા કરવી અને નવવિધા ભકિતથી તેમની આરાધના કરતી વખતે વિષયોપભોગને તિરસ્કારવો નહિ, એવું કહેવાથી વલ્લભી પંથ નીતિમાર્ગથી પડયો. માટે આ પંથમાં સુધારણા કરીને નૈતિક આચરણોની પદ્ધતિ અમલમાં લાવવા માટે ગુજરાતમાં સ્વામીનારાયણે પ્રયત્ન કર્યો અને આશરે અઢી લાખ લોક આ પંથમાં ભળ્યા. પંદરમા સૈકામાં

### સાધુ ચૈતન્યે

કૃષ્ણભકિત અત્યંત શુદ્ધ સ્વરૂપમાં વધારી લોકોને કીર્તનનું મહત્ત્વ બતાવ્યું અને પોતાના પ્રેમાળ વર્તનથી અનેક લોકોને કૃષ્ણભકિત

તરફ વાળ્યા. ચૈતન્ય કૃષ્ણના અવતાર છે એમ માનવામાં આવે છે. કૃષ્ણ નામનો ઉચ્ચાર કરીને અત્યંત ભક્તિથી તેને શરણ જવાનો અધિકાર સર્વ વર્ણના લોકોને સરખો છે, એવો ચૈતન્ય સંપ્રદાયી લોકોનો મત છે. ચૈતન્યનાં 'શિક્ષાશતક' નામનાં પદો પ્રાસાદિક છે. રામાનંદ, કબીર, ચૈતન્ય એમના સિવાય મીરાંબાઇએ પણ કૃષ્ણભક્તિ વધારી. એણે રચેલાં પદ હજારો ભક્તો આનંદથી ગાય છે. રજપુતાનામાં દાદુ નામના પીંજારાએ કૃષ્ણભકિતનો સંપ્રદાય વધાર્યો. તેના અનુયાયીઓને દાદુપંથી કહેવામાં આવે છે. અકબરની કારકીર્દિમાં વ્રજવાસી સુરદાસ પ્રાસદ્ધિમાં આવ્યો. તે આંધળો હતો. તેનાં પદો ભક્તિરસથી ભરપુર છે અને મહારાષ્ટ્રમાં જે પ્રમાણે તુકારામના અભંગ અત્યંત પ્રેમથી ગવાય છે તે જ પ્રમાણે ઉત્તર હિન્દુસ્તાનમાં સુરદાસનાં પદો હજારો લોકો આનંદથી ગાય છે. તેની પછી મેવાડ પ્રાન્તમાં સુંદરદાસ વિષ્ણુભક્તિથી પ્રસિદ્ધિ પામ્યા. દોઆબ (સંયુક્ત પ્રાન્ત)માં અઢારમા સૈકામાં ગિરિધારી નામના કવિએ પણ વૈષ્ણવ ભક્તિ વધારવામાં પોતાનાં પ્રાસાદિક પદોથી મદદ કરી. જે પ્રમાણે ઉત્તર હિન્દુસ્તાનમાં અનેક સાધુસંતે જન્મીને વૈષ્ણવમતનો પ્રચાર કર્યો તે જ પ્રમાણે

**મહારાષ્ટ્રમાં ભાગવત ધર્મનો પ્રચાર**

કરનારા અનેક સાધુસંત જન્મ્યા. સંસ્કૃત ભાષાનો જ્ઞાનભંડાર સામાન્ય જનોને અગમ્ય થવા લાગ્યો. બ્રાહ્મણ ન હોય તેને બ્રહ્મજ્ઞાનનો અધિકાર નથી એમ સાધારણ રીતે ઠરવાથી તેમને માટે વ્રતાદિકનો એક જ રસ્તો ખુલ્લો છે એમ થયું. બહારની ટાપટીપનું મહત્ત્વ વધવાથી ખરો ધર્મ જતો રહ્યો. એવે વખતે સન્માર્ગનો બોધ કરનારા જે અનેક સાધુઓ જન્મ્યા

તેમણે મહારાષ્ટ્ર ઉપર અનંત ઉપકાર કર્યા છે. તેમણે સંસ્કૃત ભાષામાંનો જ્ઞાનભંડાર ખુલ્લો મુકીને પ્રાકૃત જનોને તે છૂટે હાથે લૂંટવાની સગવડ કરી આપી. ઇશ્વર અને મનુષ્યપ્રાણીની વચ્ચે સેવ્ય અને સેવકનો સંબંધ છે માટે ભક્તિથી ઇશ્વરને પોતાનો કરી લેવો જોઇયે. ઇશ્વરસેવા કરવાનો અધિકાર સ્ત્રી-પુરુષને સરખો છે અને જાતિનો ઉચ્ચનીચ ભેદ ઇશ્વરને ઘેર હોય એ સંભવિત નથી એવું સંતોએ પ્રતિપાદન કર્યું. તેમનું વર્તન પવિત્ર, ભાવિક અને પ્રેમાળ હતું તેમજ તેમનું અંતઃકરણ રાગદ્વેષથી અલિપ્ત, પરમ શુદ્ધ અને કોમળ હતું. વળી તેમણે બતાવેલો ઇશ્વરપ્રાપ્તિનો માર્ગ સુલભ અને સુખદાયક હતો તેથી તેમના ઉપદેશની છાપ લોકો ઉપર પડે અને ધર્મ સફળ થાય તેમાં શું આશ્ચર્ય? આ સંતજનોના ઉપદેશનું પરિણામ ઉત્તમ આવ્યું. મહારાષ્ટ્રમાં શુમારે પાંચસો વર્ષથી ભાગવત ધર્મ સંબંધી જે હીલચાલ ચાલતી હતી તેનું યથાર્થ વર્ણન કૈ. ના. માધવરાવ રાનડેએ મરાઠાઓના ઇતિહાસમાં નીચે પ્રમાણે કર્યું છેઃ "આ પાંચસો વર્ષમાં આશરે પચાસ સાધુસંત આ દેશમાં જન્મ્યા. તેમાં કેટલીએક સ્ત્રીઓ, થોડાઘણા હિન્દુધર્મ સ્વીકારેલા મુસલમાનો, અરધે ભાગે બ્રાહ્મણ અને બાકી રહ્યા તેમાં સોની, મરાઠા, કણબી, દરજી, માળી, કુંભાર અને ઢેડ હતા. કેટલીએક વેશ્યાઓ અને દાસીઓ પણ હતી. આ ધર્મજાગૃતિની વિશેષ ખૂબી એ હતી કે ધર્મનાં ઉન્નત તત્ત્વોની છાપ એક જ વર્ગ પર ન બેસતાં સમાજના સર્વ વર્ગના અંતઃકરણ પર બેઠી હતી. સ્ત્રીઓ અને પુરુષો, ઉચ્ચ અને નીચ, સુશિક્ષિત અને અશિક્ષિત, હિન્દુ અને મુસલમાન એ સર્વ લોકો ઉપર આ ધર્મવિચારોના સંસ્કાર પડયા.

જ્યાં સાર્વજનિક જાગૃતિ છે એવાં ઠેકાણાં બાદ કરતાં બીજી કોઇ જગ્યાએ આ પ્રકારનું ચમત્કારિક, ધાર્મિક પરિણામ જગતમાં બીજા કોઇ દેશમાં બન્યું હોય એમ ઇતિહાસ ઉપરથી દેખાતું નથી. પંજાબમાં હિન્દુ અને મુસલમાનોનું ધાર્મિક ઐક્ય કરવાનો નાનકે મહાપ્રયત્ન કર્યો. પૂર્વમાં બંગાળામાં શક્તિ અને કાલીની ઉપાસનામાંથી લોકોને ભાગવતધર્મમાં ખેંચવાનો પ્રયત્ન ચૈતન્યે કર્યો. રામાનંદ અને કબીર, તુલસીદાસ અને સૂરદાસ, જયદેવ અને રાઇદાસ એ સર્વેએ ધર્મોન્નતિના કાર્યમાં પોતાનાથી બનતી મદદ કરી. એનું પરિણામ ઇષ્ટ અને કાયમનું આવ્યું. પરંતુ મહારાષ્ટ્રના સંતોએ તેના કરતાં પણ વિશેષ મહત્ત્વનું કાર્ય કર્યું. ચાંગદેવ અને જ્ઞાનદેવ, નિવૃત્તિ અને સોપાન, મુક્તાબાઇ અને જની, આકાબાઇ અને વેણુબાઇ, નામદેવ અને એકનાથ, રામદાસ અને તુકારામ, શેખ મહમ્મદ અને શાંતિ બહામણી, દામાજી અને ઉદ્ધવ, ભાનુદાસ અને કૂર્મદાસ, બોદલે બુવા અને સંતોબા પવાર, કેશવ સ્વામી અને જયરામ સ્વામી, નરસિંહ સ્વામી અને રંગનાથ સ્વામી, ચોખામેળા અને દોધે કુંભાર, નરહરિ સોની અને સાંવતો માળી, બહિરામ ભટ્ટ અને ગણેશનાથ, જનાર્દનપંત અને મુધોપંત એમનાં અને બીજા કેટલાએકનાં ચારિત્ર્યો ઉપરથી મહારાષ્ટ્રમાં આ ધર્મજાગૃતિની હીલચાલ કેટલી મહત્ત્વની હતી એ જણાઇ આવશે. એ સર્વમાં જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ અને

## શ્રી સાધુ તુકારામ

એમણે કીર્તનનું માહાત્મ્ય બહુ વધાર્યું. તુકારામને તો સંતોના મુકુટમણિ તરીકે માનવામાં આવે છે. ભાગવતધર્મી સંતોનું

અને તેમના શિષ્યોનું ભૂમિ ઉપરનું વૈકુંઠ પંઢરપુર હતું. વિઠોબા એ વૈકુંઠનો અધિપતિ હતો અને આષાઢી અગીયારસ એ મહોત્સવનો દિવસ હતો. ભાગવત સંપ્રદાયના લોકોનો તે દિવસનો આનંદ ગગનમાં પણ સમાતો ન હતો. પંઢરપુર અને વિઠોબાની માહિતી ગુરુવર્ય ડૉ. ભાંડારકરે નીચે પ્રમાણે પ્રસિદ્ધ કરી છે અસલના સંસ્કૃત શબ્દ વિષ્ણુમાંથી વિઠોબા એ પ્રાકૃત શબ્દ નીકળેલો છે. વિષ્ણુનું કાનડીમાં વિઠુ એ રૂપ થયું. ' બા ' અને ' લ ' એ કોમળના દર્શક પ્રત્યય છે. વિઠુબા, વિઠ્ઠલ એનાં જ વિઠોબા, વિઠુ, વિઠ્ઠલ એ રૂપાંતરો થયાં છે. વિઠુબાનું દેવાલય કયારે બાંધવામાં આવ્યું એ જાણવાને સાધન નથી. એક તામ્રપટ ઉપરથી એમ જણાય છે કે દેવગિરિમાં જ્યારે યાદવ વંશનો કૃષ્ણ રાજા રાજ્ય કરતો હતો ત્યારે તેના સેનાપતિ મલ્લીસેટ્ટીએ શકે ૧૧૭૧ ( ઇ. સ. ૧૨૪૯ ) માં બેલગામ જીલ્લામાં ભીમરથી નદીને કાંઠે આવેલા પૌંડરિક ક્ષેત્રમાંનું એક ગામડું ઇનામ તરીકે આપ્યું. એ ગામડું વિષ્ણુ-દેવની નજીક જ છે એવો ઉલ્લેખ તામ્રપટમાં છે. પૌંડરિક ક્ષેત્ર પંઢરી અથવા પંઢરપુર હોવું જોઇયે અને તામ્રપટમાં જે વિષ્ણુદેવનો ઉલ્લેખ છે તે જ હાલના પ્રસિદ્ધ વિઠોબા હશે. બીજા એક શિલાલેખ ઉપરથી જણાય છે કે, શકે ૧૧૯૨ (ઇ. સ. ૧૨૭૦) માં કેશવના પુત્ર ભાનુએ પાંડુરંગપુરમાં યજ્ઞ કર્યો હતો. તે વખતે અસંખ્ય લોકોને તેમ જ વિઠ્ઠલ અને બીજા દેવતાઓને પણ બહુ આનંદ થયો હતો. આ ઉપરથી પંઢરપુરનું પાંડુરંગપુર પણ નામ હતું એમ દેખાય છે. હેમચંદ્રના મત પ્રમાણે પંડરંગ અથવા પંડુરંગ એ રુદ્રનુ અથવા શિવનું નામ છે, અને પંડુરંગ પરથી તે ગામનું નામ પાંડુરંગપુર પડયું હશે. હાલ

પણ પંઢરપુરમાં શિવનું દેવાલય છે, અને વિઠોબાનાં ૦. કરતાં પહેલાં તેનાં દર્શન કરવામાં આવે છે. પરંતુ હાલ તો વિઠોબાને જ પાંડુરંગ કહે છે. મૂળમાં એ શિવનું નામ હતું, પરંતુ વિષ્ણુનું (વિઠ્ઠલનું) મહત્ત્વ વધ્યું ત્યારે વિઠ્ઠલનું પણ તે જ નામ પડયું હશે. એવી કથા છે કે એક વખતે પુંડલિક નામનો સાધુ પોતાના માબાપની સેવામાં રોકાયેલો હતો. તે વખતે શ્રીકૃષ્ણ તેની મુલાકાતે આવ્યા. તેની આગતાસ્વાગતા ન કરતાં તેણે તેમને એક (વીટ) ઇંટ આપી અને પોતાનું સેવાનું કામ પૂરૂં થાય ત્યાં સુધી તે ઇંટ ઉપર ઉભા રહેવાનું કહ્યું. ઇંટ:(વીટ ઉપર ઉભા રહેલા શ્રીકૃષ્ણનું વિઠોબા એવું નામ પડયું. રુક્મિણી પણ ત્યાં આવીને ઉભાં રહ્યાં. આ કથાનો ઐતિહાસિક દૃષ્ટિથી વિચાર કરીયે તો એમ જણાય છે કે મહારાષ્ટ્રમાં વિષ્ણુ (કૃષ્ણ) અને રખુમાઈ (રુક્મિણી) ની ભક્તિનો માર્ગ સ્થાપન કરનાર પુંડલિક સાધુ હતો. તે તરફનો ભાગવત ધર્મનો મૂળ પ્રવર્તક પુંડલિક હોવાથી એના નામ ઉપરથી પંઢરપુરનું પૌંડરિક ક્ષેત્ર નામ પડયું હશે. એ નામ તામ્રપટમાં છે. બીજું એ કે ઉત્તર દેશમાં કૃષ્ણની પૂજા (પરવધુ) રાધા સાથે કરવાનો રિવાજ નિંબાર્ક, વલ્લભ અને ચૈતન્યે પાડયો. આથી 'રાધાકૃષ્ણ'ની ભક્તિ ત્યાં વધી. કૃષ્ણની ધર્મપત્ની જે રુક્મિણી તે જ રખુમાઇ અથવા રખુમાબાઇના નામથી મહારાષ્ટ્રમાં પ્રસિદ્ધિ પામી. અર્થાત્ પંઢરપુરનાં વિઠ્ઠુ અને રખુમાઇને કૃષ્ણ અને રુક્મિણી તરીકે સમજવામાં હરકત નથી. મહારાષ્ટ્રના ધર્મગ્રંથમાં કૃષ્ણને રાધાવલ્લભ ન કહેતાં રુક્મિણીપતિ અથવા રુક્મિણી-વર કહેલા છે. આ ઉપરથી મહારાષ્ટ્રમાં કૃષ્ણભક્તિનો સંપ્રદાય વશેષ શુદ્ધ સ્વરૂપનો છે એમ સિદ્ધ થાય છે. રાધિકા

રાહી એ અપભ્રંશ થયો, પણ રાહીને કોઇ વિશેષ માનતું નથી. ગોકુળમાં થતા કૃષ્ણના ખેલ (ગોપાળકાલા વગેરે) વિઠોબાના ઉત્સવ વખતે કરવામાં આવે છે. પરંતુ મથુરા, વૃંદાવનના ઉત્સવની માફક આ કાલાનો ઉત્સવ મહત્ત્વનો નથી. જે પ્રમાણે રામાનંદે વૈષ્ણવમતનો અથવા ભાગવત ધર્મનો પ્રચાર નીચ ગણાયેલી જાતોમાં કર્યો, તે જ પ્રમાણે તુકારામ, નામદેવ વગેરે ચતુર્થ વર્ણોના સાધુઓને લીધે નીચ માનેલા લોકોનાં અંતઃકરણ ઉપર ધર્મની છાપ પડી. જ્ઞાનેશ્વર મહારાજના વખતથી એટલે ઇ. સ. ૧૨૯૦ની પહેલાંથી આષાઢી અગીયારસને દિવસે પંઢરપુરમાં શ્રી વિઠોબા રખુમાઇના દર્શને જવાનો સંપ્રદાય અસ્તિત્વમાં આવ્યો. એ

### વારકરી સંપ્રદાય

ના નામથી મહારાષ્ટ્રમાં શુમારે ૭૦૦ વર્ષથી ચાલુ છે. ધ્વજા નિશાન હાથમાં લઇને ભક્તિથી રસબસ થયેલાં અંતઃકરણથી દેહભાન ભૂલી જઇને નાચતા નાચતા જનારા વૈષ્ણવ વીરો સર્વત્ર અને સર્વ જાતોની અંદર જોવામાં આવે છે. શુમારે ૮૦ વર્ષથી હૈબતરાવે જ્ઞાનોબાની પાલખી પંઢરપુરમાં લઇ જવાનો રિવાજ પાડયો. હૈબતરાવ જ્ઞાનેશ્વર મહારાજનો પરમ ભક્ત હતો. તે સતારા પાસે આરફળ ગામમાં રહેતો હતો. વિરક્ત થયા પછી તે આળંદી જઇને રહ્યો. જ્ઞાનોબાની પાદુકાઓ પાલખીમાં મુકીને પંઢરપુરમાં ધામધુમથી લઇ જવાનો જે રિવાજ તેના વખતથી પડયો તે હજી સુધી ચાલુ છે. હાલ પંઢરપુરમાં દરસાલ મુખ્ય આઠ પાલખીઓ જાય છે. ૧ આળંદીથી શ્રી જ્ઞાનેશ્વરની ૨ દેહૂથી તુકારામ બુવાની ૩ પૈઠણથી એકનાથ મહારાજની, ૪ ત્ર્યંબકજીથી નિવૃત્તિનાથની, ૫

એદલાબાદથી મુક્તાબાઈની, ૬ મચ્છેંદ્રગઢથી મચ્છેંદ્રનાથની, ૭ સાસવડથી સોપાનદેવની અને ૮ આરણગામથી સાંવતા માળીની. આ પાલખીઓ નીકળી, રસ્તામાં મુકામ કરતી કરતી આસરે પંદર વીશ દિવસે દશમની રાતે પંઢરપુરમાં જઈ પહોંચે છે. આ પાલખીઓના નીકળવાના અને મુકામના દિવસ ઠરેલા છે. બધું કામ વારકરી પંથીઓ તરફથી બિનચૂક અને વ્યવસ્થિતપણે થાય છે. રસ્તામાં વારકરી લોકો પાલખીઓ સાથે આવી મળે છે અને ભજનોનો અવાજ ગગનમાં ગાજી રહે છે. આ પ્રમાણે વારકરીઓનો જમાવ વધતાં વધતાં તેમની સંખ્યા શુમારે દોઢથી બે લાખ સુધી થાય છે. આસપાસનાં ગામડાંના લોકો વારકરીઓને ગાડાંનાં ગાડાંઓ ભરીને રોટલા લાવી આપે છે. તે જ પ્રમાણે જાત્રાળુઓના ભોજનની સગવડ પણ ગામવાળાઓ તરફથી થાય છે. આળંદીની પાલખી જેઠ મહિનાની નોમને દિવસે નીકળીને પુણા, સાસવડ, કાપુરવળ, શિરવળ, લોણંદ, તરટગામ, ફલટણ, બરડ, નાતેપોતે, માળશિરસ, વેળાપુર, શેગામ અને વાંખરીને રસ્તેથી પંઢરપુર જાય છે. બીજી પાલખીઓ આ પાલખીને રસ્તામાં આવી મળે છે. પંઢરપુરમાં જાત્રાળુઓની ગરદી હોય છે; તેમાં વારકરી સંપ્રદાયના ભક્તો આવીને મળતાં તે ક્ષેત્ર પ્રચંડ ભક્તસમુદાયને લીધે ભરાઈ જાય છે. વિઠ્ઠલના નામની ગર્જના, તાલ, મૃદંગના અવાજ, પુંડલિકના નામનો જયઘોષ, કીર્તન, ભજન, પુરાણ વગેરેથી પંઢરપુર દેવનગરી બની જાય છે અને ભાવિક લોકો દેહભાન ભૂલી જાય છે. પગલે પગલે તુકારામના અભંગ કાનપર પડીને મનને શાંતિમાં તરબોળ કરે છે. સંસારનું ગાડું ખેંચતાં ખેંચતાં અત્યંત થાકેલા સંસારી માણસને ભક્તિરસનું ઔષધ આપીને

ભવરોગ સારો કરવાને સમર્થ થયેલા આ સાધુસંતોને ધન્ય છે. જ્યાં સુધી તેમના શબ્દોને શિરસાવંદ્ય માનીને હિન્દુ લોકો સન્માર્ગે ચાલશે ત્યાં સુધી ભાવિસ્થિતિ માટે નિરાશ થવાનું કારણ નથી. તુકારામ બુવાના કહેવા પ્રમાણે આ સંતોનો અવતાર નવીન ધર્મ સ્થાપવા માટે નથી, પરંતુ મૃત ધર્મનું પુનરુજ્જીવન કરવા માટે હોય છે.

તુકારામ વગેરે સંતોએ નિવેદન કરેલા ભાગવત ધર્મમાં પ્રેમ, આનંદ અને ઇશ્વરી સાક્ષાત્કાર પૂર્ણપણે ભરેલા છે. આ સંતજનોની પૂર્ણ ખાત્રી હતી કે જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગ શ્રેષ્ઠ છે અને તેનો સ્વીકાર કરવો એ જ આ લોક અને પર લોકના સુખ માટે જરૂરનું છે. આ સંતજનો માનતા હતા કે પોતે અંગીકાર કરેલો ભક્તિમાર્ગ ઇશ્વરપ્રાપ્તિનો ખરો ઇલાજ છે. બ્રહ્મજ્ઞાન, સ્વર્ગવાસ, ભોગ, તપશ્ચર્યા, યજ્ઞ, દાન એ સર્વ કરતાં ભક્તિમાર્ગ શ્રેષ્ઠ હોવાનું તેઓ સમજતા.

એકંદરે ઉપલા વિવેચન ઉપરથી વિષ્ણુભક્તિનો સંપ્રદાય વેદકાળથી રૂપાંતર થતો થતો આજ સુધીમાં કઇ સ્થિતિએ પહોંચ્યો છે તે જણાઇ આવશે. જે સર્વ જગત ઉપર સરખો પ્રેમ રાખે છે, અને જેને લીધે જગતનું પોષણ અને રક્ષણ થાય છે એવા વિષ્ણુને ઘણું જ મહત્ત્વ મળ્યું; અને વાસુદેવ અથવા ભાગવત ધર્મ એ જ વૈષ્ણવ ધર્મના નામથી પ્રચાર પામ્યો. તે સહેલો, આનંદદાયક અને કર્મના આડંબરથી મુક્ત હોવાને લીધે સર્વ વર્ગના લોકો તેને સ્વીકારી શકે એમ હોવાથી જનસમાજે પોતાની જુદી જુદી બુદ્ધિથી તેનો સ્વીકાર કર્યો. અસલનાં પુરાણો શિવ વિષે લખાયેલાં હતાં. પણ વિષ્ણુનું

મહત્ત્વ વધતાં જ તેને વૈષ્ણવી વલણ મળવા લાગ્યું. ભાગવત અને વિષ્ણુપુરાણને લીધે વિષ્ણુભક્તિનું મહત્ત્વ વધ્યું. સર્વ પર દયા રાખવી, ત્યાગવૃત્તિથી ઇશ્વરને ચરણે કાયા, વાચા અને મન અનન્ય અર્પણ કરવાં એ જ વૈષ્ણવ ધર્મનો સાર છે અને તે સાર્વલૌકિક ધર્મનું લક્ષણ છે એમ કોઇ પણ કબુલ કરશે. અવતાર માહાત્મ્યને લીધે સજ્જનોની મહત્તા લોકોને સમજાવા લાગી અને એવા સત્પુરુષોના હસ્તે લોકોનું કલ્યાણ કરવાને પરમેશ્વર સદા તૈયાર હોય છે એવી ભાવના હિન્દુઓનાં અંતઃકરણમાં દૃઢ થઇ. અધર્મની અવધિ થતાં જ પરમેશ્વર મૃત્યુલોકમાં અવતાર લઇને તેનો નાશ કરે છે એ આશાજનક ભાવના હિન્દુઓના સર્વ વ્યવહારમાં ચૈતન્ય પૂરે છે. દુષ્ટોનો સંહાર કરવા અને નિરપરાધી જનોનું રક્ષણ કરવા માટે વિષ્ણુએ અનેક અવતાર લીધા છે એવું હિન્દુધર્મ માને છે. જ્યારે જ્યારે કોઇ પણ સ્ત્રીએ કે પુરુષે અધર્મ સામે ઝૂઝીને ધર્મનું રક્ષણ કર્યું છે ત્યારે ત્યારે દુનીયાએ તેને ઇશ્વરી અવતાર તરીકે માનેલ છે; અને જ્યાં સુધી મનુષ્યના અંતઃકરણમાં સાધુત્વ અને ચારિત્ર્યને માટે આદર કાયમ રહેશે ત્યાં સુધી સમાજના કલ્યાણ માટે પ્રયત્ન કરનાર સત્પુરુષોને તે દેવની માફક જ વંદ્ય માનશે. એકાદશી દેવીની કથા પણ એ જ બતાવે છે. ઉન્મત્ત દૈત્યોનો સંહાર કરવા માટે એકાદશી દેવીએ જન્મ લીધો એવું પુરાણમાં લખેલું છે. પરંતુ આવી પૌરાણિક કથાઓ ઉપર હાલના ચિકિત્સક બુદ્ધિના લોકોનો વિશ્વાસ બેસવાનો સંભવ નથી. અર્થાત એકાદશી દેવીના અસ્તિત્વને માટે જ સંશય આવ્યા પછી તેને માટે આદર અથવા ભક્તિ કઇ રીતે રહેશે? મહાભારતનો થોડો ભાગ અને પુરાણો લખાયાં તે

વખતે આર્યોનાં અંતઃકરણમાં એકાદશી માટે અત્યંત પૂજ્યભાવ વસતો હશે. કાળે કરીને તે દિવસને વૈષ્ણવવ્રતનું ધાર્મિક સ્વરૂપ પ્રાપ્ત થયું તોપણ મૂળમાં આ દિવસ ઐતિહાસિક
[૫. મહત્ત્વનો હતો એવું અનુમાન કરીયે તો તે ભૂલભરેલું નહિ ગણાય. દેવ અને દૈત્યનો ઇતિહાસ નૃસિંહાવતારના સંબંધમાં કરેલા વિવેચનમાં આવ્યો છે. એકાદશીની કથા પણ તે

## ઇતિહાસમાંનો એક અધ્યાય

છે. હિરણ્યકશ્યપુની પછી દેવોનો દ્વેષ કરનારા અનેક દૈત્યો અને દાનવો ઉત્પન્ન થયા. તે પૈકી પ્રલ્હાદનો પુત્ર બલિ અને પૌત્ર મૃદુમાન્ય બહુ પરાક્રમી હતા. તેમના ઉપર વિષ્ણુએ જય મેળવ્યો અને દેવોને તેમના જુલમમાંથી મુક્ત કર્યા. પ્રલ્હાદના પુત્ર કુંભ અને તેના પુત્ર મૃદુમાન્યનો બ્રહ્મા, શિવ અને વિષ્ણુએ એકાદશીને દિવસે નાશ કર્યો. તે અસુર હતો. બ્રહ્મા, વિષ્ણુ અને શિવના શ્વાસથી જે શક્તિ ઉત્પન્ન થઇ તેનું પુરાણકારોએ એકાદશી દેવી તરીકે આલંકારિક ભાષામાં વર્ણન કર્યું છે. તેનો સરળ અર્થ એ છે કે મૃદુમાન્ય રાક્ષસ જ્યારે સર્વને હેરાન કરવા લાગ્યો ત્યારે આ ત્રણે દેવોએ મળીને અસુરોનો નાશ કર્યો. કેટલાએક અસુરો તપશ્ચર્યા કરી આ દેવો પાસેથી વરદાન મેળવતા એવી કથા અનેક પુરાણોમાં મળે છે. એક દેવે આપેલા વરદાનને લીધે બળવાન થયેલા રાક્ષસનો નાશ કરવા માટે બીજા દેવોને ઘણી યુક્તિપ્રયુક્તઓ કરવી પડતી. આ ઉપરથી એમ દેખાય છે કે આ દૈત્યો સામ, દામ, દંડ, ભેદ વગેરે બાબતોમાં કુશળ હતા અને તપશ્ચર્યા કરી, વરદાન મેળવી પોતાનું બળ વધે એવી યુક્તિ કરતા હતા તથા મુખ્ય બળવાન દેવને પોતાના પક્ષમાં ખેંચતા. દૈત્યો દેવોના ભાઇઓ હોવાથી દેવ

તેમને માટે લાગણી ધરાવતા, પરંતુ તેનું પરિણામ ખોટું આવવાનું છે એમ જાણતાં જ બીજા દેવ આગળ આવતા અને પોતાના ભાઈઓની ભલમનસાઈથી ઉત્પન્ન થયેલું સંકટ દૂર કરતા. મુખ્ય દેવ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ. એમાં શિવ ભોળા હોવાથી તેમને પ્રસન્ન કરવાનું કામ ઘણું સહેલું હતું. શિવ ઘણી વખત દૈત્યને વરદાન આપતા તેથી (અર્થાત્ તેમની ઉપર શસ્ત્ર ન ઉપાડવાના સોગન લેતા તેથી) વિષ્ણુને ઘણી વખતે અવતાર ધારણ કરવો પડતો. મૃદુમાન્યના પરાક્રમથી દેવોના આ ત્રણ નાયકોને સંતાઈ બેસવાનો પ્રસંગ આવ્યો. પરંતુ આખરે તેમને એકાદશીને દિવસે જય મળ્યો તેથી તે વિજય પ્રીત્યર્થ આ દિવસને અત્યંત મહત્ત્વનો માનીને તેને તહેવાર તરીકે પાળવાની રૂઢી પડી. દિવસે દિવસે દૈત્ય અને દેવોના સંબંધનો સાચો ઇતિહાસ લોકોના સ્મરણમાંથી નષ્ટ થતો ગયો. દેવ અને દાનવ માટે જે દંતકથાઓ અસ્તિત્વમાં હતી તેના ઉપરથી પુરાણકારોએ આ ઇતિહાસને ધાર્મિક વલણ આપ્યું. આ રીતે એકાદશી તદ્દન ધાર્મિક તહેવાર થઈ ગયો છે, છતાં પણ નવી દૃષ્ટિથી

**એકાદશીનું મહત્ત્વ**

વધારે છે એમ કહેવામાં હરકત નથી. તે દિવસે કરોડો હિન્દુઓ પ્રેમથી ઇશ્વરસ્મરણ કરીને આર્યાવર્તના વાતાવરણમાં જે દૈવી તેજ ઉત્પન્ન કરે છે તે તેજ આગળ અમારે નમ્ર ન થવું જોઇયે શું? પ્રાચીન દેવદેવતા અને તેમના ભક્તો માટે અભિમાન ઉત્પન્ન કરવામાં સાધનભૂત થનારો આ દિવસ. સાધુસંતોએ તે દિવસને માટે બતાવેલો પ્રેમ, તે દિવસના સુમુહૂર્ત ઉપર ઉભી કરેલી ભાગવત સંપ્રદાયની વિજયપતાકા,

તેના આશ્રય નીચે જ્ઞાનયુક્ત ભક્તિપ્રણુત નિષ્કામ કર્મ કરવા સંબંધીનું સાધુસંતોએ આપેલું અનુપમ પ્રોત્સાહન, આ સર્વનો વિચાર કરીયે તો આપણે હિન્દુ કહેવડાવનારાઓએ આ દિવસ શું ન પાળવો જોઇયે ? આ એકાદશી જેવા દિવસો તો રાષ્ટ્રીય મહોત્સવના દિવસો છે. આવા ઉત્સવોમાં સમાન ધાર્મિક વૃત્તિને લીધે સર્વ વર્ગના અને સર્વ વર્ણના લોકોને ભેગા થવાનો પ્રસંગ મળે છે. આવા પ્રસંગોને લીધે એકબીજાની અંદરનો મતભેદ નાશ પામે છે. શિવરાત્રી જેવો પ્રસંગ આવે ત્યારે શ્રીક્ષેત્ર કાશી અથવા ગોકર્ણ જેવા સુપ્રસિદ્ધ ઠેકાણે રાષ્ટ્રીય હેમંતોત્સવ કરવો જોઇયે; મહાએકાદશીને દિવસે પંઢરપુર ક્ષેત્રમાં રાષ્ટ્રીય ગ્રીષ્મોત્સવ કરવો જોઇયે; શ્રીકૃષ્ણાષ્ટમીને દિવસે વૃંદાવન મથુરામાં વર્ષાઋતુનું રાષ્ટ્રીય સંમેલન ભરવું જોઇયે; વસંતોત્સવનો સમારંભ શ્રીરામનવમીને દિવસે અયોધ્યા નગરીમાં અને વાર્ષિક રાષ્ટ્રીય મહોત્સવ નવરાત્રમાં બંગ દેશમાં કલકત્તામાં ભરાવો જોઇયે. આની અંદર સર્વ વર્ગોના, સર્વ વર્ણોના, સર્વ મતના અને સર્વ વિચારના લોકોએ ભાગ લેવો જોઇયે. આ રીતે સર્વ એકઠા મળીને કામ કરવાથી આપણામાં પ્રેમ, સદ્‌ભાવ, અને ધર્મનિષ્ઠા વગેરે સદ્‌ગુણો ઉત્પન્ન થશે. આવા પ્રસંગ વખતે રાષ્ટ્રમાંના સર્વ જનોએ, સ્ત્રીઓ તેમજ પુરુષોએ ઉત્સાહપૂર્વક પોતપોતાને ભાગે આવેલું કર્તવ્ય કરવું જોઇયે. તે દિવસે નગરકીર્તનો કરાવવાં જોઇયે તથા ભજન, ગાયન અને નામની સાથે ગામડાં તેમજ શહેરોમાં વરઘોડા કાઢવા જોઇયે. ભાગવત સંપ્રદાયને લીધે ઉત્પન્ન થયેલી હરિકીર્તનની સંસ્થા શુદ્ધ સ્વરૂપની થાય અને કર્તવ્યનિષ્ઠ, સદ્‌વર્તની, નિસ્પૃહી તથા સ્પષ્ટવક્તા હરિદાસો

લોકોમાં વારંવાર સત્યનિષ્ઠા ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે એવી વ્યવસ્થા થવી જોઇયે. લોકોમાં નિષ્કામ કર્મ કરવાની વૃત્તિ ઉત્પન્ન થાય એવો દરેક જણે પ્રયત્ન કરવો જોઇયે. આવા ઉત્સવો પ્રસંગે કળાકૌશલ્ય અને ઉદ્યોગધંધાનું પ્રદર્શન, સાધુ-સંતોને માટે આદર ઉત્પન્ન થાય એવા દેખાવો, (ચાલતાં ચિત્રો—સીનેમેટોગ્રાફ) પદાર્થસંગ્રહાલયો, ગ્રંથસંગ્રહાલયો, ક્રીડાભુવનો, પ્રયોગશાળાઓ, વ્યાખ્યાનો, જુદી જુદી બાબતનો વિચાર કરનારી રાષ્ટ્રીય પરિષદો, નાટકો, મર્દાની ખેલો, ક્રિકેટ અને ફુટબોલની રમતો વગેરે ગોઠવી તેમાં જુદાજુદા પ્રાન્તના લોકોએ એકત્ર થઇને આપણે સર્વ એક જ હિન્દમાતાનાં બાળકો છીયે, એક જ ધર્મના અનુયાયી છીયે, એવી ભાવના પોતામાં દૃઢ કરવી જોઇયે,—પ્રેમ, ન્યાય અને સમતાની ધજા ઉભી કરવી જોઇયે. હિન્દુધર્મ એ જ હિન્દુસ્તાનના ઉદ્ધારનો ખરો માર્ગ છે; ભાગવત સંપ્રદાય એ તેનું મહત્ત્વનું અંગ છે. જે સંપ્રદાયનો આશરો પકડવાથી પ્રાચીન કાળમાં ધ્રુવ, પ્રલ્હાદ, અંબરીષ, રૂકમાંગદ, નારદ, સનક, સનત્‌કુમાર વગેરેને પ્રભુની પ્રાપ્તિ થઇ અને જેનાથી ચૈતન્ય, તુકારામ, નામદેવ, જ્ઞાનોબા વગેરે અનેક સાધુસંતોનો ઉદ્ધાર થયો તે સંપ્રદાયના તમે પણ અનુયાયી થાઓ એવું એકાદશી સ્પષ્ટ રીતે કહે છે.

---

# ચાતુર્માસ

અષાડ શુદ ૧૧થી ચાર મહિના સુધી આ વ્રત કરવું એવું મહાભારતમાં કહેલું છે. આ ચાતુર્માસમાં કયાં કયાં વ્રતો આચરવાં એ ધર્મસિંધુ, ભવિષ્યોત્તર અને બીજાં પુરાણોમાં લખેલું છે. ભાવિક હિન્દુઓ આ દિવસોમાં મહાભારત, રામાયણું, ભાગવત વગેરે ગ્રંથો શ્રવણુ કરે છે અથવા વાંચે છે. સંન્યાસીઓ એકાદું એકાંત સ્થળ જોઇને ત્યાં ચોમાસાના ચાર મહિના મુકામ કરે છે, અને કેટલાએક પોતાના આધ્યાત્મિક જ્ઞાનનો લાભ નજદીક રહેનારાં ભાવિક સ્ત્રીપુરુષોને આપે છે. આ દિવસોમાં ઘણાં વ્રતો આવે છે. ચાતુર્માસમાં ખાસ કરીને આહારવિહાર સંબંધી વિશેષ બંધન છે. છીપલીઓ અને હાડકાંનો ચુનો, દેશ અથવા પખાલનું પાણી, મોટાં લીંબુ, માતુલિંગ, મસુર, માંસ એ પદાર્થોનો ત્યાગ કરવો. વૈશ્વદેવ કર્યા વગર અથવા વિષ્ણુને નૈવેદ્ય અર્પણુ કર્યા વગર અન્ન ગ્રહણુ કરવું નહિ. વાલ, વાલોળ, ચોખા, અથાણું, રીંગણાં, તરબુચ, કેળાં, મુળા, કોળું,

શેરડી, બોર, આમળાં, આમલી, મધ, પંડોળાં, અડદ, કળથી, મોગરી વગેરે ખાવાં નહિ એવી શાસ્ત્રની આજ્ઞા છે. વળી, વિષયભોગ કરવો નહિ, ટાઢું અને બળી ગયેલું અનાજ, જમીનમાંનું મીઠું વગેરેનું પણ સેવન કરવું નહિ એવું શાસ્ત્રમાં લખેલું છે. પરંતુ તે પાળવાનું ઘણેભાગે અશક્ય હોવાથી અત્યંત કર્મઠ હિન્દુઓ સિવાય બીજા લોકો એ પ્રમાણે વર્તતા નથી.

આહારવિહારમાં નિયમિતપણું રાખવું એ આરોગ્યદષ્ટિથી લાભદાયક છે એવી પ્રાચીન કાળમાં માન્યતા હતી એમ પુરાણોમાંની કેટલીએક કથાઓ ઉપરથી દેખાય છે. કેટલાએક પુરાણમતવાદી લોકો એવું પ્રતિપાદન કરે છે કે ચાલુ જમાનામાં પ્રજા ક્ષીણ અને હતવીર્ય હોવાનું કારણ એટલું જ છે કે લોકોએ આહારવિહારનું નિયમિતપણું તદ્દન છોડયું છે. તે ની આ માન્યતા ખોટી છે એમ કહેવાય નહિ. શહેરવાસી લોકોની આ બાબતમાં બહુ જ બેકાળજી દેખાય છે. ગલીકુંચીઓમાં, શહેરોની અંદર, હોટલોમાં, ટાઢા, ઉન્હા, સ્વચ્છ, અસ્વચ્છ પદાર્થો વગેરે ખાઇને યુવકોને પોતાના પૈસા અને શરીરને બરબાદ કરતા જોઇયે છીયે ત્યારે ખરેખર દુઃખ થાય છે. ઘણા જ ગરમ, (ચા-કૉફી) ઘણા જ ઠંડા (આઇસ્ક્રીમ, ઠંડા સોડા) વગેરે પદાર્થો અનિયમિતપણે ખાવાથી શરીરને નુકસાન પહોંચે છે. ભુખ વગર માત્ર શૉખને જ ખાતર ભજીયાં વગેરે ખાવાથી, ચા, કૉફી પીવાથી તંદુરસ્તી બગડે છે. આવી સ્થિતિ શોચનીય છે અને તેને અટકાવવી એ કુટુંબના મુખ્ય માણસનું કર્તવ્ય છે. વૈદકશાસ્ત્રની દષ્ટથી વિચાર કરીને આહાર સંબંધી કેવા પ્રકારના નિયમો ઠરાવવામાં આવ્યા છે તેની સંક્ષિપ્ત માહિતી નીચે આપીયે છીયે. તંદુરસ્તીને ખાતર

કરવો જોઇએ એમ લાગવાથી તેમણે શિશિર, વસંત અને ગ્રીષ્મ ઋતુમાં અમુક જાતનો ખોરાક લેવો અને વર્ષા, શરદ્ તથા હેમંત ઋતુમાં તેનો ત્યાગ કરવો એમ ધર્મશાસ્ત્રમાં કહેલું છે. ગ્રહણ કરવું અને ત્યાગ કરવો એ અર્થના આદાન અને વિસર્ગ શબ્દો અનુક્રમે યોજેલા માલમ પડે છે. ઉત્તરાયન અને દક્ષિણાયનમાં સૂર્યની ગરમી સરખા પ્રમાણમાં મળતી નથી; તેથી હવામાં ફરક થાય છે અને તેની મનુષ્યના શરીર પર પણ અસર થાય છે. આથી ઋતુ પ્રમાણે તેની પ્રકૃતિ સશક્ત અથવા અશક્ત બને છે એમ માનેલું છે. ગ્રીષ્મ અને વર્ષા ઋતુમાં શરીરપ્રકૃતિ ક્ષીણ થાય છે, શરદ અને વસંતમાં તે મધ્યમ હોય છે અને હેમંત તથા શિશિરમાં તે ઉત્તમ હોય છે; માટે પાચન કરી શકાય એવા પદાર્થોનું સેવન કરવું. છેલ્લી બન્ને ઋતુઓમાં માંસ, દૂધ વગેરે પૌષ્ટિક પદાર્થોનું સેવન કરવામાં આવે તો તે પચીને શરીરસામર્થ્ય વધે છે. તેલમર્દન, અભ્યંગસ્નાન અને ગરમ કપડાંથી જઠરાગ્નિ પ્રદીપ્ત રાખવાને માટે આ કાળ યોગ્ય છે. શિશિર ઋતુમાં તીખા અને ખાટા પદાર્થોનું નિયમસર સેવન કરવું એ સારૂં છે. વસંતમાં રેચક પદાર્થોનો ઉપયોગ કરવો,ઠંડા અને સુવાસિક પાણીથી સ્નાન કરવું, જડ અન્નનું સેવન કરવું નહિ.ગ્રીષ્મ ઋતુમાં આહારવિહારની બહુ સંભાળ લેવી, શારીરિક અને માનસિક શ્રમ બહુ કરવો નહિ; વળી અતિ શીત, અતિ ઉષ્ણ અને માદક પદાર્થોનું સેવન કરવું હાનિકારક છે. વર્ષા ઋતુમાં ખાટા અને પચે એવા પદાર્થ ગ્રહણ કરવા અને વાયડા પદાર્થોનો ત્યાગ કરવો. શરદ્ ઋતુમાં પિત્તપ્રકોપ કરનારા પદાર્થ સેવન કરવા નહિ અને સખત કામ

કરવું નહિ. મૂળમાં વૈદકશાસ્ત્રની દૃષ્ટિથી ઠરાવવામાં આવેલા આ નિયમોનો ધર્મની અંદર સમાવેશ કરવામાં આવ્યો અને તેમાં પાપપુણ્યની કલ્પના દાખલ કરવામાં આવી. ઉત્તરના દેશમાં આહારનું બંધારણ આ નિયમ પ્રમાણે ઠરેલું છે. ત્યાં ઋતુ પરત્વે અનેક ધાન્ય, શાક અને પદાર્થનો ત્યાગ કરવામાં આવે છે. એને લીધે દક્ષિણના અનિયમિતપણે ચાલનારા લોકો કરતાં તેમનાં શરીરના બાંધા વધારે તંદુરસ્ત હોય છે. ચાતુર્માસમાં કેટલાએક પદાર્થોનો ત્યાગ કરવાના નિયમો ખરી રીતે વૈદકશાસ્ત્રના પાયાપર રચેલા હતા, પણ વ્રતવૈકલ્યોનું તૂત વધતાં જ તે નિયમોનું બંધારણ તૂટી ગયું અને તેમને માટેનો આદરભાવ જતો રહ્યો તેમાં કાંઇ આશ્ચર્ય નથી. જૂના અને નવા રિવાજો બરાબર તપાસી તેમાંથી વાજબી લાગે તેનો આદરપૂર્વક સ્વીકાર કરવો જોઇયે. આહારવિહાર વિષે અત્યંત ઉપયોગી નિયમો પ્રાચીન ગ્રંથોમાંથી મળી આવે છે. ગીતામાં શ્રીકૃષ્ણે ઉપદેશ કર્યો છે તે પણ મનન કરવા જેવો છે.

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ ६—१७ ॥

અર્થ:—જે નિયમસર ખાય છે અને ભોગ ભોગવવામાં તથા કામકાજ કરવામાં પણ જે નિયમથી ચાલે છે, ઉંઘવું અને જાગવું એ પણ જેનું નિયમસર છે, તેને માટે દુઃખનો નાશ કરવાવાળો યોગ છે. સારાવલી નામક જ્યોતિષગ્રંથમાં કહ્યું છે કે:

पथ्याशिनां शीलवतां नराणां । सद्वृत्तभाजां विजितेंद्रियाणाम् ।
एवंविधानामिदमायुरेव । सत्यं भवेत् वृद्धमुनिप्रणीतम् ॥

ભાવાર્થ:—અહીં ગ્રહમાન પ્રમાણે ઠરેલું આયુષ્ય જે કોઈ શીલવાન, સદ્‌વર્તની, પથ્યભોજી અને જીતેંદ્રિય હશે તેને જ મળશે.

તાત્પર્ય એ છે કે નિયમિતપણું અને સદાચરણ જો રાખવામાં ન આવે તો આયુષ્યની દોરી અકાળે તૂટી પડે છે. આય વૈદકના સુપ્રસિદ્ધ પંડિત વાગ્ભટે કહેલું છે કેઃ

नित्यं हिताहारविहारसेवी। समीक्ष्यकारी विषयेष्वसक्तः॥
दाता शमः सत्यपरः क्षमावान्। आप्तोपसेवी च भवेत्यरोगः॥

અર્થઃ—જે માણસ રોજ હિતકારક આહારવિહારનું સેવન કરે છે, કાર્યમાં વિચારપૂર્વક પ્રવૃત્ત થાય છે, વિષયલંપટ ન થતાં દાનશીલ, સમદષ્ટિ, સત્યવક્તા, ક્ષમાવાન અને સન્માર્ગી હોય છે તે નીરોગી રહે છે. આ રીતે નીરોગી રહીને શરીર અને મનની સ્વસ્થતા ન બગડવા દેવાનું વ્રત ચોમાસામાં જ નહિ, પરંતુ આખી જીંદગી સુધી પાળવું જોઇયે.

## ચાતુર્માસનો પ્રાચીન ઇતિહાસ

ધ્યાનમાં લઇયે તો એમ દેખાય છે કે પ્રાચીન કાળમાં ચાતુર્માસનો રિવાજ અત્યારના જેવો ન હતો. દરેક ગૃહસ્થાશ્રમી માણસે ૧૯ ગૃહ્યસંસ્કાર, ૭ પાકયજ્ઞ, ૭ હવિર્યજ્ઞ અને ૭ સોમયજ્ઞ કરવાનો રિવાજ હતો. પ્રસિદ્ધ સૂત્રકાર બોધાયને જે સૂત્રો લખેલાં છે તેના શ્રૌતસૂત્ર, કર્માંતસૂત્ર, દ્વૈધસૂત્ર, ગૃહ્યસૂત્ર, ધર્મસૂત્ર અને શુલ્બસૂત્ર એવા ૭ ભાગ કરેલા છે અને તેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરુષાર્થ સાધ્ય કરવા માટે ગૃહસ્થે કેવી રીતે વર્તવું તે પણ કહેલું છે. તેમાં હવિર્યજ્ઞ અને સોમયજ્ઞની માહિતી શ્રૌતસૂત્રમાં આપેલી છે. જે સાત હવિર્યજ્ઞ કહેલા છે તેમનાં નામ નીચે પ્રમાણે આપેલાં છેઃ ૧ અગ્ન્યધાન, ૨ અગ્નિહોત્ર, ૩ દર્શપૂર્ણમાસ, ૪ આગ્રયણ, ૫ ચાતુર્માસ્ય, ૬ નિરુધપશુબંધ અને ૭ સૌત્રામણિ.[1] તે પૈકી

બ્રાહ્મણો સવાર–સાંજ અગ્નિહોત્ર પ્રગટ કરતા હતા અને દરેક અમાસે અને પૂનમે ઇષ્ટી હવિર્યજ્ઞ કરવાનો રિવાજ હતો.

દરેક ચાર મહિને ઋતુના ફેરફાર વખતે જે હવિર્યજ્ઞ કરવામાં આવતો તેને ચાતુર્માસ્ય કહેતા. વસંત અને ગ્રીષ્મ ઋતુની આખરે એક, વર્ષાઋતુ અને શરદઋતુની આખરે એક તથા હેમંત અને શિશિરઋતુની આખરે એક, એ પ્રમાણે ત્રણ હવિર્યજ્ઞ થતા. હાલમાં યજ્ઞની કલ્પના તદ્દન જતી રહી છે અને ચાતુર્માસ એ એક જુદી જ બાબત થઇ પડી છે. આ ચાતુર્માસના નિમિત્તથી અનેક વ્રતો નિર્માણ થયાં અને પુણ્ય પ્રાપ્તિનો સહેલો ઇલાજ લોકોના જાણવામાં આવ્યો તેથી સ્ત્રીઓ કોકિલાવ્રત, શાકાવ્રત, દધિવ્રત, પિઠોરીવ્રત, નક્ત-સોમવારવ્રત, સંકષ્ટીવ્રત, દુગ્ધવ્રત, હસ્તાગૌરીવ્રત વગેરે અનેક વ્રતો કરે છે. સૂત્રકારોએ જેમનો નિર્દેશ કર્યો છે એવા પાક-યજ્ઞ, હવિર્યજ્ઞ અને બીજા ગૃહ્યવિધિનો મનુના કાળમાં લોકોએ થોડોઘણો ત્યાગ કર્યો હતો એવું તેના લખવા ઉપરથી જણાય છે. દિવસે દિવસે સમાજની પરિસ્થિતિ બદલાતી ગઇ અને તે મુજબ આચારવિચારમાં ફેરફાર થતો ગયો, અને આજે તો પ્રાચીન પદ્ધતિથી તદ્દન જુદો જ વિધિ જોવામાં આવે છે. ચાલુ જમાનાનું ચાતુર્માસ પ્રકરણ એ તેનો એક દાખલો છે.

આપણે વ્રતાદિક પાળતા હોઇયે અને ચારિત્ર્ય ન હોય તો તેનો કશો જ અર્થ નથી. પુનર્જન્મના અર્થાત્ જન્મ-મરણના ફેરામાંથી છુટા થવું એ જ આર્યોનું અંતિમ ધ્યેય છે. તે ધ્યેય સાધવા માટે વ્રતવૈકલ્ય મદદ ન કરતાં ઉલટાં તેમાં વધારે ફસાવે છે. ગીતામાં પણ એમ જ કહેલું છે. મનુ કહે છેઃ—

कामात्मता न प्रशस्ता न चैवेहास्त्यकामता ।
काम्यो हि वेदाधिगमः कर्मयोगश्च वैदिकः ॥२–२॥

संकल्पमूलः कामो वै यज्ञाः संकल्पसंभवाः ।
व्रतानि यमधर्माश्च सर्वे संकल्पजाः स्मृताः ॥२–३॥

સકામ ભકિતથી કોઇ પણ કર્મ કરવું તે યોગ્ય નથી.

ખરો શાશ્વત અને સનાતન ધર્મ કયો છે એ સમજી લઇને તેને જ અનુસરવાનો દરેક જણે નિશ્ચય કરવો જોઇયે. આધિભૌતિક અવનતિ થવાનાં જે કારણો છે તે શોધી કાઢી તેનો નાશ કરી આપણો ઉત્કર્ષ જે ઉપાયોથી થાય તે ઉપાયો આપણે લેવા જોઇયે.

## ચાલુ માનો

ઉન્નતિના કાર્યને માટે અનુકૂળ છે. હિન્દમાતાના પુત્ર અથવા પુત્રી તરીકે આપણે ભાગે આવેલું કાર્ય અત્યંત મહત્ત્વનું, પરમ-મંગલ અને સ્ફૂર્તિદાયક છે. લાંબી ઉંઘ લીધા પછી તાજા થઇને ઉઠયા બાદ આ જાગૃતિના વખતમાં જો પાછા પડીને આપણે બગાસાં ખાતા બેસીયે તો પ્રાચીન ઋષિઓના વંશજ કહેવડાવવાની યોગ્યતા આપણામાં રહેશે નહિ. દુરાભિમાનનો ત્યાગ કરીને, આપણે બધા એક જ હિન્દ માતાનાં બાળકો છીયે એવો ભાવ મનમાં ધારણ કરી સત્કાર્યને માટે દેહ અર્પણ કરવાનો નિશ્ચય કરીશું તો જ આપણે હાથે શુભ કાર્યો થશે. આત્મોન્નતિ સાધનારાએ કેવળ ચાતુર્માસમાં જ નહિ, પરંતુ આજન્મ વ્રતસ્થ રહેવું જોઇયે. વ્રત એ એક દિવ્ય યજ્ઞ છે અને તે કરવાથી મહાયજ્ઞ કર્યાનું ફળ મળે છે. અનેક પંથ, અનેક મત, અનેક તત્ત્વજ્ઞાન વિષયક કલ્પનાના વમળમાં પડવાથી આપણે ખરા

આદર્શમાંથી ચુકીયે છીયે. જે કર્મના યોગથી મનને શાંતિ મળતી નથી, જેના યોગથી સચ્ચિદાનંદ સ્વરૂપની ઓળખાણ થતી નથી એવાં કર્મો કરવાથી શો ફાયદો છે ? અનેક વ્રતવૈકલ્ય કરવાથી પણ જીવ અને શિવની મુલાકાત થતી નથી તો પછી તે કરવામાં શી મતલબ ? માટે દરેક સ્ત્રીપુરુષે વ્રતસ્થ રહીને સદાચરણ, આત્મસંયમ અને સ્વાર્થત્યાગથી પરમ ન્યાયી પરમેશ્વરની કૃપા સંપાદન કરવી. બીજા કોઇ પણ ઉપાયોથી આપણી ધાર્મિક અથવા નૈતિક ઉન્નતિ થશે નહિ. માણસ તરીકે આપણા ઉપર જે જવાબદારી છે તે સમજીને તે પાર પાડતી વખતે આપણું મુખ્ય ધ્યેય ભૂલી જવું ન જોઇયે. જેનું ચિંતન આપણું મુખ્ય કર્તવ્ય છે એવા પરમેશ્વરની પ્રાપ્તિનો ખરો ઉપાય શો છે તે બરાબર સમજી લઇ તેને અનુસરવાનો નિશ્ચય કરવો. એને જ વ્રતસ્થપણું કહે છે. આ વ્રત ચાતુર્માસ પૂરતું જ નહિ, પરંતુ કાયમનું પાળવું જોઇયે. ફક્ત મગ અને મસુર છોડવાથી અથવા ચાર મહિના દહીંદૂધ પીને રહેવાથી પરમેશ્વરની પ્રાપ્તિ થશે નહિ. તુકારામ, રામકૃષ્ણ પરમહંસ વગેરે જે સાધુઓ થઇ ગયા તેમણે મગ, મસુર પર રચેલા ધર્મની કિંમત ગણી નથી. શ્રી સ્વામી રામતીર્થે કહ્યા પ્રમાણે ‘ હે, ધાર્મિક હિન્દુઓ આપણું બ્રહ્મત્વ ઓળખીને મોહ અને દુર્બળતાનો ત્યાગ કરો, તેમને વશ કરો. અંધ શ્રદ્ધા રાખનારાઓને ગતિ નથી, માટે ઉલ્હાસવૃત્તિથી સત્યસાગરમાં પ્રવેશ કરો. ’



શ્રાવણ મહિનો અત્યંત પવિત્ર ગણાય છે. મહારાષ્ટ્ર પૂરતો જ વિચાર કરીયે તો આ મહિનામાં ઘણાખરા દિવસોએ કાંઇ ને કાંઇ ધર્મકૃત્ય કરવામાં આવે છે. શંકર પ્રીત્યર્થ દરેક સોમવારે એકટાણું અથવા નકોડો અપવાસ કરવામાં આવે છે. મંગળવારે સ્ત્રીઓ મંગળાગૌરીનો ઉત્સવ કરે છે. ગુરુવારે દત્તાત્રેયનું ભજનપૂજન ચાલે છે અને ગુરુચરિત્રનું પઠન થાય છે. શુક્રવારે સ્ત્રીઓ લક્ષ્મીની પૂજા કરે છે. શનિવાર શનિ પ્રીત્યર્થ અથવા મારુતિ પ્રીત્યર્થ પાળવામાં આવે છે, અને રવિવારે સૂર્યની પૂજા કરીને તેને ધરો ( દુર્વા ) ચડાવવાનો ચાલ કેટલીએક બ્રાહ્મણ સ્ત્રીઓમાં જોવામાં આવે છે. ચાતુર્માસમાં શ્રાવણ મહિનાને શ્રેષ્ઠ માનવામાં આવે છે અને તેથી અમાસથી પડવા સુધી ઘણા પૈસાદાર લોકો દ્રવ્ય ખરચીને હજારો ગરીબગુરબાં અને બ્રાહ્મણોને ભોજન જમાડે છે. કથા, પુરાણ, મંત્ર, જાગરણ વગેરેને લીધે દેવસ્થાનોમાં વિશેષ ઉત્સાહથી ઉત્સવો ચાલે છે. ઉત્તર દેશમાં શ્રાવણ મહિનામાં ખાસ પાળવામાં આવનારા તહેવારો ઝુલનજાત્રા,

રક્ષાબંધન, જન્માષ્ટમી અને નંદોત્સવ છે. તેમાંથી ઝુલનજાત્રા અને નંદોત્સવ દક્ષિણ દેશમાં પ્રચલિત નથી. ઝુલનજાત્રા એ એક પ્રકારનો દોલોત્સવ છે. પૂનમને દિવસે કૃષ્ણ અને રાધાને હીંડોળાપર બેસાડી હીંચકા નાંખવામાં આવે છે અને સ્ત્રીઓ તેમને ગીત ગાય છે. આ ઉત્સવ અગીયારશથી પૂનમ સુધી ચાલે છે. કેટલાએક લોકો તેરશથી ત્રણ દિવસ સુધી આ ઉત્સવ પાળે છે. ગીત, વાદ્ય વગેરેથી આ તહેવાર ઘેરઘેર ઉજવવામાં આવે છે. રાધાકૃષ્ણની પૂજા કરીને બ્રાહ્મણ અને સૌભાગ્યવતી સ્ત્રીઓને ભોજન કરાવવામાં આવે છે. પૈસાદાર લોકોને ત્યાં કૃષ્ણચરિત્રમાંનો કેટલોએક ભાગ નાટકરૂપે ભજવવામાં આવે છે; તે વખતે તે જોવા માટે આસપાસના લોકો આવે છે. કૃષ્ણજન્મને બીજે દિવસે નંદોત્સવ ઉજવાય છે. નંદને ત્યાં પુત્રજન્મ થયો એથી આ તહેવાર પાળવામાં આવે છે અને ગાયન, નાચ, નાટક વગેરેના જલસા થાય છે. ઉત્તર હિન્દુસ્તાનમાં તે દિવસે એકબીજા ઉપર રંગ છાંટવાનો રિવાજ છે. દક્ષિણ હિન્દમાં મુખ્યત્વે કરીને જે તહેવારો શ્રાવણ મહિનામાં પાળવામાં આવે છે તેમાં નીચેના તહેવારો મહત્ત્વના છે. ૧ નાગપંચમી, ૨ મંગળાગૌરી, ૩ શ્રાવણી (બળેવ), ૪ પોંવતી પૂનમ, ૫ નારીયેળી પૂનમ, ૬ શ્રીકૃષ્ણ જન્માષ્ટમી, ૭ પિંડારી અમાવાસ્યા અને ૮ પોળા.

ગુજરાતમાં શ્રાવણ શુદ ૬ને રાંધણછઠ કહે છે. તે દિવસે સારૂં સારૂં ખાવાનું તૈયાર કરી મુકવામાં આવે છે. બીજા દિવસને ટાઢી અથવા શીતળા સાતમ કહે છે. મંદિરોમાં પવિત્રા એકાદશી પાળવાનો રિવાજ છે. તે દિવસે દેવના ગળામાં રેશમના હાર પહેરાવવામાં આવે છે. પૂનમને દિવસે

રાખડી બાંધવામાં આવે છે. પિઠોરી અમાવાસ્યાનો રિવાજ ગુજરાતમાં નથી. પોળો ધનતેરશને દિવસે જ પાળવાનો રિવાજ છે. શ્રાવણ વદ દશમને દિવસે કદલિકા નામનું વ્રત આચરવામાં આવે છે. તે દિવસે વિવાહિત સ્ત્રીઓ અપવાસ કરીને મહાદેવની પૂજા કરે છે અને તેના ઉપર એક હજાર ફુલો, અથવા ચોખાના એક હજાર દાણા ચડાવે છે. વ્રતરાજ નામના ગ્રંથમાં આ વ્રતની હકીકત આપવામાં આવેલી છે.

---

# નાગપંચમી

શ્રાવણ શુદ પાંચમને દિવસે નાગની પૂજા કરવામાં આવે છે તે ઉપરથી આ તહેવારને નાગપંચમી કહે છે. આ તહેવારની ઉત્પત્તિ કેવી રીતે થઇ તેની કથા પુરાણુમાં બીજે કોઈ ઠેકાણે મળતી નથી. પરંતુ આ તહેવાર હિન્દુસ્તાનમાં ઘણા ભાગમાં પ્રચલિત છે. આ ઉપરથી આ તહેવારને ધાર્મિક દૃષ્ટિથી મહત્ત્વ પ્રાપ્ત થયું હશે એમ લાગે છે.

શ્રીકૃષ્ણે કાલીનાગનો પરાજય કર્યો તે દિવસ શ્રાવણ શુદ ૫ નો હતો; તે ઉપરથી નાગની પૂજા પ્રચારમાં આવી એમ કેટલાએકનો મત છે. કૃષ્ણના વખતમાં નાગ જાતના લોક હતા અને તેમનો આગેવાન કાલીયા હતો; તેનો પરાજય કૃષ્ણે તદ્દન નાની ઉમરમાં કર્યો હતો, એવો કેટલાએકનો તર્ક છે. ગમે તેમ હોય, પણ જે નાગનો પરાજય કર્યો તે નાગની પૂજાઅર્ચા

કરીને તેની પ્રીત્યર્થ તહેવાર પાળવાની પદ્ધતિ પ્રચારમાં આવી એ વાત સંભવિત નથી. તે દિવસે જો કદાચ કૃષ્ણની પૂજા કરવાની રૂઢિ દાખલ થઇ હોત તો તે વાત કદાચ સંભવિત લેખાત.

બીજી એક વાત એવી છે કે માણપુરમાં (બંગાળામાં) અસલના વખતમાં એક ગામડીયો રહેતો હતો. તેણે પાંચમને દિવસે પોતાની જમીન ખેડી. તે વખતે એક નાગણનાં બચ્ચાંઓને ઇજા પહોંચી અને તે મરણ પામ્યાં. તેથી નાગણને બહુ જ રીસ ચડી અને તે ગામડીયાને તેમજ તેના કુટુંબનાં સર્વ માણસોને કરડી. પછી તે નાગણ તે ગામડીયાની પુત્રીને કરડવા માટે તેના પતિને ઘેર ગઇ. પરંતુ તે છોકરી તે વખતે નાગની પૂજા કરતી હતી. તેણે તેની આગળ દૂધ વગેરે ધર્યું. આથી નાગણને સંતોષ થયો અને તે છોકરીને ન કરડતાં તેના બાપે કરેલા કામની હકીકત કહી અને પોતે કેવી રીતે વેર લીધું હતું તે પણ જણાવ્યું. તે છોકરીએ પોતાનાં બધાં સગાંઓને જીવતાં કરવા માટે નાગણની પ્રાર્થના કરી, તેથી નાગણે તેને અમૃત આપ્યું. તેનું સિંચન કરવાથી બધાં માણસો જીવતાં થયાં. ત્યારથી લોકો એ વ્રત કરવા લાગ્યા.

મણિપુર ગામ તો બંગાળામાં છે, અને આ કથા અહીં કેવી રીતે ચાલુ થઇ તે સમજાતું નથી. સર્પથી પોતાનું રક્ષણ થાય તે માટે બંગાળામાં હિન્દુ લોકો મનસા નામની દેવીની પૂજા કરે છે. એ અનાર્યની દેવી છે છતાં આર્યો પણ તેને પૂજે છે. ત્યાં જે દંતકથા ચાલે છે તે ઉપરથી જણાય છે કે મનસા એ શેષનાગની બેન અને જરત્કારૂ ઋષીની પત્ની હતી. તે હેમવર્ણની સુંદર સ્ત્રી છે અને કમળપર બેઠેલી છે. તેનું આખું શરીર સર્પથી છવાયેલું છે. સાપના ઝેરની બીલકુલ અસર

ન થવા દેવાની તેનામાં શક્તિ છે, એવી માન્યતા હોવાથી તેનું નામ 'વિષહરા' પડયું છે. મનસા દેવીનો મોટો ઉત્સવ થાય છે, તે વખતે એક બે દિવસ અગાઉથી દૂધની ખીર બનાવીને એકાદા ઝાડ નીચે વાસણમાં મુકવાનો રિવાજ છે. આ પ્રમાણે કરવાથી સર્પ કરડતો નથી એવી બંગાળા તરફની માન્યતા છે. તેની જાત્રાને વખતે મદારી લોકોને જાત્રાળુઓ તરફથી ઘણો પૈસો મળે છે. મદારી (ગારૂડી) મંત્રસામર્થ્યથી સર્પને તેના દરમાંથી બહાર બોલાવે છે અને ગમે તેટલું કાતિલ વિષ હોય તોપણ દેવીની કૃપાથી તેને કંઇ ઈજા થતી નથી એમ સર્વ લોકો માને છે. આ તહેવાર માટે

## શાસ્ત્રોક્ત વિધિ

એવી છે કે પાંચમને દિવસે સવારે જીવતા નાગની અથવા તેની માટીની પ્રતિમાની પૂજા કરવી. ઘરના બારણાની બન્ને બાજુએ સુખડથી અથવા ચાકથી સર્પની આકૃતિ કાઢીને તેની પૂજા કરવામાં આવે તોપણ ચાલે. નૈવેદ્યને માટે દહીં, દૂધ, ઘી અને ધાણી અર્પણ કરવી. આ દિવસ યોગ્ય રીતે પાળવામાં આવે તો આખા વર્ષમાં સર્પ તરફથી ઇજા પહોંચે નહિ.

अनंतं वासुकिं शेषं पद्मनाभं च कंबलम् ।

शंखपालं धृतराष्ट्रं च तक्षकं कालियं तथा ।

વગેરે સ્તોત્રોનું હમેશાં પઠન કરવામાં આવે અને નાગની નવ જાતની આરાધના કરવામાં આવે તો વિષની અસર થાય નહિ અને સર્વત્ર યશ મળે એવું કહેલું છે.

ગુજરાતમાં નાગપાંચમ કેટલાએક શુદ પક્ષમાં અને કેટલાએક વદ પક્ષમાં પાળે છે. આ દિવસને તહેવાર કરીને માનવામાં

આવતો નથી, પણ તે દિવસે અપવાસ કરીને નાગનું ચિત્ર ભીંત ઉપર કાઢી તેની પૂજા કરવામાં આવે છે, અને બાજરીના લોટમાં ગોળ ભેળવી તે ( કુલેર )નું નૈવેદ્ય ધરાવે છે.

## ચાલુ રૂઢિ

આ તહેવારની ચાલુ રૂઢિ દેશપરત્વે ભિન્ન ભિન્ન હોય છે. મહારાષ્ટ્ર, દક્ષિણ હિન્દુસ્તાન, ગુજરાત, સંયુક્ત-પ્રાંત અને બંગાળ પ્રાંતમાં આ તહેવાર પ્રચલિત છે. તે દિવસે માટીની, પથ્થરની અથવા તો લોટની બનાવેલી નાગની પ્રતિમાની પૂજા કરવામાં આવે છે. કેટલાંએક દેવાલયો નાગપ્રીત્યર્થ સ્થાપન કરવામાં આવેલાં છે. તે દિવસે એ દેવાલયોમાં મોટો ઉત્સવ થાય છે. પુરુષો, સ્ત્રીઓ અને છોકરાંઓ સર્વને આ તહેવારનું મહત્ત્વ વધારે હોય છે. ઘણે ઠેકાણે તે દિવસે નિશાળો અને કચેરીઓમાં રજા હોય છે. તે દિવસે પંડોળાંનું શાક પણ ( સર્પના જેવો તેનો આકાર હોવાથી ) સ્ત્રીઓ સમારતી નથી; ખેડુતો કે બીજા કોઈ પણ લોકો જમીન ખોદતા નથી; ચુલા ઉપર કોઇ પણ ચીજ તળવામાં આવતી નથી. મહારાષ્ટ્રમાં તે દિવસે સ્ત્રીઓ હળદરકંકુનો સમારંભ કરે છે. હીંચકા પર હીંચકા ખાઇને તથા રમત ગમતમાં તે દિવસ ઘણા આનંદથી ગાળવામાં આવે છે. ઘરમાં નાનાંમોટાં સર્વ જણ તે દિવસે જીવતા નાગને અથવા નાગની પ્રતિમાને દૂધ, ધાણી અને ધરો અર્પણ કરે છે. નાગને લઇને તે દિવસે ગારૂડી લોકો ઘેરઘેર ફરે છે, તેથી ભાવિક લોકો તરફથી તેમને દૂધ, ધાણી અને પૈસા મળે છે. પહેલવાન લોકો નાગપાંચમને દિવસે ઘાટ ઉપર કુસ્તીઓ, આટાપાટા અને બીજા અનેક મર્દાની ખેલો કરે છે. નાગપંચમીનો દિવસ વિદ્યારંભ કરવા માટે શુભ દિવસ

ગણાતો હોવાથી તે દિવસે છોકરાંઓ પાસે ગણેશપૂજા કરાવી બ્રાહ્મણ પાસે તેમના અભ્યાસનો આરંભ કરાવવામાં આવે છે. દેવીનાં દેવાલયોમાં પણ આ તહેવાર પાળવામાં આવે છે, અને તે દિવસે એ દેવીના ઉપાસકો તેમ બીજા લોકો પણ યજ્ઞોપવિતધારણવિધિ કરે છે.

નાગનો અધિપતિ રાખેશ્વર ( અથવા શિવ ) છે એવું માનીને પાંચમને દિવસે ડુંગરાળ પ્રદેશમાંના કેટલાએક લોકો તેની પૂજા કરે છે. નાગપંચમીને રાખુપંચમીનું નામ પણ ત્યાં આપેલું છે. તે દિવસે ઘરના બારણા પાસે કંઇક વનસ્પતિ લાવીને નાંખવાથી કોઇ દિવસ ઝેરી જનાવર ઘરમાં આવતું નથી એવી ઉદેપુરના લોકોની માન્યતા છે. નેપાળમાં આ દિવસ ભારે ઉત્સવનો ગણાય છે, કારણકે તે દિવસે નાગ અને ગરૂડની વચ્ચે મોટું યુદ્ધ થયું હતું એવી કથા ત્યાં પ્રચલિત છે. નાગના દરમાં દૂધભાત મૂકીને ‘ સર્પ સર્પ ’ ના શબ્દોથી એને આમંત્રણ કરવાનો રિવાજ અયોધ્યા અને સંયુક્ત પ્રાન્તોમાં છે. કાંગ્રા ( પંજાબ)માં દિવાળી પછી નાગને માટે છેલ્લો તહેવાર પાળવામાં આવે છે. તે વખતે છાણનો નાગ બનાવી તેની પૂજા કરવામાં આવે છે. તે પછી જો સર્પ નજરે પડે તો તેને ઠાર મારવામાં આવે છે. કેટલેક ઠેકાણે તે દિવસે બ્રાહ્મણોને દક્ષિણા અને સિધું આપવાનો રિવાજ છે. સુતાર અને બીજા કારીગર લોકો તે દિવસે પોતાનાં હથીયારોની પૂજા કરે છે. આ રિવાજ ફક્ત સંયુક્ત પ્રાન્તમાં જ છે. બિહારમાં હલકા વર્ણની સ્ત્રીઓ બે ત્રણ દિવસ સુધી પોતે જ નાગની પત્નીઓ છે એવું સમજીને રસ્તામાં નાગનાં ગીત ગાતી ગાતી ફરે છે. તે વખતે તેમને જે પૈસા મળે છે તેમાંથી અરધા

પૈસા બ્રાહ્મણોને આપીને બાકીના પૈસામાંથી તેઓ મીઠું અને મિઠાઇ ખરીદે છે. પછી ગામડામાંના સર્વ લોક તે ખાય છે. ગઢવાલ પ્રાન્તમાં છાણ અથવા માટીથી જમીન લીપીને તે ઉપર સુખડ અથવા હળદરની ભુકીથી સર્પની પાંચ, સાત અથવા નવ આકૃતિઓ કાઢે છે, ચણામમરા શેકીને તેને ધરે છે અને ધૂપદીપથી તેની આરતિ કરે છે. આમ દિવસમાં બે વખત પૂજા કરવામાં આવે છે અને રાત્રે નાગની કથા કહેવામાં આવે છે. નાગપૂજા ક્યારે અને શા કારણથી પ્રચારમાં આવી એ કહેવાય એમ નથી, તોપણ પુરાતન કાળમાં આર્ય લોકોમાં નાગપૂજા ચાલુ હતી તે બાબતનો પ્રાચીન ગ્રંથોમાં ઉલ્લેખ મળે છે. આસરે બે અઢી હજાર વર્ષ પહેલાં

**નાગની પ્રીત્યર્થ પાકયજ્ઞ**

કરવામાં આવતો હતો. ગૃહસ્થાશ્રમી પુરુષને જે ધાર્મિક ગૃહ-કૃત્યો કરવાં પડતાં તેનું ગૃહ્યવિધિ એવું નામ હતું. આ વિધિનો ઉલ્લેખ ગૌતમ નામના સૂત્રકારે 'ગૃહ્યસૂત્ર'માં કરેલો છે. ઓગણીસ ગૃહ્યવિધિ, સાત પાકયજ્ઞ, સાત હવિર્યજ્ઞ અને સાત સોમયજ્ઞ, એ પ્રમાણે ૪૦ ગૃહ્યવિધિ દરેક ગૃહસ્થાશ્રમીને કરવા પડતા હતા. તે પૈકી શ્રાવણી નામનો પાકયજ્ઞ શ્રાવણ મહિનાની પૂનમને દિવસે નાગની પ્રીત્યર્થ કરવામાં આવતો હતો. સર્પથી કુટુંબનાં માણસોને હાનિ પહોંચે નહિ એટલો જ આ યજ્ઞનો હેતુ હતો. તે વખતે મંત્ર ભણવામાં આવતા. હાલમાં શ્રાવણ મહિનામાં નાગ પ્રીત્યર્થ યજ્ઞ કરવામાં આવતો નથી અને શ્રાવણી એ ઉપકર્મવિધિ થઇ ગયો છે. પૂનમને દિવસે કરવામાં આવતો પાકયજ્ઞ જતો રહી તેને બદલે પાંચમને દિવસે નાગને દૂધ અને ધાણી અર્પણ કરવાની રૂઢિ પ્રચારમાં આવી છે. શુભ

૮૦૦ વર્ષ પહેલાં આલ્બેરૂની નામનો પ્રવાસી હિન્દુસ્તાનમાં આવ્યો હતો. તેણે પોતાના પ્રવાસવર્ણનમાં લખ્યું છે કે શ્રાવણ મહિનાની પૂનમને દિવસે દરેક ઘરમાં બ્રાહ્મભોજન કરાવવામાં આવતું હતું. તેમાં નાગપૂજાનો અથવા ઉપાકર્મ-વિધિનો ઉલ્લેખ નથી. તે ઉપરથી તે વખતે એ બન્ને ધર્મ-કૃત્યો રૂઢ નહોતાં થયાં એમ લાગે છે. તે વખતના કેટલાએક તહેવારો આજે ચાલુ નથી, તેમજ તે વખતે ચાલુ નહોતા એવા અનેક તહેવારો કાળે કરીને આજે રૂઢ થયા છે. ઉત્તર તરફના દેશમાં શ્રાવણી પૂનમને રાખી પૂનમ કહે છે અને તે દિવસે સર્પથી રક્ષણ થાય તે માટે બ્હેન રાખી નામનો દોરો ભાઇને હાથે બાંધે છે. ( રાખુ એ સર્પનું નામ છે એ ઉપર જણાવેલું છે.) શ્રાવણી એ પાકયજ્ઞનું રૂપાંતર છે એમ કહેવામાં હરકત નથી. ધર્મદૃષ્ટિથી

**મનુષ્ય અને સર્પ**

ની વચ્ચેનો સંબંધ ધ્યાનમાં લઇયે તો જણાશે કે સર્પને બહુ જ મહત્ત્વ મળ્યું છે. ખ્રિસ્તી ધર્મમાં સર્પને શયતાનની ઉપમા આપવામાં આવી છે. મૂળ પુરુષ આદમને પરમેશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા લલચાવનાર તે જ હતો એમ કહેલું છે. પરમેશ્વરે આદમ અને ઇવનું જોડું પેદા કર્યું અને તેમને જ્ઞાનવૃક્ષનાં ફળ સિવાય બીજાં ફળો ખાવાની પરવાનગી આપી; પરંતુ જ્ઞાન-પ્રાપ્તિ એ જ શ્રેષ્ઠ છે એમ તેમને સમજાવીને સર્પે તેમની પાસે ઇશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન કરાવ્યું. તેથી આદમ અને ઇવથી ઉત્પન્ન થયેલી આખી મનુષ્યજાત ઇશ્વરના કોપને પાત્ર થઇ. આખી મનુષ્યજાતિ પાપી છે એમ ખ્રિસ્તી ધર્મ માને છે. કુરાનમાં પણ એ જ મતલબની હકીકત છે. જ્ઞાનવૃક્ષનાં ફળો

ખાઈને ઈશ્વરની માફક અમર થવાની શયતાને આદમને સલાહ આપી. આ શયતાન અને બાઈબલમાં વર્ણવેલો સર્પ બન્ને એક જ છે. આથી સર્પ માણસને અમરત્વ અને જ્ઞાનની પ્રાપ્તિનો માર્ગ બતાવનાર અને દેવનો શત્રુ છે એમ બતાવેલું છે.

## હિન્દુધર્મમાં સર્પનું મહત્ત્વ

જુદી જ રીતે વર્ણવેલું છે. શ્રીમદ્ ભાગવતમાં ( સ્કંધ ૪, અ. ૨૫) નીચે મુજબની કથા છે. તે સંસારી અને પરમાર્થ દૃષ્ટિથી મહત્ત્વની હોવાથી અહીં આપીએ છીએ. પુરંજન (શરીરો ઉત્પન્ન કરનારો જીવ) નામનો એક મોટો અને કીર્તિમાન રાજા હતો. તેનો અવિજ્ઞાત ( જેનું નામ કોઈને ખબર નથી એવો–પરમેશ્વર) નામનો એક પરમમિત્ર હતો. તેની કૃતિની કોઈને ખબર પડતી નહોતી. પછી તે પુરંજન રાજા પોતાને આશ્રય ( શરીર ) મળે એટલા માટે પૃથ્વી ઉપર ફરવા લાગ્યો. પૃથ્વી ઉપરનાં સર્વ શહેરો ( શરીરો ) તેણે જોયાં, પરંતુ તેમાંથી એક પણ તેને પસંદ પડયું નહિ. આગળ જતાં હિમાલયની દક્ષિણે તેમણે નવ દરવાજાવાળું શહેર (શરીર) જોયું. તે શહેરની બહાર પોતાને આશ્રય (શરીર) મળે એટલા માટે પૃથ્વી ઉપર ફરવા લાગ્યો. આગળ જતાં હિમાલયની દક્ષિણે પૃથ્વી ઉપર સર્વ ઉત્તમ વૃક્ષોથી ભરેલું એક ઉપવન (વિષયસમૂહ) હતું. તે ઉપવનમાં એક સુંદર સ્ત્રી (બુદ્ધિ) સ્વેચ્છાથી આવેલી તેણે જોઈ. તે સ્ત્રીને દશ સેવક (દશ ઇંદ્રિયો) હતા અને દરેક સેવકના હાથ નીચે બીજા સેંકડો અનુચર (ચિત્તવૃત્તિ) હતા. એક પાંચ ફેણવાળો સર્પ (પંચપ્રાણ) તે સ્ત્રીનું હંમેશાં રક્ષણ કરે છે, એમ તેણે જોયું. રાજાએ તેને પૂછ્યું, 'તું કોણ છે ?' ત્યારે તેણે જવાબ આપ્યો, 'મને ખબર

નથી મને એટલી જ માહિતી છે કે सुप्तायां मयि जागर्ति नागोऽयं पालयन् पुरीम्। (મારા સૂઈ ગયા પછી પણ આ નાગ જાગતો રહીને શહેરનું રક્ષણ કરે છે.)' આટલી વાતચીત પછી તે બન્નેનો એકબીજા સાથે પરણવાનો નિશ્ચય થયો. લગ્ન થયા પછી તે લોકો સો વર્ષ સુધી સાથે રહ્યાં; પરંતુ ગંધર્વરાજ ચંડવેગના ૩૬૦ ગંધર્વો અને ૩૬૦ ગંધર્વ-પત્નીઓ, (દિવસ અને રાત મળીને ૭૨૦) અનુચરોએ પુરંજનનું શહેર લૂંટીને ૧૦૦ વર્ષ સુધી લાગલાગાટ તેની સાથે યુદ્ધ કર્યું તેથી તે બિચારો થાકી ગયો. તાપ, ભય, જરા અને મૃત્યુના હલ્લાથી તે હેરાન થયો. સર્પે પરાકાષ્ટા કરી, પરંતુ તેનું કાંઈ જ ચાલ્યું નહિ ત્યારે આખરે તે ક્ષીણ સર્પ બહુ જ દુઃખી થઈને ચાલ્યો ગયો અને પુરંજન શત્રુના હાથમાં સપડાયો. પછી પુનર્જન્મ પ્રાપ્ત થયા બાદ તેની અને તેના મિત્રની (દેવની) મુલાકાત થઈ અને તે સુખી થયો."

આ કથામાં સર્પ હમેશાં રક્ષણ કરે છે એવું દર્શાવેલું છે. યોગશાસ્ત્રમાં સર્પાસનનું મહત્ત્વ બહુ વર્ણવેલું છે અને પ્રાણાયામ કરીને તેને અનુકૂળ કરવાથી જીવને જ્ઞાન મળે છે અને તે અમર થાય છે એમ લખેલું છે. પંચપ્રાણ એ જ પાંચ ફેણવાળો નાગ છે એમ ભાગવતની કથા ઉપરથી સ્પષ્ટ દેખાય છે. સ્થૂલ દૃષ્ટિથી જોઈએ તો સર્પ એ ઘરનો, દેવ્યનો અને ગામનો અધિપતિ છે અને તે જ તેનું રક્ષણ કરે છે એની જે જૂના વખતમાં સમજ હતી તે ઉપલી કથા ઉપરથી સિદ્ધ થાય છે. એ જ સ્થિતિ આજે પણ છે. દરેક મનુષ્યનું અને ઉપવનનું રક્ષણ સર્પ કરે છે એ જૂની કલ્પનાને મૂર્તસ્વરૂપ આપીને સર્પને પૂજ્ય માનવાનો રિવાજ પડચો હશે એવું કહીએ તો તે ભૂલભરેલું ગણાશે નહિ. હાલમાં ઉપરની કલ્પના ઉપરથી રૂઢ

થયેલું નાગપંચમીનું વ્રત નાગની પ્રીત્યર્થે. આપણે આચરીયે છીયે તેમાં ખોટું શું છે? પંચપ્રાણની કલ્પના સાથે મળતો આવનારો પાંચ ફેણવાળો નાગ અને તેની પ્રીત્યર્થે પાળવામાં આવતી પાંચમની તિથિનો એકબીજા સાથે સંબંધ છે એમ જોકહીયે તો તે ભૂલભરેલું નાહ ગણાય. પ્રાણની ઉપાસના તો અસલની છે; પણ કથામાંનું રૂપક ન સમજાવાથી પ્રાણને બદલે નાગ-સર્પની ઉપાસના શરૂ થઇ અને નાગનાં મંદિરે પણ સ્થપાયાં. સર્વ પુરાણોમાં અત મહત્ત્વનું જે

## વિષ્ણુપુરાણ

તેમાં સર્પ સંબંધી ઉલ્લેખ ઘણે ઠેકાણે કરેલો છે. પૃથુરાજાએ જ્યારે પૃથ્વીનો કારભાર પોતાના હાથમાં લીધો ત્યારે શેષને સર્વ નાગનો અધિપતિ નીમ્યો એમ કહેલું છે. શેષનું નિવાસસ્થાન પાતાળ છે. તે વિષ્ણુના તમોગુણથી ઉત્પન્ન થયો છે અને તેણે પૃથ્વીને પોતાના મસ્તક ઉપર ધારણ કરી રાખી છે. તેને હજાર મસ્તક છે અને દરેક મસ્તક ઉપર એકેક પ્રકાશિત હીરો છે. મહાસાગરમાં શેષનાગની ઉપર દરેક કલ્પની આખરે વિષ્ણુ શયન કરે છે. દ્વાપરયુગમાં વિષ્ણુએ જ્યારે કૃષ્ણાવતાર લીધો ત્યારે શેષનાગે બળરામ તરીકે અવતાર લીધો હતો. જ્યારે લાખો ગંધર્વોએ નાગદેવતા ઉપર હલ્લો કર્યો ત્યારે તેઓ વિષ્ણુને શરણ ગયા હતા. નર્મદાએ પુરુકુત્સને મદદ કરીને ગંધર્વોના ત્રાસમાંથી નાગદેવતાનું રક્ષણ કર્યું હતું તે ઉપરથી નાગોએ એવો આશીર્વાદ આપ્યો હતો કે સર્પના વિષથી રક્ષણ થવા માટે જે કોઇ નર્મદાની પ્રાર્થના કરશે તેને સર્પની બીક રહેશે નાહ, એવું વિષ્ણુપુરાણમાં લખેલું છે. લક્ષ્મણજી પણ શેષનો જ અવતાર હતા એવું માનવામાં

આવે છે; શિવજીને પણ નાગનાં જ ઘરેણાં હોવાનું પુરાણોમાં લખેલું છે; ગણપતિની કમરે પણ નાગ વિંટળાયેલો જોવામાં આવે છે. સર્પપ્રીત્યર્થે યજ્ઞ સમયે ગાવાની ઋચા યજુર્વેદમાં છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રાચીન કાળમાં નાગ માટે પૂજ્યભાવ હતો. વળી ઉત્તર તરફના આર્યોની માફક જ દક્ષિણ તરફના દ્રાવિડો પણ નાગની પૂજા કરતા હતા. જે પ્રમાણે આર્યો અગ્નિ, વાયુ, જલ વગેરે પંચમહાભૂતોની (તે પરમેશ્વરનાં સ્વરૂપ છે એમ માનીને) પૂજા અને પ્રાર્થના કરતા તે જ પ્રમાણે દ્રાવિડો પણ મનુષ્યને ઇજા કરનારા સર્પાદિક પ્રાણીઓની, પિશાચોની અને દેવતાઓના નિવાસસ્થાન તરીકે મનાયેલાં કેટલાંએક વૃક્ષોની પૂજા કરતા. દક્ષિણ હિન્દુસ્તાનમાં ઠેકાણે ઠેકાણે નાગનાં દેવસ્થાનો છે. કેટલાએક રાફડાઓને પણ નાગનાં દેવાલયો તરીકે માનવામાં આવે છે. ગામના સીમાડા ઉપર નાગની પથ્થરની પ્રતિમા મુકેલી હોય છે. મુસાફરો તેમને નમન કર્યા સિવાય આગળ જતા નથી. સુબ્રહ્મણ્ય, અનંતશયન વગેરે નાગનાં દેવાલયો છે અને હજારો ભાવિક લોક તેનાં દર્શનનો લાભ લે છે. સંતાનપ્રાપ્તિ માટે નાગબલિ અને સર્પ-સંસ્કારનો વિધિ ત્યાં કરવામાં આવે છે. સંતાનપ્રાપ્તિ માટે નાગની બાધા રાખી તેને નાનાં પારણાં અર્પણ કરવાનો ચાલ દક્ષિણ દેશમાં છે. સર્પથી માણસોના જીવની બહુ હાનિ થાય છે તેથી તેની પૂજા કરવાનો રિવાજ પડયો હશે એમ કેટલાક-નું માનવું છે. બંગાળામાં અને બીજે ઠેકાણે દર સાલ હજારો લોકો સર્પદંશથી મરી જતા હોવાથી સર્પને પૂજાથી સંતુષ્ટ કરવાનો રિવાજ પડ્યો હશે એમ પણ કેટલાકનું માનવું છે; પરંતુ આ તર્ક વ્યાજબી હોય એમ દેખાતું નથી;

કારણકે સર્પને શુદ્ધ અને પવિત્ર માનવામાં આવે છે. સર્પ એ બ્રાહ્મણ છે અને તેને મારવાથી બ્રહ્મહત્યાનું મોટું પાપ લાગે છે એમ કેટલાક માને છે.

સર્પને હેરાન કરવામાં આવે તો તે હેરાન કરનારના ઉપર વેર લીધા સિવાય રહેતો નથી; જેના હાથે સર્પહત્યા થાય છે તેના કુળનો નાશ થાય છે વગેરે માન્યતાનો વિચાર કરીયે તો માત્ર બીકથી જ નાગપૂજાની ઉત્પત્તિ થઇ હશે એવું જણાતું નથી. જે દિવસે (તહેવાર) નાગપંચમી આવે છે તે જ દિવસે ગણેશચતુર્થી અને હોળીના તહેવારો પણ આવે છે. આથી કોંકણમાં 'નાગા, ગણા, ફાગા' એમ કહેવાનો રિવાજ છે.

## હેતુ અને બોધ

દરેક દશ્ય અને અદશ્ય પદાર્થ પરમેશ્વરે જ પેદા કરેલો છે અને તેમની ઇચ્છાથી સર્વ જગત ચાલે છે એવી આસ્તિક લોકોની માન્યતા છે. માણસ જ્ઞાનમાં ગમે તેટલો આગળ વધશે તોપણ કેટલીક વસ્તુઓ તેને અગમ્ય જ રહેવાની. એનો પાર એ કદી પામવાનો નહિ અને તર્કવિતર્કથી તેના મનનું સમાધાન કરવામાં તેને સંતોષ થશે એ વાત પણ નિર્વિવાદ છે. આવી બાબતોમાં કાંઇ કહી શકાય એમ નથી. પરિસ્થિતિને અનુકૂળ તર્ક કરીને તે પ્રમાણે સમાજ ચાલતો આવેલો છે. આ જગતમાં અતર્ક્ય એવી બાબતો ઘણી છે. તેથી જ પરમેશ્વરની અગાધ લીલા માટે અંતઃકરણમાં પૂજ્યબુદ્ધિ જાગૃત થાય છે અને ઇશ્વરની સેવા કરવાને માટે મનુષ્ય સદા તત્પર રહે છે. મનુષ્યના હૃદયની સંસ્કૃતિના પ્રમાણમાં એ ભાવના ઓછાવધતા પ્રમાણમાં ઉદાત્ત હોય છે. પ્રથમ ઇશ્વરની અતર્ક્ય શક્તિને માટે મનુષ્યને જે વખતે

અચંબો લાગ્યો, અને તેની સેવા કરવી એટલે તેણે નિર્માણ કરેલાં સર્વ પ્રાણી, પદાર્થ વગેરેની સેવા કરવી એમ તેને લાગ્યું, તે જ વખતે નાગપૂજા જેવા રિવાજ ચાલુ થયા હશે. એ પ્રાણીને પણ ઇશ્વરે ઉત્પન્ન કરેલ છે માટે તે ગમે તેવું ઝેરી હોય તોપણ તેનો પ્રાણ લેવાનો અધિકાર આપણને નથી, એવું લાગવાથી તેનો નાશ કરવો એ બહુ જ અઘોર કૃત્ય છે એવું આગેવાનોએ ઠરાવ્યું. સર્વ પદાર્થોમાં ઇશ્વર છે એવું સમજનારા હિન્દુ લોકોએ સારા અને નઠારા સર્વને સેવા કરીને સંતુષ્ટ કરવા એવી યોજના કરી. જે દેશનું તત્ત્વજ્ઞાન બહુ ઉંચી પાયરીએ પહોંચ્યું, જે દેશના શ્રેષ્ઠ ઋષિવર્યોએ અનેક યુગ સુધી વિચાર કરીને સચ્ચિદાનન્દ સ્વરૂપની શોધ કરી અને શાશ્વત સુખ કયું એ જ્ઞાનતપના યોગથી નિશ્ચિત રીતે ઠેરવ્યું તે જ દેશના—તે જ ઋષિઓના વંશજો પથરા, લાકડાં, પશુ, પક્ષી, ઝાડ, સર્પ વગેરે પદાર્થોની પૂજા કરે એ અનુચિત છે એમ કેટલાએક ઉપરઉપરથી જોનારા લોકો કહે છે. પરંતુ કયા કારણથી આવી પૂજા પ્રચારમાં આવી તેનો તેમણે જ્યાં સુધી વિચાર કર્યો નથી ત્યાં સુધી તેમને આ વિલક્ષણ વૈષમ્ય જણાશે. તોપણ એટલી વાત તો ખરી છે કે મનુષ્યપ્રાણીનું ધ્યેય સત્ય, જ્ઞાન અને પ્રગતિ એ હોવું જોઇયે; રૂઢિનું પ્રાબલ્ય ગમે તેટલું બળવાન હોય તોપણ તેની શૃંખલા ધીમે ધીમે તોડી નાંખીને ધર્મનું ખરૂં સ્વરૂપ ઓળખવાનો અને સચ્ચિદાનન્દનું શરણ મેળવવાનો પ્રયત્ન કરવો જોઇયે. જેમનાં મન સુસંસ્કૃત થયાં છે તેમણે આવા પસંદ ન પડનારા પૂજાદિક ઉપચારોથી અલિપ્ત રહીને સમાજનો ત્યાગ કરવાથી પોતાનું કર્તવ્ય પૂરૂં થયું એમ ન સમજતાં ધર્મભોળા લોકોમાં મળીને તેમને ખરા શ્રેષ્ઠ, શાશ્વત અને સાર્વલૌકિક ધર્મ તરફ દોરવા જોઇયે.

---

# મંગળાગૌરી

મહારાષ્ટ્રમાં દરેક વરસે શ્રાવણ મહિનામાં મંગળવારે મંગળાગૌરીનો ઉત્સવ કરવાનો રિવાજ કેટલાએક બ્રાહ્મણોમાં છે. છોકરીનાં લગ્ન થયા પછી પાંચ વર્ષ સુધી મંગળાગૌરીની પૂજા કરાવે છે અને તે વ્રતના પાલનથી પતિનું આયુષ્ય લાંબુ થાય છે એવું નીચેની કથા ઉપરથી દેખાય છે. પ્રાચીન કાળમાં કુંડિન નગરીમાં ધર્મપાલક નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેને પુત્રસંતતિ નહોતી તેથી તે અને તેની પત્ની હમેશાં દિલગીર રહેતાં હતાં. જેને પુત્રસંતાન ન હોય તેના હાથની ભિક્ષા લેવી અનુચિત છે એવું શાસ્ત્રનું વચન હોવાથી તેના ઘર આગળથી એક યોગી હમેશાં ભિક્ષા લીધા વગર જતો હતો. એથી તેમનાં મનને વધારે દુઃખ થતું હતું. પરંતુ એક દિવસે યુક્તિથી તેમણે તેની ઝોળીમાં ભિક્ષા નાખી. આથી યોગીને અત્યંત ગુસ્સો આવ્યો અને કપટથી શાસ્ત્રની આજ્ઞાનો ભંગ કર્યો

માટે તે દંપતીને પુત્ર ન થાય એવો તેણે શાપ આપ્યો. પરંતુ તેમણે યોગી મહારાજના ચરણ પકડી અનેક પ્રકારે તેમની વિનંતિ કરી ત્યારે પ્રસન્ન ચિત્તથી યોગીએ કહ્યું કે નીલવસ્ત્ર પરિધાન કરો અને કાળા રંગના ઘોડા ઉપર બેસીને તમે ઘોર અરણ્યમાં જાઓ. જતાં જતાં જે ઠેકાણે ઘોડાઓને ઠોકર વાગે ત્યાં જમીન ખોદજો એટલે એક દેવીનું મંદિર નીકળશે. તે દેવી તમને ઇચ્છિત વર આપશે. પુત્રસંતાનની પ્રાપ્તિ માટે અધીરાં થયેલાં તે પતિપત્નીએ યોગીની આજ્ઞા પ્રમાણે જંગલનો માર્ગ લીધો અને જતાં જતાં જ્યાં ઘોડાઓને ઠોકર વાગી ત્યાં આગળ જમીન ખોદી, તો તેમાંથી એક દેવીનું દેવાલય મળી આવ્યું. તે દેવાલયમાંની દેવીની તેમણે આરાધના કરવાથી તેણે પ્રસન્ન થઇ તેમને કહ્યું, જો તમારે દીર્ઘાયુષી પુત્ર જોઇતો હશે તો હું તમને અંધ પુત્ર આપીશ; જો ગુણવાન અને સુસ્વરૂપ પુત્ર જોઇતો હશે તો તે અલ્પાયુષી મળશે; માટે તમારે કેવો પુત્ર જોઇયે છે તે કહો. તે બન્ને દેવી-ભક્તોએ વિચાર કરીને અલ્પાયુષી પણ ગુણવાન પુત્ર મળે એવી દેવીની પ્રાર્થના કરી. દેવીએ 'તથાસ્તુ' કહ્યું અને પછી અંતર્ધાન પામી. વરદાન પ્રમાણે તે સ્ત્રીને પેટે પુત્ર જન્મ્યો. તેમણે તેનું નામ શિવ રાખ્યું. યોગ્ય ઉમર પ્રાપ્ત થતાં જ તેનો ઉપનયન સંસ્કાર કરવામાં આવ્યો. પછી તે વિવાહ કરવા લાયક થતાં જ કાશીની યાત્રા કરવા માટે તે માતાપિતા પોતાના પુત્ર સાથે નીકળ્યાં. ત્યાં પહોંચ્યા પછી એક દિવસે તેમણે એક વિલક્ષણ વાત સાંભળી. કેટલીએક છોકરીઓ તળાવ પાસે રમતી હતી, તે વખતે તેમનામાં કાંઇ કારણસર તકરાર થઇ. તકરારમાંથી મોટો કજીયો થયો અને એકબીજીઓને

ગાળો દેવા લાગી. (હાલ પણ સામાજિક, રાજકીય, ધાર્મિક વગેરે વાદવિવાદનું પરિણામ એવું જ આવે છે; તે અટકાવવાને એકાદું 'મૌન' વ્રત ઉપસ્થિત કરવામાં આવે તો સારું.) પોતાને માટે અપશબ્દ વપરાયેલા સાંભળીને સુશીલા નામની એક છોકરી બોલીઃ 'આ તમારી ગાળોથી મારું કંઇ જ નુકસાન થવાનું નથી; કારણકે મારી માતા મંગળાગૌરીનું વ્રત આચરે છે તેથી મારૂં કશું બુરૂં ન થતાં મને અખંડ સૌભાગ્ય જ પ્રાપ્ત થશે.' ધર્મપાલકને લાગ્યું કે સુશીલા જેવી છોકરી આપણા છોકરાની વહુ થાય અને તેને હાથે મંગળાગૌરીનું વ્રત કરાવવામાં આવે તો છોકરાનો આવરદા વધે. આથી તેણે તે છોકરીનાં માબાપની અનુમતિ મેળવીને તેનો વિવાહ પોતાના દીકરા સાથે કર્યો. એક દિવસે પરોઢીયામાં મંગળાગૌરીએ સુશીલાને સ્વપ્નમાં દર્શન આપ્યાં અને કહ્યું: 'તારા પતિને દંશ કરવા માટે એક મોટો સર્પ આવે છે. એમાંથી તેને ઉગારવા માટે એક ઘડામાં દૂધ ભરીને રાખી મુક. તે પીવા માટે સર્પ અંદર દાખલ થાય કે તરત જ ઘડાનું મોં તારી ચોળીવડે બંધ કરી દેજે અને બીજે દિવસ સવારમાં તારી માતાને તે ભેટ તરીકે મોકલાવજે.' સુશીલા જાગી ઉઠી અને જોયું તો તેણે સર્પને આવતો દીઠો. તેણે દૂધનો ઘડો તેના મુખ આગળ મુકયો અને સર્પ અંદર દાખલ થતાં જ તેનું મોઢું બંધ કર્યું. પછી દેવીના કહેવા પ્રમાણે બીજે દિવસે પોતાની માતાને તેનું વાયન મોકલાવ્યું. તેની માતાએ ઘડાનું મોઢું ઉઘાડયું તો અંદર સર્પને બદલે મોતીનો હાર જોયો. કેટલાએક દિવસો વીત્યા બાદ સુશીલાનો પતિ મૃત્યુ પામ્યો ત્યારે તે માટે મંગળાગૌરી યમરાજના દૂતો સાથે લઢી

અને યમની પાસેથી શિવનો પ્રાણ પાછો લાવી આપ્યો; આથી શિવ જીવતો થયો. આ પ્રમાણે સુશીલા મંગળાગૌરીના કૃપાપ્રસાદથી અખંડ સૌભાગ્યવતી થઇ. અર્થાત્ મંગળાગૌરી સૌભાગ્યદાયિની દેવી વ તેની પૂજા કરવાનો રિવાજ પડચો છે.

## શાસ્ત્રોક્ત વિધિ

લગ્ન થયા પછી સૌભાગ્યવતી છોકરીએ શ્રાવણ મહિનાના દરેક મંગળવારે મંગળાગૌરીની પૂજા કરવી. ઉમામહેશ્વરની પૂજા પહેલે વર્ષે પીયરમાં અને ત્યાર પછીનાં ચાર વર્ષો સુધી પતિને ઘેર કરવી. પૂજા પૂરી થયા બાદ હાથ જોડીને

पुत्रान्देहि धनं देहि सौभाग्यं देहि मंगले ।
अन्यांश्च सर्वकामांश्च देहि देवि नमोऽस्तुते ॥

પુત્ર આપ, ધન આપ, સૌભાગ્ય આપ અને મારા બીજા સર્વ મનોરથ પૂર્ણ કર, એ પ્રમાણે તેની પ્રાર્થના કરવી. પછી એક પાત્રમાં હળદરકંકુ અને કાજળ, કાંસકી, તાંબુલ દક્ષિણા, ફૂલોની વેણી, નારીયેળ વગેરે મુકીને પોતાની સૌભાગ્યવતી માતા અથવા માતૃપક્ષની બીજી કોઇ સૌભાગ્યવતી-ને તે વાયન આપવું. ગોરને દક્ષિણા અને વાયન આપ્યા બાદ તે દિવસે ૧૬ સુવાસિની સાથે મૌનપણે ભોજન કરવું. રાત્રે દેવીને ૧૬ દિવેટની આરતી કરવી. ( આ વ્રતમાં ૧૬નું માહાત્મ્ય વિશેષ છે. અઘાડો, ધંતુરો, શેવતી, ધરો વગેરે ૧૬ પ્રકારનાં ફૂલો અને પાંદડાં ૧૬-૧૬ એ પ્રમાણે દેવીને અર્પણ કરવાં એવો વિધિ કહેલો છે. ) સુવાસિનીઓનો ખોળો ભરવો. રાત્રે જમવું નહિ. ગાયન, નૃત્ય વગેરે

રમતગમતથી દેવીને સંતુષ્ટ કરવી. રાતનો વખત આનંદમાં ગાળ્યા બાદ બીજે દિવસે સવારે ગૌરીને સૌભાગ્યદ્રવ્ય અર્પણ કરીને તેનું વિસર્જન કરવું. ગૌરીની પ્રતિમા હોય તો તે ભટજીને દાનમાં આપવી. આ પ્રમાણે પાંચ વર્ષ સુધી આ વ્રત પાળવું એમ ભવિષ્યપુરાણમાં કહેલું છે. મહારાષ્ટ્રમાં આ વ્રત સંબંધી

## ચાલુ રૂઢિ

એવી છે કે ફક્ત કેટલાક દક્ષિણાત્ય સ્માર્ત સંપ્રદાયી બ્રાહ્મણમાં આ વ્રત પળાય છે. મુંબઇ, પૂના અને બીજાં કેટલાંક શહેરોમાં બ્રાહ્મણ સિવાયની બીજી સ્ત્રીઓ પણ આ વ્રત પાળે છે. મંગળાગૌરીનું વ્રત ઉત્તર અથવા દક્ષિણ હિન્દુસ્તાનમાં કોઈ પાળતું નથી. શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સોળ સુવાસિનીઓને ભોજન અથવા મોટાં કિંમતી વાયનો આપવાં જ જોઇયે એવું નથી. દેવી આગળ રમકડાં ગોઠવવાં, રાત્રે ગાયન ગાવાં, પલાળેલા ચણાથી કુમારિકા અને સૌભાગ્યવતી સ્ત્રીઓના ખોળા ભરવા વગેરે અનેક પ્રકાર ચાલુ છે. કોઇક ઠેકાણે પુરોહિતને બોલાવી તેની પાસે મંગળાગૌરીની કથા કહેવડાવવામાં આવે છે. દહાડે દહાડે આ વ્રતનું ધાર્મિક મહત્ત્વ કમી થતું ગયું છે અને તે નવવધુનું કેવળ આનંદનું અને રમતગમતનું એક સાધન જ થઇ પડયું છે. આ વ્રત બાલવયમાં કરવામાં આવતું હોવાથી ધર્મદૃષ્ટિથી તેનું મહત્ત્વ કોઇ વધારે માનતું નથી. ગુજરાતમાં મંગળાગૌરીની પૂજા કરવાનો રિવાજ નથી. કેટલાક ગુજરાતી બ્રાહ્મણોમાં પરણેલી છોકરીઓ મહાદેવ, પાર્વતી અને ગણપતિનું પૂજન કરીને રાત્રે જાગરણ કરે છે.

કરીયે તો એમ જણાય છે કે ધર્મની સમજણ ઉપર આ વ્રત-ની ઉત્પત્તિ થઇ છે. જે પ્રમાણે આ અને બીજાં કેટલાંયે વ્રતો મહારાષ્ટ્રમાં રૂઢ છે પણ બંગાળામાં અને ઉત્તર હિન્દુ-સ્તાનમાં રૂઢ નથી, તેજ પ્રમાણે ત્યાંનાં કેટલાંક વ્રતો આ ભાગમાં રૂઢ નથી. દાખલા તરીકે માઘ શુદ ૬ને રોજ બ્રહ્મવૈવર્તપુરાણાંતર્ગત પ્રકૃત ખંડમાં કહેલું શીતલાપષ્ઠીનું* વ્રત બંગાળામાં સ્ત્રીઓ પાળે છે. બાળકોનું આયુષ્ય અને આરોગ્ય વધે અને તેમને દેવીનો ઉપદ્રવ ન થાય તે માટે એ વ્રત પાળવામાં આવે છે. તે દિવસે રાંધવામાં આવતું નથી. આગલે દિવસે જ રસોઇ કરી મુકે છે અને બીજે દિવસે તે જમે છે. એકાદ વડના ઝાડ નીચે માણસના માથા જેટલો એક પથરો મુકી દેવી તરીકે તેની પૂજા કરવામાં આવે છે. ચૈત્રદ્વાદશીની તિથિ પષ્ઠીના નામથી ત્યાં પ્રસિદ્ધ છે. એ દેવી બાળકોનું રક્ષણ કરનારી છે એવું ત્યાંની સ્ત્રીઓ માને છે. આપણા દેશમાં છોકરૂં જન્મ્યા પછી છટ્ટે દિવસે તેના રક્ષણ માટે પષ્ઠીદેવીની પૂજા કરવાનો રિવાજ છે. આ દેવીને પ્રાકૃતમાં છઠ કહે છે. જેઠ શુદ પૂનમને દિવસે પષ્ઠીની પૂજા એ જ હેતુથી કરવામાં આવે છે. આ પૂજા અરણ્યમાં કરવી એવું શાસ્ત્રમાં કહેલું છે તેથી તેને અરણ્યપષ્ઠી કહેવામાં આવે છે. તે દિવસે ફક્ત કંદમૂળપર

*મુંબઇ ઈલાકામાં ઘણે ઠેકાણે આ દેવીનાં દેવાલયો છે. જ્યારે છોકરાંઓને માતા નીકળે ત્યારે તેમનું રક્ષણ કરવા માટે તેની માનતા રાખવામાં આવે છે. મુંબાદેવી પાસે શીતલા દેવીનું એક દેવળ છે. મુંબઇના હિન્દુ લોકો તે દેવીને ભજે છે.

નિર્વાહ કરવો એવું પણ શાસ્ત્રમાં કહેલું છે. ઉત્તર દેશનાં આ વ્રતો અહીં કોઇ પાળતું નથી; પરંતુ આ સર્વ વ્રત શા કારણોથી ઉત્પન્ન થયાં તેનો વિચાર કરવો જોઇયે. મંગળાગૌરી અથવા બીજાં કોઈપણ વ્રતો અસ્તિત્વમાં આવવાનું મુખ્ય એક જ કારણ છે, અને તે અપત્યપ્રીતિ છે. પુત્ર માટે એક દંપતીનાં અંતઃકરણમાં ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન થઇ, તેથી એક યોગીના આદેશ પ્રમાણે દેવીને પ્રસન્ન કરવાનો તેમણે યત્ન કર્યો. ભવિષ્યોત્તરપુરાણ જ્યારે અસ્તિત્વમાં આવ્યું ત્યારે સમાજની એવી માન્યતા હતી કે દરેક દંપતીને પુત્રપ્રાપ્તિ અવશ્ય જરૂરની છે; અને તેવી સમજ આજે પણ છે. પુત્રપ્રાપ્તિની આવશ્યકતા સાંસારીક દૃષ્ટિથી પણ છે એવું કેટલાક સૈકાથી હિન્દુ લોકો માનતા આવેલા છે.

पुंनाम्नो नरकाद्यस्मात्त्रायते पितरं सुतः ।
तस्मात्पुत्र इति प्रोक्तः स्वयमेव स्वयंभुवा ॥ मनु ९-१३८

પું નામના નરકમાંથી પિતૃઓને પુત્ર તારે છે માટે તેને પુત્ર કહે છે.

पुत्रेण लोकाञ्जयति पौत्रेणानन्त्यमश्नुते ।
अथ पुत्रस्य पौत्रेण ब्रध्नस्याप्नोति विष्टपम् ॥ मनु ९-१३७

પુત્ર થવાથી પિતરોને સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે; પૌત્રને લીધે ચિરકાળ સ્વર્ગસુખ મળે છે; અને પુત્રના પૌત્રને લીધે આદિત્ય લોક પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે પુત્રપૌત્રાદિકના યોગથી પિતૃઓને માટે સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં થાય છે. આ માન્યતા મનુના કાળમાં હિન્દુ લોકોનાં અંતઃકરણમાં દૃઢ થઇ હતી. અત્યંત પ્રાચીન કાળમાં પણ પુત્રજન્મને આર્ય લોકો મહત્ત્વ આપતા હતા. જો પોતાને પુત્ર ન હોય અને તેવે પ્રસંગે પારકાના છોકરાને

દત્તક લેવો પડતો તો તેમને માઠું લાગતું. ઋગ્વેદના સાતમા મંડળમાં નીચેના અર્થનાં સૂક્તો છે.

'હે અગ્નિ, બીજાનો પુત્ર અમારે ન જોઇયે. અજ્ઞાની લોકોના આ માર્ગનું અવલંબન કરીશ નહિ. બીજાનો પુત્ર અમને સુખ આપી શકશે, પરંતુ તે કદી પણ અમારો થશે નહિ. જે અમને અન્ન લાવી આપે અને અમારા શત્રુનો નાશ કરે એવો પુત્ર અમને આપ.'

આ ઉપરથી જણાઇ આવશે કે પુત્રપ્રાપ્તિની ઇચ્છા રાખનાર સ્ત્રીપુરુષ એવા પુત્રની અપેક્ષા કરતાં હતાં કે જે તેમને અન્નવસ્ત્ર પૂરાં પાડે અને શત્રુનો નાશ કરે. મરણ પછી પુત્રની જ તિલાંજલિથી સ્વર્ગલોકમાં જવાની યોગ્યતા આવે છે એવી કલ્પના તે વખતે ન હતી, પરંતુ કાળે કરીને એ માન્યતા સમાજમાં ફેલાઇ હશે; માટે જ મહાભારતમાં 'अपुत्रस्य गतिर्नास्ति' (જેને પુત્ર નથી તેને સદ્દગતિ મળતી નથી) એમ કહેલું છે. દશરથના મરણના સમાચાર સાંભળતાં જ રામે પણ તેમને જવના પિંડ આપ્યા હતા એવું રામાયણમાં લખેલું છે. ભારતીય યુદ્ધની શરૂઆતમાં અર્જુને જે ઉદ્દગાર કાઢ્યા છે તે પ્રસિદ્ધ જ છે. તેણે કહ્યું કે 'કુળક્ષય થવાથી પ્રાચીન કાળથી ચાલતો આવેલો કુળધર્મ નષ્ટ થાય છે. ધર્મનો નાશ થાય તો આખા કુળમાં અધર્મનું બળ વધે છે. અધર્મના પ્રાબલ્યથી સ્ત્રીઓ પતિત થાય છે અને તેથી પ્રજા વર્ણસંકર થાય છે.'

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥ —गीता १-४२.

'પ્રજા વર્ણસંકર થાય એટલે કુળક્ષય કરનારને અને કુળને પણ નરકની પ્રાપ્તિ થાય છે; કારણકે પિંડદાન અને

તર્પણની ક્રિયા લુપ્ત થાય તો પિતૃઓ અધોગતિ પામે છે.'

અર્જુનના આ વિચાર એ તે સમયના હિન્દુ સમાજના જ વિચાર હતા એમ કહીયે તો ચાલે. આ વિચારનું પોકળપણું જાણીને શ્રીકૃષ્ણે જે ખરો માર્ગ કહ્યો તે અત્યંત શ્રેષ્ઠ છે. શ્રીકૃષ્ણ કહે છે:

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥

—ગીતા ૨-૪૨-૪૪

હે અર્જુન, વેદ વિષે નકામી બડબડ કરવામાં રોકાયેલા, બીજું કાંઇ જ નથી એવો વાદ કરનારા, સકામ કર્મ કરનારા, સ્વર્ગ-સુખને જ સર્વસ્વ માનનારા જે મૂઢ લોકો છે તે ઐશ્વર્ય-ભોગ તરફ જ ધ્યાન રાખે છે. અને જે કર્મથી ફરીફરીને પુનર્જન્મ પ્રાપ્ત થાય છે એવાં કર્મ કરવા માટે સુંદર ભાષણ કરે છે; તેમનું આ ભાષણ ભોગ અને ઐશ્વર્યને માટે અશક્ત થયેલા લોકોનું ચિત્ત હરણ કરે છે. આથી અંતઃકરણની એકાગ્રતા કરવાની દૃઢ બુદ્ધિ તેમને થતી નથી.

## હિન્દુસ્તાનની સાંપ્રત સ્થિતિ

ધ્યાનમાં લઇયે તો શ્રીકૃષ્ણના વિચારોને અનુસરવાથી જ આ દેશની ઉન્નતિ થવી સંભવિત છે. સકામ કર્મો કરવાની દુર્બુદ્ધિને આપણે તદ્દન છોડી દેવી જોઇયે. ઇશ્વર પાસે દરેક વખતે 'મને આ આપ, અને મને તે આપ' એવું કહેવાની આપણી ટેવ અત્યંત ખરાબ છે. આવી રીતે વર્તવાથી આપણે દેવોને તેમનું દેવત્વ છોડી દેવાની ફરજ પાડીયે છીયે. આ સ્વાર્થી લેવા-દેવડની સ્થિતિ અતિશય શોચનીય છે. પહેલાંની અને હાલની

સ્થિતિમાં બહુ ફેર છે તે આપણે જાણવું જોઇયે. હાલ વસ્તી વધી છે અને રાષ્ટ્રદષ્ટિએ જોઇયે તો જીવનકલહને લીધે આપણે કેટલા બધા પછાત છીયે તે તરત જણાઈ આવશે. જીવનકલહમાં સારી રીતે રહી શકાય એવું કરવા આ દેશના લોકોનું ધ્યાન ખેંચાય એ ઇષ્ટ છે. મરણ પછી થનારી સ્વર્ગપ્રાપ્તિનો આધાર પુત્રજન્મ ઉપર છે એવી કલ્પનાથી મૂર્ખ મનુષ્યો સંસારની બેડીઓ પગમાં પહેરી લે છે; પણ કુટુમ્બનો નિર્વાહ બરાબર ચલાવવાની તાકાત ન હોવાથી મરણ પહેલાં જ પોતાનું ઘર નરકલોક જેવું કષ્ટમય કરી મુકે છે. દરેક સ્ત્રી અને પુરુષના વિવાહ થવા જ જોઇયે એવી ઘાતકી કલ્પના આપણા મગજમાંથી નીકળી ગયા સિવાય આપણી સ્થિતિ સુધરવાની નથી. આશરે ૮૦૦ વર્ષ પહેલાં આલ્બેરૂનીએ હિન્દુ સમાજનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને સ્ત્રીઓ અને પુરુષોની માનસિક અને શારીરિક નબળાઇનો જે ઉલ્લેખ કરેલો છે તેનો વિચાર કરીયે, તો આજે કેટલા બધા સૈકાથી આપણી શારીરિક સ્થિતિ ખરાબ છે તે સમજાઇ આવશે. આપણે હાલ જે સામાજિક અવનતિ ભોગવીયે છીયે તેનું મુખ્ય કારણ જોઇયે તો વિવાહના હાનિ-કારક રિવાજો જ છે. પરમેશ્વરે રચેલા કાયદાઓનો ભંગ કરવાથી આપણે શિક્ષા ભોગવીયે છીયે. હાલનો અદૂરદર્શીપણાનો રિવાજ બંધ પડવો જોઇયે. બાળવિવાહને લીધે ઉત્પન્ન થયેલાં નિર્બળ અને અલ્પ વયનાં બાળકો, બાળવિધવાઓ, રોગગ્રસ્ત માબાપો વગેરેની સંખ્યા કમી કરવાનો એક જ ઉપાય છે અને તે એ જ કે આપણાં જે વ્રતો પ્રચારમાં આવેલાં છે તેનો હેતુ શો છે તે સમજીને સમાજમાં તેનો ખરો હેતુ સફળ થાય એવો પ્રયત્ન કરવો.

---

# શ્રાવણી

દરેક શ્રાવણ માસની પૂનમને દિવસે શ્રવણ નક્ષત્ર હોય તો શ્રાવણી નામનો યજ્ઞોપવિત પહેરવાનો વિધિ બ્રાહ્મણ લોકો કરે છે. તે જ પ્રમાણે બીજા દ્વિજો પણ તે દિવસ પાળે છે. ઋગ્વેદી, યજુર્વેદી અને સામવેદીઓને યજ્ઞોપવિત ધારણ કરવા માટે જુદો જુદો વખત કહેલો છે. શ્રવણ નક્ષત્ર, પંચમી અને હસ્તનક્ષત્ર એ ત્રણ કાળ ઋગ્વેદીઓને માટે કહેલા છે અને તેમાં શ્રવણ નક્ષત્ર એ મુખ્ય કાળ છે. શ્રવણ ન મળે તો પંચમી અથવા હસ્તનક્ષત્રનો સમય લેવો. યજુર્વેદના અનુયાયીઓએ શ્રાવણી પૌર્ણિમાને જ મુખ્ય કાળ માનવો. તેમનામાં જે જુદી જુદી શાખાઓ છે તેમણે શ્રાવણી માટે કઇ પૌર્ણિમા લેવી તે સંબંધીનો નિર્ણય શાસ્ત્રકારોએ કરેલો છે; અને કેટલીક શાખાઓના દ્વિજોએ અષાડની તો કેટલાકોએ ભાદરવાની પૌર્ણિમાનો વખત લેવો એવું ઠરાવવામાં આવેલું

છે. સામવેદીઓ માટે ભાદરવા મહિનામાં શુકલપક્ષનું હસ્ત નક્ષત્ર એ ઉપાકર્મનો મુખ્ય સમય છે; તથાપિ કોઇ પ્રસંગે આ સમય બદલવો પડે છે એવું નિર્ણયસિંધુમાં કહેલું છે. નૂતન મૌંજીબંધન થયેલાઓએ શ્રાવણી કયા નક્ષત્રમાં કરવી તે માટે પણ વિચાર કરવામાં આવેલો છે. એ પ્રમાણે દરેક વર્ષે શ્રાવણીનો વિધિ આટોપવામાં આવે છે. તે દિવસનો શાસ્ત્રોક્ત વિધિ એવો છે કે ઉપનયન થયેલા બ્રહ્મચારી છોકરાઓએ અને ગૃહસ્થાશ્રમી પુરુષોએ ગામના પ્રસિદ્ધ દેવાલયોમાં એકત્ર થઇને ઉપાધ્યાયની સૂચના મુજબ શાસ્ત્રોક્ત મંત્રોચ્ચારપૂર્વક શ્રાવણીનો વિધિ કરવો. પ્રારંભમાં શરીર-શુદ્ધયર્થ પંચગવ્ય * પ્રાશન કરવું. હોમસિદ્ધિ કરીને ઘરમાં તૈયાર કરેલા ચરૂની આહુતિ આપવી. આને ઉપાકર્મવિધિ કહે છે. ત્યાર પછી સ્નાન કરીને સપ્તર્ષિ અને અરૂંધતીની પૂજા કરવી અને હોમ સળગાવીને દધિસક્તુની આહુતિ આપવી. આને ઉત્સર્જનવિધિ કહે છે. તે પછી ગુરુ અને વડિલોને નમસ્કાર કરીને તેમને યજ્ઞોપવિત આપવું. ત્યાર પછી દશ ગાયત્રીમંત્રોથી મંત્રેલું યજ્ઞોપવિત ધારણ કરવું અને જૂની જનોઇ કાઢી નાંખવી. શ્રાવણીનો એ ત્રીજો અને છેવટનો વિધિ છે. આ વિધિને યજ્ઞોપવિતધારણવિધિ કહે છે. પછી મૃત પિતૃઓને તિલતર્પણ આપવું. જેમણે તર્પણ કર્યું હોય તેમણે એક ટંક જમવું. શ્રાવણી સંબંધી

## ચાલુ રૂઢિ

એવી છે કે પુરાણમતવાદિ લોક આ વિધિ ભક્તિપૂર્વક પાળે છે.

---

*ગાયથી ઉત્પન્ન થયેલા પાંચ પદાર્થઃ દૂધ, ઘી, દહીં, છાણ અને મૂત્ર.

ગામડાંઓમાં દેવાલયમાં શ્રાવણી થાય છે. શહેરોમાં ઘણેભાગે એકાદ સાર્વજનિક જગાએ અથવા પ્રતિષ્ઠિત લોકોને ઘેર શ્રાવણી થાય છે અને તે વખતે આસપાસના લોકો ત્યાં ભેગા મળે છે. નવીન મતના લોકો વિધિને બહુ મહત્ત્વ આપતા નથી, એટલું જ નહિ પણ તે આવશ્યક ધર્મવિધિ છે એવું કોઇ કહે તો કેવળ અજ્ઞજનોએ ભટજીના તંત્ર પ્રમાણે કરવાની કવાયત છે એમ કહીને તેની મશ્કરી કરે છે. આર્યસમાજપંથના અનુયાયીઓએ શ્રાવણીનો વિધિ તેમના મત પ્રમાણે જુદો જ બેસાડેલો છે. ચરૂ અને દધિસક્તુને બદલે ઉત્તમ શીરો બનાવી આ પંથના લોક તેની આહુતિ અગ્નિને આપે છે, અને હોમમાં ચંદનનાં લાકડાં અને ઘી નાંખી અગ્નિ પ્રદીપ્ત કરે છે; પછી કેટલીએક વેદઋચા બોલીને યજ્ઞોપવિત ધારણ કરે છે. ગુજરાતમાં શ્રાવણી ઘણેભાગે નદી ઉપર અથવા તળાવ ઉપર કે ધર્મશાળામાં કરવાનો રિવાજ છે. પ્રાર્થનાસમાજની મંડળીમાં નવીન પ્રકારનો ઉપનયન-સંસ્કાર ચાલુ છે, છતાં તેમણે શ્રાવણીને રજા આપી છે. હાલમાં શ્રાવણી માટે બ્રાહ્મણ અને બીજા દ્વિજોની જે સમજુત થઇ છે તે વિલક્ષણ છે.

## શ્રાવણી એટલે શું

એનું તેમને જ્ઞાન જ નથી એવું તેમના એકંદર વર્તન ઉપરથી સિદ્ધ થાય છે. શ્રાવણીનો અર્થ યજ્ઞોપવિત ધારણ કરવાનો વિધિ એવો નથી. યજ્ઞોપવિતધારણ એ શ્રાવણીનું અત્યંત ગૌણ અંગ છે, પરંતુ અત્યારે તો તેને જ માત્ર મહત્ત્વ આપેલું છે. કોઈ પણ ધર્મકૃત્ય કરતા પહેલાં યજ્ઞોપવિત ધારણ કરવું એમ શાસ્ત્રમાં કહેલું છે. તે જ પ્રમાણે શ્રાવણીને

વખતે અધ્યયન પહેલાં યજ્ઞોપવિત ધારણ કરવું પડે છે એટલું જ. શ્રાવણીનાં મુખ્ય અંગ ઉપાકર્મ અને ઉત્સર્જન—અર્થાત્ અધ્યયનનો આરંભ અને અધ્યયનની સમાપ્તિ—છે. હાલમાં ઉપાકર્મ અને ઉત્સર્જન એ બન્ને કાર્યો એક જ બેઠકમાં આટોપવામાં આવે છે. અધ્યયનનો આરંભ કરવાની તૈયારી કરવી અને તૈયારીની સાથે જ તેની સમાપ્તિ કરવી એ વિલક્ષણ છે. ઉપાકર્મવિધિ અને ઉત્સર્જનવિધિની વચ્ચે કેટલાએક મહિના જવા જોઇયે એટલું તો ઉપરચોટીયું જોનારા પણ કબુલ કરશે. પ્રાચીન કાળમાં ઉપાકર્મવિધિ અને ઉત્સર્જનવિધિ શા માટે કરવામાં આવતા તે કહેતાં પહેલાં,

## ઉપનયન સંસ્કાર

આ વિધિનાં મૂળમાં હોવાથી તેના સંબંધીની ટુંક હકીકત નીચે આપીયે છીયે. અત્યંત પ્રાચીન કાળમાં-એટલે વેદ-કાળમાં-ઉપનયનની વિધિ રૂઢ હતી કે કેમ એ કહેવું શક્ય નથી. વેદમાંના યજ્ઞયાગાદિકનું વર્ગીકરણ કરીને તે કેવી રીતે કરવા એનું વિવેચન 'બ્રાહ્મણ' નામના ગ્રંથમાં કરવામાં આવ્યું છે. તે પછી સૂત્રકારોએ કૌટુમ્બિકોએ કરવાના શુમારે ૪૦ મુખ્ય ગૃહ્યવિધિ ઠરાવ્યા તે સમાજને માન્ય થયા. સ્મૃતિકારોએ આ વિધિને અથવા સંસ્કારોને કાયદાનું સ્વરૂપ આપીને ઠરાવ્યું કે તે દ્વિજત્વનાં દ્યોતક છે અને દ્વિજત્વ કાયમ રાખવાને માટે આવશ્યક છે. ગૃહ્યસૂત્ર રચવામાં આવ્યાં તે વખતે ઉપનયનની વિધિ અત્યંત સાદી રીતની હતી. યોગ્ય ઉમર પ્રાપ્ત થતાં જ વિદ્યાર્થી કોઇ નજીક રહેનારા વિદ્વાન, સદાચારી અને જ્ઞાનનિષ્ઠ ગુરુ પાસે જઇને પોતાને વિદ્યાદાન આપવા માટે વિનંતિ કરતો. થોડી વિધિ થયા બાદ શિષ્યને

( બ્રહ્મયજ્ઞ કરવા માટે ) ઉપવિત પહેરાવવામાં આવતું. તે જ વખતે વેદાધ્યયનના આરંભ તરીકે ગાયત્રીમંત્રનો ઉપદેશ કરવામાં આવતો. આ પ્રમાણે વિધિ પૂરો થયા પછી તે વિદ્યાર્થીને દ્વિજત્વ * પ્રાપ્ત થતું. અધ્યયન કરવાને માટે ગુરુ પાસે લઇ જવો તેને જ ઉપનયન કહે છે. આ પ્રમાણે વેદાધ્યયન કરવાના હેતુથી અનેક વિદ્યાર્થીઓ ગુરુ પાસે જતા. ભારદ્વાજનો પુત્ર સુકેશ, શિબિનો પુત્ર સત્યકામ, ગાર્ગી ગોત્રોત્પન્ન સૌર્યાયણિ અશ્વલનો પુત્ર કૌસલ્ય, વિદર્ભ દેશનો ભાર્ગવ અને કાત્યાનો પુત્ર કબંધી એ સર્વ પરબ્રહ્મનું જ્ઞાન સંપાદન કરવા માટે પિપ્પલાદ મુનિ પાસે ગયા એવું પ્રશ્નોપનિષદમાં કહેલું છે. આરુણીનો પુત્ર શ્વેતકેતુ બાર વર્ષની ઉમરે પિતાની આજ્ઞાથી પોતાના કુળગુરુના આશ્રમમાં બાર વર્ષ સુધી રહ્યો. (છાંદોગ્ય) આ પ્રકારનાં ઘણાં દૃષ્ટાન્તો આપી શકાશે. તે વખતના ગુરુઓને હાલના ખાનગી નિશાળના માલિકોની માફક નિશાળીયાઓ પોતાને ત્યાં આવે એવી ઇચ્છા થતી. તૈત્તિરીયોપનિષદમાં નીચેની પ્રાર્થના છેઃ

"મારે ત્યાં બ્રહ્મચારીઓ (શિષ્યો) આવે. તે શિષ્યો શમદમથી યુક્ત એવા થાય. લોકોમાં હું યશસ્વી થાઉં, હું શ્રેયસ્કર થાઉં, હું દ્રવ્યવાન થાઉં.'

---

* દ્વિજ એટલે બે વખત જન્મ પામેલો. માતા અને પિતાથી પહેલો જન્મ અને ગાયત્રીરૂપી માતા તથા આચાર્યરૂપી પિતા એમનાથી બીજો જન્મ; એવી રીતે દરેક દ્વિજને બે જન્મ હોવાનું માનેલું છે.

અધ્યયન પૂરું થયા પછી ગુરુઓને શક્તિ અનુસાર દક્ષિણા આપીને તેમનો આશીર્વાદ લેવામાં આવતો હતો અને તે વખતે શિષ્યોનું સમાવર્તન કરવામાં આવતું. અભ્યાસ પૂરો થયા સિવાય સમાવર્તન કરતા નહોતા. કમલપુત્ર ઉપકોસલ સત્યકામ જાબાલીને ઘેર અધ્યયનને માટે બ્રહ્મચર્યપૂર્વક રહ્યો હતો. સત્યકામે બીજા સર્વ શિષ્યોનું (બાર વર્ષ પછી) સમાવર્તન કર્યું, પરંતુ ઉપકોસલનું સમાવર્તન કર્યું નહિ. શિષ્ય પાસેથી લેવાની ગુરુદક્ષિણા તેને પૂર્ણ જ્ઞાન થયા સિવાય તે લેતા નહોતા. યાજ્ઞવલ્ક્યને વિદેહી જનકરાજાએ એક હજાર ગાયો આપવાની કબુલ કરી ત્યારે યાજ્ઞવલ્ક્યે કહ્યું, ''पिता मेऽमन्यत नानुशिष्यं हरेतेति ( શિષ્યને પૂર્ણ જ્ઞાન આપ્યા પહેલાં તેની પાસેથી કાંઇ લેવું નહિ એવો મારા પિતાનો અભિપ્રાય હતો. ) આચાર્યો પાસેથી જેમ વિદ્યા પ્રાપ્ત કરતા તે જ પ્રમાણે

## પિતા પાસેથી જ્ઞાન સંપાદન

કરવાનો ચાલ પણ જૂના વખતમાં હતો. તે માટે અનેક પ્રાચીન ગ્રંથો સાક્ષી પૂરે છે. માતા તરફથી પણ છોકરાઓને શિક્ષણ મળતું, અને કેટલાએક રાજાઓ પણ આચાર્યો પાસે જતા. તેવી જ રીતે વિદ્વાન રાજા પાસે પણ અનેક જીજ્ઞાસુ વિદ્યાર્થીઓ હાથમાં સમિધા લઇને જતા. સ્ત્રીઓ ગુરુના આશ્રમમાં રહીને અધ્યયન કરતી કે કેમ તે સમજાતું નથી, તોપણ તેઓ ઘરમાં અધ્યયન કરીને બ્રહ્મવાદિનીનું નામ મેળવતી એમ તો દેખાય છે. વચકનૂની કન્યા ગાર્ગી બ્રહ્મજ્ઞાની હતી. યાજ્ઞવલ્કય પાસેથી તેની પત્ની મૈત્રેયીએ બ્રહ્મજ્ઞાન

સંપાદન કર્યું હતું. આ પ્રમાણે પુરુષો અને સ્ત્રીઓ બ્રહ્મજ્ઞાની હોવાથી માતા, પિતા અથવા આચાર્યો પાસેથી છોકરાઓને ઉપદેશ મળતો. સ્ત્રીઓએ બ્રહ્મચારીને ઉપદેશ આપવો એવું દેવલનું મત છે. જે પ્રમાણે પુરુષોને ઉપનયનવિધિ કરવામાં આવતો તેવી જ રીતે સ્ત્રીઓનો વ્રતબંધ પણ જૂના વખતમાં થતો હતો. એક ઠેકાણે યમનું વચન મળી આવે છે કેઃ—

पुराकल्पे तु नारीणां मौंजीबंधनमिष्यते ।
अध्यापनं च वेदानां सावित्रीवचनं तथा ॥ —**निर्णयसिन्धु ।**
द्वादश वर्षाणि वेद ब्रह्मचर्यं उपनयनादूर्ध्वं ॥ —**सूत्र ।**

આ ઉપરથી સ્ત્રીઓનું મૌંજીબંધન કરીને બ્રહ્મચર્ય પળાવવામાં આવતું એ સિદ્ધ થાય છે. આ પ્રમાણે સ્ત્રીઓને મૌંજીબંધન, વેદાધ્યયન મહામંત્રોપદેશ વગેરેનો અધિકાર તે વખતે હતો, માટે જ ઉપનયનને વખતે તેમને ગુરુ થવાનો અધિકાર હતો. કેટલીએક સ્ત્રીઓ જે જીવતાં સુધી અધ્યયન અને અધ્યાપનમાં વખત ગાળતી તે સમાજમાં પૂજ્ય મનાતી. ગાર્ગી વાચકનવી, વડવા, પ્રાતિથેયી, સુલભા, મૈત્રેયી વગેરેને તેમના જ્ઞાનને લીધે બ્રહ્મવાદિનીનું નામ મળ્યું હતું. તેમના નામથી તર્પણ આપવું એવું આશ્વલાયનાએ કહેલું છે. ગુરુને ઘેર હોય ત્યારે અને ઉપનયનને વખતે મહામંત્રોપદેશ થયા પછી ગુરૂ પાસેથી

## બ્રહ્મચારીને ઉપદેશ

મળતો તે અત્યંત મહત્ત્વનો હતો. આ ઉપદેશનો દાખલો તૈત્તિરીયોપનિષદમાં નીચે પ્રમાણે આપેલો છે. તેનું વિદ્યાર્થીદશામાંના સ્ત્રીપુરુષોએ મનન કરીને તે પ્રમાણે આચરણ કરવા જેવું છે

सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः । सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् । मातृदेवो भव । पितृदेवो भव । आचार्यदेवो भव । अतिथिदेवो भव । यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि; नो इतराणि । यान्यस्माकꣳ सुचरितानि तानि त्वयोपास्यानि; नो इतराणि । ये के चास्मच्छ्रेयाꣳसो ब्राह्मणाः तेषां त्वयाऽऽसनेन प्रश्वसितव्यम् । श्रद्धया देयम् । अश्रद्धयाऽदेयम् । श्रिया देयम् । ह्रिया देयम् । भिया देयम् । संविदा देयम् । आचार्याय प्रियं धनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः ॥

અર્થ:—સત્ય ભાષણ કર. ધર્મ પ્રમાણે વર્તન રાખ. અધ્યયનમાં પ્રમાદ કરીશ નહિ. ધર્મ સંબંધી વિષયોમાં પ્રમાદ કરીશ નહિ. આપણું કુશળ થાય તે કર્મ કરવામાં પ્રમાદ કરીશ નહિ. ભૂતમાત્ર માટે કર્મ કરવામાં પ્રમાદ કરીશ નહિ. સ્વાધ્યાય અને પ્રવચન માટે પ્રમાદ કરીશ નહિ. દેવકાર્ય અને પિતૃકાર્યમાં પ્રમાદ કરીશ નહિ માતાને દેવની માફક માન. પિતાને દેવની માફક સમજ. આચાર્યને દેવની માફક માન આપ. અતિથિને દેવની માફક સમજ. જે કર્મ નિંદ્ય નથી તેનું જ આચરણ કર; બીજાં કર્મનું આચરણ કરીશ નહિ. અમારાં (ગુરુનાં) જે સત્કર્મ હોય તેનું જ આચરણ કર; બીજાં કર્મનું આચરણ કરીશ નહિ. જે અમારાથી શ્રેષ્ઠ બ્રાહ્મણ હોય તેમને આસન આપીને તેમના શ્રમનો પરિહાર કર. જે કાંઈ આપવાનું હોય તે શ્રદ્ધાથી આપ; અશ્રદ્ધાથી આપીશ નહિ. મર્યાદાયુક્ત આપવું; ભીતિયુક્ત આપવું; ઓળખાણ કરીને આપવું. (અધ્યયન પૂરું

થયા પછી) આચાર્યને પ્રિય એવું ધન આપીને ગૃહસ્થાશ્રમનો ઉપભોગ લે.

આ ઉપરાંત કોઇ પણ વિકટ પ્રસંગને વખતે વર્તન કેવું રાખવું તે બદ્દલ શંકા આવે તો વિદ્વાન, નિસ્પૃહ, સચ્છીલ, સદાચારસંપન્ન એવા મહાજનોની સલાહ લઇને તે પ્રમાણે આચરવું એમ પણ કહેલું છે. આ ઉપદેશ અમૃતતુલ્ય છે એવું કોણ નહિ કહે? અધ્યયનને માટે વિદ્યાર્થી આચાર્યને ઘેર ઘણો વખત ગાળતા. તે મુદતમાં જ્ઞાનસંપાદન માટે તેમને દેશપર્યટન પણ કરવું પડતું એમ દેખાય છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં લહ્યાનો પુત્ર ભુજ્યુ અધ્યયનવ્રત આચરતો હતો તે વખતે એ મદ્રદેશમાં પર્યટન માટે ગયો હતો એવો ઉલ્લેખ છે. તે વખતે અધ્યયનનો અર્થ ગોખણપટ્ટી થતો નહોતો. દરેક વિષય બરાબર સમજ્યા સિવાય આગળ અભ્યાસ કરવાની પરવાનગી નહોતી. વેદાધ્યયન એ અભ્યાસનું મહત્ત્વનું અંગ હતું અને તે અર્થ સમજીને કરવું પડતું. હાલની પોપટપંચીની અને અર્થજ્ઞાન સિવાયની પાઠ કરવાની વૈદિકમાં જે રીત છે તે અત્યંત અશ્લાઘ્ય માનવામાં આવતી. આ સંબંધી નીચેની ઋચા ઋગ્વેદમાં મળે છે.

ऋचो अक्षरे परमे व्योमन्यस्मिन्देवा अधिविश्वे निषेदुः ।
यस्तन्न वेद किमृचा करिष्यति य इत्तद्विदुत इमे समासते ॥

અર્થ:—જેને ઠેકાણે સર્વ દેવ છે એવા પરબ્રહ્મ માટે સર્વ મંત્ર છે. જે પરબ્રહ્મને જાણતો નથી તેને ઋચાઓ શા ઉપયોગની થશે? જે તે પરબ્રહ્મને જાણે છે તે જ માત્ર તત્સ્વરૂપ તરૂપ જાય છે.

उत त्वः पश्यन्न ददर्श वाचमुत त्वः शृण्वन्न शृणोत्येनाम् ।
उतो त्वस्मै तन्वं ? विसस्रे—

અર્થ:—જે પુરુષ માત્ર વેદપાઠ જ કરે છે અને તેનો અર્થ સમજતો નથી તે વેદવાણી જુએ છે છતાં જોતો નથી. જેને અર્થજ્ઞાન નથી તે વેદ સાંભળતાં છતાં સાંભળતો નથી. જેને અર્થજ્ઞાન છે તેને જ શ્રુતિ પોતાનું તન અર્થાત્ રહસ્ય પ્રકાશિત કરે છે. જ્ઞાન સિવાય કરેલા પાઠાંતરોની મદદથી મોક્ષનો અને ધર્મનો માર્ગ બતાવનારા વૈદિક અને તેમના પર ભરોસો રાખીને કર્માડંબરમાં વીંટળાઇ ગયેલા અજ્ઞજન એ બન્નેની સ્થિતિ સરખી જ શોચનીય છે. ઉપનિષદ્કાળમાં ઉપનયનની જે પદ્ધતિ હતી તે બદલાઇને સ્મૃતિ અને પુરાણ-કાળમાં ઉપનયન તથા અધ્યયનના પ્રકાર પણ બદલાયા. દરેક વર્ણના દરજ્જા અને અધિકાર સંબંધીના નિયમો સ્મૃતિકારોએ ઠરાવ્યા. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ જે મુખ્ય ચાર ભેદ છે તે પૈકી પહેલા ત્રણ વર્ણને ઉપનયનનો સંસ્કાર અવશ્ય થવો જોઇયે એવું ઠરાવવામાં આવ્યું. શૂદ્રો અને સ્ત્રીઓને જનોઇ પહેરવાનો અધિકાર નથી એમ ઠરાવ્યું, કારણકે સ્ત્રીઓને શૂદ્રવત્ માનવી એવો મત સ્મૃતિકારોએ આપ્યો હતો. આચાર્યને ઘેર બ્રહ્મચર્યથી રહીને અધ્યયન કરવાનો ચાલ સ્મૃતિ-કાળમાં હતો એવું દેખાય છે, કારણકે સ્મૃતિમાંની અનુજ્ઞા ઉપરથી તે વિષેનો તર્ક થઇ શકે છે. પરંતુ આ પ્રાચીન પદ્ધતિનો ધીમે ધીમે લોપ થતો ગયો અને ઘેર જ ઉપનયન કરીને બાપ અથવા બીજા કોઇ નજદીકના સગાને મંત્રોપદેશ પુરતા ગુરુ કરવાનો ચાલ પડ્યો. પણ હાલમાં તો પુરુષની બાબતમાં બ્રહ્મચર્ય, ગુરુને ઘેર વાસ, વેદાધ્યયન વગેરે સર્વ લુપ્ત થયાં

છે અને છોકરાની જનોઇ થતાં જ તેના વિવાહ કરવાની તૈયારી થતી અનેક કુટુંબોમાં જોવામાં આવે છે. આજે ઉપનયન, આવતી કાલે સમાવર્તન, કાશીયાત્રાએ જવાનો નાટકી ઘાટ, કાશીયાત્રાએ જવાનો ડોળ કરીને નીકળેલા આઠદસ વર્ષની ઉમરના બટુકને દીકરી આપીને ગૃહસ્થાશ્રમી બનાવવાની વાત કરીને તેને પાછા ફેરવવાનો તમાશો, ભિક્ષાવળીનો કર, બ્રહ્મચર્યની દીક્ષા આપવા માટે તૈયાર કરેલા મંડપમાં પ્રદિપ્ત કરેલા અગ્નિનારાયણ સામે નૃત્યાંગનાઓનો નાચ, ઠાઠમાઠથી થતો ભોજનસમારંભ વગેરે જોઇયે છીયે ત્યારે આપણે ઉપનયનનું ખરૂં મહત્ત્વ ભૂલી ગયા છીયે એમ સિદ્ધ થાય છે. ઋષિઓના વંશજો, દ્વિજો બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો ! આવા પ્રકાર તમે કેટલા વખત સુધી ચાલુ રાખશો ? સદભિમાનપૂર્વક હાલની સ્થિતિ સુધારવી એ તમારૂં કર્તવ્ય નથી શું ?

## ઉપાકર્મ અને ઉત્સર્જન

ઉપલા વિવેચન ઉપરથી જણાઇ આવશે કે પ્રાચીન કાળમાં ઉપનયનનો સંસ્કાર એ જ વિદ્યાભ્યાસનો આરંભ હતો; પરંતુ લાગલાગટ વર્ષ સુધી અધ્યયન ચાલતું નહોતું. દરેક મહિનામાં અનધ્યાયની (રજાની) કેટલીએક તિથિઓ હતી. ખરા અધ્યયનનો વખત ચોમાસું ગણીને તેની શરૂઆતમાં શ્રાવણ શુદ પંચમી અથવા પૂનમને દિવસે વેદાધ્યયનનો પ્રારંભ કરવામાં આવતો. પ્રારંભ પૂર્વે જે હોમવિધિ કરવામાં આવતો તેને જ ઉપાકર્મવિધિ કહેતા. શ્રાવણ માસની શરૂઆતથી ચોમાસું પૂરૂં થઇને ઠંડીના દિવસ આવે ત્યાં સુધી અધ્યયન ચાલતું, અને માઘ મહિનામાં તે સાલનું અધ્યયન પૂરૂં થયું સમજીને હોમ સળગાવીને જે વિધિ કરવામાં આવતો

તેને જ ઉત્સર્જન કહેતા. આ પ્રમાણે વર્ષમાં ફક્ત છ સાત મહિના સુધી જ અધ્યયન ચાલતું. બાકીના ચારપાંચ મહિના સુધી વિદ્યાર્થીઓ અધ્યયન કરેલા વિષયોનું મનન કરવામાં અને બીજા સામાન્ય વિષયોનું જ્ઞાન કરી લેવામાં ગાળતા. તે વખતે ચૌદ વિદ્યા અને ચોસઠ કળાનું જ્ઞાન દરેક જણને હોવું જોઇયે એમ લોકો માનતા હતા. મૃચ્છકટિક નાટકના ઉપોદ્દ્ઘાતમાં શૂદ્રક રાજા માટે લખવામાં આવેલું છે કે તે ઋગ્વેદ, સામવેદ, ગણિત, ચોસઠ કળા અને હસ્તિશિક્ષણ-વિદ્યામાં કુશળ હતો. આ રાજા વિષે સ્કંદપુરાણમાં પણ એક વાત કહેવામાં આવેલી છે. શ્રીકૃષ્ણ અને શ્રીરામ વેદવિદ્યામાં અને તત્ત્વજ્ઞાનમાં જેટલા પારગંત હતા તેટલા જ તેઓ યુદ્ધ-કળામાં અને રાજધર્મમાં પણ પારગંત હતા. તેમનું શિક્ષણ આચાર્યોના આશ્રમમાં જ પૂરૂં થયું હતું. એ આશ્રમ હાલના સુધરેલા રાષ્ટ્રની 'બોર્ડિંગ સ્કુલ' જેવા હતા અને ઋષિ એ 'પ્રોફેસર' હતા. આ વિદ્યાલયોમાંથી બહાર પડનારા વિદ્યાર્થીઓ તેજઃપુંજ, સ્વાવલંબી, સદાચરણી, ધીરોદાત્ત અને પ્રેમળ હતા. વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ લોકો માટે તેમજ તેમના પરમપૂજ્ય ગુરૂ માટે તેમનાં અંતઃકરણમાં પૂજ્યબુદ્ધિ હતી. હાલમાં આર્યસમાજીઓ પ્રાચીન પદ્ધતિ પ્રમાણે ગુરુકુલ નામની સંસ્થા સ્થાપન કરીને ઉત્તમ નાગરિકો તૈયાર કરવાનો પ્રયત્ન કરે છે. કવિવર્ય ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના શાંતિનિકેતનમાં પણ અનેક આર્યપુત્રો જ્ઞાન સંપાદન કરે છે એ શુભ ચિહ્ન છે. જે પ્રમાણે ખરી રીતે શ્રાવણી એ ઉપાકર્મ અને ઉત્સર્જનનો ધાર્મિક વિધિ છે અને આજકાલ તેને માટે યજ્ઞોપવિતધારણવિધિની જે સાર્વત્રિક સમજણ છે

તે ભૂલ ભરેલી છે, તે જ પ્રમાણે ઉપનયનની પછી સમાવર્તન થતાં સુધી આચાર્યોના આશ્રમમાં નિયમિત રીતે અધ્યયન ચાલતું હોઇને તથા ઉપાકર્મ અને ઉત્સર્જન વિધિ અધ્યયન સંબંધી જ હોવાથી સમાવર્તન થયું હોય એવા વિદ્યાર્થીઓએ અને વિવાહ થઇને ગૃહસ્થાશ્રમમાં દાખલ થયા હોય એવા વિદ્યાર્થીઓએ આ વિધિ દર સાલ કરવો કે કેમ એ પણ એક પ્રશ્ન છે. કારણકે જેમનું વેદાધ્યયન જ બંધ પડેલું છે અથવા જે વેદાધ્યયન કરતા નથી એવા લોકોએ આ ઉપાકર્મઉત્સર્જન વિધિ દર સાલ કરવો એ સયુક્તિક દેખાતું નથી. હે દ્વિજો ! તમે ઉપનયન અને સમાવર્તન સંબંધીનું અધ્યયન, બ્રહ્મયજ્ઞ, ગુરુગૃહમાં વાસ વગેરે બાબતો તમારા ઉપનિષદ્કાલીન પૂર્વજોની માફક કરો છો કે? હાલ શ્રાવણીને દિવસે જ ઉપાકર્મ અને ઉત્સર્જન એક જ બેઠકે કરો છો તે યોગ્ય છે શું? તમારા વૈદિકો તે દિવસે જે શ્રુતિસ્મૃતિશાસ્ત્રપુરાણોક્ત વિધિ તમારે હાથે કરાવે છે તેનો મર્મ અને તેમણે પોથીમાંથી વાંચી બતાવેલા વાક્યોનો અર્થ મને અથવા તમને સમજાય છે શું? શ્રાવણીનું મુખ્ય અંગ એટલે યજ્ઞોપવિતધારણ એમ જે તમે સમજો છો તે ભૂલભરેલું છે એમ તમને લાગતું નથી શું? વારુ, યજ્ઞોપવિતને છાજે એવું તમારૂં વર્તન છે?

## યજ્ઞોપવિત પહેરવાની રૂઢિ

આર્યોના ઉચ્ચ વર્ણોમાં છે. આ રૂઢિ પહેલવહેલી યજ્ઞયાગાદિકનો વિધિ કરવામાં આવ્યો તે વખતે—એટલે કે બ્રાહ્મણો અને ઉપનિષદો એ ગ્રંથો અસ્તિત્વમાં આવ્યા ત્યારે જ—પ્રચારમાં આવી. શતપથ બ્રાહ્મણમાં કહેલું છે કે જ્યારે સર્વ મનુષ્યો પ્રજાપતિ પાસે આવ્યા ત્યારે દેવ અને પિતરોએ

યજ્ઞોપવિત પહેર્યું હતું. કૌશિતકી ત્રિકાલ સૂર્યની પ્રાર્થના કરતો હતો અને પ્રભાતસમયે ઉપાસનાને વખતે યજ્ઞોપવિત ધારણ કરતો હતો એવું કૌશિતકીઉપનિષદમાં કહેલું છે. અર્થાત્ સૂર્યોપાસનાને તે યજ્ઞ જેવી માનતો હતો. હાલમાં ગાયત્રીનો* જપ કરતી વખતે યજ્ઞોપવિત હાથમાં ધારણ કરવાની જે પદ્ધતિ છે તે કૌશિતકીની સૂર્યોપાસનાની પદ્ધતિને મળતી આવે છે.

હાલની સ્થિતિ ધ્યાનમાં લઇયે તો યજ્ઞોપવિત સંબંધીનાં ધર્મકૃત્યો વિસરાયાં છે, છતાં તેમનું મહત્ત્વ બધાને જણાવા લાગ્યું છે; અને જેમને યજ્ઞોપવિત પહેરવાનો અધિકાર નથી

---

* ગાયત્રીમંત્રને અત્યંત પવિત્ર અને શ્રેષ્ઠ માનવામાં આવે છે. છાંદોગ્યોપનિષદમાં કહેલું છે કેઃ—

गायत्री वा इदꣳ सर्वं भूतं यदिदं किं च वाग्वै
गायत्री वाग्वा इदꣳ सर्वं भूतं गायति च त्रायते च

'ગાયત્રી એ જ સર્વ પ્રાણીજાત અથવા સ્થાવરજંગમાદિ જાત છે. ગાયત્રીનો અર્થ વાણી છે. આ સર્વ પ્રાણીજાત પાસે વાણી જ શબ્દ કરાવે છે અને સર્વનું રક્ષણ કરે છે.' વળી આગળ એક ઠેકાણે કહેલું છે કે 'પુરુષ એ જ યજ્ઞ છે. તેનાં જે ચોવીશ વર્ષો તે જ પ્રાતઃસ્તવન. ગાયત્રીના ચોવીશ અક્ષરો છે અને પ્રાતઃસ્તવન ગાયત્રીમંત્રથી કરવામાં આવે છે.' બૃહદારણ્યકોપનિષદ્માં નીચેની હકીકત છેઃ 'ગાયત્રી અધ્યાત્મરૂપી પ્રાણને ઠેકાણે સ્થિત છે. પ્રાણ એ ગાય. તેણે ઇંદ્રિયોનું રક્ષણ કર્યું માટે તે ગાયત્રી. આચાર્ય જે વખતે સવિતૃ દેવાત્મક ગાયત્રીનો ઉપદેશ કરે છે ત્યારે તે તેના પ્રાણનું રક્ષણ કરે છે. અગ્નિ એ જ ગાયત્રીનું મુખ છે. જે પ્રમાણે અગ્નિમાં ગમે તે હોમવાથી તે સર્વનો નાશ થાય છે તે જ પ્રમાણે ગાયત્રીવિદ્યાથી પાતકોનો નાશ થઇને (મનુષ્ય) પુનીત, જરારહિત અને મૃત્યુરહિત થાય છે.'

એવું શાસ્ત્રકારોએ ઠરાવ્યું હતું, અથવા જેઓ દ્વિજ હોવા છતાં રૂઢિને લીધે અથવા બેદરકારીથી યજ્ઞોપવિત ધારણ કરતા ન હતા તે બધા મૌંજીબંધનાદિ સંસ્કાર પોતાની જાતમાં દાખલ કરવા માટે ઉદ્યુક્ત થયા છે. બ્રિટિશ સામ્રાજ્યની સ્થાપના થઇ ત્યારથી ધર્મસ્વાતંત્ર્ય અને વ્યક્તિસ્વાતંત્ર્યનો વાવટો આ દેશમાં રોપાયો છે. આનું પરિણામ એ આવ્યું કે દરેક જાતિ પોતાની સ્થિતિનો વિચાર કરવા લાગી અને પોતાની યોગ્યતા અનેક ઉપાયોથી વધારવાનો યત્ન કરવા લાગી. ધર્મની બાબતમાં બ્રાહ્મણોનો દાખલો લઇને તેમના રિવાજોનો પોતાનામાં પ્રચાર કરવાનો ઘણો યત્ન કરે છે. દરેક વર્ષે કન્યાકુમારીથી હિમાલય સુધી જે હજારો જ્ઞાતિપરિષદો ભરાય છે તેમણે પસાર કરેલા ઠરાવો તરફ જોઇયે તો તેમનું અંતિમ ધ્યેય પોતાની ઉન્નતિ કરવી એ જ છે એમ દેખાય છે. નીચલી વર્ણના લોક પોતાનો સમાવેશ ઉપલી વર્ણમાં (જાતમાં) કરી લેવાનો યત્ન કરે છે. કેટલાએક પોતાને બ્રાહ્મણ તો કેટલાએક ક્ષત્રિય અને કેટલાએક પોતાને વૈશ્ય કહેવડાવવામાં માન સમજે છે અને ઉચ્ચ વર્ણના પુરાણમતવાદી લોકો એમ સમજે છે કે નીચલા વર્ગનો આવો પ્રયત્ન કલિયુગને શોભે તેવો છે અને તેથી જગપ્રલય જલદી જ થશે એવું તેઓ અંતઃકરણપૂર્વક માને છે. જિનગર (દક્ષિણમાં વાઘરીના જેવી એક હલકી જાત છે) જેવા અસ્પૃશ્ય મનાતા લોકોએ પણ જનોઇ પહેરી બ્રાહ્મણોની બરોબરી કરવાનો યત્ન ચલાવ્યો છે; તે જ પ્રમાણે બીજી કેટલીએક શૂદ્ર જાતો ઉઘાડેછોગે જનોઇ પહેરવા લાગી છે. બીજી બાજુએ બ્રાહ્મણ વર્ણના શિક્ષણ મેળવેલા લોકો જાતિભેદને મહત્ત્વ ન આપતાં ઘણાક તો તેને તોડી પાડવાનો પ્રયત્ન

કરે છે. વળી ચમાર અને બીજા આસરે પાંચ કરોડ અસ્પૃશ્ય માનાયેલા લોકોને કેળવણી આપીને તેમને સમાજમાં સરખા હક અને અધિકાર મળે એવા પ્રયત્ન કેટલાક કરવા લાગ્યા છે. ટૂંકામાં કહેવાનું કે નીચલા વર્ણના સુશિક્ષિત લોકો ઉચ્ચ વર્ણમાં દાખલ થવાનો અને શ્રેષ્ઠ વર્ણના સુશિક્ષિત લોકો સર્વ વર્ણોને એક જ પાયરી પર લાવવાનો પ્રયત્ન કરે છે. દુઃખની વાત એટલી જ છે કે જે હલકી મનાયેલી જાતો ઉચ્ચ જાતોમાં પોતાની ગણત્રી થાય તેટલા માટે યત્ન કરે છે તે તેમનાથી હલકી—નીચ મનાયેલી જાતોને પોતામાં સામેલ કરી લેવાને અથવા પોતાની બરોબરીની ગણવાને તૈયાર હોતી નથી.

## હેતુ અને બોધ

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરુષાર્થ સાધવા માટે પ્રાચીન કાળમાં સમાજે તે વખતની પરિસ્થિતિને અનુસરીને આચાર સંબંધી નિયમો ઠરાવેલા હતા. ત્રિકાલાબાધિત એવા નિયમ ઠરાવવા શકય નથી. જે પ્રમાણે મનુષ્યના અનુભવમાં ઉમેરો થાય તે પ્રમાણે સમાજના વિચાર બદલાય છે, અને નવીન પરિસ્થિતિને યોગ્ય એવા સામાજિક નિયમો ઠરાવવામાં આવે છે. આવી રીતે સમય પ્રમાણે વર્તનક્રમમાં યોગ્ય ફેરફાર કરવો એ સમાજના જીવન્તપણાનું અને પ્રગતિનું લક્ષણ છે. આપણા દેશમાં વેદકાળથી આજસુધી કેટલા બધા ફેરફાર થયા છે! રાજકીય અને બીજા પ્રકારના ફેરફાર થવાથી પણ લોકોના આચારવિચારમાં ફેરફાર થાય છે. તથાપિ પુરાણપ્રિયતાનો ગુણ આપણા હિન્દુઓમાં વિશેષ બલવત્તર હોવાથી આપણે કેટલાએક અત્યંત પ્રાચીન રીતરિવાજોને વળગી રહ્યા છીયે. પરંપરાગત રૂઢિમાં શું રહસ્ય છે, તેમાં

આગ્રા ભાગ કેટલો છે વગેરે જોઇને છીપ નાંખી દઇ મોતી લેવાનો પ્રયત્ન આરંભ્યા વગર આપણી ઉન્નતિ થશે નહિ. શ્રાવણીનો દિવસ પ્રાપ્ત થતાં જ આપણા ઉપનયનસંસ્કારની, જૂના ઋષિઓની અને પ્રાચીન આશ્રમોની યાદ સ્હેજે આવે છે. આવે વખતે આપણું પગલું યોગ્ય માર્ગમાં છે કે કેમ તેનો વિચાર કરીને આપણે પોતાને માટે અને ભાવિ પ્રજા માટે સદભિમાનપૂર્વક ખરો માર્ગ આંકીને તૈયાર કરવો જોઇયે. ચાલુ પરિસ્થિતિમાં માત્ર વેદાધ્યયન ઉપર અવલંબી રહેવું શકય નથી. માટે વેદ એટલે જ્ઞાન; અને એ અર્થથી સમયાનુસાર જે જ્ઞાન આપણે સંપાદન કરીયે છીયે તે જ જ્ઞાન બ્રહ્મચર્યવ્રત પાળી ઉત્સાહથી સંપાદન કરવામાં શી હરકત છે? તે જ પ્રમાણે માબાપોએ, શાળા અને મહાવિદ્યાલયોના ગુરુજનોએ ઉપનિષદનો અમૂલ્ય ઉપદેશ ભાવિ પ્રજાના હૃદયપર ઠસાવવા માટે યત્ન કેમ ન કરવો જોઇયે? કોઈ પણ પ્રકારની સ્થિતિમાં જ્ઞાનવૃદ્ધિ કરવાનો ઉમંગ ભાવિ પ્રજાના અંતઃકરણમાં ઉત્પન્ન કરી આપવો એના જેવું બીજું કોઇ પુણ્યકર્મ નથી. વડિલ માણસો, ગુરુ અને સમાજના આગેવાન લોકોએ આ કાર્યનું મહત્ત્વ જાણીને તેને શક્તિ અનુસાર મદદ કરવી જોઇયે. અમે તો એમ જ સમજીયે છીયે કે શ્રાવણી એ અધ્યયન માટેનું જ્ઞાનનિષ્ઠ લોકોનું એક સંમેલન છે. સર્વ વિદ્વાનોએ અને જ્ઞાનાર્જનની ઇચ્છા રાખનારા તરુણોએ તે દિવસે ભેગા થઇને જ્ઞાનાર્જન માટેની પોતાની લાગણી વ્યક્ત કરવી, નાનાઓએ મોટાઓ માટે આદર વ્યક્ત કરવો અને જ્ઞાનતપ કરનારાઓએ ચિહ્ન (Badge) તરીકે યજ્ઞોપવિત ધારણ કરીને તેને શોભે

એવું વર્તન રાખવાનો નિશ્ચય કરવો. યજ્ઞોપવિત પહેરનારાઓએ વિદ્યા, કળા, જ્ઞાન અને ધર્મની બાબતમાં શ્રેષ્ઠત્વ સંપાદન કરીને પોતાનાથી નીચેની પાયરીના લોકોને ઉપલી પંક્તિમાં લાવવાનો પ્રયત્ન કરવો જોઇયે. નિરક્ષર અને અજ્ઞાની લોકોએ બ્રાહ્મણકુળમાં જન્મ થયો માટે પોતાને બ્રાહ્મણત્વ પ્રાપ્ત થયું એમ માનવું કદાપિ યોગ્ય થશે નહિ. માટે પોતે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર હોય તોપણ પોતાની યોગ્યતા વધારીને ઉપવિત ધારણ કરવાનો પોતાનો અધિકાર છે એમ તેણે સાબિત કરવું જોઇયે; એટલે પછી ઉપવિતના અધિકાર બદલ તકરાર રહેશે નહિ.

---

# (રાખડી) પોવતી પૌર્ણિમા

---

દરેક શ્રાવણી પૌર્ણિમાને દિવસે પોવતી ધારણ કરવાનો ચાલ હિન્દુસ્તાનના ઘણા ભાગોમાં જોવામાં આવે છે. ધર્મશાસ્ત્રમાં આ વિધિને પવિત્રારોપણ નામ આપેલું છે. તે પોવતીઓની લંબાઇ કેટલી રાખવી અને કેટલી ગાંઠો મારવી તે પણ ઠરેલું છે, અને તે તૈયાર કરનારો જે જ્યોતિષી અને ગોરજીનો વર્ગ તેને તે દિવસે કંઇક મહત્ત્વ પ્રાપ્ત થાય છે. પોવતીઓમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણ વર્ગ છે. તેમને વિષે ધર્મગ્રંથમાં ઉપલબ્ધ થયેલી માહિતી નીચે પ્રમાણે છે. કપાસના સુતરની નવસુતી, એકસો આઠ આંટાવાળી, મૂર્તિના ઘુંટણ સુધી પહોંચે એટલી લાંબી અને ચોવીસ ગાંઠોવાળી પોવતીને ઉત્તમ સમજવી. ૫૪ ફેરાવાળી, જાંગસુધી પહોંચે તેટલી અને બાર ગાંઠોવાળી પોવતીને મધ્યમ સમજવી. નાભિ સુધી લાંબી અને આઠ ગાંઠોવાળી પોવતીને કનિષ્ઠ સમજવી. આ પ્રમાણે પોવતી

તૈયાર કર્યા પછી સુતરની નવસુતીને ૧૨૦ અથવા ૭૦ આંટા મારીને તેની પગ સુધી લાંબી એવી ૧૦૮ અથવા ૨૪ ગ્રંથીની વનમાલા કરવી. પછી નવસુતીનું ૧૨ આંટાનું અથવા ૧૨ ગ્રંથીનું ગંધપવિત્ર બનાવવું. નવસુતીના ૨૭ ફેરાનું ગુરુપવિત્ર બનાવી ત્રણુસુતીની અંગદેવતાની પોવતી કરવી. શિવલિંગના આકારની માફક શિવની પોવતી કરવી. ત્યાર પછી પંચગવ્યથી પ્રોક્ષણ કરીને તેને શુદ્ધ કર્યા બાદ ૧૦૮ વખત અભિમંત્રણ કરવું. પોવતીઓની ગાંઠોને કંકુ લગાડયા પછી તેને પાત્રમાં મુકી દેવની સામે ધરવી અને સર્વ પ્રકારના વિઘ્નોનો નાશ તેમ જ ક્રિયાલોપ થવા માટે ક્ષમા કર એવી રીતે દેવની પ્રાર્થના કરવી. તે પછી તે પોવતીઓને ઠેકાણે ૐકાર, સોમ, વહ્નિ, નાગેશ, સૂર્ય, શિવ, વિશ્વદેવ, બ્રહ્મા, વિષ્ણુ વગેરે અનેક દેવતાઓનું આવાહન કરીને તે દેવને અર્પણ કરવી. ધૂપ, દીપ, નૈવેદ્યાદિક ઉપચારોથી દેવની અને પોવતીઓની પૂજા કર્યા પછી ગુરુની પૂજા કરવી અને તેને પોવતી આપવી. કુટુંબમાંનાં સર્વ સ્ત્રીપુરુષોએ પોવતી હાથે બાંધવી. બ્રાહ્મણ સાથે મિષ્ટાન્ન ભોજન કરવું. શ્રાવણ શુદ આઠમ અને ચૌદશ એ પોવતી ધારણ કરવાની તિથિઓ છે, તોપણ શાસ્ત્રોક્ત રીતે તે વિધિ કરવામાં આવતો ન હોવાથી પૌર્ણિમાને દિવસે તે આટોપી લેવામાં આવે છે. પવિત્રારોપણ હમેશાં કરવું એમ શાસ્ત્રમાં કહેલું છે, પરંતુ હાલમાં તે પ્રમાણે કોઇ કરતું નથી.

ઉત્તર તરફ આ વિધિને રક્ષાબંધન કહેવામાં આવે છે, માટે જ આ પૌર્ણિમાને ત્યાંના લોકો રાખીપૂનમ કહે છે. રજપૂત લોકોમાં આ રક્ષાબંધનનો ચાલ છે. જુના વખતમાં તે દિવસે શ્રાવણી નામનો પાકયજ્ઞ નાગ પ્રીત્યર્થે કરવામાં

આવતો હતો. નાગથી ઇજા ન પહોંચે તેટલા માટે આ યજ્ઞ કરવામાં આવતો. તેનું જ રૂપાંતર થઇને રક્ષાબંધનનો વિધિ પ્રચારમાં આવ્યો હશે; કારણકે મુખ્યત્વે કરીને નાગ જેવા ઝેરી પ્રાણીના દંશથી અપમૃત્યુ પ્રાપ્ત ન થાય માટે રક્ષાબંધન કરે છે, અને ઘણુંકરીને બેન ભાઇને હાથે રક્ષા બાંધે છે. શત્રુના સ્થાનમાં વગર ડરે જઇને તે દિવસે રજપૂત સ્ત્રીઓ પોતાના પતિ સાથે યુદ્ધ કરનારા દુશ્મનને હાથે પણ રક્ષા બાંધતી હતી; તેથી દ્વેષભાવ મટી જઇને ઉભય પક્ષમાં સલાહ થતી એમ કહેવાય છે. જે પ્રમાણે પરસ્પર પ્રેમ અને મૈત્રી વધારવા માટે 'તિલગુળ' (સંક્રાંતિને દિવસે સાકરના પાકમાં ઘોળીને તૈયાર કરેલા તલ) આપવાનો સંપ્રદાય ચાલુ છે તે જ પ્રમાણે આ રક્ષાબંધનનો વિધિ સમાજમાં ઐક્ય અને પ્રેમભાવ વધારવા માટે યુદ્ધકુશળ એવા રજપૂત લોકોમાં રૂઢ થયો હશે.

## હેતુ અને બોધ

શ્રાદ્ધ અથવા બીજાં ધાર્મિક કૃત્ય કરતી વખતે ગોરજી પોતાની કરાંગુલી પાસેની આંગળીમાં દર્ભનું વેષ્ટન ચડાવે છે. તેને પવિત્ર એવું નામ આપેલું છે. પવિત્રારોપણ કર્યા વગર શુભાશુભ કૃત્યનો આરંભ થઇ શકતો નથી. તેનો અર્થ શો? દેવ અથવા પિતરના સાન્નિધ્યમાં હોવાની જ્યારે આપણે કલ્પના કરીયે છીયે ત્યારે શરીર ઉપર પાવિત્ર્યનું અધિષ્ઠાન કરવું એ આવશ્યક છે, અર્થાત્ દેવ અને દેવની માફક પૂજ્ય એવા પિતરો સાથે સંબંધ રાખવાની પાત્રતા આપણામાં પાવિત્ર્યને લીધે જ આવે છે. દર્ભનું વેષ્ટન અથવા સુતરનો ધાગો એ પાવિત્ર્યની નિશાનીઓ માનેલી છે. જે પ્રમાણે તે 'પવિત્ર'

થઇ શકતી નથી તે જ પ્રમાણે તેમને લીધે શરીરમાં પાવિત્ર્યનો પ્રાદુર્ભાવ થવો શક્ય નથી. મૂર્તિ કાંઇ દેવ નથી, પરંતુ ઈશ્વરનું સાંનિધ્ય મૂર્તરૂપે નેત્રમાં સ્થાપિત કરવાને મૂર્તિની સાધન રૂપે જરૂર છે. તેવી જ રીતે પોવતી જેવું શરીરમાં પાવિત્ર્ય લાવનારૂં માદળીયું પાસે ન હોય તો પણ પાવિત્ર્ય રાખવા માટેનું મહત્ત્વ આપણા મનમાં ઠસે છે અને તે ઠસવું જોઇયે. પરંતુ માત્ર શ્રાવણ મહિનાની પૂનમે જ એ 'પવિત્ર' ધારણ કરવાનું છે એમ નથી, પણ તે દરરોજ ધારણ કરવું જોઇયે. પછી આપણે કોઇનાથી પણ ડરવાનું કારણ રહેશે નહિ. કાયા, વાચા અને મનને સદોદિત પાવિત્ર્યની સત્તા નીચે રાખવાં જોઇયે. અપવિત્ર આચરણને લીધે પરમેશ્વરે આપેલી કાયાનૌકાનો નાશ થાય છે. આપણા દેશ માટે, આપણા ધર્મ માટે, આપણા દેહ માટે અને આપણા મન માટે, ઇહલોક માટે અને પરલોક માટે આપણે પૂર્ણ પવિત્ર રહેવું જોઇયે. પાવિત્ર્ય વગર શૌર્ય નથી, પાવિત્ર્ય વગર ઐક્ય નથી અને પાવિત્ર્ય વગર શાન્તિ નથી. આપણે હિન્દુ લોકો સમજીયે છીયે કે આપણી ઉત્પત્તિ પરબ્રહ્મથી થયેલી છે. પછી તે મુખમાંથી થઇ હોય કે પગમાંથી થઈ હોય. પરમેશ્વરનું મુખ જેટલું પવિત્ર છે તેટલા જ તેના પગ પણ પાવત્ર છે. આપણે બધા જો ઇશ્વરભૂત છીયે, તેના જ વિરાટ દેહના અંશ છીયે તો પછી તેની જ માફક પવિત્ર રહેવું એ શું આપણું કર્તવ્ય નથી? અનીતિના માર્ગે જવાથી દુઃખી સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે તે સુધારવા માટે દેવની સ્તુતિ કરવામાં અથવા 'હે દેવ તું અમુક કર' એવાં રોદણાં રડવામાં કંઇ જ અર્થ નથી. તેના ઉપર પૂર્ણ વિશ્વાસ રાખીને સત્કાર્યમાં નિષ્કામ બુદ્ધિથી સદોદિત

તલ્લીન રહેવું એ એક જ માર્ગ આપણે આર્યોને મા ઉચિત છે. ક્ષણભંગુર સુખને માટે અથવા જીવિતને મા વ્યવહારમાં અપવિત્રતા રૂપી પિશાચનું મિત્રત્વ સંપાદન કર એના જેવું બીજું ઘાતકી કૃત્ય કોઇ નથી. તેના યોગથી હૃદ વિદીર્ણ કરનારી વેદનાઓ, અસ્વાસ્થ્ય અને અધોગતિ પ્રાપ્ત થઇને આપણે આર્યત્વથી પતન પામ્યા વગર રહેશું નહિ પ્રેમના નામથી કામવાસનાને પોષવી, અનેક વિષયોની લાલસાથ આપણા સુખમાં ઉમેરો થશે એવું માનવું એના જેવું પાપ એ નથી, અને એવા પાપથી આપણે સદા મુક્ત રહીયે તેને મા જે ઇશ્વરે આપણને ઉત્પન્ન કર્યા છે તેની પ્રાર્થના કરીને આપણ અંતરને સદા પવિત્ર રાખવું જોઇયે. કૃત્રિમ ઉપાયોથી પાવિત્ર આવવું શક્ય નથી. આ પાવિત્ર્યની અભેદ્ય ઢાલ જેની પાસ હશે તે જીવનકલહમાં અજિંક્ય થશે એ નિ:સંદેહ છે.

---

# નારળી પૌર્ણિમા

---

દરેક શ્રાવણ મહિનાની પૂનમે વરુણ દેવતા પ્રીત્યર્થે સમુદ્રની પૂજા કરીને તેને નાળીયેર અર્પણ કરવું એવું શાસ્ત્રમાં કહેલું છે, તે ઉપરથી તે દિવસને નારળી પૌર્ણિમા કહેવામાં આવે છે. હિન્દુસ્તાનના પૂર્વ અને પશ્ચિમ કિનારા ઉપરના હિન્દુ લોકો—મુખ્યત્વે કરીને વેપારીઓ—આ તહેવારનું વિશેષ મહત્ત્વ માને છે. મુંબઇ શહેરની માફક વેપારની બાબતમાં અત્યંત ઉંચ પાયરીયે પહોંચેલા શહેરી હિન્દુ પ્રમાણે બીજા ધર્મના વેપારી લોકો પણ આ દિવસને મહત્ત્વનો માનીને મોટા સમારંભથી સમુદ્રના દર્શને જાય છે અને તેને નાળીયેર અર્પણ કરે છે. આ વિધિ કરવાથી સમુદ્ર ઉપર સત્તા ચલાવનારો વરુણ દેવ (Uranus) તૃપ્ત થઇને માલ લઇ આવનારાં અને લઇ જનારાં વહાણોને નુકસાની પહોંચાડતો નથી એવી સાર્વત્રિક માન્યતા છે. ચોમાસાનું જોર જેઠ અને

અષાડ મહિનામાં વિશેષ હોય છે. તે વખતે વહાણો સફર કરતાં નથી. શ્રાવણી પૌર્ણિમાથી જલમાર્ગે વેપારની શરૂઆત થાય છે. ને અરસામાં વાદળાંની દહેશત કમી થવાથી વેપારી લોકો પોતાના આયાત નિર્ગત વેપારનું ધોરણ નક્કી કરે છે. આડતીયાનો ધંધો કરનારા વેપારીઓ અષાડ વદ અમાસને દિવસે પોતાનું વેપારી વરસ પૂરૂં કરીને ગઇ સાલના હિસાબનો ઉતારો પોતાના વેપારીઓ તરફ મોકલે છે. આ તહેવાર ઉપરથી હિન્દુઓના વેપારવિષયક ઉદ્યોગધંધાની યાદ આવે છે.

## જળમાર્ગની મુસાફરી અને વેપાર

કરવાની રૂઢી અસલના વખતથી હિન્દુસ્તાનમાં પ્રચલિત છે એમ કહેવામાં હરકત નથી. અત્યંત પ્રાચીન કાળમાં જે વખતે આર્યો અનાર્યો સાથે યુદ્ધ કરવામાં રોકાયેલા હતા તે વખતે પણ તેઓ જળમાર્ગે પ્રવાસ કરતા હતા એવા ઉલ્લેખ ઋગ્વેદમાં મળી આવે છે. સમુદ્ર ઉપર સત્તા ચલાવનારા દેવને 'भगो वरुणो मित्रः' એટલે 'ભાગ્યદાતા લોકમિત્ર વરુણ' એમ કહેલું છે. 'સંપત્તિ મેળવવાની લાલચ રાખનારા વેપારીઓ ઉષ્ણ નિઃશ્વાસ નાંખનારાં વહાણો પર આરૂઢ થઇને સફર કરવા માટે સમુદ્રનો માર્ગ ખુલ્લો કરે છે' એવો ઉલ્લેખ ઋગ્વેદના ચોથા મંડળના ૫૬માં સૂક્તમાં છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે તે વખતે પણ જળમાર્ગે વેપાર ચાલતો હતો અને સંપત્તિ મેળવવાની ઇચ્છા પરદેશ સાથે વેપાર કરવાથી જ પૂર્ણ થાય છે એવું લોકો માનતા હતા. અશ્વિન દેવતાએ ભુજ્યુનું રક્ષણ કર્યું તે માટે અશ્વિનની સ્તુતિ કરતી વખતે એક ઋષિ કહે છેઃ

'હે અશ્વિન, જેવી રીતે એકાદો મૃત મનુષ્ય વૈભવનો ત્યાગ કરીને જાય છે તેવી રીતે ખરેખર તુગ્રે ભુજ્યુને પાણીના પ્રવાહમાં નાંખી દીધો હતો; અન્તરિક્ષમાં ઉડ્ડયન કરનારી અને પાણીના સ્પર્શથી અલિપ્ત રહેનારી નૌકામાં બેસાડીને તમે તેને સુરક્ષિત રીતે લઇ ગયા ! હે સત્યસ્વરૂપ દેવતાઓ, ત્રણ દિવસ અને ત્રણ રાતના કરતાં વધારે વખતમાં તમે તેને પાણીથી ભરેલા સમુદ્રની પેલે પાર સુકી જમીન ઉપર લઈ ગયા.' (ઋગ. ૧-૧૧૬-૩) આ ઉપરથી જણાય છે કે અત્યંત વેગથી જનારી નૌકાઓ તે વખતે તૈયાર થતી હતી; તેમજ વાયુવેગે રાતદહાડો ચાલનારી નૌકાએ ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી અફાટ અને તોફાની સમુદ્રમાં ભુજ્યુને લઇને મુસાફરી કરી એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે. ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી જે જલપ્રવાસ કરે છે તે પતિત થાય છે એવો કાયદો સ્મૃતિકારોએ પાછળથી પસાર કર્યો. જો આ કાયદો ઋગ્વેદના કાળમાં હોત તો ભુજ્યુના રક્ષણ માટે અશ્વિનના સ્તુતિસ્તોત્રો ગાવામાં ઋષિજન ગર્ક ન થયા હોત, પણ ભુજ્યુને પુનિત કરવા પ્રાયશ્ચિત્તને માટે યજ્ઞના અગ્નિની સ્તુતિ તેમણે કરી હોત. વરુણ દેવની સત્તા સમુદ્ર ઉપર છે એવું માનીને તેને वेद नावः समुद्रियः એટલે સમુદ્રનિવાસી હોવાને લીધે વહાણનો રસ્તો તેને ખબર છે એમ કહેલું છે. તે વખતે સમુદ્રમાં વહાણ ધક્કેલવાનો પણ કાંઇક વિધિ કરવામાં આવતો હતો એવું નીચેની ઋચા ઉપરથી જણાય છે:

उवासोषा उच्छाच्च नु देवी जीरा रथानम् ।
ये अस्या आचरणेषु दध्रिरे समुद्रे न श्रवस्यवः

—ऋग० १-४८-३

અર્થઃ—પ્રાતઃકાળ થતાં જ માર્ગક્રમણ કરવા સારૂ તૈયાર કરી રાખેલા રથ ચલાવવાની પ્રેરણા કરનારી ઉષાદેવી પ્રથમ પ્રભાતકાળ કરતી હતી અને હજી પણ કરે છે. તે જ પ્રમાણે પૈસા મેળવવાની ઇચ્છા રાખનાર વાણીયાઓ સમુદ્રમાં જવા માટે તૈયાર કરી રાખેલી નૌકાઓ ચલાવવાની પ્રેરણા કરે છે.' એ પ્રાચીન વિધિ ઉપરથી હાલની નારળી પૌર્ણિમા પ્રચારમાં આવી એમ કહીયે તો ખોટું નથી.

હિન્દુસ્તાનમાં આર્યોએ પ્રવેશ કર્યા પછી પોતાની સત્તા સ્થાપન કરવા માટે અનાર્યો સાથે લડવામાં તેમનાં કેટલાંએક વર્ષ ગયાં. કાળે કરીને શાન્ત સ્થપાયા બાદ ખેતી અને બીજા ધંધાઓની ખીલવણી થવા લાગી અને ઉદ્યોગથી ઉત્પન્ન થએલો માલ પરદેશમાં જવા લાગ્યો. તે કિફાયત ભાવે વેચવાની તેમને આકાંક્ષા ઉત્પન્ન થઇ. આ પ્રમાણે પૂર્વ અને પશ્ચિમ તરફના અનેક દેશો સાથે તેમનો વેપાર શરૂ થયો. ખ્રિસ્તી શકના છઠ્ઠા સૈકાના અરસામાં ગ્રીસ દેશમાં પિથેગોરસ નામનો એક મોટો તત્ત્વજ્ઞાની થઇ ગયો. તેણે હિન્દુ લોકોના તત્ત્વજ્ઞાનનું પરિશીલન કરીને આર્યોના કેટલાએક સિદ્ધાન્ત ગ્રાહ્ય છે એવું તેણે પોતાના લેખમાં પ્રતિપાદન કર્યું હતું. પુનર્જન્મ, બ્રહ્મ, અહિંસા વગેરે વિષયોનું તેને ઉત્તમ જ્ઞાન થયું હતું. તેના પછી આશરે સો વરસ બાદ હેરોડોટ્સ નામના ગ્રીક ઇતિહાસકારે હિન્દુઓના સંબંધમાં ઘણી પરચુરણ માહિતી લખેલી છે. આ ઇતિહાસકારે હિન્દુસ્તાનની ભૂમિ ઉપર કોઇ પણ વખતે પગ મુક્યો નથી; છતાં આ દેશના લોકોનો ધાર્મિક ઇતિહાસ લખવાનાં સાધનો તેને ક્યાંથી મળી શક્યાં? ખ્રિસ્તી શક પૂર્વે પાંચસો છસ્સો વર્ષે ગ્રીસ દેશમાં આપણા વાઙ્મયે પ્રવેશ કર્યો.

તત્ત્વજ્ઞાન જેવો અહીંનો ગહન વિષય ત્યાંના પંડિતોને સમજાવવા માટે આર્ય પંડિતો તે દેશમાં ગયા હોવા જોઇએ. તે વગર અહીંના ગહન વાઙ્મયનો પ્રવેશ તે દેશમાં થવો સંભવિત નથી. ત્યાર પછી ખ્રિસ્તી શક પહેલાં ૪૦૦ વર્ષો બાદ મૅગેસ્થેનસ નામનો ગ્રીક પ્રવાસી હિન્દુસ્તાનમાં આવ્યો. તે ચંદ્રગુપ્તની નોકરીમાં (ખ્રિસ્તી શક પહેલાં ૩૧૭ થી ૩૧૨) હતો. તેના વખતમાં આર્યોએ ઘણોખરો ઉત્તર અને દક્ષિણ હિન્દુસ્તાન કબજે કર્યો હતો. મૅગેસ્થેનિસે અનેક પ્રસિદ્ધ શહેરોનું, હિન્દુઓના ઉદ્યોગનું, અનેક પ્રતાપશાળી રાજાઓ વગેરેનું વર્ણન પોતાના લેખમાં કર્યું છે. તેમાં વેપારને લીધે પ્રસિદ્ધિમાં આવેલાં બંદરોની માહિતી પણ આપી છે. તેના ઉપરથી એવું દેખાય છે કે આપણા લોકો નૌકાની મદદથી દૂરના દેશોમાં અહીંનો માલ વેચવાને માટે લઇ જતા હતા.

ઇલીયન નામના ઇતિહાસકારે લખેલું છે કે પૂર્વ કિનારા ઉપરના કાલિંગ દેશના રાજાને તાપ્રોબેનના લોકો જંગલમાંથી હાથી લાવીને વેચતા હતા. આ ઉપરથી હાથીને લઇ જવા જેવી નૌકાઓ પણ તે વખતમાં તૈયાર થતી હતી એવું દેખાય છે. હિન્દુ લોકો જુદા જુદા ધંધામાં કુશળ હતા એવું મૅગેસ્થેનિસે કહેલું છે, અને ખ્રિસ્તી શક પહેલાં કેટલાયે સૈકા અગાઉ અરબસ્તાન, ગ્રીસ, ઇજીપ્ત વગેરે દેશોમાં હિન્દુઓની કારીગરીનાં કામો જઇ પહોંચ્યાં હતાં, એવું તેણે લખેલું છે. ખ્રિસ્તી શક પહેલાં ૫૦ વર્ષ અગાઉ સીલોન (લંકા) બેટ મગધ દેશના વિજય નામના રાજપુત્રે જીત્યો હતો. ત્યાં હિન્દુઓની વસાહત પણ થઇ હતી. આ દેશને ગ્રીક ઇતિહાસકારોએ તાપ્રોબેન એ નામ આપ્યું છે, તે સંસ્કૃત તામ્રપર્ણી અથવા પાલી ભાષાના તાંબપણ્ણી

એ શબ્દનો અપભ્રંશ છે. જયધીર રાજાએ પોતાના વકીલને વહાણથી સિંહલદ્વીપ મોકલ્યો હતો એવું રાજતરંગિણી ગ્રંથમાં લખેલું છે. તે ઉપથી હિન્દુ લોકો બે અઢી હજાર વર્ષ પહેલાં જળમાર્ગે પ્રવાસ કરતા હતા એવું શું સિદ્ધ નથી થતું? બીજો એવો પણ પુરાવો મળે છે કે અહીંના લોકોએ કેટલાએક શતકો પહેલાં અન્ય ધર્મી અને અન્ય ભાષા બોલનારા લોકોના દેશમાં જઈને ત્યાં વસાહત કરી હતી. ઇ. સ. ૪૦૦ના અરસામાં ચીન દેશનો બૌદ્ધ ભિક્ષુક ફા-હાયન આ દેશમાં બૌદ્ધ ધર્મીય ગ્રંથો ભેગા કરવા માટે આવેલો હતો. સિલોન બેટ સુધી પ્રવાસ કરીને તે ત્યાંથી કેટલાએક ગ્રંથો સહિત સ્વદેશ જવા માટે વહાણમાં નીકળ્યો. રસ્તામાં તોફાન લાગવાથી તે જાવા બેટમાં ઉતર્યો. ત્યાં વસાહત કરીને રહેલા અનેક બ્રાહ્મણો તેની નજરે પડયા. ત્યાર બાદ કેટલાએક મહિના પછી ચીન દેશ જવા માટે તે જળમાર્ગે પ્રવાસ કરતો હતો, એટલામાં ફરીથી તોફાન થઈને વહાણ બુડવાની તૈયારીમાં હતું તે વખતે વહાણ ઉપરના કેટલાએક બ્રાહ્મણોએ માન્યું કે તે ભિક્ષુકને લીધે જ પ્રવાસમાં ફરીફરીને વિઘ્ન આવે છે તેથી તેમણે તેને કોઇ પણ બેટમાં પાછળ મુકવાનો વિચાર કર્યો એવું ફા-હાયને પોતાના પ્રવાસના વર્ણનમાં લખેલું છે. તે ઉપરથી જણાય છે કે તે વખતમાં જાવા બેટમાં બ્રાહ્મણોની વસાહત હતી અને દૂરનો પ્રવાસ કરનારા બ્રાહ્મણો તેના વહાણમાં હતા. પ્રાચીન કાળમાં

## સુમાત્રા બેટમાં હિન્દુઓની વસાહત

હતી એવો પ્રાચીન વસ્તુસંશોધકોનો મત છે. વળી, થીઑસૉફિસ્ટ નામના માસિક પુસ્તકમાં શ્રીયુત નરસિંહનો તે સંબંધી

એક લેખ પ્રસિદ્ધ થયો છે. તેનો ટૂંક સાર નીચે મુજબ છેઃ— હિન્દુસ્તાનના દ્વીપસમુહમાં જાવા બેટનું જેટલું મહત્ત્વ છે તેટલું જ સુમાત્રા બેટનું પણ છે. જાવા, સુમાત્રા, બોર્નિયો, સેલિબીસ, સંબાવા એ બેટનાં નામ અનુક્રમે યવ, સુમિત્ર, ભરણી, શલભા અને સંવભ એ સંસ્કૃત શબ્દોમાંથી નીકળેલાં છે. હિન્દુસ્તાનમાંથી વસાહત કરવા માટે જે લોકો બહાર નીકળ્યા તેમનો સુમિત્ર નામનો એક ઉપરી હતો અને તેના નામ ઉપરથી એક બેટનું નામ સુમાત્રા પડ્યું હશે. આ બેટમાંનું અચિન નામનું એક શહેર અને તે જ નામનો પશ્ચિમ તરફનો પ્રાંત પહેલાં સુમિત્ર એ નામથી ઓળખાતા હતા. પ્રાચીન કાળમાં સુમિત્ર શહેર આ બેટની રાજધાની હતું અને તેનો અવશિષ્ટ ભાગ હાલ પણ જોવા મળે છે. આ બેટમાં આંબલીનાં ઝાડ ઘણાં થાય છે અને તેમના ઉપર વાંદરાંની ભારે વસ્તી છે. તે ઉપરથી ત્યાંના લોકોની એવી માન્યતા છે કે રામાયણમાંનું કિષ્કિન્ધા નામનું પ્રસિદ્ધ સ્થળ તે આ જ બેટ છે. વળી તેઓ વાલી, સુગ્રીવ વગેરેને રહેવાની જગ્યા પણ બતાવે છે. સુમાત્રા બેટની વધારેમાં વધારે લંબાઇ અને પહોળાઇ અનુક્રમે ૧૦૪૭ અને ૩૩૦ માઇલની છે અને એકંદર ક્ષેત્રફળ ૧,૬૧,૬૧૨ માઇલનું છે. આ બેટમાં લોકવસ્તી બહુજ થોડી છે. ત્યાંની લોકસંખ્યા આસરે પાંત્રીશ લાખ હશે. ત્યાંનો પ્રદેશ ડુંગરાળ છે; તેમાં ઇંદ્રજિત, હરિ, વાણી, શક વગેરે નામની નદીઓ છે. સિવાય જવાલામુખી પર્વત અને સરોવરો પણ ત્યાં છે. સરોવરનાં નામ મણુદ્રિ, શંકર વગેરે છે. આ ઠેકાણુાના અસલ લોકો નરમાંસભક્ષક હતા તેથી આર્યો ત્યાં ગયા પછી

તેને દસ્યૂ અને રાક્ષસના નામથી સંબોધતા હતા. ઇસવી સનના ૭૮મે વર્ષે હિન્દુ લોકો જાવા બેટમાં રહેવા માટે ગયા તે વિષે સર્વ ઇતિહાસકારો એકમત છે. સુમાત્રાની વસાહત જાવાની વસાહત કરતાં જુની હશે એમ માનવામાં આવે છે. સુમાત્ર નામનો હિન્દુ ત્યાં વસાહત કરવા માટે ગયો. કૃષ્ણા નદીના મુખ પાસે શ્રીકકુલ નામનું શહેર હતું ત્યાંથી તે નીકળ્યો હતો. આ વસાહત વાળા લોકોને સુમાત્રાના અસલના રહેવાશીઓ તરફથી ઘણી હરકતો સહન કરવી પડી હતી. ચોથા સૈકામાં ગુજરાત અને સિંધ પ્રાંતના બૌદ્ધધર્મના કેટલાએક લોકો પ્રથમ સિલોન ગયા અને પછી તેઓ સુમાત્રા તરફ ગયા. હિન્દુ અને બૌદ્ધ એ બન્ને ધર્મના લોકો આ બેટમાં સ્નેહથી રહેતા હતા. તેમનાં અનેક દેવાલયો હાલ એકબીજાની નજદીક આવેલાં જોવામાં આવે છે. ત્યાંના લોકો પોતે સૂર્યવંશી અથવા ચંદ્રવંશી છે એવું અભિમાનથી કહે છે. પોતે સિકંદરના વંશજો છે એવું કહેનારા પણ કેટલાક લોકો ત્યાં છે. સુમાત્રા બેટનો રાજ્યકારભાર જાવા બેટના રાજાના હાથમાં હતો. સુમાત્રા બેટમાં ઠેકઠેકાણે રામ, શિવ, સીતા, ભવાની, દુર્ગા, મહાદેવ, મહેશ, સુગ્રીવ, રુદ્ર ઇત્યાદિ હિન્દુ દેવાલયોના અવશિષ્ટ ભાગ મળી આવે છે. જે પ્રમાણે અહીંના લોકો પરદેશમાં જતા હતા તેજ પ્રમાણે પરદેશના લોકો આ દેશમાં આવીને રહેતા હતા એવું પણ દેખાય છે; કારણ કે પ્રસિદ્ધ સ્મૃતિકાર મનુએ કેટલાએક પરસ્થ લોકોનો નામનિર્દેશ નીચે પ્રમાણે કરેલો છેઃ

> पौण्ड्रकाश्चोड्रद्रविडाः काम्बोजा यवनाः शकाः ।
> पारदापह्लवाश्चीनाः किराता दरदाः खशाः ॥
>
> —मनु० १०-४४

સ્વદેશમાંના પૌણ્ડ્રક (ઉત્તર બંગાળાના લોક), ઓઢીયા પ્રાન્તના અને દક્ષિણ તરફના દ્રવિડ ઉપરાંત કાંબોજ (કાબુલી), યવન (ગ્રીક), શક (ટ્યુરેનીયન), પારદ, પલ્હવ (પારસી), ચિની વગેરે પરસ્થ લોકો આ દેશમાં હતા. એ લોકો પ્રથમ ક્ષત્રિયો હતા, પરંતુ ક્રિયાલોપને લીધે પતિત થયા એવું મનુએ કહેલું છે. તેમનાં પરાક્રમની જગેજગ તારીફ થવાથી તેમને પતિત થયેલા ક્ષત્રિય ગણવામાં આવ્યા હશે. યવનોના જ્ઞાન માટે પણ આદર વ્યકત કરીને ऋषिवत्तेपि पूज्याः એટલે ઋષિ જેવા પૂજ્ય હોવા વિષે જ્યોતિષગ્રંથમાં યવનાચાર્યની તારીફ કરેલી છે. ચંદ્રગુપ્તે સેલ્યુકસ નામના યવન રાજાની દીકરીનું પાણિગ્રહણ કર્યું હતું. આંધ્રવંશીય શાતવાહન કુળના પુલુમાયી શકની છોકરીને પરણ્યો હતો. આ ઉપરથી પરદેશીઓ સાથે અહિંના લોકોનો સંબંધ ગાઢો હતો એમ દેખાય છે. આ સ્થિતિ ચાલુ રહે તે યોગ્ય નથી એવું તે સમયના ધર્માભિમાનીઓને લાગવાથી તેમણે અનેક પ્રતિબંધ કરીને યવન વગેરે પરદેશીઓ સાથે કોઇ પણ પ્રકારનો વ્યવહાર કરવો નહિ એવું ઠરાવ્યું. સ્મૃતિમાં પણ એવો જ મત મળી આવે છે. મુખ્યત્વે કરીને બ્રાહ્મણોની યોગ્યતા અને તેમનું ધાર્મિક પાવિત્ર્ય અત્યંત શ્રેષ્ઠ દરજ્જાનાં હોવાથી તેમને માટે કડક નિયમ કરવામાં આવ્યા હતા. હાલમાં હિન્દુઓ જેને અત્યંત પૂજ્ય માને છે તે

## પ્રસિદ્ધ સ્મૃતિકાર મનુ

એ જ હિન્દુઓનો મુખ્ય આચાર્ય છે, અને ધાર્મિક અર્થ, કામ, મોક્ષાદિ ચતુર્વિધ પુરુષાર્થ પ્રાપ્ત કરી લેવાનો માર્ગ તેણે જ બતાવ્યો છે. તેણે જે નિયમો કરી આપ્યા છે તેને આજ બે સવા બે હજાર વર્ષોથી અનુલ્લંઘનીય માનીને હિન્દુઓ

માન આપતા આવ્યા છે. મનુએ દરેક જાતિનાં કર્તવ્યકર્મો નિવેદન કર્યાં છે. વળી, દ્વિજોએ અમુક બાબતો કરવી ન જોઇયે–પૂર્વ યુગમાં તે ચાલતી હતી પરંતુ કલિયુગમાં તે વર્જ્ય છે–એમ કહેલું છે. બીજા સ્મૃતિકારોએ તે જ બાબતો માટે ભિન્ન મત પ્રદર્શિત કરેલા છે. કલિયુગમાં વર્જ્ય કરવાની કેટલીએક બાબતમાંનું સમુદ્રયાન પણ એક છે. મનુની પહેલાં સૂત્રો અસ્તિત્વમાં આવ્યાં. તેમાં શ્રુતિ ઉપરથી થયેલાં શ્રૌતસૂત્રો અને સામાજિક વ્યવસ્થા માટે અસ્તિત્વમાં આવેલાં ધર્મસૂત્રો એવા બે ભાગ છે. એ જ ધર્મસૂત્રો એકત્ર કરીને તેમને વ્યવસ્થિત રૂપ આપવાનું શ્રેય મનુ અને યાજ્ઞવલ્કયને છે. મનુના કાળ પહેલાં ધર્મસૂત્રો ગદ્યપદ્યાત્મક હતા અને તે મોઢે કરવા એ શિક્ષણનું એક અંગ ગણાતું. સમાજની એક જવાબદાર વ્યક્તિ અને રાજ્યના નીતિથી ચાલનાર એક નાગરિક તરીકે પોતાનાં કર્તવ્ય બરાબર બજાવવા માટે આ સૂત્રોનો પાઠ કરવો પડતો. આવી પાઠપદ્ધતિને લીધે ઉપલબ્ધ રહેલાં સૂત્રો ઉપરથી મનુએ સ્મૃતિ નામનો ગ્રંથ તૈયાર કર્યો. આ મનુ પહેલાં તે જ નામનો બીજો એક મોટો ધર્મસૂત્રકાર થઇ ગયો. તેનાં માનવસૂત્રો મહાભારત–રામાયણ કાળમાં લોકોને મોઢે હતાં, તેથી એ બન્ને ઇતિહાસોમાં એ સૂત્રો મનુસ્મૃતિમાં આપેલાં સૂત્રો પ્રમાણે જણાય છે. મનુસ્મૃતિ છંદોબદ્ધ અને વ્યવસ્થિત છે. વસિષ્ઠ, ગૌતમ, બોધાયન અને આપસ્તંભ એ પ્રસિદ્ધ ધર્મસૂત્રકાર હતા. પરાશર એ કલિયુગને માટે ઉદારમતવાદી ધર્મબંધન કહેનારા સ્મૃતિકાર હતા.

## વેદકાળમાં જાતિભેદ

હાલની માફક નહોતો એ આગળ કહેલું છે. વેદમાં વર્ણ એ

શબ્દ છે. ગીતામાં શ્રીકૃષ્ણે પણ તે જ શબ્દ વાપરેલો છે. આર્ય અને અનાર્યમાંનો વર્ણભેદનો એ દ્યોતક છે અને 'આર્ય વર્ણનું રક્ષણ કર્યું અને દસ્યૂનો વધ કર્યો—हत्वी दस्यून्प्रार्य वर्णमावत्—એ પ્રમાણે વેદમાં ઇંદ્રની પ્રાર્થના કરેલી છે. (ઋગ. ૩—૩૫) ક્ષત્રિય એ શબ્દ મૂળમાં તેજોબળદર્શક હતો. ઋગ્વેદમાં દેવોના પરાક્રમનું વર્ણન કરતી વખતે તેમને ક્ષત્રિય કહેલા છે. કાળે કરીને એ શબ્દ જાતિવાચક થયો. તે જ પ્રમાણે બ્રાહ્મણ અને વિપ્ર એ શબ્દ વિદ્વત્તાદર્શક હતા, તે ધીમે ધીમે જાતિવાચક થયા. બુદ્ધના વખતમાં જાતો ઘણા ઉગ્ર સ્વરૂપમાં હતી. તેમનો પ્રતિકાર કરવાના હેતુથી બુદ્ધ ધર્મ-સુધારક તરીકે આગળ આવ્યા. પછી બૌદ્ધ ધર્મ ક્ષીણ થઇને હિન્દુ ધર્મનું પુનરૂજ્જીવન થયું. એવે પ્રસંગે જુદી જુદી જાતોનું ભિન્નત્વ ખુલ્લી રીતે જણાઇ આવે માટે અનેક પ્રતિબંધ ઠરાવવામાં આવ્યા. મયૂખ, નિર્ણયસિંધુ વગેરે ગ્રંથોમાં બૃહન્નારદીય પુરાણનાં કેટલાંએક વચનો કલિવર્જ્યના મથાળા નીચે આપેલાં છે.

समुद्रयातुः स्वीकारः कमंडलुविधारणम् ।

એટલે સમુદ્રયાન કરેલા મનુષ્યનો સ્વીકાર કરવો અને સંન્યાસ લેવો એ બાબતો કલિયુગમાં વર્જ્ય છે. આદિત્યપુરાણમાંનું નીચેનું વચન પણ તેમાં મળે છે:

द्विजस्याब्धौ तु नौयातुः शोधितस्याप्यसंग्रहः ।

દ્વિજો સમુદ્રયાન કરે અને તેમને પ્રાયશ્ચિત્ત આપીને શુદ્ધ કરવામાં આવે તોપણ તેમની સાથે વ્યવહાર કરવો નહિ. આ વિષે મિતાક્ષરીમાં બૌદ્ધાયન ઋષિનું વચન છે અને તેમાં સમુદ્રયાન તથા બીજી બાબતો માટે જુદાં જુદાં પ્રાયશ્ચિત્તો કહેલાં છે.

વ્યવહારમયૂખમાં નારદનું વચન છે, તેમાં નૌકામાં બેસી જળમાર્ગથી દ્વીપાંતરે જનારને ઔરસપુત્ર હોય તોપણ ભાગ મળતો નથી એમ કહેલું છે. વિલાયત જવું નહિ એ માટે જે વચનમાં નિષેધ છે તેમાં બીજા દેશોનો પણ સમાવેશ કરેલો છે. તે એવો કે:—

सिंधुसौवीरसौराष्ट्रांस्तथा प्रत्यंतवासिन : ।
अंगवंगकलिंगांश्च गत्वा संस्कारमर्हति ॥

એટલે સિંધુ ( સિંધ ), સૌવીર ( હોલ્કરશાહીમાંહેનો સિંધુ નદી પાસેનો પ્રદેશ), સૌરાષ્ટ્ર ( ગુજરાત માંહેનો સોમનાથના દેવાલયની આસપાસનો મુલક ), પરધર્મીઓનો દેશ, અંગ (કુરુક્ષેત્ર પાસેનો મુલક), બંગ (બંગાલ), કલિંગ (મદ્રાસ ઇલાકા માંહેનો સર્કારપ્રાંત), એ સર્વ દેશોમાં જઇ આવ્યા પછી સંસ્કાર કરવો જોઇયે. સમુદ્રયાનની માફક બીજી પણ અનેક બાબતો બૃહન્નારદીય પુરાણમાં કલિયુગમાં વર્જ્ય કહેલી છે. દાખલા તરીકે: સંન્યાસગ્રહણ, મધુપર્કમાં પશુનો વધ, શ્રાદ્ધને વખતે માંસદાન, કન્યાનું પુનર્દાન, દીર્ઘકાલ બ્રહ્મચર્ય, આજન્મ તીર્થયાત્રા, મામાની છોકરી સાથે વિવાહ. પરંતુ હાલની સ્થિતિ તરફ જોઇયે તો આ સર્વ બાબતો ઉઘાડેછોગે ચાલે છે, એટલું જ નહિ પણ દ્વિજમાં શ્રેષ્ઠ એવા જે બ્રાહ્મણો તેમનામાં પણ ચાલે છે; પછી નૌકાગમનમાં શું પાપ રહ્યું? વળી, જે દેશો કલિવર્જ્યમાં કહેલા છે તે હિન્દુસ્તાનના દેશોમાં તો આપણે આજે હજારો વર્ષથી જઇયે આવીયે છીયે. બૃહસ્પતિ અને કલિવર્જ્યનો પુરસ્કર્તા દેવલ ઋષિ સિંધપ્રાંતના હતા. ધૃતરાષ્ટ્રનો જમાઇ જયદ્રથ પણ ત્યાંનો રહેનારો હતો અને કૌરવો તેને ત્યાં જતાઆવતા હતા. કૌરવો કલિયુગમાં જ

થયા એવી ઇતિહાસ સાક્ષી આપે છે. આ સર્વ વર્જ્ય દેશમાં કેટલી બધી બ્રાહ્મણ વસ્તી છે ? બીજા દેશના બ્રાહ્મણો પણ ત્યાં જઇને વગર હરકતે રહે છે. અંગ દેશની રાજધાની કર્ણાલય (કર્ણાલ)માં દાનેશ્વરી કર્ણ રાજ્ય કરતો હતો ત્યારે તેના ઔદાર્યનો લાભ લેવા માટે હજારો બ્રાહ્મણો તે ઠેકાણે દૂરદૂરના મુલકમાંથી જતા હતા. બૌદ્ધાયન સુત્રકાર ખ્રિસ્તી શકના પાંચસો છસો વર્ષ પહેલાં થઇ ગયો. ઉત્તર હિન્દુસ્તાનના લોકો સમુદ્રયાત્રા કરે છે એવું તેણે જણાવ્યું છે અને તે દેશની રૂઢી મુજબ આ કૃત્ય નિષિદ્ધ માનવું નહિ એવો તેનો મત છે; પરંતુ જે ઠેકાણે તે કરવાનો સંપ્રદાય નથી ત્યાં જ નિષિદ્ધ માનવું એવું તેણે કહેલું છે. અર્થાત્ ઉત્તર હિન્દુસ્તાનના દ્વિજોને જે કરવાની છૂટ છે તે જ બાબત કેવળ રૂઢિના અભાવથી દક્ષિણ હિન્દુસ્તાનના દ્વિજોને કરવાની છૂટ ન હોય એ વિચિત્ર છે. કોઈ પણ પદ્ધતિનું દીર્ઘકાળ સુધી અવલંબન કરવું તેને જ રૂઢિ કહે છે. આવી રીતે કોઇ પણ બાબત ચાલુ રહેતાં રહેતાં તેનો સમાવેશ રૂઢિમાં થઇ શકે છે એ ધ્યાનમાં રાખવું જોઇએ. ત્રિકાલાબાધિત એવા સામાજિક નિયમ ઠરાવવા એ કોઇ પણ મનુષ્યપ્રાણીને માટે શક્ય નથી. સમય પ્રમાણે સામાજીક નિયમોમાં પણ ફેરફાર કરવાની આપણી તૈયારી હોવી જોઇયે. જો આપણે ઈ. સ. પૂર્વે બે હજારની વાતો અત્યારની વીસમી સદીમાં પકડી રાખવાનો મૂર્ખાઇભરેલો આગ્રહ કરીશું તો આપણે દુનીયાના બીજા લોકો સાથે કદી ટકી શકીશું નહિ. હાલનો જીવનકલહ કેટલો તીવ્ર છે એ ધ્યાનમાં લઇને આપણે આચારવિચારમાં યોગ્ય ફેરફાર નહિ કરીએ તો આ ણો નાશ થશે અને પૃથ્વીના પડ ઉપરથી ભૂંસાઇ જઇશું. અમે પૂર્વજોનું

અભિમાન રાખીયે છીયે એવું કહેનારાઓએ પોતાના પૂર્વજોનાં પરાક્રમો પણ બરાબર ધ્યાનમાં રાખવાં જોઇયે. પુષ્કરતીર્થમાં જ્યારે મોટો યજ્ઞ કરવામાં આવ્યો ત્યારે હબશી, ચીની અને ઇરાની રાષ્ટ્રના લોકોને આમંત્રણ કરવામાં આવ્યું હતું. રાજસૂય યજ્ઞની પહેલાં ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ એ પાંડુપુત્રો પરદેશમાં ગયા હતા એવું પ્રાચીન લેખો કહે છે. ખુદ રામચંદ્રે સમુદ્ર ઓળંગીને તે કામમાં પોતાની અનુમતિ આપેલી છે. સમુદ્રને પેલે પાર જઇને જે પ્રમાણે રામે સીતાની પ્રાપ્તિ કરી તે જ પ્રમાણે ગમે તે સમુદ્ર ઓળંગીને આપણે વિદ્યા અને કળા સંપાદન કરવી જોઇયે. કૂપમંડુકની હલકી સ્થિતિ છોડી દઇને જે દિવસે આપણે સત્ય માર્ગનું અવલંબન કરવાને ઉત્સાહથી આગળ આવીશું, અને જે દિવસે આપણા આચાર્યો તેમજ પંડિતો દેશના યુવાનોને જ્ઞાન, કળા અને વિદ્યા પ્રાપ્ત કરવાને પરદેશ જતાં આશીર્વાદ આપશે અને એ જ સચો ધર્મ છે એમ સમજાવશે તે દિવસથી આર્યાવર્તની ઉન્નતિનો કાળ શરૂ થશે; ત્યારે જ લોકોમાં નવું તેજ અને નવું ચેતન આવશે. જેમને આપણે અજ્ઞાનને લીધે ભ્રષ્ટ માનતા હતા તે આપણાથી કેટલા બધા આગળ વધ્યા છે ? સુદૈવે તેમના પ્રગતિશીલ વિચારોને લીધે આપણને વિદ્યાનો લાભ મળીને આપણને આગળ વધવાની તક મળે છે. એવે પ્રસંગે ધર્મની લાકડી આડી ધરી આપણને પાછા ખેંચનારા લોકો હજી પૂરા જાગ્યા નથી એમ કહેવાની ફરજ પડે છે.

## આપણી ચાલુ સ્થિતિ

ધ્યાનમાં લઇયે તો એમ જણાય છે કે બીજાં સુધરેલાં રાષ્ટ્રો સાથે સરખામણી કરતાં સાંપત્તિક દૃષ્ટિથી આપણે બહુ પડતી

સ્થિતિમાં છીયે. બીજી બાબતો (તત્ત્વજ્ઞાન, શોધ, શાસ્ત્રીય જ્ઞાન )માં પણ આપણી સ્થિતિ સંતોષકારક નથી. એનું કારણ એટલું જ કે આપણે આપણી પોતાની દૃષ્ટિનો ઉપયોગ ન કરતાં પુરાતન કાળમાં થઇ ગયેલા ઋષિઓ, સૂત્રકારો અને સ્મૃતિકારોની દૃષ્ટિનો ઉપયોગ કરીયે છીયે. સ્મૃતિકાર, શ્રુતિના મંત્રદ્રષ્ટા, સૂત્રકાર, પુરાણકાર અને ઇતિહાસકારોમાં પગલે પગલે મતભેદ હોવાનું જોવામાં આવે છે. એનું કારણ એટલું જ છે કે તે જે જે કાળમાં થઇ ગયા તે તે કાળને અનુસરીને તેમના વિચાર હતા; પરંતુ આપણે તેનો ખ્યાલ ન કરતાં રૂઢિ પરત્વે જે મતો આપણે ગ્રહણ કર્યા છે તેને જ વળગી રહેવાનો યત્ન કરીયે છીયે. બે હજાર વર્ષ પહેલાંનું નાણું આજે કેવી રીતે ચાલશે ? શોખ ખાતર તે સંઘરવું અથવા ઐતિહાસિક દૃષ્ટિએ તે મહત્ત્વનું છે એમ સમજીને તેને પાસે રાખવું એ વિષે કોઈ ના નથી કહેતું, પરંતુ આજે તે ચલાવવાની ખટપટ કરવી એ તદ્દન દુરાગ્રહ છે. જે પ્રમાણે કનિષ્કનું નાણું શિવાજી મહારાજની કારકીર્દીમાં ચાલવું શક્ય નહોતું તે જ પ્રમાણે શિવરાઈ નાણું આજે ચાલે એ બનવાજોગ નથી. સ્મૃતિમાંના કાયદાઓની પણ એવી જ સ્થિતિ સમજવી. પૂર્વસ્થિતિ ફરીથી પ્રાપ્ત કરી લેવી એ જ પરમ ધ્યેય છે એવું કહેનારા ભવિષ્યની મહત્ત્વાકાંક્ષાને જુદા પ્રકારનું જ વલણ આપે છે એમ મોટી દિલગીરી સાથે કહેવું પડે છે. શ્રુતિસ્મૃતિમાંથી આધાર આપીને તેને માટે નકામી માથાકૂટ કરવી તેના કરતાં સ્વાનુભવ અને દેશનો ઇતિહાસ શું કહે છે તેનો વિચાર કરવો એ જ વધારે ફાયદાકારક છે. જૂનાં ગોદડાંને થીંગડાં લગાડીને તેનું મૂળ સ્વરૂપ

પણ બદલી નાંખ્યું એ શું બસ થયું નથી ? એ પ્રમાણે વર્તીને જ પૂર્વજોનું અભિમાન રાખવું જોઇયે એમ કહેનારા આપણા હિન્દુ ભાઇઓની સ્થિતિ ખરેખર દયાજનક છે. કાયદાઓ મનુષ્યને માટે છે, પરંતુ મનુષ્ય કાયદાઓને માટે નથી એ સત્ય જે દિવસે હિન્દુઓનાં અંતઃકરણમાં ઉતરશે તે જ દિવસ સુદિન સમજવો. ત્યાં સુધી સૂર્ય જો કે આર્યાવર્તની ઉપર પ્રકાશ પાડે છે તોપણ ત્યાં રાત્રિનું જ રાજ્ય ચાલે છે એમ કહેવામાં હરકત નથી. જૂનાને માન આપવું ખરૂં, પરંતુ નવામાંથી યોગ્ય વસ્તુ લેતાં શરમાવું ન જોઇયે. સત્યનિષ્ઠા, ભૂતદયા, પ્રેમ, સ્વાર્થત્યાગ, પારમાર્થિક વૃત્તિ, જ્ઞાનનિષ્ઠા એ ગુણો પૂર્વજો પાસેથી લેવા અને હિંમત, ઉત્સાહ, પ્રયત્નવાદ, ઉદ્યમશીલતા એ ગુણ નવામાંથી લેવા. જૂનાની અને નવાની યોગ્ય પ્રમાણમાં મિલાવટ એનું નામ જ દેશની ખરી ઉન્નતિ. હાલના સમયમાં આવા પ્રકારના ગુણોનો સમાજમાં પ્રાદુર્ભાવ કરનારા સ્મૃતિકારો જોઇયે છે. સતત ઉદ્યોગ, સ્વાર્થત્યાગ, ઉલ્લાસવૃત્તિ, સત્ય, સ્વાવલંબન, પાવિત્ર્ય અને આત્મવિકાસ એ સાત સાધનોની મદદથી પોતાનો ઉત્કર્ષ કરી લેવાની આર્યોએ તૈયારી કરવી જોઇયે. છોકરા છોકરીઓને શબ્દજ્ઞાન થાય કે તરત ઉત્કર્ષનો આ મહામંત્ર શીખવી તેમને દેશના આધારસ્તંભ બનાવવા જોઇયે. માતાના દૂધમાંથી બાળકો આ ઉત્કર્ષામૃતનું પાન કરી શકે એવા ઇલાજ સમાજે લેવા જોઇયે. સમુદ્રયાત્રાના વિધિનિષેધનો પ્રશ્ન બાજુએ મુકી પોતાના દાખલાથી તેની ઉપયોગિતા જનતાની નજરમાં લાવી આપવી જોઇયે એમ આ

### સમુદ્રપૂજનનો દિવસ

સર્વ આર્યોને નિવેદન કરે છે. પ્રાચીન કાળમાં જૈન, બુદ્ધ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર વગેરે લોકો સમુદ્રયાત્રા કરતા હતા. ઇજિપ્ત

ગ્રીસ, લંકા, બ્રહ્મદેશ, ચીન, જાવા ઇત્યાદિ દેશોમાં જઇને પોતાના દેશની સંપત્તિ વેપાર કરીને વધારતા હતા. હિન્દુસ્તાનમાં ઉત્પન્ન થયેલો કળાકૌશલ્યનો માલ જેવી રીતે તેમણે તે દેશોમાં પહોંચાડયો તેવી રીતે અહીંના તત્ત્વજ્ઞાન, ધર્મ અને દેવતાઓનું આવાહન પણ ત્યાં કર્યું. બૌદ્ધ ધર્મનો પ્રચાર જાપાન સુધી કરનારા પણ હિન્દુઓ જ હતા. ગ્રીસ દેશમાં તત્ત્વજ્ઞાન ફેલાવ-નારા પણ હિન્દુઓ જ હતા. એવા લોકોની—એવા પરમ પૂજ્ય પૂર્વજોની—કીર્તિ નારળી પૌર્ણિમાને દિવસે આપણે એકદિલથી ગાવી જોઇયે. તેમની સંતતિ, દેવાલયો, દેવ અને ભાષા આજ સુધી જાવા બેટમાં હયાત છે. હમણાં જ ચીન દેશમાં હિન્દુઓનું એક દેવાલય જમીનમાં દટાયેલું મળી આવ્યું છે. જે પુણ્યાત્માઓ આપણા દેવતાઓને સાત સમુદ્રોની પેલે પાર લઇ ગયા તેમને અને બીજે ઠેકાણે વસાહત કરી રહેલી હિન્દુ જાતિના પિતરોને યાદ કરી તેમને સમુદ્રોદકથી તિલતર્પણ આપવું જોઇયે. હાલ વિદ્યાને અને વેપારઉદ્યોગને માટે જે અનેક આર્યબાંધવો પરદેશ ગયા છે તેમને યાદ કરી તેમના કલ્યાણને માટે વરુણ દેવની પ્રાર્થના કરવી જોઇયે. ગઇ સાલ જળમાર્ગથી આપણો વેપાર કેટલો ચાલ્યો, તે કેવી રીતે વધારવો વગેરે પ્રશ્નોનો વિચાર વેપારી-ઓએ તે દિવસે કરવો જોઇયે. એમ કરવાથી આપણા વેપારની સ્થિતિ કેવી છે તેની તેઓ અટકળ બાંધી શકશે. નારળી પૌર્ણિમાનો તહેવાર એ પ્રમાણે પાળવાથી સ્વાર્થ અને પરમાર્થ એ બન્ને સાધી શકાશે.

### અર્વાચીન કાળના ઋષિ

સ્વામી રામતીર્થ કહે છે કે ‘મારા હિન્દુ ભાઇઓ, ગ્રામ્ય

ફેરફાર કરવાથી કંટાળી જઈને જૂના રિવાજો અને ચાલતા આવેલા સંસ્કારોને અતિ મહત્ત્વ આપશો નહિ. તેમ કરવાથી હાલના કરતાં પણ તમે હીન થશો. હિન્દુસ્તાનના પ્રાચીન ઋષિઓના તમે વંશજ છો એ મને કબુલ છે, પરંતુ તેમના કુળમાં આજે તમે રહેતા નથી. જગતની ચાલુ ચળવળમાંથી તમે પોતાની જાતને અળગી રાખી શકશો નહિ. વરાળનાં યંત્રો, આગબોટો, તારયંત્રો એ તમારી આસપાસ પથરાયેલાં છે. વીસમી સદીમાં યુરોપ, અમેરિકા વગેરે દેશોના શાસ્ત્રજ્ઞ, શિલ્પજ્ઞ અને મજુરો સાથે તમારે બાથ ભીડવાની છે. આ યુદ્ધને તમારાથી ટાળી શકાશે નહિ. આ નવા જ્ઞાનને મેળવીને તેને તમારૂં પોતાનું બનાવવું ન હોય તો તમે પણ તમારા પૂર્વજોની સાથે પિતૃલોકમાં જઈને રહો. બાહ્ય વસ્તુઓ ગ્રહણ કરો અને તમારી પોતાની ઉન્નતિ કરી લો. માત્ર શ્રુતિરૂપી પ્રાણ તમે તમારા હૃદયમાં જાગતો રાખજો.’

---

# શ્રીકૃષ્ણજન્માષ્ટમી

શ્રીકૃષ્ણનો જન્મોત્સવ હિન્દુસ્તાનના સર્વ વર્ણના લોક બહુ જ આનંદથી દરેક વર્ષે શ્રાવણ વદ આઠમને દિવસે પાળે છે. શ્રીકૃષ્ણનું ચરિત્ર અત્યંત આનંદ આપનારૂં અને પાવન કરનારૂં છે એમ પ્રાચીન કાળથી હિન્દુ લોકો માનતા આવેલા છે. મહાભારત, હરિવંશ, ભાગવત અને જૈમિની અશ્વમેધમાં એ ચરિત્ર મળે છે. તે અહીં વિગતવાર આપવું શક્ય નથી, એટલે શ્રીકૃષ્ણચરિત્રમાંની મહત્ત્વની વાતો ટુંકામાં નીચે આપીયે છીયે.

શ્રીરામચંદ્રના વખતમાં યમુના નદીના દક્ષિણ ભાગમાં મધુવન નામનો એક અત્યંત ફળદ્રુપ અને રમણીય મુલક શત્રુઘ્ને કબજે કર્યો હતો. તેને શૂરસેન દેશ કહેતા હતા. પહેલાં મધુ નામના એક રાક્ષસે તે દેશમાં વસાહત કરીને રાજધાનીનું જે શહેર સ્થાપ્યું હતું તેને મધુપુરી અથવા મથુરા કહેતા

હતા. કેટલાએક વખત સુધી શત્રુઘ્નના વંશજોએ તે દેશ ઉપર સત્તા ચલાવી. કાળે કરીને તેમની સત્તાનો નાશ થયા બાદ શૂરસેન દેશમાં યાદવ, અંધક, ભોજ, ભૌમ, કુકુર, દાશાર્હ અને વૃષ્ણિ એ સાત ચંદ્રવંશી ક્ષત્રિયોના કુળોએ વસાહત કરી. તે પૈકી યાદવો મુખ્ય હતા અને વસુદેવ નામનો યાદવ જાગીરદાર ભોજ રાજાનો માંડલિક હતો. તે યમુના નદીની સામી બાજુએ ગોવર્ધન નામની ટેકરી પાસે પોતાની જાગીરમાં રહેતો હતો. યાદવો અને બીજી ક્ષત્રિય જાતિનો તે વખતનો મુખ્ય ધંધો ખેતી, ગૌરક્ષણ અને વેપારનો હતો. (કાળે કરીને વૈશ્યોએ ખેતી અને ગોરક્ષણધંધો હલકો ગણ્યો તેથી તે ચતુર્થ વર્ણ તરફ ગયો.) જે ઠેકાણે હવા, પાણી અને ચારાની અનુકૂળતા હતી તે ઠેકાણે ક્ષત્રિય લોકો ગાયોનાં ટોળાં પાળીને રહેતા હતા અને ગોવાળીયાનો ધંધો કરતા હતા. તેમાં વસુદેવ મુખ્ય હતા અને બધા ગોવાળીઆઓ તેમનો હુકમ ઉઠાવતા હતા. તે વખતે શૂરસેન દેશનો રાજા ઉગ્રસેન હતો. તે ઘણો સદાચરણી હોવાથી તેની પ્રજા ઘણી જ સુખી હતી. પરંતુ તેનો પુત્ર કંસ ઘણો દુષ્ટ નીકળ્યો. ભાઇની મદદથી તેણે પોતાના બાપને કેદ કર્યો અને પોતે રાજ્યકારભાર ચલાવવા લાગ્યો. ક્રૂર કંસે પોતાની પ્રજાને અનેક રીતે હેરાન કરવાની શરૂઆત કરી. ઉગ્રસેનની કન્યા (કંસની બેન) દેવકી વસુદેવની સ્ત્રી હોવાથી વસુદેવ પોતાના સસરાની વતી સામો થશે એવી બીક કંસને લાગવાથી તે તેને શત્રુ માનવા લાગ્યો. વસુદેવના છોકરાઓ તરફથી પોતાને ઇજા ન પહોંચે માટે જન્મતાં જ તેમને મારી નાંખવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે પોતાની બેનનાં છ બાળકોને જન્મતાં જ

પથ્થર પર પછાડીને ઠાર કર્યાં. સાતમા વખતે બીકને લીધે દેવકીનો ગર્ભ ગળી પડયો. વસુદેવને રોહિણી નામની બીજી એક સ્ત્રી હતી. તે દેવકી કરતાં મોટી હતી. તે એ વખતે ગર્ભવતી હોવાને લીધે વસુદેવે કંસની બીકથી તેને પોતાના મિત્ર નંદને ઘેર મોકલી દીધી. તેને જે છોકરો થયો તેનું નામ સંકર્ષણ રાખવામાં આવ્યું. પાછળથી તેને બળરામના નામથી બોલાવતા હતા. દેવકી આઠમે વખતે ગર્ભવતી થઇ કે તરત જ તેને અને વસુદેવને કંસે પાકા બંદોબસ્તમાં રાખ્યાં. આ છોકરાનો તેને વિશેષ ભય હતો, કારણકે તેના હાથથી કંસનો નાશ થશે એવું નારદે ભવિષ્ય ભાખ્યું હતું. કર્મધર્મસંયોગે આઠમા મહિનામાં દેવકીને પ્રસવ થયો. શ્રાવણ વદ આઠમને દિવસે મધ્યરાત્રે જોરમાં વરસાદ પડતો હતો તે વખતે શ્રીકૃષ્ણનો જન્મ થયો. આ છોકરાને કોઇ પણ રીતે બચાવવાનો વસુદેવે નિશ્ચય કર્યો હતો, તેથી પહેરાવાળાને ભરઉંઘમાં પડેલા જોઇને તે બાળકને લઇને મહેલમાંથી બહાર નીકળ્યા અને યમુના નદી ઓળંગીને નંદને ઘેર જઇ પહોંચ્યા. તે વખતે નંદની પત્ની યશોદા પણ તરત જ પ્રસુતા થઇ હતી, અને તેને પેટે કન્યાનો જન્મ થયો હતો. પોતાના સુકુમાર બાળકને ત્યાં મુકીને નંદની છોકરીને લઇને તે પાછા પોતાના મહેલમાં આવીને દાખલ થયા. બીજે દિવસે કંસ કારાગૃહમાં આવ્યો અને દેવકીની આજીજીઓને ધ્યાનમાં નહિ લેતાં તે છોકરીને પથ્થર પર પછાડી જમને ઘેર રવાના કરી. તે વખતે કંસને ભાસ થયો કે એક તેજઃપુંજ દિવ્ય શકિત તે કન્યામાંથી નીકળી અને તેણે કંસને કહ્યું કે તારાં સોએ વરસ પૂરાં થઇ રહેવા આવ્યાં છે. નંદની એ જ કન્યાને શકિત તરીકે માનવામાં આવી અને તે ભગવતી તરીકે પ્રસિદ્ધ છે.

આ પ્રમાણે પોતાના શત્રુનો નાશ કર્યો છે એવું માનીને કંસ પાછો ગયો. આ તરફ નંદને ઘેર પુત્રજન્મ થયો તે માટે સર્વને બહુ આનંદ થયો. તેનું નામ કૃષ્ણ રાખવામાં આવ્યું. નંદ ગોકુળનો રાજા હતો. આશરે ચારપાંચ મહિના પછી તે સરકારી મહેસુલ ભરવા માટે કૃષ્ણ સહિત મથુરામાં આવ્યા ત્યારે કૃષ્ણ પોતાનો છોકરો છે એમ બીજા કોઇને ન જણાવતાં વસુદેવે તેને નિહાળીને જોયો અને તેને જલદી પાછા લઇ જવાનો નંદને આગ્રહ કર્યો.

કૃષ્ણ જાતે ઘણો મસ્તીખોર, ચાલાક અને નાનામોટાનું ચિત્ત આકર્ષણ કરી લેનારો હતો. યશોદાને તે એક ક્ષણ પણ શાંત બેસવા દેતો ન હતો. મસ્તીખોર બાળક માબાપને પ્રિય હોય છે, એટલે તેનાં કૌતુકો જોવામાં નંદ યશોદાનો કાળ ભારે આનંદમાં જતો હતો તેમાં નવાઈ નથી. રામ અને કૃષ્ણની જોડી હતી. તે જરા મોટા થયા અને હરવા ફરવા લાગ્યા ત્યારે ગોપગોપીઓને બહુ પ્રિય થઇ પડચા. કૃષ્ણ અને રામ સાત વર્ષના થયા કે તરત નંદ તેમને ગાયો ચારવા મોકલવા લાગ્યા. બાળ ગોવાળીયાઓ ઉપર કૃષ્ણે ટુંક મુદતમાં સ્વામિત્વ મેળવ્યું અને તેમનો ઉપરી બન્યો. તેના ઉપરીપણા નીચે ગોકુળના સર્વ બાળગોવાળીયાઓ ઝાડના છાંયડા નીચે અનેક રમતો રમતા.

તે કાળના ગોવાળીયાઓના રિવાજ મુજબ નંદે ગોકુળમાંથી પોતાનું થાણું ઉઠાવી તેના કરતાં વધારે સારા મુલકમાં જવાનો વિચાર કર્યો. તે પ્રમાણે સર્વ ગોપગોપીઓ પોતાનો સરસામાન અને ઢોરો લઇને ઉત્તર તરફ ગયા અને વૃંદાવન નામના એક નવા જંગલમાં તેમણે પોતાનું થાણું જમાવ્યું.

તે વખતે કૃષ્ણની ઉમર આશરે ચૌદ વરસની હતી. બળરામ તેનાથી પાંચ છ મહિને મોટો હતો. તે બન્ને ગાયો ચારવાનો ધંધો બહુ આનંદથી કરવા લાગ્યા. કૃષ્ણ મોરલી વગાડવામાં બહુ હુશિયાર હતો. તેની મનોહર રાગિણીઓથી પશુપક્ષીઓ પણ તલ્લીન થતાં હતાં તો પછી ગોપગોપીઓ તે મધુર મોરલીના અવાજથી તલ્લીન થાય તેમાં શી નવાઈ? ગોવાળીયાઓની સોબતમાં રહેવાથી આ બન્ને ભાઇઓને કુસ્તી કરવાની ટેવ પડી. બન્ને જણા મલ્લવિદ્યામાં હુશિયાર થયા. દૂધઘીના જેવો સાત્વિક આહાર, નિર્મળ હવા અને પ્રેમળ તથા શુદ્ધ વિચારની કેળવણીને લીધે તે ઘણા જ શક્તિમાન થયા. તેમનું સૌન્દર્ય જોઇને વ્રજવાસી સ્ત્રીપુરુષો મોહિત થવા લાગ્યાં.

એ વ્રજની પાસે જ ગાયોને પાણી પાવાનો એક મોટો ધરો હતો. નાગ નામનો એક ઉન્મત્ત માણસ તે ધરામાં ઝેર નાંખતો હતો તેથી ત્યાં પાણી પીનારાં ઢોરો મરણ પામતાં હતાં. કૃષ્ણે તે નાગને વશ કર્યો અને તેને ત્યાંથી હાંકી કાઢયો. તે જ અરસામાં ધેનુકાસુર અને પ્રલંબ નામના બે દૈત્યો ગાયોનાં ટોળાંમાં જઇને તેમને ચોરી જવાની ખટપટ કરવા લાગ્યા. તેમને પણ તે પરાક્રમી ભાઇઓએ મારી નાંખ્યા. આ ઉપરથી કૃષ્ણના ભાઇ સંકર્ષનાં બળદેવ, બળરામ અને પ્રલંબહન એવાં નામો પડયાં. શરદ્ ઋતુના પ્રારંભમાં ગોવાળીયાઓ ઇંદ્રના નામથી શક્રોત્સવ કરતા હતા. પરંતુ કૃષ્ણની સૂચનાથી તે ઓચ્છવ કરવાનો વિચાર માંડી વાળીને જે ગોવર્ધન પર્વતને લીધે ગાયોને ભરપૂર ચારો મળતો તેનો ઉત્સવ ઉજવ્યો. આથી ઇંદ્રને ગુસ્સો ચઢયો અને તેણે વ્રજ ઉપર સાત દિવસ સુધી ભયંકર વૃષ્ટિ કરી બધાંને હેરાન કરવાનો

નિશ્ચય કર્યો. ત્યારે શ્રીકૃષ્ણે ગોવર્ધનને ઉપાડી તેની નીચે બધાઓને રહેવાની સગવડ કરી. આ પ્રમાણે કૃષ્ણનાં પરાક્રમની વાતો આજુબાજુના દેશમાં ફેલાઇ. બળરામ અને કૃષ્ણનો ચહેરો એકસરખો હોવાથી તે બન્ને વસુદેવના જ પુત્રો હોવા જોઇએ એવું લોકો કહેવા લાગ્યા. કૃષ્ણજન્મ સંબંધીની ખરી વાત જ્યારે ખુદ કંસને કાને ગઇ ત્યારે તે ગુસ્સાથી રાતોપીળો થઇ ગયો. વસુદેવે પોતાને છેતર્યો છે એવું જ્યારે કંસના જાણવામાં આવ્યું ત્યારે દરબાર ભરીને તેણે વસુદેવનું કઠોર વાણીથી અપમાન કર્યું અને કૃષ્ણ તથા બળરામને પોતાની નગરીમાં બોલાવી તેમને ઠાર કરવાનો વિચાર કર્યો. તેમને બોલાવવા માટે તેણે અક્રૂરને વ્રજ તરફ મોકલ્યો. એ બન્ને ભાઇઓ જ્યારે ત્યાંથી આવવા નીકળ્યા તે વખતે વ્રજનાં સર્વ સ્ત્રીપુરુષોએ જે શોક કર્યો તેનું વર્ણન અનેક પ્રાસાદિક કવિઓએ કર્યું છે. તે જ્યારે સાંભળીયે છીયે ત્યારે હજી પણ આપણાં મન ઉપર ભારે અસર થાય છે. કૃષ્ણ અને બળરામ સાથે મુષ્ટિક અને ચાણુરે ઘણો વખત સુધી કુસ્તી કરી. આખી મથુરા નગરી આ ખેલ જોવા માટે આવી હતી. આખરે તે બન્નેનો બળરામ અને કૃષ્ણે પરાજય કરી સંહાર કર્યો. દરવાજા પાસે એક ગાંડા હાથીને ઉભો રાખી કૃષ્ણ અને બળરામને મારી નાંખવાની કંસે યુક્તિ કરી હતી તે પણ નિષ્ફળ ગઇ. આવી રીતે તે ગોવાળીયાના છોકરાઓ ભારે થઇ પડ્યા એવું જોતાં કંસ ઘણો જ ગુસ્સે થયો અને વસુદેવ તથા રામ–કૃષ્ણ માટે કટુ ભાષણ કરવા લાગ્યો. આથી જે પ્રમાણે સિંહ હરણના ઉપર તરાપ મારે છે તે પ્રમાણે કૃષ્ણ કંસના ઉપર દોડી ગયા અને એક ઝપાટે તેને જમીન પર પછાડી મારી નાંખ્યો. પછી કંસના વૃદ્ધ અને

નીતિમાન પિતા ઉગ્રસેનને રાજ્ય પાછું સોંપી કૃષ્ણ અને રામ પોતાનાં ખરાં માબાપને ઘેર રહેવા ગયા. અહીં એક વાત કહેવી જોઇયે કે ઉગ્રસેનનો આગ્રહ હતો છતાં કૃષ્ણે મથુરાની ગાદી ઉપર બેસવાનું કબુલ કર્યું નાહ અને પોતાને હાથે ઉગ્રસેનને તે રાજમુકુટ પહેરાવ્યો. કૃષ્ણના આ નિસ્પૃહપણા માટે ધન્ય છે એમ કોણ નહિ કહે નંદને ઘેર રહેવાથી ક્ષત્રિયોને યોગ્ય એવા જે જનોઇ વગેરે સંસ્કાર બાકી રહ્યા હતા તે સર્વ વસુદેવે પૂરી રીતે કરાવ્યા અને બન્ને પુત્રોને ઉજ્જયિનીમાં સાંદીપનિ ગુરુના આશ્રમમાં વેદાધ્યયન અને ધનુર્વિધા શીખવા મુકયા. અલ્પકાળમાં તેઓએ આ વિદ્યા શીખી લીધી અને ગુરુની અનેક પ્રકારે સેવા કરીને શિષ્યોએ તેમને સંતુષ્ટ કર્યા. ગરીબ બ્રાહ્મણ–પુત્ર સુદામા તેમનો ગુરુબંધુ હતો. અધ્યયન પૂરું થયા પછી રામ–કૃષ્ણ મથુરા પાછા આવ્યા. વ્રજવાસીઓની માફક મથુરાના તમામ લોકો પણ તેમના ઉપર અત્યંત પ્રેમ રાખતા હતા. જરાસંધ રાજાની બે દીકરીઓ (અસ્તિ અને પ્રાપ્તિ) કંસની પટરાણીઓ હતી. કૃષ્ણ અને બલરામે કંસને મારી નાંખ્યો તેથી તેનું વેર લેવું જોઇયે એવું કંસની રાણીઓએ પોતાના બાપને કહ્યું. જરાસંધ બહુ પરાક્રમી અને સાર્વભૌમ રાજા હતો અને તેના તાબામાં ઘણા સંસ્થાનિકો હતા. કરુષ દેશનો રાજા દંતવક્ર, ચેદી દેશનો શિશુપાલ, વિદર્ભનો ભીષ્મક અને તેનો યુદ્ધકુશલ પુત્ર રુકમી, કાશ્મીર દેશનો ગોનર્દ, સૌવીરનો શૈબ્ય, તેમજ કાશી, વિદેહ, મદ્ર, ત્રિગર્ત, શાલ્વ, દરદ વગેરે દેશના રાજાઓની મદદથી જરાસંધે મથુરાને ઘેરો ઘાલ્યો. કૃષ્ણ અને રામના સેનાપતિપણા નીચે યુદ્ધ શરૂ થયું. તેમાં અનેક રાજાઓનો પરાભવ થયો.

આખરે ૨૮ દિવસે ઘેરો ઉઠાવી જરાસંધ પોતાની રાજધાની તરફ પાછો ફર્યો. પણ ફરી પાછો લડવાની તૈયારી કરીને જરાસંધ મથુરા ઉપર ચઢી આવ્યો ત્યારે આપણે લીધે મથુરા ઉપર આ જુલમ ગુજરે છે એ વ્યાજબી નથી એમ વિચારી કૃષ્ણે બલરામ સાથે મથુરા છોડી દક્ષિણ દેશ તરફ જવાનો વિચાર કર્યો. આ ખબર જરાસંધને મળ્યા એટલે તેણે મથુરા ઉપર ઘેરો ન ઘાલતાં કૃષ્ણ- બળદેવની પૂંઠ પકડી તેમને ગોમન્ત પર્વતની તળેટીમાં પકડી પાડ્યા. પણ ફરીથી જરાસંધના લશ્કરનો પરાભવ થયો એટલે તે સ્વદેશ તરફ પાછો ફર્યો. કૃષ્ણે ફરીથી મથુરાનો રસ્તો લીધો. રસ્તામાં કરવીરના રાજા શૃગાલની સાથે દ્વંદ્વયુદ્ધ થયું તેમાં તેને ઠાર કર્યો અને તેના પુત્રને સિંહાસન ઉપર બેસાડી પોતે મથુરામાં આવ્યા. આ વખતે કૃષ્ણની ઉમર આશરે ૨૨–૨૩ વર્ષની હતી. એ જ અરસામાં તેની ફઇ કુંતી (વસુદેવની બેન)ને પાંડુના મૃત્યુને લીધે વૈધવ્ય પ્રાપ્ત થવાથી અક્રૂરને હસ્તિનાપુર તરફ મોકલી પોતાની ફઇના છોકરાઓ ( ધર્મ, ભીમ અને અર્જુન )ની પ્રેમથી સંભાળ રાખવા માટે ધૃતરાષ્ટ્રને સંદેશો મોકલ્યો. મથુરામાં પરચક્રની બીક જતી રહેલી હોવાથી શાંતિ સ્થાપવા લાગી. થોડા જ વખતમાં કુંડિનપુરમાં ભીષ્મક રાજાએ પોતાની દીકરી રુક્મિણીનો સ્વયંવર કરવાનો વિચાર કરી દેશોદેશના રાજાઓને નિમંત્રણ કર્યું. પરંતુ તે અને તેનો પુત્ર રુક્મી એ જરાસંધના પક્ષાન હોવાથી તેમણે કૃષ્ણને નિમંત્રણ મોકલ્યું નહોતું. રુક્મિણીની ઇચ્છા કૃષ્ણને જ વરવાની હતી, પરંતુ તે શી રીતે બને એની તેને સમજ પડતી ન હતી. તેટલામાં કૃષ્ણ ત્યાં આવી પહોંચ્યા. કૃષ્ણ મૂર્ધાભિષિક્ત રાજા ન હોવાથી તેને સ્વયંવરમાં

આવવાનો અધિકાર નથી એવું જ્યારે શિશુપાલ વગેરે રાજાઓએ પ્રતિપાદન કર્યું ત્યારે કૃષ્ણના પક્ષ પૈકીના એક રાજાએ પોતાનું અરધું રાજ્ય કૃષ્ણને આપી તેને મૂર્ધાભિષેક પણ કર્યો. આથી વિરૂદ્ધપક્ષીઓને રીસ ચડી અને તે પાછા ચાલ્યા ગયા. કૃષ્ણે મિત્રનું રાજ્ય પાછું આપ્યું અને પોતે પણ મથુરા પાછા ગયા. અર્થાત્ સ્વયંવરનું કામ બંધ રહ્યું. જરાસંધ અને કાલયવને (એ જ કાલીયો નાગ હોવો જોઇયે) ફરીથી મથુરા પર હલ્લો કર્યો. કૃષ્ણે તેને યુકિતથી બીજાની મારફતે ઠાર કરાવ્યો. પોતાને લીધે ફરી ફરીથી મથુરા ઉપર જુલમ ગુજરે છે એવું ધ્યાનમાં લઇને તે નગરી છોડી જવાનો કૃષ્ણે નિશ્ચય કર્યો અને પશ્ચિમમાં દ્વારકા બેટ ઉપર યાદવો સહિત જઇ તેણે વસાહત કરી.

દ્વારકાની નગરરચના બહુ જ સુંદર કરવામાં આવી. તે ઠેકાણે યાદવોની સંતતિ અને સંપત્તિ દિવસે દિવસે વધતી ગઇ અને લોકો દ્વારકાને ઇંદ્રપુરીની ઉપમા આપવા લાગ્યા. કૃષ્ણ દ્વારકામાં આવી રહ્યા પછી રુકિમણીના વિવાહનો વિચાર ચાલવા લાગ્યો અને તેને રુકમીની સલાહથી શિશુપાલ સાથે પરણાવવાનું ઠર્યું. કૃષ્ણનો પ્રેમ રુકિમણી પર અને રુકિમણીનો પ્રેમ કૃષ્ણ ઉપર હતો. રુકિમણી તરફથી આ બાબતનો કાગળ કૃષ્ણને મળતાં વાર જ લગ્નસમારંભને વખતે કૃષ્ણે કુંડિનપુરમાં જઇને તેનું યુકિતથી હરણ કર્યું અને તેને રથમાં બેસાડી દ્વારકા તરફ લઇ ચાલ્યા. તે વખતે કૃષ્ણની ઉમર પચીસ વર્ષની અને રુકિમણીની ઉમર અઢાર વર્ષની હોવી જોઇયે. સુમુહૂર્ત ઉપર કૃષ્ણરુકિમણીનાં લગ્ન થયાં. થોડા વખત પછી અત્યંત સુંદર એવો પ્રદ્યુમ્ન તેમને પેટે જન્મ્યો. રુકિમણી

શિવાય કૃષ્ણુને બીજી સાત સ્ત્રીઓ હતી. તેમનાં નામ સત્યભામા, નાગ્નજિતી સત્યા, સુદત્તા, લક્ષ્મણા, જામ્બુવંતી, મિત્રાવંદા અને કાલિંદી હતાં. તેમને પેટે અનેક વીર પુત્ર અને વીર કન્યા જન્મ્યાં. જામ્બુવંતીનો પુત્ર સાંબ મોટો વીર હતો. કૃષ્ણને પોતાની બધી સ્ત્રીઓ ઉપર સરખો પ્રેમ હતો અને તેમના સમાગમમાં તે આનંદમાં વખત ગાળતો હતો. આ જુદી જુદી સ્ત્રીઓ સાથે કૃષ્ણનો વિવાહ કારણપરત્વે થયાનું ભાગવતમાં લખેલું છે. કૃષ્ણના વૃદ્ધ પિતા વસુદેવ જીવતા હતા તેને હસ્તે તેણે અનેક યજ્ઞ કરાવ્યા, સત્પાત્રોને અનેક દાન અપાવ્યાં. આ પ્રમાણે ગૃહસ્થાશ્રમમાં રહીને કૃષ્ણે મધ્ય વયનો પૂર્વાર્ધકાળ દ્વારકામાં ગાળ્યો.

ધૃતરાષ્ટ્રના છોકરાઓ કૌરવો કૃષ્ણની ફઇના પુત્રો ધર્મ, ભીમ, અને અર્જુનનો દ્વેષ કરતા હતા અને આગળ જતાં તેમનો નાશ કરવાનો ઉપાય પણ કરવા લાગ્યા. તેમનો નાશ કરવાથી આખું રાજ્ય આપણને મળશે એવી આશાથી ધૃતરાષ્ટ્રના પુત્રોએ લાખનું ઘર તૈયાર કરી તેમાં પાંડુપુત્રોને રાખ્યા અને એક રાતે તે ઘરને આગ લગાડી. કૌરવોનું કપટ પાંડવોના જાણવામાં આવવાથી તેઓ વખતસર તે ઘરમાંથી નીકળી ગયા; પણ આની કૌરવોને ખબર ન હતી તેથી તે લોકો તો પાંડવો મરી જ ગયા છે એમ માનવા લાગ્યા. પણ દ્રૌપદીના સ્વયંવર વખતે પાંડવો પ્રગટ થયા અને મચ્છવેધ કરીને પાંચે ભાઇઓ દ્રૌપદી સાથે પરણ્યા. જ્યારે કૌરવોને ખબર પડી કે પાંડવો જીવતા છે ત્યારે તેમને ભય લાગ્યો અને કૃષ્ણ તથા પાંચાલના રાજાની મદદ લઈ તેઓ યુદ્ધ ન કરે એટલા માટે તેમણે વિદુરને પાંડવો પાસે મોકલ્યા અને ગંગાના કાંઠા ઉપરનો

ફળદ્રુપ પ્રદેશ પોતે રાખીને યમુનાના કાંઠા ઉપરનો જંગલી પ્રદેશ પાંડવોને આપ્યો. કૃષ્ણની સલાહથી પાંડવોએ આ વાત કબુલ રાખી અને ઇંદ્રપ્રસ્થ નામનું રાજધાનીનું શહેર વસાવ્યું. પછી કૃષ્ણ દ્વારકા તરફ પાછા ગયા. દ્રૌપદીને તે બેનની માફક માનવા લાગ્યા. પાંડવોની દિવસે દિવસે ચડતી થવા લાગી. કોઇક દોષના નિવારણ માટે અર્જુન બાર વરસ સુધી તીર્થ-યાત્રા કરવા નીકળ્યો હતો. દ્વારકાથી ઘેર પાછા ફરતી વખતે તેણે બળરામની બહેન (કૃષ્ણની ઓરમાન બહેન) સુભદ્રાનું યુક્તિથી હરણ કર્યું; પણ પછી તેમનો વિવાહ યથાવિધિ થયો. કૃષ્ણની સલાહથી પાંડવોએ ખાંડવ વન બાળી ત્યાંનો વિસ્તૃત પ્રદેશ વસાહતને લાયક કર્યો. પાંડવો વૈભવશિખરે પહોંચ્યા પછી મયાસુર નામના કારીગરે પોતાનાં કળાકૌશલ્યથી ઇંદ્ર-પ્રસ્થને સ્વર્ગપુરીનું રૂપ આપ્યું. પાંડવોના પરાક્રમની કીર્તિ સર્વ ઠેકાણે પ્રસરી રહી.

પોતાના કાકાના છોકરાઓને નિર્જન પ્રદેશ આપી પોતે ફળદ્રુપ મુલક રાખ્યા છતાં પાંડવોનો વૈભવ બહુ વધ્યો છે એ જોઇને કૌરવોનાં અંતઃકરણમાં મત્સર અને દ્વેષ ઉત્પન્ન થયા. તેવામાં પાંડવોએ રાજસૂય યજ્ઞ કરીને દેશદેશના રાજાઓને અને કૌરવોને આમંત્રણ કર્યું તે વખતે તેમની સંપત્તિ જોઇને સર્વને આશ્ચર્ય લાગ્યું. પાંડવોની સંપત્તિ કેવી રીતે હરણ કરવી તેનો વિચાર તે વખતથી જ કૌરવો કરવા લાગ્યા. રાજસૂય યજ્ઞ કરતાં પહેલાં શ્રીકૃષ્ણે પાંડવોને સલાહ આપી કે યજ્ઞ નિર્વિઘ્ન-પણે પાર પડે એટલા માટે દુષ્ટ અને બલિષ્ઠ જરાસંધનો પ્રથમ નાશ કરવો જોઇયે. ત્યારે ધર્મરાજાએ અર્જુન અને ભીમને કૃષ્ણની સાથે જરાસંધના દેશમાં મોકલ્યા. તેમણે જરાસંધને

દ્વંદ્વ યુદ્ધ માટે આવાહન કર્યું. આ મલ્લયુદ્ધમાં જરાસંધ ભીમના હાથે માર્યો ગયો. જરાસંધે કેદ કરેલા અનેક ક્ષત્રિયોને બંધન-મુક્ત કર્યા પછી જરાસંધનું રાજ્ય તેના છોકરાને સોંપીને શ્રીકૃષ્ણ, ભીમ અને અર્જુન ઇંદ્રપ્રસ્થમાં પાછા આવ્યા. જરાસંધને કૃષ્ણે મારી નંખાવ્યો અને તેનું માન દિવસે દિવસે વધતું જાય છે એ જોઇને કૃષ્ણનો દ્વેષ કરનારો પૌંડ્રક-વાસુદેવ (વસુદેવનો પુત્ર) તેની સાથે યુદ્ધ કરવા માટે આવ્યો. કૃષ્ણની માફક પૌંડ્રક–વાસુદેવ પણ વનમાલા અને શંખ ચક્રાદિ આયુધો ધારણ કરતો હતો, અને પોતે શ્રી વિષ્ણુનો અવતાર છે એમ મનાવતો હતો. કૃષ્ણે પોતાના ચક્રથી તેનું શિર કાપી નાંખ્યું. યુધિષ્ઠરે પોતાના ચારે ભાઇઓને ચારે દિશા જીતવા માટે મોકલ્યા અને પોતાનું સ્વામિત્વ અનેક દેશો ઉપર સ્થાપન કર્યા પછી માંડલિક રાજાઓને નિમંત્રણ કરીને રાજસૂય યજ્ઞ બહુ ઠાઠમાઠથી શરૂ કર્યો. આ સમારંભમાં દેવોને હવીથી, બ્રાહ્મણોને દક્ષિણાથી, રાજાઓને અનુપમ સત્કારથી અને બીજા લોકોને ઉત્તમોત્તમ પકવાન્નથી સંતુષ્ટ કર્યા. આખરે સમારંભ માટે આવેલી મોટી મોટી વ્યકિતઓનું પૂજન કરવાનો વિધિ ચાલુ થયો. ભીષ્મની સલાહથી અગ્રપૂજાનું માન શ્રીકૃષ્ણને આપવામાં આવ્યું, ત્યારે શિશુપાલ (જરાસંધનો સેનાપતિ અને ચેદીનો રાજા) ક્રોધાયમાન થઇને કહેવા લાગ્યો, "હે પાંડવો, મૂર્ખની માફક કૃષ્ણને પહેલું માન તમે શા આધારથી આપો છો ? વૃદ્ધ ગણીને જો તમે એની પૂજા કરતા હો તો તેનો બાપ જે તેનાથી વૃદ્ધ છે તે અહીં હાજર છે, માટે તેની પૂજા કરો. આચાર્ય ગણીને જો તેને શ્રેષ્ઠ ગણતા હો તો દ્રોણાચાર્ય તેના કરતાં અગ્ર માનને લાયક છે. વેદ

જાણનારો ગણી કૃષ્ણને શ્રેષ્ઠ ગણતા હો તો પ્રત્યક્ષ વ્યાસ મહર્ષિ જે અહીંઆં હાજર છે તેમના જેટલો વેદવિદ્ બીજો કોઈ નથી. રાજા તરીકે તમે તેને શ્રેષ્ઠ ગણતા હો તો તેના કરતાં શ્રેષ્ઠ દુર્યોધન, ભીષ્મક, કૃતલક્ષણ, પાંડ્ય, શાલ્વ, શલ્ય, રુક્મી વગેરે મહાન રાજાઓ અહીંઆં છે." આવી રીતે ભાષણ કરીને તેણે કૃષ્ણની કઠોર શબ્દમાં નિર્ભર્ત્સના કરી. ભીષ્મે કૃષ્ણની યોગ્યતા સભાજનોને સમજાવી દઈ આખરે કહ્યું કે, 'કૃષ્ણ એ જ્ઞાનવૃદ્ધ, બલવૃદ્ધ અને ધનવૃદ્ધ છે. તે સર્વ દ્વિજોમાં શ્રેષ્ઠ છે. વેદવેદાંગો તે જાણે છે અને સત્ત્વબલસંપન્ન એવા જે શ્રીકૃષ્ણ તે બધાના આચાર્ય, પિતા અને ગુરુ છે.' આ સાંભળતાં જ શિશુપાલ બડબડ કરવા લાગ્યો. થોડી પળમાં જ દ્વંદ્વયુદ્ધના આવાહન સુધી વાત આવી પહોંચી અને કૃષ્ણે ચક્ર ફેંકી તેને જમને ઘેર મોકલી આપ્યો. શ્રીકૃષ્ણની હિંમત અને પરાક્રમ જોઈને સર્વ સભા વિસ્મિત થઈ ગઈ અને શિશુપાલનો વધ કરવા માટે તેમણે કૃષ્ણની સ્તુતિ કરી. યજ્ઞકાર્ય યોગ્ય વખતે પૂરું થયા બાદ બધા પોતપોતાને ઘેર ગયા, પરંતુ આ યજ્ઞમાં જ મહાભારતના યુદ્ધનું મૂળ રહ્યું હતું.

રાજસૂય યજ્ઞ પછી કૌરવોએ ધર્મ, ભીમ વગેરે ભાઈઓને હસ્તિનાપુરમાં બોલાવી કપટથી દ્યૂત (જુગાર) રમવાની અને તેમનું રાજ્ય ખુંચવી લેવાની યુક્તિ કરી. આ કપટકાર્યમાં તેમણે કુશળ એવા શકુનીની મદદ લીધી. ટુંકામાં કહેવાનું કે આ રમતમાં ધર્મે પોતાનું રાજ્ય ગુમાવ્યું, એટલું જ નહિ પણ પોતે પોતાના ભાઈઓ સહિત હાર ખાધી અને પાંડવોને કૌરવોનું દાસત્વ

સ્વીકારવા પ્રસંગ આવ્યો. આખરે દ્રૌપદીને પણ પાંડવોએ જુગારમાં મુકી. તેને હાર્યા પછી દુર્યોધને તેને રાજસભામાં બોલાવી અને તેનાં વસ્ત્રો સર્વેની સમક્ષ ઉતારવાની તેણે દુઃશાસનને આજ્ઞા કરી. તે નીચ તેનાં લુગડાં ઉતારવા લાગ્યો ત્યારે દ્રૌપદીએ બહુ જ આજીજીથી કૃષ્ણની મદદ માટે સ્તુતિ કરી. કૃષ્ણે અંતરિક્ષ રહીને તેનાં વસ્ત્રો પૂર્યાં. આખરે થાકીને દુઃશાસન નીચે બેઠો ત્યારે સભ્ય-જનોએ તેનો ધિક્કાર કર્યો અને દ્રૌપદીની સ્તુતિ કરી. ધૃતરાષ્ટ્રે પણ પ્રસન્ન થઇને તેને વર માગવાને કહ્યું, ત્યારે પોતાના પતિઓને દાસત્વમાંથી છુટા કરી તેમનું રાજ્ય પાછું આપવાને માટે તેણે તેની પ્રાર્થના કરી. વિદુરના કહેવાથી ધૃતરાષ્ટ્રે તે પ્રાર્થના માન્ય રાખી; પરંતુ તેના પુત્રોએ ઠરાવ્યું કે ફરીથી એક વખત દ્યૂત રમવું. તેમાં જે હારે તેણે બાર વર્ષ વનવાસ અને એક વર્ષ અજ્ઞાતવાસ ભોગવવો જોઇયે. તેમણે કપટથી પાંડવોને હરાવ્યા તેથી તેમને વનવાસમાં જવાની ફરજ પડી.

કૃષ્ણને આ દ્યૂતની અને પાંડવોની દુર્દશાની ખબર પાછળથી મળી. તેવામાં તેના નગર ઉપર શાલ્વે સ્વારી કરી તેને બહુ હેરાન કર્યો. હાલની માફક તે લડાઇમાં શાલ્વે સૌભ નામના આકાશવિમાનનો ઉપયોગ કર્યો હતો એવું મહાભારતમાં લખેલું છે. પછી શાલ્વની પાછળ પડીને કૃષ્ણે તેનો નાશ કર્યો. પાંડવોની થોડા વખત પછી તેણે વનમાં મુલાકાત લીધી. જે કૌરવોએ કપટથી રાજ્યહરણ કર્યું અને મહાસતી દ્રૌપદીનું અપમાન કર્યું તે કૌરવોનો નાશ કરીને ફરીથી તમને વૈભવશિખરે પહોંચાડીશ એવું કહીને

કૃષ્ણે તેમને આશ્વાસન આપ્યું. તે વખતે કૃષ્ણની ઉમર આશરે સિત્તેર વર્ષની હશે. પછીનાં તેર વર્ષ કૃષ્ણે દ્વારકામાં રહીને તપશ્ચર્યામાં અને વૈરાગ્યમાં કાઢયાં. આ વખતે તેમણે ઉપનિષદોનો અભ્યાસ કર્યો અને તે યોગીશ્રેષ્ઠ હોવા બદલ તેમની કીર્તિ ફેલાઈ. છાંદોગ્ય ઉપનિષદમાં (અ. ૩–૧૬, ૫.) દેવકીનો પુત્ર શ્રીકૃષ્ણ ઘોર આંગિરસ પાસેથી આત્મવિદ્યા શીખ્યો એમ કહેલું છે.

વનવાસમાંથી પાછા ફર્યા પછી પાંડવોએ કૌરવો પાસે પોતાનું રાજ્ય માગ્યું, પણ તેમણે આપ્યું નહિ. કૃષ્ણે કરેલા ઉપદેશની પરવા ન કરતાં તેઓ લડવા માટે તૈયાર થયા. આ મહાયુદ્ધમાં કૌરવો તરફથી અગીયાર અક્ષૌહિણી (૩૩ લાખ અને પાંડવોની તરફથી સાત અક્ષૌહિણી (૨૧ લાખ) સૈન્ય લડાઈમાં ઉતર્યું કૃષ્ણે બન્ને પક્ષોને મદદ કરવાનું કબુલ કર્યું. તેણે કૌરવોને લશ્કરની મદદ આપી અને અર્જુનનું સારથીપણું સ્વીકાર્યું. યુદ્ધ ચાલતું હતું ત્યારે અનેક પ્રકારની સલાહ આપીને તેણે પાંડવોને વિજય અપાવ્યો. આ ઘનઘોર સંગ્રામનું વર્ણન (મહાભારતમાં) વાંચીયે છીયે ત્યારે શરીરનાં રૂવાંટાં ઉભાં થાય છે. આખરે કૌરવોનો સમૂળગો નાશ થયો અને પાંડવો ફરીથી સાર્વભૌમ રાજા થયા. જ્યારે યુદ્ધની શરૂઆતમાં અર્જુનને મોહ ઉત્પન્ન થવાથી તેણે લડવા માટે ના પાડી ત્યારે કૃષ્ણે કર્તવ્યકર્મ સંબંધી તેને અમૂલ્ય ઉપદેશ કરી તેનો મોહ દૂર કર્યો. એ જ ઉપદેશને ગીતોપનિષત્ અથવા ગીતા કહે છે.

મહાભારતના યુદ્ધ વખતે કૃષ્ણની ઉમર આસરે ૮૩ વર્ષની હતી. તેણે પોતાની પાછલી જીંદગી વિદેહીની માફક બ્રહ્મો-

પાસનામાં ગુજરી. પછી યાદવોમાં મદ્યનું વ્યસન વધ્યું. તેઓ સંપત્તિના મદથી ઉન્મત્ત થયા અને અનીતિથી વર્તવા લાગ્યા ત્યારે તેમનો અંતકાળ પાસે આવ્યો છે એવું કૃષ્ણને જાણ્યું. થોડા જ વખતમાં યાદવોમાં આપસમાં ભયંકર લડાઇ થઇ અને સર્વ વીરોનો નાશ થયો. બળરામ તે પહેલાં જ સંસારનો ત્યાગ કરીને યોગસાધનામાં નિમગ્ન થયા હતા. તેમના આશ્રમમાં જઇને કૃષ્ણે યોગીની માફક બ્રહ્માસન માડ્યું. તે ધ્યાનસ્થ બેઠા હતા એટલામાં એક શિકારીએ તેને હરણ સમજીને તેના ઉપર બાણ છોડ્યું. આથી કૃષ્ણનું મૃત્યુ થયું. શ્રીકૃષ્ણ અને બળરામનાં પ્રેતો શોધી કાઢીને વજ્રએ તેમની ઉત્તરક્રિયા કરી. દ્વારકાના અનર્થની ખબર અર્જુનને મળતાં જ અનાથ સ્ત્રી-પુરુષોને પોતાના દેશમાં લઇ આવવા માટે તે ત્યાં ગયો. જેવો અર્જુન બધાંને લઇ દ્વારકા બહાર નીકળ્યો કે તરત જ સમુદ્ર આગળ વધ્યો અને શ્રીકૃષ્ણે વસાવેલી પવિત્ર દ્વારકા નગરી પાણીમાં ડુબી ગઈ. મરતી વખતે કૃષ્ણની ઉમર ૧૦૧ વર્ષની હશે એવું જ્યોતિષ અને ગણિતશાસ્ત્રજ્ઞોએ ઠરાવ્યું છે.

## શાસ્ત્રોક્ત વિધિ

શ્રાવણ વદ આઠમને દિવસે અપવાસ કરીને મધ્યરાત્રે બાલકૃષ્ણની ષોડષોપચારે પૂજા કરવી. પૂજન પછી માત્ર સુંઠની વડી લેવી. બીજે દિવસે આઠમ પૂરી થયા પછી ભોજન કરવું. પૂજાને માટે માટીની પ્રતિમા આણેલી હોય તો તેને જળમાં વિસર્જન કરવી. કૃષ્ણજન્મના ઉત્સવકાળ માટે શાસ્ત્રકારોએ નિશ્ચિત કાંઇ જ કહેલું નથી. કેટલાએક કૃષ્ણના ઉપાસકો રોહિણી નક્ષત્રયુક્ત અષ્ટમી હોય તેને જ જન્માષ્ટમી માને છે. કેટલાએક જે દિવસે અષ્ટમી તિથિ હોય

તે દિવસે મધ્યરાત્રિને વખતે રોહિણી નક્ષત્ર હોય કે ન હોય પણ તે જ વખતે કૃષ્ણજન્મ થયો એમ પ્રતિપાદન કરે છે. કૃષ્ણનો જન્મ મધ્ય રાત્રે મથુરામાં થયો, પરંતુ બીજે દિવસે સવારે ગોકુળમાં તેની પ્રસિદ્ધિ થઇ એ ઉપરથી તે જ દિવસને મુખ્ય માનીને કેટલાએક લોકો જન્મોત્સવ કરે છે. આ ઉત્સવને ગોકુળાષ્ટમીનું નામ આપવામાં આવ્યું છે.

## ચાલુ રૂઢિ

કૃષ્ણ જન્માષ્ટમીનો દિવસ આખા હિન્દુસ્તાનમાં વધતા ઓછા પ્રમાણમાં પાળવામાં આવે છે. ગોકુળ, મથુરા, વૃંદાવન, દ્વારકા વગેરે ઠેકાણે આ ઉત્સવ મોટા દમામથી પાળવામાં આવે છે. વૈષ્ણવ મતના પ્રતિપાદક અને પ્રવર્તક એવા કેટલાએક આચાર્યો આ દેશમાં થઇ ગયા તેમને લીધે કૃષ્ણભક્તિનું મહત્ત્વ આ દેશમાં બહુ વધ્યું. કૃષ્ણ એ બુદ્ધ અથવા ખ્રિસ્તની માફક એક વિશિષ્ટ ધર્મ સ્થાપન કરનારો પુરુષ હતો, તેણે ધર્મની દિશા દેખાડી આપી, એટલું જ નહિ પણ સર્વ પ્રચલિત ધર્મોની અને કાળે કરીને અસ્તિત્વમાં આવવાજોગી અનેક ધર્મપંથની એકવાક્યતા કરી આપીને તે બધા એક જ પરમેશ્વરને પ્રાપ્ત કરી લેવાના જુદા જુદા રસ્તાઓ છે એમ બતાવી આપ્યું. તેટલા માટે પ્રાચીન અને અર્વાચીન લોકો કૃષ્ણને જગદ્‌ગુરુનું નામ આપે છે. આ દેશમાં જેમને લીધે કૃષ્ણભક્તિ ફેલાઇ એવા અનેક આચાર્ય અને સાધુસંત થઇ ગયા. તેમના સંબંધી વિગતવાર હકીકત 'મહાએકાદશી 'ના તહેવારના વિવેચનમાં જોવી. હાલમાં કૃષ્ણાષ્ટમી પાળવાનો જે રિવાજ ચાલે છે તે ધ્યાનમાં લઇએ તો શ્રીકૃષ્ણના સંબંધમાં તેનો ઉત્સવ રૂઢ થવા માટે જે સત્ય

ઘટનાઓ બની છે તે લોકોના ધ્યાનમાં હોય એમ દેખાતું નથી. કૃષ્ણ એ વિષ્ણુનો અવતાર છે, એટલું જ નહિ પણ તે પ્રત્યક્ષ જગતના રક્ષણ કરનાર વિષ્ણુ દેવતા છે એમ માનીને તેની પ્રતિમાની પૂજા કરવી અને તેણે બાલવયમાં કરેલી લીલાનું ભક્તિથી કથન અને શ્રવણ કરવું એટલે આપણી ધાર્મિક જવાબદારીની પરિસમાપ્તિ થઇ એમ અત્યારના લોકો માને છે. કેટલાએક તે દિવસે પ્રહરરાત્રિની અંદર પૂજાઅર્ચા આટોપી ફલાહાર કરે છે. કેટલાએકને ઘેર ગોકુળનો સુંદર અને કાલ્પનિક દેખાવ તૈયાર કરી તેમાં કૃષ્ણજન્મનો ઉત્સવ કરવામાં આવે છે. સર્વ વર્ણના લોકો આ દિવસને મહત્ત્વનો માને છે. તેમાં પણ વૈષ્ણવ મતાનુયાયીઓ આ દિવસને વિશેષ આસ્થાથી પાળે છે. કોઇ કોઈ વખત વિષ્ણુનાં દેવાલયોમાં દીપારાધના, પાલખીનો વરઘોડો, આંદોલનોત્સવ, કૃષ્ણલીલાના ખેલ, ભાગવતનું વાચન, હરિકીર્તન, ભજન, ગાન વગેરે પ્રતિપદાથી અષ્ટમી સુધી ચાલે છે.

### મથુરા, ગોકુળ અને વૃંદાવન

માં લાખો જાત્રાળુઓ તે દિવસે ભેગા થાય છે. કૃષ્ણચરિત્ર સાથે મથુરા, ગોકુળ અને વૃંદાવનનો ઘાડો સંબંધ હોવાને લીધે તેમની માહિતી અહીં આપીયે છીયે. બ્રહ્મવૈવર્ત પુરાણમાં એવી કથા છે કે સત્યયુગમાં કેદાર નામનો એક ઉત્તમ રાજા થઇ ગયો. જૈગીષવ્ય ઋષિના ઉપદેશથી તેણે પોતાના છોકરાને રાજ સોંપી અરણ્યવાસ કર્યો. તેને વૃંદા નામની એક કન્યા હતી. તેણે આજન્મ અવિવાહિત રહેવાનું વ્રત સ્વીકારીને યમુનાને કિનારે તપશ્ચર્યા શરૂ કરી. તેથી શ્રીકૃષ્ણ સંતુષ્ટ થયા અને કહ્યું કે 'વર માગ'. ત્યારે વૃન્દાએ બે હાથ

જોડી વર માગ્યો કે 'તમે મારા પતિ થાઓ'. કૃષ્ણે તેની વિનંતિ માન્ય કરી અને તેને પોતાને ઘેર લઇ ગયા. જે વનમાં તે રાજનંદિનીએ તપ કર્યું તેનું નામ વૃન્દાવન પડ્યું. શ્રીકૃષ્ણના કાળથી વૃન્દાવનની ખ્યાતિ વધતી ગઇ. મથુરા નગરીથી આગળ યમુનાને પેલે પાર ગોકુળ નામનું ગામડું છે. તે ઠેકાણે વ્રજનાં ઢોરો ચરાવવામાં આવતાં હતાં. ગોકુળની પાસે જે જગાએ ઢોરો ચરતાં હતાં તે જગાનું બૃહદ્વન (મહાવન) નામ છે. પ્રાચીન લેખો ઉપરથી જણાય છે કે ગોવર્ધન ટેકરી સુધી મથુરાનો વિસ્તાર હતો અને ત્યાં ઢોરોને ચારવા માટે શ્રીકૃષ્ણ બાળ ગોવાળીયા સાથે જતા હતા. વ્રજ ઉપર ઘનઘોર વરસાદ પડીને જ્યારે ગોવાળીયાની ઝુંપડીઓ જમીનદોસ્ત થઇ અને તેઓ ભયભીત થયા ત્યારે તેમને લઇને કૃષ્ણ ગોવર્ધનને આશરે ગયા અને તેમનું રક્ષણ કર્યું; તે ઉપરથી પણ ગોવર્ધન પાસે હતો એમ સિદ્ધ થાય છે. યમુના નદી પણ તે ટેકરી પાસે વહેતી હતી એવું જૂના લેખો ઉપરથી સિદ્ધ થાય છે. પરંતુ કાળે કરીને યમુનાનો પ્રવાહ બીજી તરફ વળવાથી વૃન્દાવન તથા ગોવર્ધન પાસેથી તે ગુપ્ત થઇ અને હાલ તે બેની વચમાં ચૌદ માઇલનું અંતર પડેલું છે. વૃન્દાવનમાં ગોવર્ધનગિરિ છે એવો ઉલ્લેખ સ્કંદપુરાણમાં મળે છે. વૃન્દાવનનો વિસ્તાર પાંચ યોજન (વીસ કોસ) હોવાનું તેમાં જણાવેલું છે. એ જ પ્રદેશમાં નિંબવન નામના સ્થળમાં મહર્ષિ અરુણીનો પુત્ર આરુણી નામનો એક નૈષ્ઠિક બ્રહ્મચારી તપશ્ચર્યા કરતો હતો. નિંબવનને નિંબગ્રામ પણ કહે છે. કૃષ્ણે ગોકુળ છોડયા બાદ વૃન્દાવનમાં ગોવર્ધનની પાસે આરુણી મહર્ષિએ મુકામ કર્યો; તે પ્રદેશનું પણ નિંબગ્રામ એ જ નામ

છે. આરુણી મહા પવિત્ર અને જ્ઞાની હતા એવું દેવર્ષિ નારદે ભક્તિસૂત્રમાં કહેલું છે. હાલમાં પણ તે બન્ને નિંબગ્રામોને આરુણીની તપોભૂમિ ગણીને પૂજ્ય માનવામાં આવે છે. આરુણી ઋષિને નિમ્બાર્ક પણ કહે છે. એ સનક સંપ્રદાયના પ્રવર્તક હતા.

વૃન્દાવન ગામ યમુનાના કાંઠા ઉપરનું વિસ્તૃત નગર હતું. તેની સાબીતી હાલમાં ત્યાંના નંદઘાટ અને ચીરઘાટના અસ્તિત્વ ઉપરથી મળે છે. તે ઘાટ પ્રાચીન કાળમાં નદીમાં સ્નાન કરવા માટે બાંધવામાં આવેલા હતા. પરંતુ યમુનાનો પ્રવાહ ત્યાંથી બદલાયો અને આજે તે તેના પ્રવાહથી કેટલાયે ગાઉ દૂર છે. વૃન્દાવનથી હાલનું મથુરા ૭ માઇલ દૂર છે. શ્રીકૃષ્ણના વખતમાં આ અંતર જરા વધારે હતું એમ જણાય છે, કારણકે વૃન્દાવનવાસીઓને મથુરા પહોંચતાં બે પ્રહર લાગતા હતા એવું અનુમાન ભાગવત પરથી નીકળે છે. કુરુક્ષેત્રના યુદ્ધનું અનિષ્ટ પરિણામ વૃન્દાવન, મથુરા અને વ્રજભૂમિને પણ ભોગવવું પડ્યું. એ યુદ્ધમાં શૂર વ્રજ્જનો નાશ થયો. બૌદ્ધધર્મીઓએ વ્રજભૂમિ ઉપર પોતાના ધર્મની છાપ બેસાડવાનો પ્રયત્ન કર્યો હતો અને હજારો બૌદ્ધ ભિક્ષુઓ ત્યાં વાસ કરીને રહ્યા હતા, એવું ચીનના પ્રસિદ્ધ મુસાફરો ફા–હાયન અને હુએન–ત્સિઆંગના લેખો ઉપરથી જણાય છે. પછી ઇ. સ. ૧૦૧૭માં મહમ્મદે વીસ દિવસ સુધી મથુરા ઉપર હલ્લો કરીને તે નગરી ઉજ્જડ કરી. ઇ. સ. ૧૫૦૦માં સુલતાન સિકંદર લોદીએ મથુરાનો નાશ કર્યો, પરંતુ તે વખતે નિમ્બાર્ક સંપ્રદાયી સાધુ કેશવ કાશ્મીરી ભટ્ટાચાર્યે સિકંદરને યુક્તિપ્રયુક્તિથી વશ કરી તેને ત્યાંથી રવાના કર્યો. પછી શ્રી કેશવાચાર્યની શિષ્ય-

શાખામાંથી વધારે યોગ્યતાવાળા ગોસ્વામી પ્રસિદ્ધિમાં આવ્યા અને મોગલો, પેશ્વા, વગેરે અધિકારસંપન્ન લોકો તરફથી મથુરાના ધાર્મિક વૈભવમાં વધારો થતો ગયો. માત્ર ઔરંગઝેબે અનેક દેવાલયો જમીનદોસ્ત કર્યાં. અંગ્રેજી સત્તા સ્થાપન થઈ ત્યારથી મથુરામાં શાંતિ છે. ગોવિંદદેવ, મદનમોહન, ગોપીનાથ, જુગલ-કિશોર, રાધાવલ્લભ વગેરે પુરાતન ભગ્નમંદિરો ઐતિહાસિક સ્થાન તરીકે પ્રાચીન ઇતિહાસની સાક્ષી આપે છે. તેમની નજદીક હાલમાં બીજાં નવીન મંદિરો સ્થાપન કરવામાં આવેલાં છે. શ્રી રંગનાથ શેઠજીનું મંદિર, શાહજીનું મંદિર, લાલબાબુનું મંદિર અને શ્રી બ્રહ્મચારીજીનું (ગ્વાલીયરના મહારાજનું) મંદિર એ બધાં જોવાલાયક છે. ઘાટોમાં ભરત-પુરની લક્ષ્મીરાણીનો ઘાટ જોવાલાયક છે. વંશીવટ, સેવાકુંજ, શ્રૃંગારવટ, કેવારવટ અને નિધુવન એ સુપ્રસિદ્ધ પ્રાચીન સ્થાનો છે. વૃન્દાવનમાં શ્રાવણ મહિનામાં ઝુલન અથવા દોલોત્સવ અત્યંત જોવાલાયક થાય છે. સંયુક્ત પ્રાંતના આર્યસમાજે વૃન્દાવનને પોતાના કાર્યક્ષેત્રનું કેન્દ્ર બનાવીને વ્રજમંડળ ઋષિ-કુળ અને આચાર્ય કુળ નામની બે ઉત્તમ સંસ્થાઓ સ્થાપન કરી છે. રામકૃષ્ણ ( પરમહંસ ) મિશનની વતી એક ધર્માદા દવાખાનું ત્યાં ચાલે છે. યમુના નદીના પ્રવાહનું વહેણ બદલીને તે વૃન્દાવન પાસે થઈને જાય એવું કરવા માટે સરકાર અને રજવાડાઓનું ધ્યાન ખેંચાયું છે અને આશરે આઠ લાખ રૂપીયા તે કામ માટે ખરચ કરવામાં આવે તો વૃન્દાવનને પ્રાચીન સૌંદર્ય પ્રાપ્ત થશે એમ કહે છે. શ્રીકૃષ્ણનું નામ અજરામર થયેલું છે, છતાં તેમના વૃન્દાવનમાં સુધારણા કરીને તેને પ્રાચીન સૌંદર્ય અને વૈભવ પ્રાપ્ત કરાવી આપવાં એ સર્વ કૃષ્ણભક્તોનું પ્રથમ કર્તવ્ય

છે. શ્રીકૃષ્ણનું એ એક સ્મારક છે એમ કહીયે તો વાંધો નથી. આરોગ્યદૃષ્ટિથી વૃન્દાવનની સુખાકારી સારી નથી, પણ તે સુધારવાનો યત્ન સરકાર અને લોકો કરે છે એ અત્યંત આનંદની વાત છે.

કૃષ્ણને અવતારોમાં ગણે છે, માટે અવતારની દૃષ્ટિએ તેના હાથે કયાં કયાં મહત્કાર્યો બન્યાં એનો વિચાર કરતા પહેલાં અવતારની વ્યાખ્યા જે શ્રીકૃષ્ણે પોતે જ કહેલી છે તેનો અર્થ બરાબર સમજી લેવો આવશ્યક છે. શ્રીકૃષ્ણે ગીતોપદેશ કરતી વખતે અર્જુનને કહ્યું છે કેઃ

परित्राणाय साधूनाम् विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

સાધુનું પરિત્રાણ કરવા માટે, દુષ્કૃત્યોનો નાશ કરવા માટે અને ધર્મની સ્થાપના કરવા માટે હું દરેક યુગમાં જન્મ લઉં છું એવું જે શ્રીકૃષ્ણે કહ્યું હતું તેને અનુસરીને તેના હાથે કાર્યો કેવી રીતે બનતાં ગયાં તે જોઇયે તો કૃષ્ણ એ અવતાર હતા એમ સમજવાનું સહેલું થઈ પડશે. પ્રથમ

**परित्राणाय साधूनाम्**

એ દૃષ્ટિથી કૃષ્ણચરિત્રનો વિચાર કરીયે. દેવકીને પેટે શ્રીકૃષ્ણનો જન્મ થયા બાદ તેને નંદ ગોવાળીયાને ઘેર લઇ જવામાં આવ્યા. તે ગોવાળીયાઓ અસલ ક્ષત્રિય હતા, પરંતુ તેમણે સમશેર ચલાવી રક્તપાત કરવાનો વ્યવહાર મુકી દઇને ગાયો પાળવાનો અને ગોરસ વેચવાનો ધંધો સ્વીકાર્યો હતો. આવા વ્યવસાયમાં પડેલા લોકો સ્વાભાવિક રીતે જ યુદ્ધકળાવિશારદ અને રાજકાર્યમાં ગુંથાયેલા તેમના ક્ષત્રિય જ્ઞાતિભાઇઓની માફક સંપત્તિમાન અથવા અધિકારયુક્ત નહોતા. વસુદેવની બેન પાંડુ

રાજાને આપી હતી, અર્થાત્ રાજકુટુંબો સાથે યાદવોનો સંબંધ હતો, તોપણ સાંપત્તિક દૃષ્ટિથી યાદવોની સ્થિતિ સારી નહોતી. તે સચ્છીલ, સદાચારી અને પ્રેમાળ હતા. શ્રીકૃષ્ણ તેમનામાં ઉછર્યા તેથી તેમના સાત્વિક ગુણો તેનામાં સ્હેજે વિકાસ પામ્યા. દીન સ્થિતિમાં દિવસ કાઢનારાં ગોપગોપીઓને માટે તેના અંતઃકરણમાં આદર ઉત્પન્ન થયો. પ્રેમનો વિકાસ થવાથી સર્વ ઠેકાણે મમત્વબુદ્ધિ પ્રસ્થાપિત થાય છે તેથી સ્વાર્થત્યાગનો અનુપમ ગુણ મનુષ્યમાં ઉત્પન્ન થાય છે. પોતાનો સ્વાર્થ ન જોતાં શ્રીકૃષ્ણે જે મહત્ત્વનાં કામો કર્યાં છે તેનું ખરૂં કારણ જોઇએ તો ગરીબ ગોવાળીયાઓમાં તેણે ગાળેલું બાલપણ છે. દહીંરોટલા ઉપર નિર્વાહ કરનારા અને નિષ્કાંચન ગોવાળીયાઓમાં મોટા થએલા કૃષ્ણ પરાક્રમથી પ્રાપ્ત કરેલા રાજ્યપદનો ઉપભોગ લેવાને બદલે તે યોગ્ય વારસને હવાલે કરે અને આવેલા વૈભવને તરછોડે તેના કરતાં શ્રેષ્ટ સ્વાર્થત્યાગ કયો હોય ? કંસ, જરાસંધ, શૃગાલ વગેરે કેટલાએક આસુરી સ્વભાવના રાજાઓને યમસદને પહોંચાડ્યા પછી તેમનાં રાજ્યો પર પોતાનું સ્વામિત્વ સ્થાપન કરવાનો વિચાર જ તેને આવ્યો નથી, એટલું જ નહિ પણ તે રાજ્યો તેણે યોગ્ય વારસોને હવાલે કર્યાં. જે યાદવોમાં તેનું બાળવય ગયું તેમના ગુણ ઉપર લુબ્ધ થઇને તેમની સાંપત્તિક સ્થિતિ સુધારવાનો તેણે યત્ન કર્યો. વખત જતાં યાદવો ધનાઢ્ય થયા અને તેની દ્વારકા નગરી ઇંદ્રપુરીથી અદકી બની. જ્યારે ગરીબ સુદામો તેની ખરી જાહોજલાલીને વખતે મળવા માટે આવ્યો ત્યારે કેટલાએક આધુનિક ધનવાન ગુરુબંધુની માફક દરવાજેથી તેને પાછો ન કાઢતાં અનેક

પ્રકારે પોતાનો પ્રેમ દર્શાવીને તેની ગરીબાઇ દૂર કરી. પાંડવો અને કૌરવો બન્ને તેના સગા હતા; પરંતુ પાંડવોનો પક્ષ સત્પક્ષ છે એમ જાણીને તેમને વિજય અપાવવા પોતે સારથી જેવું કામ પણ સ્વીકાર્યું. ખાંડવ વન બાળીને નવીન પ્રદેશ તૈયાર કરવાના કામમાં તેણે અર્જુનને મદદ કરી. રાજસૂય યજ્ઞની વખતે તેણે રસોઇયાઓ સાથે પણ કામ કર્યું. અર્થાત્ સાધુના પરિત્રાણ માટે પ્રસંગાનુસાર જે ઉચ્ચનીચ કામો તેને કરવા જેવાં લાગ્યાં તે તેણે ઉત્સુકતાથી કર્યાં. રજસ્ અને તમસ્ ગુણ કરતાં સત્ત્વ ગુણ શ્રેષ્ટ છે અને સત્ત્વસ્થ લોકોને જ્યારે રજોગુણી અને તમોગુણી લોકો તરફથી ત્રાસ થાય છે ત્યારે સાત્ત્વિક જનોનું રક્ષણ કરવું એ આપણું પ્રથમ કર્તવ્ય છે એમ શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું હતું. સાદા અને સરળ ઉપાયોથી સાધુનું પરિત્રાણ કરી શકાય એમ નથી. કૃષ્ણે દુર્યોધનને અનેક રીતે સમજાવ્યો અને કૌરવોની અંદરનો ટંટો મટાડવાનો અનેક રીતે યત્ન કર્યો, પરંતુ તે જ્યારે તેમાં સફળ થયો નહિ ત્યારે જ તેણે પાંડવોને યુદ્ધને માટે ઉભા થવાની સલાહ આપી. સારાંશ કે સાધુનું રક્ષણ કરીને તેમને દુષ્ટોના હાથમાંથી છોડાવવાનો એક જ રસ્તો ખુલ્લો છે અને તે યુદ્ધનો છે. અવતારકૃત્યો પૈકી જે બીજું કૃત્ય

**विनाशाय च दुष्कृताम्**

તે પણ શ્રીકૃષ્ણે સાંગોપાંગ પાર પાડ્યું. બાલવયમાં કાળીયા નાગ અને મધુકૈટભના જુલમમાંથી વ્રજને છુટું કર્યું, કંસને યમસદન મોકલી મથુરાની પ્રજાનો ત્રાસ દૂર કર્યો અને નરમેધ કરવા સુધી તૈયાર થયેલા જરાસંધને જમરાજાને ઘેર

પહોંચાડી અનેક રાજાઓને બંધનમુક્ત કર્યા. શિશુપાલ, શૃગાલ વગેરે ગર્વિષ્ઠ અને નીચ પ્રવૃત્તિના રાજાઓનો નાશ કરીને પ્રજાને સુખી કરી. દુર્યોધનાદિ દુષ્ટ, મત્ત અને જુલમી કૌરવકુળનો નાશ કરવા માટે અર્જુનનું સારથીપણું સ્વીકારીને પાંડવોને હાથે તેમનો નાશ કરાવ્યો. પોતાનાં સગાંવહાલાં યાદવો દુર્વ્યસનમાં સપડાઇને અઘોર કૃત્ય કરવા લાગ્યા, તે જોતાં જ તેમના ઉપર પ્રેમ હોવા છતાં પણ ભૂ–ભાર કમી કરવા માટે તેમનો નાશ કરવામાં શ્રીકૃષ્ણે આંચકો ખાધો નહિ. આ પ્રમાણે દુષ્કૃત્યોનો વિનાશ કરવાના કામમાં તેમણે અલૌકિક પરાક્રમ, સાહસ, બળ અને નિશ્ચય જગતને બતાવ્યાં. અવતાર-કૃત્યો પૈકી ત્રીજું અને અત્યંત મહત્ત્વનું એવું

## ધર્મસંસ્થાપનાનું કાર્ય

શ્રીકૃષ્ણે કર્યું. તે વખતે ધર્મસંસ્થાપના કરવાની શી જરૂર હતી એ પ્રશ્ન સહેજ ઉભો થાય છે. શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

હે ભારત. જ્યારે જ્યારે ધર્મ ક્ષીણ થાય છે અને અધર્મનું પ્રાબલ્ય થાય છે ત્યારે ત્યારે હું જન્મ લઉં છું. અર્થાત્ જ્યારે ધર્મસંસ્થાપનાનું કામ શ્રીકૃષ્ણને ભારતકાળમાં કરવું પડ્યું ત્યારે અધર્મનું પ્રાબલ્ય કેવી રીતે વધ્યું હતું તે જોઇએ. મુખ્યત્વે કરીને સમાજનું બંધારણ બરાબર રહે અને વ્યવહાર સીધી રીતે ચાલે તે માટે આ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરુષાર્થ ઉત્તમ પ્રકારે કેવી રીતે પ્રાપ્ત કરી લેવા એનું જ્ઞાન લોકોને હોવું જોઇયે. સમાજમાં કેવળ સાત્વિક વૃત્તિનો વધારો થાય એટલે પ્રગતિ થઈ એમ

સમજવું નહિ. ઇહલોક અને પરલોકમાં સદ્ગતિ પ્રાપ્ત થાય તે માટે સત્ત્વ, રજસ્ અને તમોગુણથી યોગ્ય કર્મના નિયમો સમાજ-નાયકોએ ઘડવા જોઇયે. પુરુષાર્થને માટે ઉલટી કલ્પના લોકોમાં રૂઢ થાય તો તેનું પરિણામ વિપરીત થાય છે. એક બાજુથી પ્રવૃત્તિપર વર્તનનું જોર તો બીજી તરફથી નિવૃત્તિનું ધાંધલ મચાવવામાં આવે છે. પ્રવૃત્તિના માર્ગે જવું એ ખરી ઉન્નતિની દૃષ્ટિથી જેટલું અનિષ્ટ છે તેટલું જ નિવૃત્તિપર કર્મમાં લીન થઇ જવું એ હાનિકારક છે. એ બન્નેમાં સમતોલપણું રહેવું જોઇયે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ અથવા નિવૃત્તિપર પ્રવૃત્તિ હોવી એ અત્યંત મહત્ત્વનું છે. તેમના સમતોલપણામાં ચુક પડે તો સમાજના સમતોલપણામાં પણ ભૂલ પડી એમ સમજવું. એનું પરિણામ એ આવે કે કઇ દિશામાં પગલું ભરવું તે સમાજને માલુમ ન પડતાં સમાજ અવળે જ રસ્તે જશે. આ સ્થિતિ સુધારવા માટે ધર્મસંસ્થાપકો પૃથ્વી ઉપર વખતો-વખત જન્મ્યા છે. બધા ધર્મસંસ્થાપકોએ એ જ કાર્ય કર્યું છે એમ બારીકપણે જોવાથી માલુમ પડશે.

પાંડવો અને કૌરવો તે વખતના નિવૃત્તિ અને પ્રવૃત્તિના પુરસ્કર્તા હતા એમ કહી શકાય. એક પક્ષે સંન્યસ્ત વૃત્તિનો સ્વીકાર કર્યો તો બીજાએ બધી રીતે પ્રવૃત્તિને આશરો આપ્યો. તેને લીધે, દરેક ઠેકાણે ધર્માધર્મનો અને કર્તવ્યાકર્તવ્યનો વિચાર કરીને પગલું ભરનારા પાંડવો જે પ્રમાણે બ્હીતાં બ્હીતાં ઐહિક કર્તવ્યકર્મો આચરતા હતા તેવી જ રીતે દુર્યોધન અને તેના જરાસંધ વગેરે મિત્રો બેફામ થઇને ન ઇચ્છવા-યોગ્ય કૃત્યો કરવામાં લીન થઇ ગયા હતા. ધર્મ, અર્જુન વગેરે નિવૃત્તિપંથીય સમાજના નેતાઓ કર્તવ્યકર્મથી પરાવૃત્ત

થઈને ધર્મ સંબંધીની ભળતી જ કલ્પનાઓ પ્રમાણે વર્તતા હતા. પાપપુણ્યનો ઉલટો જ અર્થ તે લોકો કરતા હોવાથી જગતના વ્યવહારોનો વિચાર તાત્ત્વિક દષ્ટિથી કરવાની તેમનામાં તાકાત રહી ન હતી. અનેક દેવતાઓની ઉપાસના, તે દેવતાઓને સંતુષ્ટ કરવા માટે અનેક યજ્ઞયાગાદિક ઉપાય, મોહને લીધે બુદ્ધિનાશ થવાથી કર્તવ્યપરાઙ્મુખતા, દેહ અને આત્માને માટે યોગ્ય જ્ઞાનનો અભાવ, દેવ માટે અંધ-શ્રદ્ધા, સદ્ધર્મનું રહસ્ય પારખવામાં સમાજની અપાત્રતા, કેવળ જન્મ ઉપરથી જ વર્ણનું ઉચ્ચનીચપણું માનવાની દૂષિત પદ્ધતિ વગેરે અનેક બાબતો જોઈને શ્રીકૃષ્ણે સદ્ધર્મનો અર્જુનને ઉપદેશ કર્યો અને તેના મોહનો નાશ કરીને યોગ્ય કર્મ કરવા માટે તેને સલાહ આપી. આ દિવ્ય ઉપદેશને ભગવદ્‌ગીતા કહે છે. પ્રવૃત્તિમાંથી નિવૃત્તિના માર્ગ તરફ લઈ જવાને માટે આ ગીતોપદેશ જેટલો સમર્થ છે તેટલો જ તે નિવૃત્તિપરાયણ ને સત્કર્તવ્યની દિશા દેખાડનારો છે. હિન્દુ-સ્તાનમાં આજે સેંકડો વર્ષથી આ ઉપદેશની અસર સમાજપર થઈ છે અને આડે રસ્તે જનારાઓને તે ફરીફરીથી સીધે માર્ગે લાવે છે. અજ્ઞાનનો નાશ કરનારો આ ઉપદેશ કોટિ ભાસ્કર તુલ્ય પ્રકાશમાન છે. આ ગીતામૃત પીને આ દેશમાં અનેક આર્યોને પરમધામ અને શાંતિનો લાભ મળેલો છે. સ્ત્રીઓ, શૂદ્ર, પતિત અને ચાંડાળ માનેલા લોકોને માટે પણ આ દિવ્ય ઉપદેશ કરી સાધુસંતોએ સ્વર્ગનાં કમાડ ખુલ્લાં કર્યાં છે, એટલું જ નહિ પણ અત્યારના જમાનામાં તો પૃથ્વીના બધા લોકો ગીતાધર્મ ઉપર ગાંડા થાય છે. અમેરિકા અને યુરોપમાં ગીતાધર્મને અમૂલ્ય અને તત્ત્વજ્ઞાનની દષ્ટિથી અદ્વિતીય માનવામાં આવે છે.

શ્રીકૃષ્ણે કહેલો ધર્મ પરમ વંદ્ય અને સર્વમાન્ય થવા લાગ્યો છે. આ દૃષ્ટિથી જોતાં શ્રીકૃષ્ણ એ હિન્દુસ્તાનને માટે જ ધર્મસ્થાપન કરનાર મહાત્મા થઇ ગયા એમ ન કહેતાં સર્વ જગતને માટે વિશ્વધર્મ કહેનાર ધર્મસંસ્થાપક થઇ ગયા એમ કહીયે તો ખોટું કહેવાય નહિ.

જે ભગવદ્દગીતા ઉપર સેંકડો ટીકાત્મક ગ્રંથો રચાયા છે અને આજે પણ રચાય છે, જે ગીતાની મદદ વડે લોકોનો ઉદ્ધાર કરવા માટે શ્રી શંકરાચાર્ય, જ્ઞાનેશ્વર, વામનપંડિત, વિદ્દદ્વર્ય ટિળક વગેરે સંસ્કૃત અને પ્રાકૃત ભાષાભિજ્ઞ જનોએ પ્રયત્ન કર્યાં છે, જેની મહત્તા પૃથ્વી ઉપરના સર્વ વિદ્વાનો કબૂલ કરે છે તેનું યોગ્ય વિવેચન આ નાનકડા લેખમાં કરવું એ શક્ય નથી. માટે સામાન્ય રીતે આ ગીતોપદેશની અલ્પ-સ્વલ્પ ઓળખાણ થાય તેટલા માટે બહુ જ ટુંકામાં તેનો સાર આપીયે છીયે. પોતાને આર્ય કહેવડાવનારા દરેક જણે અભ્યાસ કરીને પોતાનું કર્તવ્યકર્મ સમજી લેવું જોઇયે.

## ભગવદ્દગીતોપદેશ

**દેહ અને દેહી**

આ શરીરનું નામ ક્ષેત્ર છે અને શરીરને જાણનારને ક્ષેત્રજ્ઞ કહે છે. પરમેશ્વર પોતે જ ક્ષેત્રજ્ઞ છે. ક્ષેત્રથી ક્ષેત્રજ્ઞ જુદો છે. ક્ષેત્ર એટલે દેહ અને ક્ષેત્રજ્ઞ એટલે દેહી અથવા આત્મા. આત્મા એ નિત્ય, અવિનાશી અને અપ્રમેય (પૂર્ણપણે ન સમજાય તેવો) છે. તે અજન્મા પુરાણપુરુષ છે. મનુષ્ય જે પ્રમાણે જૂનાં વસ્ત્ર ફેંકી દઈ નવાં વસ્ત્ર પહેરે છે તે પ્રમાણે આ દેહી જૂનો દેહ તજી દઇ નવો દેહ લે છે. આત્મા એ અવ્યક્ત, અચિંત્ય

અને અવિકાર્ય છે. દેહને ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, ચેતના, ધૈર્ય, જન્મ, મરણ વગેરે છે, આત્મા એ બધાથી અળગો છે. માટે પોતાની ફરજનો વિચાર કરીને, જન્મને લીધે પ્રાપ્ત થયેલાં કર્મ કરવામાં માણસે પાછળ પડવું ન જોઇયે. કર્મ છેવટ સુધી કરવું જ જોઇયે. કારણકે કર્મથી કોઇ છુટી શકચો નથી. પરંતુ એટલું ધ્યાનમાં રાખવું કે કર્મ કરવા જેટલો જ મનુષ્યને અધિકાર છે; ફળને માટે કોઇપણ વખત અધિકાર નથી. માટે યોગયુક્ત થઇને, હુંપણું છોડી દઇને કર્મનું આચરણ કરવું. લાભ, હાનિ, સિદ્ધિ, અસિદ્ધિ માટે સમબુદ્ધિ રાખવી. આ સમબુદ્ધિને જ યોગ કહે છે. કર્મફળની આસક્તિ છોડનારાઓ જન્મબંધનમાંથી મુક્ત થઇને સાયુજ્યપદને પામે છે. આપણી ફરજ આપણે બજાવવી જોઇયે. તે કાર્ય સિવાય ચાલે તેમ નથી. વિદ્વાનોએ જનતાને સુમાર્ગ બતાવવો જોઇયે; આપણે આસકિત રહિત કર્મ કરીને અજ્ઞજનોમાં તેનો દાખલો બેસાડવો જોઇયે; કારણકે શ્રેષ્ઠ લોકો જે પ્રમાણે ચાલે છે તે પ્રમાણે જ બીજા લોકો પણ ચાલે છે એ ધ્યાનમાં રાખવું જોઇયે.

**કર્મયોગ**

કર્મનો ત્યાગ કરવો એમ કેટલાએક કહે છે, પરંતુ તેઓ એટલું સમજતા નથી કે કર્મ ન કરવું એ કાંઇ કર્મત્યાગ નથી. ફલેચ્છારહિત કર્મ કરવું તેને જ કર્મત્યાગ સમજવો. કર્મના ફળની આસકિત તજીને જે કર્મ કરે છે તે જ ખરો સંન્યાસી અને તે જ ખરો યોગી છે. જે નિષ્કામ થયો તે રાગદ્વેષથી મુકત થયો છે. સર્વ

**કર્મત્યાગ અને મનોવિજય**

સ્થળે જેને બ્રહ્મ દેખાય છે તેને જ પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. આપણે જ આપણો ઉદ્ધાર કરી લેવો જોઇયે. આપણે જ આપણા મિત્ર અને આપણે જ આપણા શત્રુ થઇયે છીયે તે ધ્યાનમાં રાખવું જોઇયે. જેણે પોતે વિવેકથી પોતાનું મન જીત્યું છે તે જ પોતાનું હિત કરી શકે છે; પરંતુ જે અવિવેકી છે તે પોતે જ પોતાનો શત્રુ બને છે. માટે અંતઃકરણ બહુ શાંત રાખીને, નિર્ભય થઇને, બ્રહ્મચર્યવ્રત પાળીને, મનનો ઉત્તમ પ્રકારે નિરોધ કરીને, પરમેશ્વરમાં ચિત્ત રાખીને, પરમેશ્વર એ જ સર્વસ્વ છે એમ માનીને રહેવું. આ પ્રમાણે ચિત્તનો નિરોધ કરનારો આખરે નિર્વાણ–શાંતિ પામે છે. મન સ્વાભાવિકરીતે ચંચલ છે, માટે અભ્યાસથી તેને જીતવું જોઇયે. ધૈર્યથી બુદ્ધિને સંયમમાં રાખી, વિષયોથી ધીમે ધીમે અળગા થવું અને મનને ઉત્તમ રીતે આપણી સાથે નિશ્ચલ કરવું, તેમજ આડીઅવળી કલ્પનાઓ ન કરતાં સ્થિર રહેવું.

જે પ્રકારથી લોકો પરમેશ્વરને ભજે છે તે પ્રકારનું તે ફળ આપે છે. માણસો ગમે તે રીતે પરમેશ્વરનું પૂજન કરતા હોય તોપણ અંતે તેઓ પ્રભુને જ જઇને મળે છે.

**ભક્તિયોગ**

રોગપીડિત, જિજ્ઞાસુ (એટલે આત્મજ્ઞાન મેળવવાની ઇચ્છા રાખનારા ), અર્થાર્થી ( એટલે ભોગસાધનની ઇચ્છા કરનારા ) અને જ્ઞાની એવા ચાર પ્રકારના લોક ઇશ્વરને ભજે છે. તેમાં જ્ઞાની શ્રેષ્ઠ છે. જન્મ અને મૃત્યુથી છુટવાને માટે પરમેશ્વરનો આશ્રય લઇને જે પ્રયત્ન કરે છે તેમને બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. તેઓ સર્વ અધ્યાત્મજ્ઞાન જાણે છે અને સર્વ કર્મ પણ જાણે છે. અંતકાળને વખતે ઇશ્વરનું સ્મરણ કરતાં કરતાં જે આ

દેહને છોડી દે છે તે ઇશ્વરસ્વરૂપમાં મળી જાય છે. અનન્ય ભક્તિથી સદાસર્વદા ઇશ્વરનું સ્મરણ કરનારા, નિરંતર શાન્ત ચિત્તવાળા યોગીને પરમેશ્વર પ્રાપ્ત થાય છે. જેનામાં સર્વ ભૂત-માત્રોનો અંતર્ભાવ થયો છે અને જેના સામર્થ્યથી આ વિશ્વ નભે છે, તે પરમ પુરુષ અનન્ય ભક્તિથી જ પ્રાપ્ત થાય છે. જે પરમેશ્વરમાં ચિત્ત રાખીને અને તેમાં જ જીવ લગાડીને, એકબીજાને ઇશ્વર વિષે જ્ઞાન આપે છે અને સર્વકાળ સંતોષ માને છે તે જ ઇશ્વરને પ્રાપ્ત કરી શકે છે. જે અનન્ય ભાવે ઇશ્વરનું ચિંતન કરીને સર્વદા સ્થિર ચિત્તથી તેને ભજે છે, તેમના યોગક્ષેમની ફીકર ઇશ્વરને જ હોય છે. ઇશ્વર પ્રીત્યર્થે શુદ્ધ ચિત્તથી અને ભક્તિથી કંઇ નજીવું પણ અર્પણ કરવામાં આવે, તો તે ભક્તિપૂર્વક અર્પણ કરેલા ઉપાહારનો સ્વીકાર તે મોટા પ્રેમથી કરે છે. આપણે જે કાંઇ કરીયે, તે બધું ઇશ્વરને અર્પણ થાય એવી બુદ્ધિથી કરવું જોઇએ. એમ કરવાથી કર્મોના બંધનથી મનુષ્ય મુકત રહેશે અને એ પ્રમાણે મુકત થયેલો મનુષ્ય ઇશ્વરને પામશે પરમેશ્વર સર્વ ભૂતો તરફ સમબુદ્ધિથી વર્તે છે; પરંતુ તેની જે ભકિત કરે છે તેઓ તો તેની સાથે તદાકાર બની રહે છે. ભક્તિથી ગમે તે સ્થિતિના મનુષ્યને ઇશ્વરપ્રાપ્તિ થાય છે, કારણ કે ઇશ્વરને ઘેર જરાપણ ઉચ્ચનીચ ભાવ નથી.

જ્ઞાનયોગ એ સર્વમાં શ્રેષ્ઠ છે. જે શ્રદ્ધાવાન છે, જેની જ્ઞાન તરફ એકનિષ્ઠા છે, જેણે ઇંદ્રિયોનો સંયમ કરેલો છે તેને જ તે પ્રાપ્ત થાય છે. જ્ઞાનપ્રાપ્તિના યોગથી ઘણી જ શાંતિ મળે છે. જે અજ્ઞાની છે અને જેને શ્રદ્ધા નથી, જેનું મન સદા સંશયી હોય છે તે નાશ પામે છે. તેને માટે આ લોક નથી,

પરલોક નથી અને સુખ પણ નથી. આત્મજ્ઞાનથી જેનું અજ્ઞાન જતું રહેલું છે તેનું તે આત્મજ્ઞાન પરમેશ્વરના સ્વરૂપને પ્રદર્શિત કરે છે. પરમેશ્વરમાં જેઓ પોતાની બુદ્ધિ અને મન લગાડે છે, તેનામાં જ પોતાની નિષ્ટા રાખે છે અને સર્વદા

**જ્ઞાનયોગ**

તેમાં જ નિમગ્ન રહે છે, તેઓના જ્ઞાનથી તેમનાં પાતક ધોવાઇ જાય છે અને તેઓ પુનર્જન્મમાંથી છુટે છે. જેઓ જ્ઞાની છે તેમને આપપરભાવ અથવા ઉચ્ચનીચ ભાવ નડતા નથી. તેઓની દૃષ્ટિ બધા ઉપર સરખી હોય છે. જેમના મનમાં સમતા ઉત્પન્ન થઇ છે તેઓ આ લોકમાં છે છતાં તેમણે સંસાર જીત્યો છે, કારણકે બ્રહ્મ એ નિર્દોષ અને સર્વત્ર સમાન છે માટે બ્રહ્મમાં તેઓ સ્થિર છે. સર્વ કર્મોના ફળનો અંતર્ભાવ જ્ઞાનના ફળમાં હોય છે.

સર્વ જડ પદાર્થોનું જે મૂળ સ્વરૂપ તેનું નામ પ્રકૃતિ. પ્રકૃતિનો જે ચૈતન્યરૂપ માલિક તેને પુરુષ કહે છે. તે જ પરમાત્મા

**પરમેશ્વરી માયા**

છે. જીવ એ પરમાત્માનો અંશ છે. પ્રકૃતિ અને પુરુષ એ બન્ને અનાદિ છે. પ્રકૃતિને અંગે સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ એવા ત્રણ ગુણ એટલે શક્તિ છે. સત્ત્વગુણ એટલે પ્રૌઢતા, રજોગુણ એટલે ચંચલતા અને તમોગુણ એટલે મંદતા. એ ત્રણેમાં સત્ત્વગુણ શ્રેષ્ઠ છે. પ્રકૃતિને ઠેકાણે આ ગુણોનો જેમ જેમ ઉત્કર્ષ અથવા અપકર્ષ થશે તેમ તેમ તેવા પ્રકારનાં કાર્યો બનશે. તેમને લીધે જ જગતમાં ફેરફાર થાય છે. આ ત્રણ ગુણોના ઉત્કર્ષ અને અપકર્ષનું કારણ એ બહુ ગૂઢ બાબત છે. તે પરમેશ્વરની અગાધ માયા છે. પરમેશ્વરના આધારથી સર્વ બ્રહ્માંડો માળાના મણકાઓની

માફક ગુંથાયેલા છે. આ અતિ દિવ્ય અને ત્રિગુણાત્મિકા ઇશ્વરી માયા બહુ જ દુસ્તર છે. જેઓ અનન્યભાવથી ઇશ્વરને ભજે છે તેઓ આ માયામાંથી પાર પડે છે. સર્વનો અધિપતિ જે ઇશ્વર તેના આશ્રયથી પ્રકૃતિ સર્વ ચરાચરને ઉત્પન્ન કરે છે, અને તેથી બધું જગત ફરીફરીને ઉદય પામે છે. મૂર્ખ મનુષ્ય વ્યર્થ અહંતા ધરીને કહે છે, " મેં ફલાણું કર્યું, મેં ઢીકણું કર્યું, " પરંતુ ખરી હકીકત જુદી જ છે. પ્રકૃતિના ગુણને લીધે જ આ સર્વ ફેરફારો થાય છે. ઇંદ્રિયો અને વિષયોની વચમાં એકબીજાની પસંદગી ઠરેલી છે. તેને અનુસરીને તેમનાં કાર્યો થાય છે; પરંતુ પરમેશ્વરે મનુષ્યને બુદ્ધિનું સ્વાતંત્ર્ય આપેલું હોવાથી તેના પાપપુણ્યનું ફળ તેને જ ભોગવવું પડે છે. પરમેશ્વરની આસપાસ યોગમાયાનો એટલે અઘટિતઘટના-ચાતુર્યનો પડદો છે, એટલે પરમેશ્વર બધાને પ્રત્યક્ષ દેખાતો નથી. જગત મૂઢ છે અને તેથી પરમેશ્વર અનાદિ, અવ્યય છે એ વાત તે સમજી શકતું નથી.

**માનવી ધ્યેય**

માણસે પોતાની ખરી સ્થિતિ જાણી લેવી જોઇયે. તેણે નિષ્કામ વૃત્તિથી પોતાનાં કર્તવ્યકર્મો કરવાં જોઇયે અને કર્મના અસંખ્ય દોષોમાંથી મુકત રહેવા માટે પોતાનું અંતઃકરણ શુદ્ધ રાખીને અનન્ય ભક્તિભાવથી પરમેશ્વરને ચરણે જવું જોઇયે. મનને સંયમમાં રાખી નિષ્કામ કર્મ કરવું જોઇયે, ભક્તિથી પરમેશ્વરને પ્રાપ્ત કરી લેવો જોઇયે અને જ્ઞાનના યોગથી પરમ શ્રેષ્ઠ પરમ અક્ષર અને કદી પણ વિકાર ન પામનાર એવા બ્રહ્મમાં લીન થઈ જવું જોઇયે. એ જ મનુષ્યનો તરવાનો રસ્તો છે, અને પરમાત્મસ્વરૂપનાં લય પામવું એ જ તેનું અંતિમ ધ્યેય છે.

આ રીતે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરુષાર્થ સાધી આપનારો ધર્મોપદેશ જેણે કર્યો અને જેણે અર્જુનનો મોહ દૂર કરી તેને કર્તવ્યકર્મમાં પ્રવૃત્ત કર્યો, જેણે દુષ્ટોનો સંહાર કરીને અને કરાવીને સાધુઓનું રક્ષણ કર્યું તે

## શ્રીકૃષ્ણ વિષે ગેરસમજણ

આ દેશમાં ઘણી છે એવું આપણે જોઇયે છીયે. કૃષ્ણે ગોપીઓની સાથે નાની ઉમરમાં અશ્લાઘ્ય વર્તન કર્યું, તે બહુ રસિક હતો અને રાસક્રીડા વગેરે ખેલોમાં રાધા જેવી પરવધુ સાથે વિષયોપભોગમાં મગ્ન રહેતો વગેરે ઘણા આરોપ શ્રીકૃષ્ણની ઉપર મુકવામાં આવે છે. એ વાતો શક્ય માનીને પણ શ્રીકૃષ્ણને માટે હિન્દુ લોકો શી રીતે આદર બતાવે છે, તે અન્ય ધર્મના લોકો અને આપણામાંના કેટલા-એક નવીન મતના લોકો પણ સમજી શકતા નથી. ખરૂં જોતાં ઉપર વર્ણવેલાં કૃત્યોનો મહાભારતમાં ઉલ્લેખ નથી. અને કૃષ્ણને માટે પ્રમાણવાળો ગ્રંથ તો મહાભારત જ છે. રાજસૂય યજ્ઞને વખતે ભીષ્મે કહ્યું હતું કે કૃષ્ણ જ સભામાં મુખ્ય સ્થાને બેસવાને લાયક છે; કારણ કે ઉદારતા, વ્યવહાર-ચાતુર્ય, વેદજ્ઞાન, શૌર્ય, વિનય, પરાક્રમ, વિદ્વત્તા, સૌન્દર્ય વગેરે સર્વ ગુણોથી સંપન્ન કૃષ્ણ સિવાય બીજો કોઇ નથી. વળી એની વૃત્તિ પણ નિષ્કામ છે. (સભાપર્વ અ. ૩૮. ૧૯–૨૮) કૃષ્ણ અર્જુન કરતાં ૧૮ વર્ષે જ મ્હોટા હતા, પરંતુ અર્જુનને તેને વિષે અત્યન્ત પૂજ્યબુદ્ધિ હતી. અર્જુન કૃષ્ણની સાથે જ રહેતો, તેની સાથે જ રમતો, તેની સાથે જ જમતો. કૃષ્ણ જો કપટી અને દુરાચારી હોત તો તેના ઉપદેશની અસર અર્જુન પર બિલકુલ થાત નહિ, એટલું જ નહિ પણ તેનો

ઉપદેશ સાંભળવાને પણ અર્જુન તૈયાર થાત નહિ. વસ્ત્રહરણને વખતે દ્રૌપદીએ તેને ગોપીજનપ્રિય એ નામથી સંબોધ્યા છે. કૃષ્ણનો ગોપીઓ સાથેનો વ્યવહાર જો શુદ્ધ અને નિર્મળ ન હોત તો તેનો ગોપીઓની સાથે સંબંધ છે એ વાતનો ઉલ્લેખ તે સભામાં કરત પણ નહિ, અને બીજાના પાવિત્ર્ય પર હુમલો કરનાર કૃષ્ણને પોતાના પાવિત્ર્યનું રક્ષણ કરવા બોલાવત પણ નહિ. કૃષ્ણ અને ગોપીઓ વચ્ચેનો પ્રેમ શુદ્ધ હતો એ દેખીતું છે. શ્રીકૃષ્ણે જે ધર્મોપદેશ કર્યો છે તેમાં સ્ત્રીઓને પણ અનન્ય ભક્તિભાવથી પુરુષોની જેમ મોક્ષ મળી શકે છે એમ તેમણે કહ્યું છે. સ્ત્રી, ચાંડાળ, વેશ્યા અને શૂદ્ર એ પણ મોક્ષના અધિકારી છે એમ તેમણે જણાવ્યું છે. આ પરથી તે કેટલા ઉદારમતવાદી હતા એ દેખાઇ આવે છે. રાજસૂય યજ્ઞને વખતે શિશુપાલે જે ભાષણ કરેલું તે આ વાતનો ભારેમાં ભારે પુરાવો છે. અર્ધહરણને વખતે ક્રોધાંધ થઇને તે કૃષ્ણને ફાવે તેમ બોલ્યો છે. તેણે કહ્યું, "કૃષ્ણે પૂતના આદિનો વધ કર્યો આથી જ તમે તેને મહાન ગણો છો ?" આમ એણે કૃષ્ણની ઘણી નિંદા કરી, પણ એના આખા ભાષણમાં કૃષ્ણની અનીતિનો ઉલ્લેખ સરખો નથી. કૃષ્ણ જો ખરેખર અનીતિમાન હોત તો શિશુપાલ એનું પોગળ બહાર પાડયા વિના રહેત નહિ.

દ્યૂતમાં હારી જવાથી પાંડવો જ્યારે હતાશ થઇ ગયા હતા ત્યારે તેમને આશ્વાસન આપી કૃષ્ણે તેમને શાંત કર્યા અને દુનીયાને આદર્શ બનવાનો અર્જુનને ઉપદેશ કર્યો. એવા કૃષ્ણ પોતે અનીતિમાન હતા એમ કહેવું એ કેટલું મૂર્ખાઇભરેલું છે ! નાનપણથી તે ગોપીઓ સાથે રહેતા. તેમની સાથેનું તેનું વર્તન જો શુદ્ધ ન હોત તો વૃંદાવનના ગોપ એની પાછળ

ઘેલા ન થયા હોત અને જે મલ્લવિદ્યા અને શારીરિક બળને માટે તે વિખ્યાત થયા તે પણ તે પ્રાપ્ત કરી ન શકત. કૃષ્ણ ચોરી કરવામાં પ્રવીણ હતા વગેરે અનેક વાતો એને વિષે જેમણે રચી છે તેમણે સીમંતક મણિની કથા ધ્યાનપૂર્વક વાંચવી. ચોરીના આરોપમાંથી છુટવા માટે જેણે અત્યંત સાહસનાં કર્મો કરી છેવટે મણિ શોધી કાઢ્યો તે કૃષ્ણ દૂધ, દહીં, માખણ વગેરે જેવી નજીવી વસ્તુઓની ચોરી કરતા એમ કેમ કહી શકાય ? ભારતીય યુદ્ધ પછી અભિમન્યુની સ્ત્રીને જ્યારે મૃત બાળક જન્મ્યું ત્યારે સર્વ લોકો કૃષ્ણ પાસે આવીને શોક કરવા લાગ્યા. કૃષ્ણનું હૃદય પીગળ્યું અને મૃત બાળકને ખોળામાં લઇ તેણે નીચેનાં વચન ઉચ્ચાર્યાં: " જો મેં આજ સુધી વિનોદમાં પણ અસત્ય ભાષણ ન કર્યું હોય અને યુદ્ધમાં પાછી પાની ન કરી હોય, ધર્મ અને તેના સંસ્થાપકો–બ્રાહ્મણો– જો મને પ્રિય હોય, વિજયને સમયે પણ બીજાનો વિરોધ ન કર્યો હોય, કંસ અને કેશીનો વધ ધર્મથી જ કર્યો હોય, તો આ મૃત બાળક સજીવન થજો. " ( અશ્વમેધ પર્વ ) આ ઉપરથી સત્ય વચન અને ધાર્મિક વર્તનથી જ કૃષ્ણ સર્વે સ્થળે વિજયી થયા, તેમજ તેનું વર્તન પ્રારંભથી જ નિષ્કલંક હતું એમ સ્પષ્ટ જણાઇ આવે છે. મહાભારત ઉપરથી એકંદર રીતે કૃષ્ણના ચરિત્રનો વિચાર કરતાં તે એ કાળના મોટા મુત્સદ્દી, વીર પુરુષ અને મહાત્મા હતા એમ જણાઇ આવશે. ભારતીય યુદ્ધ અને બીજા કેટલાએક પ્રસંગે તેણે કપટ અને અન્યાયથી શત્રુનો નાશ કર્યાનું વર્ણન છે, પણ આ વર્ણન મહાભારતની કેટલીએક આવૃત્તિઓમાં છે તો કેટલીએકમાં નથી. વળી, કાળ, પ્રસંગ અને ઉપયોગિતાનો વિચાર કરી તેણે કરેલાં

અથવા કરાવેલાં કાર્યો યોગ્ય હતાં કે કેમ તેનું વિવેચન કરવાનો આપણા જેવા સામાન્ય જીવોને શો અધિકાર ? માટે એ વિષે વિચાર કરવામાં વધારે જગ્યા ન રોકતાં જેમણે

## કૃષ્ણ વિષેની સારીનરસી વાતો

સમાજમાં પ્રચલિત કરી તેમનાં લખાણોનો વિચાર કરીએ. પુરાણોની વાતો એકબીજાને મળતી નથી આવતી. કૃષ્ણનો ઉલ્લેખ જેટલો હરિવંશમાં છે એટલો વિષ્ણુપુરાણમાં નથી. કૃષ્ણની લીલાનું વર્ણન ભાગવતમાં વધારે છે. બ્રહ્મવૈવર્ત પુરાણમાં તેની લીલાનું છટાદાર વર્ણન કરેલું છે. પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ એ બધું કંઇ જ કામનું નથી. ગોપીઓ સાથે રાસક્રીડા કર્યાનું વર્ણન વિષ્ણુપુરાણમાં છે, પરંતુ તેમાં રાધાનો ઉલ્લેખ નથી. બ્રહ્મવૈવર્ત પુરાણમાં બ્રહ્માએ મધ્યસ્થ રહી રાધા સાથે કૃષ્ણનો વિવાહ કર્યાનો ઉલ્લેખ છે. એ બન્ને ગ્રંથોમાં રાસલીલાનું વર્ણન છે, પરંતુ ભાગવતમાં તે વધારે વિસ્તારપૂર્વક કરેલું છે. એ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે ભાગવત અને બ્રહ્મવૈવર્ત પુરાણના લેખકોએ પોતાના કલ્પના-ચાતુર્યથી આ લીલાનું વર્ણન કરેલું છે. હરિવંશમાં કૃષ્ણે પોતાના આયુષ્યના છેલ્લા ભાગમાં કરેલાં કાર્યોનું, તેણે ભારતીય યુદ્ધમાં કરેલાં પરાક્રમોનુ અથવા અનીતિમાં પડેલા પોતાના જ ભાઇઓ યાદવોનો નાશ કર્યાનું વર્ણન નથી. પોતાના શત્રુનો સંહાર કર્યા પછી વ્રજમાં જઇને નંદ–યશોદાની મુલાકાત કરીને ઋષિનું દર્શન કરવા પુષ્કરતીર્થ ગયા એટલું જ હરિવંશમાં કહેલું છે. ભારત અને વિષ્ણુપુરાણમાં પણ સંપૂર્ણ કૃષ્ણચરિત્ર મળતું નથી. કૃષ્ણની સ્ત્રીઓ માટે હરિવંશમાં એમ લખેલું છે કે પ્રાગ્જ્યોતિષપુરના રાજા નરકાસુરે કેદમાં રાખેલી સ્ત્રીઓને મુક્ત કર્યા બાદ તેમણે કૃષ્ણને વરમાળા આરોપી; પરંતુ એ

સ્ત્રીઓની સંખ્યા ૧૬,૦૦૦ હતી એવું તેમાં કહેલું નથી. ત્યાર પછીના લેખકોએ સ્ત્રીઓની સંખ્યા ૧૬,૦૦૦ ઉપર ઠરાવી. જેણે ધર્મનું પ્રતિપાદન ઉત્તમ રીતે કર્યું અને અર્જુનને વિષયોના મોહથી મુક્ત થવાનો માર્ગ બતાવ્યો,

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ।

(એટલે " તું મારામાં ચિત્ત એકાગ્ર કરી મારી ભકિત, પૂજન અને વંદન કર, એટલે તું ખરેખર મને આવીને મળીશ.") એવો આશીર્વાદ જેણે અર્જુનને અને તેની મારફત માણસ-જાતને આપ્યો, તે જ શ્રીકૃષ્ણ ૧૬,૦૦૦ સ્ત્રીઓના ધણી હતા, રાધાના વલ્લભ હતા એવી વાતો ઉપર આપણે વિશ્વાસ રાખી શકીયે ? હિન્દુઓએ આવી વાતોને માની લીધી એ તેમનું દુર્દૈવ છે. વૈષ્ણવધર્મ જેવા સાર્વજનિક ધર્મમાં આવા વિચારો અને વાર્તાઓને સ્થાન મળ્યું એ દુર્દૈવની વાત છે. તે પંથની અવનતિનું મુખ્ય કારણ જ આ વાર્તાઓ છે. ભાગવત એ એક ઉત્કૃષ્ટ અને રસપૂર્ણ ગ્રંથ છે એ સહુકોઇને માન્ય છે, પરંતુ આપણે ધારીયે છીયે એટલો તે પ્રાચીન નથી. લગભગ ૪૦૦ વર્ષ પહેલાં બંગાળામાં મુસલમાનોના રાજ્યના વખતમાં થઈ ગયેલા 'બોપદેવ' નામના વિદ્વાને એ ગ્રંથ લખ્યો છે. કૃષ્ણભક્તિનો પ્રચાર એ ગ્રંથથી વધ્યો એ ખરૂં, પરંતુ એ ઇતિહાસ નથી એ વાત ધ્યાનમાં રાખવી જોઇયે. કૃષ્ણની લીલાના અનેક અર્થ કરવામાં આવે છે. વૃંદાવનની ગોપીઓ એટલે મનોવૃત્તિઓ અને કૃષ્ણ એટલે પરમાત્મા. મનોવૃત્તિઓ પરમાત્મામાં લય પામે છે. વળી રાધા એટલે જીવાત્મા અને કૃષ્ણ એટલે

પરમાત્મા. વળી ગોપીઓ યમુનામાં સ્નાન કરતી હતી તે દરમ્યાન કૃષ્ણે તેમનાં વસ્ત્રો સંતાડી દીધાં અને ગોપીઓ નગ્નાવસ્થામાં તેની સામે પાણીમાંથી બહાર આવી, એ સર્વ સંગનો પરિત્યાગ કરી શ્રીકૃષ્ણને ચરણે પોતાની જાત અર્પણ કરવી એનું સૂચક છે એમ વેદાંતીઓ પ્રતિપાદન કરે છે. પરંતુ આવી વાતોથી કૃષ્ણના ઐતિહાસિક અસ્તિત્વને આઘાત પહોંચે છે. આવી વાતો માત્ર કવિના કલ્પનાચાતુર્યથી ઉત્પન્ન થયેલી છે. લોકોએ તે આનંદની સાથે વધાવી લીધી છે, પણ તેથી એ કંઇ ખરી ન માની લેવી જોઇયે. બીજી પણ અનેક ચમત્કારની વાતો જો કૃષ્ણચરિત્રમાંથી બાદ કરવામાં આવે તો તેથી શ્રીકૃષ્ણની યોગ્યતા ઘટી નહિ જાય. એક ઠોંસાથી ઉન્મત્ત હાથીનો સંહાર કર્યો, ગોવર્ધન પર્વતને ટચલી આંગળી પર ધારણ કર્યો, મૃત બાળકને સજીવન કર્યું, સાત ફેણવાળા નાગને* વશ કર્યો એટલા પરથી તે અવતાર નથી મનાયા; પરંતુ તેમની તીક્ષ્ણ બુદ્ધિ અને સત્કર્મ કરવાની તત્પરતાને લીધે તેમને અવતારપદ અપાયું છે. કૃષ્ણ એ મનુષ્યની જેમ જન્મ્યા, મનુષ્યની જેમ ઉછર્યા અને મનુષ્યની જેમ જ મરણ પામ્યા; પરંતુ તેને હાથે થયેલાં મહાન કાર્યોને લીધે તેને દેવત્વ પ્રાપ્ત થયું. **नर करनी**

---

* નાગ અને આર્યોની વચ્ચે લાંબા વખત સુધી લડાઈ ચાલી આખરે સુલેહ થઇ, અને આર્યોએ તેમના પર હુમલો કરવો નહિ તેમજ નાગોએ આર્યોને ઇજા કરવી નહિ એવું ઠર્યું. આ સલાહનું સૂચક નાગપંચમીનો તહેવાર છે અને વિષ્ણુપુરાણની કથાનો ઐતિહાસિક દૃષ્ટિથી અર્થ બેસાડી શકાય એમ પ્રતિપાદન કરનારા લોકો છે. એને માટે કાંઇ જ નિશ્ચિત કહી શકાતું નથી. તેથી આજકાલ નાગપંચમીના રૂઢ અર્થમાં જ અહીં તેનું વિવેચન કરવામાં આવ્યું છે.

करे तो नर का नारायण हो जाय એનું શ્રીકૃષ્ણ એ સરસમાં સરસ ઉદાહરણ છે.

## હેતુ અને બોધ

શ્રાવણ વદ આઠમને દિવસે જે શ્રીકૃષ્ણનો જન્મોત્સવ હિંદુ લોકો મોટા પ્રેમથી અને ભક્તિપૂર્વક ઉજવે છે તેનો અવતાર સાધુઓનું રક્ષણ કરવા માટે અને દુષ્ટોનો વિનાશ કરવાને માટે તથા ધર્મસ્થાપનાને માટે આશરે ૩૦૦૦ વર્ષ પહેલાં આ દેશમાં થયો. કૃષ્ણના સમકાલીન મહામુનિ વ્યાસે કૃષ્ણના આયુષ્યમાંની જે મુખ્ય અને મહત્ત્વની વાતો મહાભારતમાં આપેલી છે તે ઉપરથી શ્રીકૃષ્ણ એ એક હિંમતવાળા, દૂરદર્શી મુત્સદ્દી અને ધર્મજ્ઞ હતા એ સ્પષ્ટ થાય છે. તેમના વખતમાં ધર્મ અને કર્તવ્યકર્મનું ભાન સમાજના આગેવાનોને પણ ન હતું; જેને લીધે જગત ચાલે છે તે ધર્મનો ઉપદેશ નિર્ભયતાથી કરનાર અધિકારી પુરુષોની આવશ્યકતા તે વખતે ભાસવા લાગી હતી. અને એ અવતારકાર્ય શ્રીકૃષ્ણે ઉત્તમ પ્રકારે બજાવ્યું. વેદ અપૌરુષેય છે માટે તેને પૂજ્ય ગણી તેમાં બતાવેલી વિધિ પ્રમાણે યજ્ઞયાગાદિ મારફત સ્વર્ગપ્રાપ્તિ કરી લેવી એવો કેટલાએકનો મત હતો, તો કેટલાએક જીજ્ઞાસુઓ જગતની ઉત્પત્તિ કેમ થઇ, તે કઇ શક્તિથી ટકી રહ્યું છે, તેનો લય કેમ થાય છે, જગત સાથે આપણો શો સંબંધ છે, આપણે કોણ છીયે, શા માટે આવેલા છીયે, અને આખરે ક્યાં જવાના છીયે, વગેરે પ્રશ્નોનો ઉકેલ કરવામાં રાતદિવસ રોકાયેલા રહેતા હતા, પરંતુ બધા પોતપોતાની દૃષ્ટિથી જ વિચાર કરતા હોવાથી સમાજ ગોટાળામાં પડયો હતો. તે કાળે પ્રચલિત થયેલા

તત્વજ્ઞાન ઉપરથી, કૃષ્ણ પછી ઘણો વખત વીત્યા બાદ ગૌતમ, કણાદ, કપિલ, પતંજલિ, જૈમિનિ અને વ્યાસ એમણે અનુક્રમે ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મીમાંસા અને વેદાંત એ શાસ્ત્રો રચ્યાં. આ શાસ્ત્રોને ષડ્શાસ્ત્ર કહેછે. શ્રી કૃષ્ણે તે સમયના તત્ત્વજ્ઞાન વિષયક વિચારોમાં યોગ, સાંખ્ય અને વેદાંતમાં જે ઐક્ય રહેલું છે તે બતાવીને અને તેમનો એકબીજા ઉપરનો આધાર સિદ્ધ કરીને સમાજનો ભ્રમ દૂર કર્યો. તેમાં પણ તત્ત્વજ્ઞાન સાથે ભક્તિનો મેળ કરી આપવાથી સર્વ વર્ણના લોકોને ઇશ્વરપ્રાપ્તિનો માર્ગ સુગમ થયો. માયાવાદમાં ફસાઇ જવાથી કર્તવ્યશૂન્ય બનેલા સમાજને શ્રીકૃષ્ણે ઐહિક અને પારલૌકિક કર્તવ્યકર્મની યોગ્ય દિશા બતાવી. કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણની મદદથી આ ભયંકર દેખાતો ભવસાગર તરીને દરેક જણ સુરક્ષિત રીતે પેલે પાર જઇ શકે છે, અને સર્વ દશ્યાદશ્ય પદાર્થનું આદિકરણ જે બ્રહ્મસ્વરૂપ તેમાં મળી જઇ જન્મમરણના અસંખ્ય ફેરામાંથી છૂટી શકે છે એ શ્રીકૃષ્ણે જગતને બતાવ્યું માટે જ તેને જગદ્‌ગુરુ ગણેલા છે.

## નરજન્મનું મહત્ત્વ

ધ્યાનમાં લેવા માટે શ્રીકૃષ્ણે કરેલો ઉપદેશ દરેક મનુષ્યે હૃદયપર કોતરી રાખવો જોઇએ. તે ઉપદેશનો મુદ્દો ધ્યાનમાં લઇને પોતાનું આચરણ શુદ્ધ રાખવું એ જ તરણોપાય છે.

देहो देवालयः प्रोक्तः जीवो देवः सनातनः ।
त्यजेदज्ञाननिर्माल्यं सोऽहंभावेन पूजयेत् ॥

આ માનવદેહ એ દેવાલય છે અને તેની અંદરનો રહેનારો જીવ એ દેવ છે. અજ્ઞાનરૂપી નિર્માલ્યનું વિસર્જન કરીને

અંતરસ્થ આત્મા કેવળ ઇશ્વર છે એવી ભાવનાથી તેની પૂજા કરવી. દેહ એ દેવાલય છે એવી દરેક મનુષ્યની ખાત્રી થયા પછી તે દેવાલયને પવિત્ર રાખવા માટે આપણે જેટલો પ્રયત્ન કરીયે તેટલો ઓછો છે. આત્માને આ દેહનો કંટાળો ન આવે તેટલા માટે આપણે તેની ખૂબ સંભાળ રાખવી જોઇયે. આ દેહની બક્ષિશ આપણને આપી તે માટે આપણે ઇશ્વરનો ઉપકાર માનવો જોઇયે. પરંતુ દેહ એ દેવાલય છે એ ભાવના દૃઢ ન થવાથી આપણે હાથે પગલે પગલે અસંખ્ય અપરાધો થાય છે અને એવા અપવિત્ર સ્થાનમાં રહેવાનો ઇશ્વરને પણ કંટાળો આવે છે. બધા ધર્મના વિદ્વાન લોકો ભગવદ્‌ગીતાને માન આપે છે. તેમાં શ્રીકૃષ્ણે કહેલું કર્મયોગનું બંધારણ વ્યાપક અને ધર્મ, નીતિ તથા વેદાંત એ ત્રણ ઉદાર તત્વો ઉપર રચાયેલું હોવાથી બધા લોકો તેનાં વખાણ કરે છે. માનવ ઉન્નતિમાં ધર્મ, નીતિ અને વેદાંતનો ઉપયોગ કેવી રીતે થાય છે તે જુઓ. સ્ત્રી અને પુરુષ, ઉચ્ચ અને નીચ, એ સર્વના અંતઃકરણમાં પ્રેમ, સદ્‌ભાવ, સમતા અને સદસદ્વિવેકબુદ્ધિ ઉત્પન્ન કરનારો ધર્મ મનુષ્યને સન્માર્ગનું અવલંબન કરવાની ફરજ પાડે છે. અર્થાત્ મનુષ્ય પાપભીરૂ થાય તો જ તેનું વર્તન શુદ્ધ અને સરળ થઇ શકે છે. સમાજનો સંબંધ સરળ રીતે ચાલે તે માટે નૈતિક બંધન જરૂરનું છે. નીતિ ઉપર જ કુટુંબ, સમાજ, રાજ્ય અને રાષ્ટ્રનાં સુખ, શાન્તિ અને પ્રગતિનો આધાર છે. નીતિ વિરુદ્ધ કૃત્યો કોઇ ન કરે તેટલા માટે રાજશાસનની વ્યવસ્થા કરેલી હોય છે. રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે જ્યારે અનીતિનું વર્તન ચાલે છે ત્યારે યુદ્ધ ઉપસ્થિત થાય છે અને શસ્ત્રથી અન્યાયનો પ્રતિકાર કરવા

ટે રાજા અને તેની પ્રજા ઘરબાર છોડીને આગળ આવે છે. ા બધા કરતાં વેદાંતનું ધ્યેય એક પગલું આગળ વધેલું છે. ાખી માનવજાતિને એક કરવા અને જાતિ, ધર્મ, પંથ, ભાષા ને દેશને લીધે ઉત્પન્ન થયેલા કૃત્રિમ ભેદભાવને દૂર ાવાનો વેદાંત પ્રયત્ન કરે છે. તેમ કરવાને વેદાંત જ સમર્થ . વેદાંત એ સાર્વલૌકિક ધર્મ અને ત્રિકાલાબાધિત નીતિ . સુખદુઃખના ચકાવામાં સપડાયેલા અને સદાના દુઃખી ફનારા જીવને વેદાંત સચ્ચિદાનંદની ઓળખાણ કરાવી આપે . જગતના ઉદ્ધાર માટે શ્રીકૃષ્ણે ગાયેલી ગીતા એ વેદાંતનો મ સંદેશો છે. જેમને શ્રીકૃષ્ણને માટે પૂજ્યબુદ્ધિ છે તેમણે ીતામાં કહેલા સન્માર્ગ પ્રમાણે ચાલીને પોતાનો ઉદ્ધાર કરી ેા એમ આ જન્માષ્ટમીનો તહેવાર સૂચન કરે છે. પ્રેમ, ક્ય અને જ્ઞાનની વૃદ્ધિ શ્રીકૃષ્ણની કૃપાથી થજો એવી ર્થના દરેક મનુષ્યે દરરોજ કરવી અને શ્રીકૃષ્ણમાં લીન ાનો પ્રયત્ન કરવો.

---

# પિઠોરી અમાવાસ્યા

શ્રાવણ વદ અમાસને દિવસે કેટલાએક વર્ણમાં પિઠોરી વ્રત કરવાનો રિવાજ છે. મંગળાગૌરી, હરિતાલિકા વગેરે જે વ્રતો હાલના કાળમાં સ્ત્રીઓમાં રૂઢ છે તેમાંનું એક પિઠોરી વ્રત છે અને મુખ્યત્વે કરીને સૌભાગ્યવતી સ્ત્રીઓ સંતાનપ્રાપ્તિ અર્થે આ વ્રત પાળે છે. આ વ્રત પાર્વતી પ્રીત્યર્થે છે. ભવિષ્યોત્તર પુરાણમાં એવી કથા છે કે પાર્વતીએ ઇંદ્રાણીને આ વ્રતનો મહિમા બતાવ્યો અને એ વ્રત આચરવાથી સૌભાગ્ય, સંતતિ અને ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે એમ કહ્યું. જે કથા ઉપરથી આ વ્રત અસ્તિત્વમાં આવ્યું તે કથા નીચે પ્રમાણે છે. જૂના વખતમાં શ્રીધર નામના એક બ્રાહ્મણને સુમિત્રા નામની સ્ત્રી હતી. તેના જ્યેષ્ઠ પુત્રનું નામ શંકર અને તેની પત્નીનું નામ વિદેહા હતું. વિદેહાને દરેક વરસે શ્રાવણ માસની અમાસે પ્રસવ થતો અને તે પછી છોકરૂં મરી જતું. તેનાં સાસુસસરાનું

શ્રાદ્ધ પણ તે જ દિવસે આવતું હોવાથી તે પાળી શકાતું ન હતું. આથી ઘરનાં માણસોની સલાહથી તેના પતિએ તેને ઘરની બહાર કાઢી મુકી. તેથી નવા જન્મેલા બાળકને સાથે લઈ તે એક અરણ્યમાં ગઇ. ત્યાં તેને એક દેવીની સાથે મુલાકાત થઇ. દેવીએ પ્રસન્ન થઇને તેને કહ્યું કે આ ઠેકાણે ૬૪ દેવીઓ આવે છે. તેમનું દર્શન કરવાથી તારી મનકામના પૂર્ણ થશે. પછી જ્યારે દેવીઓ ત્યાં આવી ત્યારે વિદેહા તેમને શરણ ગઇ અને તેમના આશીર્વાદથી તેને પતિસમાગમ થયો અને તે આઠ દીર્ઘાયુષી પુત્રની માતા થઈ.

## શાસ્ત્રોક્ત વિધિ

શ્રાવણ વદ અમાસને દિવસે અપવાસ કરી સાયંકાળે પહેલા પ્રહરમાં આઠ કળશ ગોઠવીને બ્રાહ્મી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, ઇંદ્રાણી, મહેશ્વરી અને ચામુંડી એટલી દેવીઓની પ્રતિમા સ્થાપન કરવી. તે ઉપરાંત ૬૪ સોપારીઓ ગોઠવીને જુદી જુદી ૬૪ દેવીઓની તેમાં આરાધના કરવી. તેમની પૂજા કરીને ઐશ્વર્ય અને પુત્રપ્રાપ્તિને માટે તેમની પ્રાર્થના કરવી. પછી ઘરની કુમારિકાઓને પુરણપોળીનું વાયન આપવું.

## ચાલુ રૂઢિ

વટસાવિત્રી અથવા મંગળાગૌરી જેટલું આ વ્રત રૂઢ નથી. ધર્મશાસ્ત્રમાં પણ તેનો ઉલ્લેખ નથી. જેને સંતાન જીવતાં ન હોય એ સ્ત્રી આ વ્રત આચરે છે. સોળ સોમવાર નામનું શિવનું પણ વ્રત પાળવાનો રિવાજ શૈવ સાંપ્રદાયી લોકોમાં છે. મુંબઇના ગૃહસ્થ લોકોમાં આ વ્રતનો પ્રચાર વિશેષ છે. ભીંત ઉપર ૬૪ દેવતાનાં ચિત્ર કાઢીને તેમની પૂજા કરવામાં આવે છે. આ વ્રત વિષે વિચાર કરીયે તો એમ જણાય છે કે મંગળાગૌરી,

હારતાલિકા વગેરે કામ્ય વ્રતોની માફક આ વ્રત પણ હમણાં જ અસ્તિત્વમાં આવેલું છે. વૈતાળપચ્ચીશીની વાતોના જેવી એક સામાન્ય વાત ઉપરથી આ વ્રત ઉત્પન્ન થયું તેથી નવાઇ લાગે છે. દરેક વરસે પ્રસુતિ થઇને છોકરૂં મરણ પામે એટલા માટે વિદેહાને સુવાવડી હોવા છતાં ઘરમાંથી હાંકી મુકવામાં આવી, એ ઉપરથી જે પુરાણમાં આ વાત લખી છે તે ભવિષ્યપુરાણના સમયમાં હિન્દુ સમાજની સ્થિતિ કેટલી બગડેલી હશે એનું અનુમાન થઇ શકે છે. સ્ત્રી એટલે ઘરમાં આણેલી એક દાસી છે અને તેને લીધે જો કોઇ પણ પ્રકારની અડચણ આવે તો તેનો તરત ત્યાગ કરવામાં કંઇ જ હરકત નથી એવી માન્યતા આજ કેટલાંએક શતકોથી આ દેશમાં રૂઢ થયેલી છે. ધર્મશાસ્ત્રકારોએ સ્ત્રી જાતિ માટે જે અયોગ્ય તિરસ્કાર બતાવેલો છે તેનું પરિણામ આપણે આજે ભોગવી રહ્યા છીયે. સ્મૃતિકાર મનુએ સ્ત્રીઓની યોગ્યતા અને તેમના સ્વાતંત્ર્ય ઉપર શાસ્ત્ર-વચનોની કુહાડી મારીને તેમની વ્યાજબી યોગ્યતા પણ ઘટાડી દીધી છે. અર્ધાંગિની ગૃહિણીના પદથી તેમને પદચ્યૂત કરવામાં આવી તેનું પરિણામ એ આવ્યું કે મનુના કાળથી સ્ત્રીઓને અજ્ઞાન અવસ્થામાં રાખવામાં આવી. મનુનો મત કેટલો અનુદાર હતો તે સંબંધી અનેક ઉતારા આપી શકાશે. (અ. ૯, ૧૪—૧૫) સ્ત્રીઓને જાતકર્માદિ ક્રિયા અથવા મંત્રનો અધિકાર નથી. તેમને અસત્યની માફક ગણવી. તેઓ સ્વભાવે આળસુ, દંભી, કામક્રોધથી ભરેલી, બીજાઓની શરમ ન રાખનારી છે એવું મનુનું કહેવું છે. જે આર્યાવર્તમાં સીતા, દમયંતી, સાવિત્રી, અરૂંધતી, વાચક્નવી જેવી અસંખ્ય સાધ્વી સ્ત્રીઓ થઇ ગઇ તે દેશની સ્ત્રીઓ વિષે મનુએ ઉપર જણાવ્યા મુજબનો

મત શા માટે પ્રદર્શિત કર્યો હશે તે કહી શકાતું નથી. તેણે કહેલું છે કે સ્ત્રી બાળક હોય, તરુણ હોય કે વૃદ્ધ હોય, તોપણ તેણે કોઇ પણ કાર્ય સ્વતંત્રપણે કરવું નહિ. તેણે બચપણમાં બાપના, યૌવનમાં પતિના અને વૈધવ્ય સ્થિતિમાં પુત્રના કબ્જામાં રહેવું. અનેક કારણોથી સ્ત્રીઓનો ત્યાગ કરવાનો પતિને અધિકાર છે એવા અર્થનાં અનેક સ્મૃતિવચનો છે. તેમાંનું નીચેનું સ્મૃતિવાક્ય તો અત્યંત અનુદારપણાનું છેઃ

वन्ध्याष्टमेऽधिवेद्याब्दे दशमे तु मृतप्रजा ।
एकादशे स्त्रीजननी सद्यस्त्वप्रियवादिनी ॥ (९–८१)

છોકરાં ન થતાં હોય તો આઠમે વર્ષે, છોકરાં થઇને મરી જતાં હોય તો દશમે વર્ષે, માત્ર છોકરીઓ જ થતી હોય તો અગીયારમે વર્ષે અને અપ્રિયવાદિની હોય તો તત્કાલ સ્ત્રીનો ત્યાગ કરવો. વિદેહા આમાંની બીજી કલમ પ્રમાણે અપરાધી ઠરવાથી પ્રસવની સાથે જ તેને અરણ્યનો રસ્તો લેવો પડયો. હિન્દુ સમાજમાં આવા નિયમોની અસર આજે પણ થોડીઘણી જોવામાં આવે છે. પવિત્ર વિવાહસંસ્કારની આવી રીતે અવગણના થાય તો પછી તે સંસ્કારોથી ઉત્પન્ન થતી પ્રજાની અધોગતિ થાય તેમાં શી નવાઇ ? ઉપરથી તદ્દન ઉલટું સ્ત્રીધર્મને વિષે લખતાં સ્મૃતિકારોએ સ્ત્રીઓને નીચે પ્રમાણે આજ્ઞા કરી છે.

विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ।
उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत्पतिः ॥
नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषितम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥

૫–૧૫૪–૫૫

પતિ શીલ વિનાનો, દુર્ગુણી અથવા ગમે તેવો હોય તોપણ એ દેવ પ્રમાણે પૂજ્ય છે એમ માનીને તેની સેવા કરવી. પતિની સેવાચાકરી એ જ સ્ત્રી માટે સ્વર્ગપ્રાપ્તિનો માર્ગ છે. યજ્ઞ, વ્રત કે ઉપવાસથી તેમને સ્વર્ગપ્રાપ્તિ થશે નહિ. મનુસ્મૃતિમાં પરમાત્માસ્વરૂપ, બ્રહ્મચર્ય, ઇંદ્રિયનિગ્રહ, ગુરુજનોની યોગ્યતા, અતિથિસત્કાર, પતિપત્નીના ધર્મ, ન્યાયનિરૂપણ ઇત્યાદિ વિષે આપેલા કેટલાએક નિયમો જેટલા સર્વવ્યાપી, ઉદાર અને હિતકર છે તેટલા જ સમાજનું અંગ જે સ્ત્રીઓ તેમને વિષેના વિચારો વિઘાતક છે. સ્ત્રીઓની સ્થિતિ સુધારવાનું કામ રાષ્ટ્રહિતની દૃષ્ટિએ અત્યંત આવશ્યક છે, માટે સુશિક્ષિત સ્ત્રીપુરુષોએ આપણા સ્ત્રીસમાજને અજ્ઞાન પંકમાંથી બહાર કાઢવો જ જોઇયે. વિદ્યાથી જેમનાં મન સંસ્કારી થયાં છે તેમણે પોતાની બ્હેનો, પુત્રીઓ અને પત્નીઓનું અજ્ઞાન દૂર કરવાને બનતો પ્રયત્ન કરવો જોઇયે. મનુ પછી ઘણે વખતે પુરાણો લખાયાં. ત્યાર પછી તંત્રો રચાયાં અને શકિતપૂજાનું મહત્ત્વ વધ્યું. દેવીમાં સંતતિ અને સંપત્તિ આપવાની શકિત છે એવું તંત્રકારોએ અને પુરાણોના લેખકોએ પ્રતિપાદન કર્યું. જે દેવીઓની આરાધના કરવાથી પુત્રપ્રાપ્તિ થાય છે એમ કહેવાય છે તે દેવીઓનાં નામ જ કેટલાં ભયાનક છે તે જોવા જેવું છે. પ્રેતાક્ષી, ડાકિની, નિશાચરી, રૂદ્રવૈતાલી, વિરૂપાક્ષી, નરભોજના, કલહપ્રિયા, રાક્ષસી, ભયંકરી, ધ્વંસિની, દુર્મુખી, પ્રેતવાહના, ત્રાટકી, યમદૂતિ, દીર્ઘલંબોષ્ઠી, કાકદૃષ્ટિ, ભક્ષણી, વ્યાઘ્રી, પ્રેતભક્ષણી, મુંડધારિણી વગેરે. અને એ નામોનો અર્થ ધ્યાનમાં લઇયે તો દેવની શકિતને એટલી બધી ભયાનક અને કદરૂપી બનાવવી એ યોગ્ય છે કે કેમ એની

શંકા થાય છે. દેવોમાં અત્યંત સાત્વિક અને શ્રેષ્ઠ ગુણ છે અને તેથી તે જ ગુણ તેમનામાં આરોપવા જોઇયે. સંતતિ અલ્પાયુષી થવાનાં કારણો કયાં છે એ સ્ત્રીઓએ બરાબર સમજી લેવું જોઇયે અને ઉપર જણાવેલી દેવીઓનો ઘરમાં પગપેસારો ન થાય તેની સમાજે ખાસ કાળજી રાખી તેમનું અજ્ઞાન દૂર કરવું જોઇયે. જીવનકલહ સામે તેઓ ટકી શકે એવું તેમને શિક્ષણ આપવું જોઇયે, એટલે કે આરોગ્ય દેવતાની પૂજા કરવી જોઇયે અને ઘરનું આરોગ્ય કાયમ રહે તે માટે સ્વચ્છ હવા અને અજવાળું પુષ્કળ મળે તેવી વ્યવસ્થા કરવી જોઇયે. તેમ કરવાથી પીઠોરી અમાવાસ્યાના વ્રતપાલનનું પુણ્ય મળશે તેમજ મનવાંછિત ફળ પણ પ્રાપ્ત થશે.

---

# પોળા અથવા વૃષભોત્સવ

શ્રાવણી અમાસને દિવસે ખેડૂત લોકો પોળા નામનો તહેવાર પાળે છે. આ તહેવાર બળદને માટે છે. તે દિવસે તેમને રંગીને અને શણગારીને ગામમાં ફેરવે છે. ઘાટ ઉપરના કેટલાએક ભાગોમાં આ તહેવાર રૂઢ છે. સતારા જીલ્લામાં અષાડ મહિનામાં મૂળ નક્ષત્રને દિવસે ખેડૂત લોકો આ તહેવાર પાળે છે. ત્યાં તે 'બેંદર' નામથી પ્રસિદ્ધ છે. સોલાપૂર, દૌંડ, પૂના, કર્ણાટક અને મહારાષ્ટ્રના કેટલાક ભાગમાં ભાદરવા મહિનાની અમાસને દિવસે 'પોળા'નો તહેવાર પળાય છે. પોળાને દિવસે ખેડૂત લોકો પોતપોતાનાં ઢોરોનું પ્રદર્શન કરવા આતુર હોય છે. તે દિવસે બળદોની શરતો દોડાવવામાં આવે છે. આવી રીતે આખો દિવસ ખેડૂતો આનંદમાં ગાળે છે. રાત્રે વાજતેગાજતે બળદોનો વરઘોડો કાડવામાં આવે છે ત્યારે નાનામોટા સર્વે લોકો તે જોવાને ભેગા મળે છે. આ તહેવારને

માટે શાસ્ત્રોક્ત વિધિ નથી, તથાપિ કેટલાએક બ્રાહ્મણોમાં તે દિવસે માટીનો બળદ બનાવી તેની પૂજા કરવાનો રિવાજ ચાલુ હોય એમ જણાય છે. આપણા દેશમાં પુરાણ કાળથી જ

## ગોધનનું મહત્ત્વ

વિશેષ માનેલું છે. વેદકાળમાં તો ગાયો સંપત્તિ તરીકે મનાતી હતી. ગાયોની અનેક ઠેકાણે સ્તુ‌િત કરેલી છે, અને તેમનું શત્રુથી રક્ષણ થાય તે માટે ઘણીવાર ઇંદ્રની સ્તુતિ કરેલી જોવામાં આવે છે. મહાભારતકાળમાં પણ ગાયોને ધન તરીકે ગણતા હતા. ગાયોનું પાલણપોષણ કરવું એ અત્યંત પવિત્ર અને પુન્યનું કામ છે એવું હિન્દુઓનું માનવું છે. એથી જ શ્રીકૃષ્ણનું 'ગોપાળ' નામ અત્યંત પ્રચલિત થયેલું છે. કેટલેક ઠેકાણે તો ગાયનું રક્ષણ કરવા માટે શત્રુની ઉપર હથીયાર ચલાવવાનું પણ પુરાણોમાં લખેલું છે. ગાયને પવિત્ર માનવી, તેને દેવ તરીકે ગણી તેની પૂજા કરવી એ હિન્દુ ધર્મનું એક ખાસ લક્ષણ છે.

નંદી (પોઠીયો) ને શંકરના વાહન તરીકે દરેક શિવમંદિરમાં અગ્રસ્થાન મળે છે. લિંગાયતોને 'બસવ' નામ બહુ પ્રિય છે. બસવનો અર્થ બળદ થાય છે. દેવતાઓનાં જે જુદાં જુદાં વાહન છે તેમાં 'બસવ' એ એક જ નામ પ્રચારમાં આવેલું જણાય છે. અસલના વખતમાં જે આર્યોએ બળદની મદદથી ખેતીના ધંધાનું મહત્ત્વ વધાર્યું, તેમણે તેની કાળજી સારી રીતે રાખીને આ દેશની સંપત્તિમાં ઉમેરો કર્યો. હાલ ખેડુતવર્ગની સ્થિતિ સારી ન હોવાથી તેમની પાસે પૂરતાં ઢોર નથી, તેથી તેઓ જમીનની સંભાળ સારી રીતે રાખી શકતા નથી. પહેલાં જેમ દરેક કુટુંબમાં એક બે ગાય રાખવાનો રિવાજ હતો તેમ

આજે નથી, અને કદાચ કોઈ ઠેકાણે હોય તો તે એટલી દુર્બળ હોય છે કે તે આરોગ્યવર્ધક અને શક્તિદાયક દૂધ આપી શકતી નથી. ભરપૂર દૂધદહીં વિના બાળકો સશક્ત થઈ જ ન શકે, અને શહેરમાં રહેનારાઓને તો શુદ્ધ દૂધની જે મજા છે તેની ખબર જ નથી હોતી. ચહાની દુકાનોમાં દિવસે દિવસે જલ-મિશ્રિત દૂધનો ખપ વધતો જતો હોવાથી વધારે ભાવ આપીને પણ સારૂં દૂધ મેળવવું અશક્ય થઇ પડ્યું છે. પોળા જેવા તહેવારનો લાભ લઇને સુશિક્ષિત લોકો આ બાબતમાં ઘણો સુધારો કરી શકે તેમ છે. આવા તહેવારોમાં ભાગ લઇને ખેડૂત-વર્ગનાં દુઃખો શાં છે, તેમની જરૂરીયાતો શી છે વગેરે જાણીને તે દૂર કરવાના પ્રયત્ન કરવા જોઇયે અને ઢોરોની સ્થિતિ સુધારવાના પ્રયત્ન કરવા જોઇયે. પ્રદર્શનો ભરીને તથા ઇનામો આપીને આ કામને ઉત્તેજન આપી શકાય. જો તેમ કરવામાં નહિ આવે અને ચાલુ સ્થિતિ સુધારવામાં નહિ આવે તો આપણા અન્નદાતા બળદ અને બળદ આપનારી ગાયો આપણો સત્વર ત્યાગ કરશે.

---

ભાદરવા મહિનામાં એકાન્ન વ્રત કરવું. તેથી ધન, ધાન્ય અને આરોગ્યની વૃદ્ધિ થાય છે એવું શાસ્ત્રમાં કહેલું છે. આ મહિનામાં હૃષીકેશને દૂધપાક, ખીરંજ અને મીઠું ધરાવવાથી તે સંતુષ્ટ થાય છે. ગણેશચતુર્થી, જ્યેષ્ઠાગૌરી અને વામનદ્વાદશીના તહેવારો આ મહિનામાં આવે છે. તે સિવાય હરિતાલિકા અને ઋષિપંચમીનાં વ્રત પણ સ્ત્રીઓ પાળે છે. અનંતવ્રતનું આચરણ કુલાચાર મુજબ ભાદરવા સુદ ચૌદશને દિવસે કરવામાં આવે છે. ગુજરાતમાં ભાદરવા સુદ આઠમને દિવસે દુર્ગાષ્ટમીનું વ્રત પાળવામાં આવે છે. તે દિવસે સ્ત્રીઓ ગણપતિને ધરો ચડાવે છે, તેનું પૂજન કરી અપવાસ કરે છે અને કુલેર ખાય છે. આ વ્રતનું વર્ણન વ્રતરાજમાં કરેલું છે. તેમાં સુદ ૮થી ૧૬ દિવસ સુધી કરવાનું જે મહાલક્ષ્મીવ્રત તેનું વર્ણન પણ આપેલું છે. મહારાષ્ટ્રમાં આ વ્રત પ્રચલિત નથી. ગો–ત્રિરાત્રિ નામના વ્રતમાં ભાદરવા સુદ તેરશથી ત્રણ દિવસ સુધી અપવાસ કરી ગાયની પૂજા કરવામાં આવે છે અને ચોથે દિવસે પારણું કરવામાં આવે છે. આ વ્રત સૌભાગ્ય અને સંતતિ આપનારૂં છે. સ્ત્રીઓ ચાર પાંચ વરસ સુધી આ વ્રત પાળે છે. મહારાષ્ટ્રમાં આ વ્રતનો પ્રચાર નથી, તોપણ સૌભાગ્ય અને સંતતિની પ્રાપ્તિ માટે ગાયની પૂજા કરવાનો રિવાજ છે. ભાદ્રપદનો કૃષ્ણપક્ષ પિતરોની પ્રીત્યર્થે શ્રાદ્ધાદિક કર્મો કરવા માટે યોજેલો છે અને તે મહાલય પક્ષના નામથી ઓળખાય છે.

---

# હરિતાલિકા

હરિતાલિકા એ તહેવાર નથી, પણ એક કૌટુંબિક વ્રત છે અને માત્ર કેટલાએક દાક્ષિણાત્ય બ્રાહ્મણોમાં જ તેનો પ્રચાર છે. તેની ઉત્પત્તિ વિષે પુરાણોમાં એવી કથા છે કે પૂર્વકાળમાં જ્યારે પર્વત રાજાની કન્યા પાર્વતી વરવા યોગ્ય થઇ ત્યારે નારદની સલાહથી તેના પિતાએ તેને વિષ્ણુ સાથે પરણાવાનો વિચાર કર્યો. પરંતુ પાર્વતીના મનમાં શંકરની સાથે પરણવાનો વિચાર હતો, તેથી તેણે પોતાની સખીઓ મારફતે પોતાના બાપને સંદેશો કહેવડાવ્યો કે 'તમે મને વિષ્ણુ સાથે પરણાવશો તો હું પ્રાણ-ત્યાગ કરીશ.' આટલું કહીને જ તે અટકી નહિ, પણ પોતાની સખીઓ સાથે મસલત કરીને ઘરમાંથી નાસી જવાનો તેણે નિશ્ચય કર્યો. તે પ્રમાણે નાસી જઇને એક અરણ્યમાં શિવને પ્રસન્ન કરવા માટે તેણે તપશ્ચર્યા શરૂ કરી. કાળે કરીને શિવજી પ્રસન્ન થયા અને પાર્વતી સાથે પરણ્યા. તેણે જે વ્રત કર્યું તે જ

વ્રત પાળવાથી ઇચ્છિત વર પ્રાપ્ત થાય એટલા માટે હરિતાલિકાગૌરીના નામથી ગૌરીની પૂજા સખીઓ સાથે કરવામાં આવે છે.

## શાસ્ત્રોક્ત વિધિ

ભાદરવા સુદ ત્રીજને દિવસે પ્રાતઃકાળમાં સર્વ કન્યાઓએ અને સૌભાગ્યવતી સ્ત્રીઓએ મંગળસ્નાન કરી નદીની શુદ્ધ રેતી લાવી તેનાં ત્રણ લિંગો બનાવી સ્થાપન કરવાં. પછી તેમની પૂજા કરી બ્રાહ્મણને પાનસોપારી, દક્ષિણા અને સૌભાગ્ય-વાયન આપીને તેનો આશીર્વાદ લેવો. તે દિવસે અપવાસ કરવો. રાત્રે જાગરણ કરીને હરિતાલિકાની કથાનું શ્રવણ કરવું. બીજે દિવસે પરોઢીયામાં લિંગોની ઉત્તર-પૂજા કરી તેમને વિસર્જન કરવાં. પૂજાને માટે શેષ હોય તે તૃતીયા લેવી. બીજે દિવસે તૃતીયા માત્ર એક મુહૂર્ત હોય તો પણ ગૌરીવ્રત તે જ દિવસે કરવું, કારણ કે ચતુર્થીનો દિવસ શુભ માનેલો છે.

## આ વ્રતની રૂઢી

માત્ર મહારાષ્ટ્રમાં કેટલાએક સ્માર્ત સંપ્રદાયી બ્રાહ્મણોમાં છે. એકંદર કથાનો ભાવાર્થ જોતાં તો આ વ્રત કુમારિકાઓએ પાળવું જોઇયે; પરંતુ કેટલીએક સ્ત્રીઓ લગ્ન થયા બાદ પણ આ વ્રત પાળે છે અને પતિના મરણ પછી તેને લગતાં અપવાસ, પૂજા વગેરે કરે છે. પાર્વતી અને તેની સખીની માટીની બનાવેલી રંગીન મૂર્તિઓની અને શિવલિંગની પૂજા કરવામાં આવે છે. શ્રાવણ સુદ ત્રીજને દિવસે સુવર્ણગૌરી (મધુશ્રાવણિકા) નું, શ્રાવણ વદ ત્રીજને દિવસે કજ્જલીગૌરીનું, અને ભાદરવા સુદ ત્રીજને

દિવસે સૌભાગ્યવતી સ્ત્રીઓએ હરિતાલિકા ગૌરીનું પૂજન કરવું એમ શાસ્ત્રમાં કહ્યું છે.

બંગાળામાં હરિતાલિકાને બદલે વરદચતુર્થીનું વ્રત પ્રચારમાં છે. તે માઘ પૂર્ણિમાને દિવસે ઇચ્છિત વરપ્રાપ્તિ માટે સ્ત્રીઓ પાળે છે. તે દિવસે શિવની પૂજા કંદપુષ્પોથી કરવી એવું પદ્મપુરાણ અને બીજા ગ્રંથોમાં કહેલું છે. એથી તે દિવસને કંદચતુર્થી પણ કહે છે. જોકે સ્ત્રી અને પુરુષ બન્નેએ ગૌરીની પૂજા કરવી એવું કહેલું છે, તથાપિ માત્ર સ્ત્રીઓ જ તે દિવસ પાળે છે. તે દિવસે કુમારિકાઓને ધનધાન્ય, મોદક વગેરેનાં વાયન આપવાં એવું દેવીપુરાણમાં કહેલું છે. દક્ષિણ હિન્દુસ્તાનમાં માઘ સુદ બીજથી ત્રણ દિવસ સુધી ગૌરી ઉત્સવ ચાલે છે. તેમાં કુમારિકાઓ તથા વિવાહિત સ્ત્રીઓ ભાગ લે છે. હરિતાલિકા ગૌરીના

## વ્રત ઉપરથી બોધ

શો લઇ શકાય તે જોઇએ. આની ઉત્પત્તિનું કારણ પાર્વતી છે એવું બતાવીને લિંગપૂજા વગેરે કથાઓ પુરાણકારો આગળ લાવ્યા એ વાત જોકે ખરી છે, તોપણ શિવ અને પાર્વતી એ બન્ને એકબીજાને પરણ્યાં તે વખતે શિવપ્રીત્યર્થ લિંગપૂજા કરવાનો રિવાજ નહોતો. (શિવરાત્રિનો તહેવાર જુઓ.) પ્રાચીન કાળની કથા ઉપરથી આ પ્રીતિવિવાહની કથા લખતી વખતે પુરાણલેખકે તે વખતમાં પ્રચલિત લિંગપૂજાનો પ્રકાર આ કથામાં દાખલ કર્યો એ જ વાત ખરી છે. શિવ વિષે જે વખતે પૂજ્યબુદ્ધિ વધી અને તેની ગણના દેવોમાં થવા લાગી, એટલું જ નહિ પણ તેને પ્રત્યક્ષ મહાદેવ માનવા લાગ્યા તે વખતે જુદી જુદી વિધિઓથી શિવની પૂજા કરવાની પદ્ધતિ શરૂ થઈ. પાર્વતી

જ્યારે શિવને પરણ્યાં ત્યારે તે તેને દેવ માનીને પરણ્યાં નહોતાં. પોતાને યોગ્ય વર એ જ છે એવું સમજીને જ તેને પરણ્યાં અને પોતાના બાપની મરજી વિરુદ્ધ તેણે એ પ્રીતિવિવાહ કર્યો. એવા વિવાહ પ્રાચીન કાળમાં થયાના અનેક દાખલાઓ પુરાણો અને ઇતિહાસમાં મળી આવે છે. સુભદ્રા બળરામની મરજી વિરૂદ્ધ અર્જુનને પરણી; શકુંતલાએ કણ્વમહર્ષિની અનુમતિ લીધા વિના જ દુષ્યંત રાજા સાથે ગાંધર્વવિવાહ કર્યો; સાવિત્રીએ તો પોતે જ સત્યવાનને પસંદ કર્યો; નળ અને દમયંતીના વિવાહની કથા તો અત્યંત રસપૂર્ણ છે; શ્રીકૃષ્ણને વરવાનો રુકિમણીએ નિશ્ચય કર્યો અને અંતે બીજાને વરવાનો વખત આવ્યો ત્યારે તેણે તે કેવી યુકિતથી ટાળ્યો એ વાત પ્રસિદ્ધ છે. સ્વયંવર અને પ્રીતિવિવાહમાં સ્હેજ ભેદ હતો. કારણકે સ્વયંવરમાં તો શરત પૂરી કરનારને જ કન્યાએ પરણવું એવું બંધન હોવાથી તેમાં પસંદગી કે નાપસંદગીનો સવાલ જ રહેતો નહોતો. ઉપર જે દાખલાઓ આપેલા છે તે જુદી જાતના છે અને તે ઉપરથી કન્યાઓ યોગ્ય ઉમરે પહોંચ્યા પછી પોતાની સાંસારિક જવાબદારી પૂર્ણપણે સમજીને યોગ્ય પુરુષો સાથે કેવી રીતે પરણતી તે જણાઇ આવે છે. અંબાના મનમાં ભીષ્મની સાથે જ પરણવાનું હતું, પરંતુ ભીષ્મે આજન્મ અવિવાહિત રહેવાની પ્રતિજ્ઞા કરી છે એમ જાણતાં છતાં તેણે બીજા કોઇની સાથે વિવાહ કર્યો નહિ એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. એવી રીતે પ્રાચીન કાળમાં બનેલા કેટલાયે દાખલા આપી શકાય તેમ છે. આ ઉપરથી એટલું જ જણાય છે કે રામાયણ–મહાભારતકાળમાં પોતાનો પતિ પસંદ કરવાની સ્ત્રીઓને છૂટ હતી, એટલું જ નહિ પણ એ રિવાજ

ત્યાર પછી પણ ચાલુ હતો અને ક્ષત્રિયોમાં એવા વિવાહ થયાના અનેક દાખલા પણ છે. તેમાંનો એક દાખલો પૃથ્વીરાજ ચહુઆણનો છે. જ્યારે જયચંદ રાજાએ સંયુકતાનો સ્વયંવર ભરી અનેક દેશના રાજાઓને નિમંત્રણ કર્યું, ત્યારે તેની કન્યાએ જેને મનથી વર્યો હતો તે પૃથ્વીરાજને નિમંત્રણ ન કરતાં તેનું અપમાન કરવાના હેતુથી દરવાજા પર તેનું એક પુતળું ઉભું કર્યું. તે વખતે સંયુક્તાએ સ્વયંવરમંડપ તરફ નજર કરી, પણ બીજા કોઇની સાથે ન વરતાં તેણે બારણા પરના નિર્જીવ પુતળાના ગળામાં માળા પહેરાવી. અને શ્રી કૃષ્ણની માફક પૃથ્વીરાજ પણ તેને પોતાના રથમાં બેસાડીને પોતાની રાજધાનીમાં લઇ ગયો. (આ કથા ભવિષ્યપુરાણમાં પણ આપેલી છે.) સારાંશ કે એવી જાતના વિવાહ પહેલાં થતા હતા અને હાલ હિન્દુ સિવાય બીજા ધર્મના લોકોમાં તે થાય પણ છે. પારસી અને ખ્રિસ્તી ધર્મના લોકોમાં કન્યા પોતાનો પતિ પસંદ કરે છે. પરંતુ છુટાછેડા (divorce) કરવાની છૂટ તે ધર્મે આપેલી હોવાથી અને કાયદાએ એ બાબતમાં પુરુષ અને સ્રીને ઘણી છૂટ આપેલી હોવાથી એ પ્રીતિવિવાહનો ચાલ સમાજના સ્થૈર્યને અને નૈતિક પ્રગતિને કેટલેક અંશે વિઘાતક છે એમ કેટલાકનું માનવું છે. તોપણ એ અજ્ઞાન બાળકો વચ્ચે જીવનસંબંધ જોડી દેવો એ કંઇ ઓછું અનિષ્ટ નથી. વિવાહસંસ્કારની પવિત્રતા સમજીને આપણે હિન્દુઓએ બાળલગ્નનો રિવાજ બિલકુલ બંધ કરવા પ્રયત્ન કરવો જોઇયે. મ્હૈસુર અને વડોદરા એ રાજ્યોએ આ બાબતમાં કાયદા કરી એનું મહત્ત્વ લોકોની નજર આગળ મુકયું છે અને તેથી તેઓ સર્વ હિન્દુઓની સ્તુતિને પાત્ર બન્યા છે.

સંસાર એટલે શું, પતિ અને પત્નીનો સંબંધ કેટલો પવિત્ર છે, પતિ અને પત્નીનું એકબીજાને સર્વ રીતે અનુકૂળ હોવું એ કેટલું બધું અગત્યનું છે વગેરે બાબતોનો પૂર્ણ વિચાર કરી આપણાં બાળકોનાં લગ્ન કરવાં જોઇયે. પલ્લાના રૂપમાં બને તેટલી મોટી રકમ કઢાવવાની કન્યાપક્ષની રાક્ષસી મહત્વાકાંક્ષાનો વરપક્ષ ભોગ થઇ પડે છે અને તેથી વિવાહ કાર્યમાં જે સાંપત્તિક અડચણો આવે છે તેથી કેટલાંયે કુટુંબો પાયમાલ થઇ જાય છે. આ બાબતનો વિચાર કરતાં આ આસુરી ચાલ કાઢી નાંખવો જોઇયે. બંગાળામાં બનેલો સ્નેહલતાની આત્મહત્યાનો હૃદયદ્રાવક દાખલો આ દુષ્ટ રિવાજનો નાશ કરવાને માટે બધા વડીલ જનોને અને તરુણોને વિનવે છે. જરઠ-કુમારી વિવાહ, અજ્ઞાન બાળકોના વિવાહ, કેવળ દ્રવ્યની આશાથી થનારા વિવાહ બંધ પાડો એમ હરિતાલિકા વ્રત કહે છે. ગૌરીએ વૃદ્ધ શંકર સાથે લગ્ન કર્યું એવું જે વર્ણન છે તે તદ્દન અસત્ય છે એમ શંકરે વિવાહ પછી કરેલાં અદ્‌ભુત પરાક્રમો ઉપરથી જણાઇ આવશે. શંકર-પાર્વતીના જરઠ-કુમારી વિવાહ વિષેની વાતો પુરાણકારોએ વિનોદ ખાતર રચી હશે. આર્ય ઋષિઓના વંશજો! તમારા વિવાહસંસ્કારમાં દાખલ થયેલી અનીતિ તદ્દન કાઢી નાંખો અને તેને શુદ્ધ કરો. એથી તમારૂં આર્યત્વ કાયમ રહેશે ને તમારો સમાજ શ્રેષ્ઠ બનશે.

---

# ગણેશચતુર્થી

જેના નામમાં વિઘ્ન સમુદ્રનું અગસ્ત્યના પેઠે શોષણ કરવાનું સામર્થ્ય છે અને જે વેદાન્તનું જ્ઞાન કરાવે છે તે ગણપતિનો વાર્ષિક મહોત્સવ દરેક ભાદરવા સુદ ચોથને દિવસે પાળવામાં આવે છે. દરેક હિન્દુ માહનાની શુકલ પક્ષની ચતુર્થી સિદ્ધિવિનાયકીના નામથી પ્રસિદ્ધ છે, અને ભાદરવા સુદ ચોથ એ મહાસિદ્ધિવિનાયકી કહેવાય છે. કૃષ્ણ પક્ષની ચતુર્થીનું નામ સંકષ્ટચતુર્થી છે. એ તિથિ મંગળવારે આવે તો તેને અંગારકી સંકષ્ટચતુર્થી માનીને તે દિવસે ચંદ્રોદય વખતે ગણપતિની પૂજા કરવાથી સર્વ પ્રકારનાં સંકટોનો નાશ થાય છે એમ ભાવિક હિન્દુઓ માને છે. શ્રાવણ અને માઘની અંગારકી વિશેષ શ્રેષ્ઠ મનાય છે. ગણપતિની ઉત્પત્તિ વિષે અનેક કથાઓ પુરાણમાં મળે છે. મુદ્ગલ પુરાણ, ગણેશ

પુરાણુ અને ગણેશ ભાગવત એ ત્રણુ સંસ્કૃત ગ્રંથ ઉપપુરાણાત્મક છે અને તેમાં આવેલી કથાઓમાં મેળ નથી. તોપણ ગણેશની ઉત્પત્તિ વિષે સામાન્ય રીતે નીચેની કથા કહેવામાં આવે છે :

મત્સ્ય પુરાણુમાં લખેલું છે કે એક વખત પાર્વતીએ પોતાના શરીરનો મેલ કાઢીને તેનું એક પુતળું બનાવ્યું. તેને હાથીનું મોઢું હતું અને બાકીનો ભાગ પુરુષના જેવો હતો. પછી તેણે તે પુતળાને પાણીમાં નાંખ્યું એટલે તેણે વિશાળ દેહ ધારણુ કર્યો. દેવોએ તેને ગંગાપુત્ર માનીને તેની પૂજા કરી. બ્રહ્મદેવે વિનાયક નામક રૂદ્રગણોની સરદારી તેને આપી. પાર્વતીના શરીરના મેલથી તેની ઉત્પત્તિ થઈ માટે તેને શિવપુત્ર કહે છે. બીજી એક કથા એવી છે કે તારકાસુરના સૈન્યમાંના ગજાસુર નામના અસુરે શંકરના કમંડળને લાત મારી તેનું અપમાન કર્યું. એ કૃત્ય પોતાના દ્વારપાલ ગણુપતિનું જ હોવું જોઇયે એમ સમજીને શંકરે તેનો શિરચ્છેદ કર્યો. પરંતુ પોતાના પુત્રનો નાહક શિરચ્છેદ કર્યો માટે વિલાપ કરતી પાર્વતી પાસેથી તેને ખરી હકીકત જણાઈ ત્યારે તેણે ગજાસુરનું હાથી જેવું શિર કાપીને ગણુપતિના ધડ ઉપર બેસાડયું. એ ગજાસુર તારકામય સંગ્રામમાં કપાલીરુદ્રના હાથે મરણુ પામ્યો એવું મત્સ્ય પુરાણુમાં કહેલું છે. એવી પણુ કથા છે કે ગજા-સુરનો વધ કરવા માટે વિષ્ણુએ પાર્વતીને પેટે જન્મ લીધો, તેનું યોગ્ય વખતે અષ્ટ સિદ્ધિઓ સાથે લગ્ન થયું અને તેમણે તેને દરેક કાર્યમાં મદદ કરી. ગણુપતિની ઉત્પત્તિનો તાત્ત્વિક દષ્ટિએ વિચાર કરીને ગણુપતિ એ પ્રણુવસ્વરૂપ હોવાનું ગણેશ પુરાણુના બારમા અધ્યાયમાં વિસ્તારથી કહેલું છે. ગણુપતિ

એ મૂળમાં ગણેશ ન હોતાં ગુણેશ એટલે કે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોના અધિપતિ હતા. સૃષ્ટિને વ્યાપનારો પરમેશ્વર ॐ प्रणववाच्य છે એમ માની ગણપતિ તેનું જ રૂપાંતર છે એમ બતાવેલું છે. એકદંત, વક્રદંત એ પ્રણવના ઉપરના ભાગ છે, માટે એ નામો ગણપતિને આપવામાં આવેલાં છે. ચતુર્થીને દિવસે ગણપતિપૂજનનો રિવાજ છે તેનો અર્થ એવો છે કે ચતુર્થ તૂર્યાવસ્થામાં પરમેશ્વરનો સાક્ષાત્કાર થાય છે. તે દિવસે ચંદ્રદર્શનનો નિષેધ છે, કારણ કે ચંદ્ર એ મનની દેવી છે અને મન ચંચળ હોય છે. ચંદ્રદર્શન ન કરવું તેનો અર્થ મનને એકાગ્ર કરવું એવો છે. ગણપતિનું વાહન જે ઉંદર તેને કાળરૂપ સમજવો. ઉંદર જે પ્રમાણે અહર્નિશ પદાર્થમાત્ર કોતરે છે તે જ પ્રમાણે કાળ પણ સૃષ્ટ પદાર્થોનો નિરંતર નાશ કરે છે. એ કાળને જ જેણે જીતીને પોતાનું વાહન બનાવેલું છે તે ભૂતમાત્રનો પતિ ગણરાજ શ્રેષ્ઠ છે એવો આ દેવનો તાત્ત્વિક અર્થ છે.

## શાસ્ત્રોકત વિધિ અને રૂઢિ

ભાદરવા સુદ ચોથને દિવસે ગણપતિની માટીના મૂર્તિની પૂજા કરવી. આ દેવને દુર્વા અને મોદક બહુ પ્રિય હોવાથી તેનું નૈવેદ્ય ધરવું. શકિત અનુસાર નવવિધા ભકિતથી તેને સંતુષ્ટ કરવા. દોઢ, પાંચ, સાત, દસ અથવા એકવીસ દિવસ પછી ગણપતિનું જળમાં વિસર્જન કરવું. ત્યાં સુધી ઓચ્છવ ચાલુ રાખવો. ગણેશચતુર્થી પાળવાની પદ્ધતિ દક્ષિણમાં વિશેષ દેખાય છે. દક્ષિણ દેશમાંથી જે લોકો ઉત્તર તરફ જઇને વસ્યા છે તેમનામાં પણ આ ઓચ્છવ રૂઢ છે. મુંબઈ ઇલાકાના કેટલાએક ભાગમાં તે દિવસે કાગળ ઉપર અથવા પાટલાપર

ચંદનથી ગણપતિનું ચિત્ર કાઢીને તેની પૂજા કરે છે. અન્ય ધર્મીઓના જુલમથી દેશત્યાગ કરીને જંગલમાં ન્હાસી જવાનો પ્રસંગ આવવાથી પોતાની ધાર્મિક વિધિનું રક્ષણ કરવા માટે આ રિવાજનો આપણા પૂર્વજોએ સ્વીકાર કર્યો હશે. તે રિવાજ કોકણના કેટલાએક ભાગમાં આજે પણ જોવામાં આવે છે. કેટલાએક લોકો ચિત્રને બદલે માટીની પ્રતિમાની સ્થાપના કરે છે. ત્રીજે દિવસે શંકર અને ગૌરીની મૂર્તિઓની પૂજા કરવાનો રિવાજ કેટલેક ઠેકાણે છે. કોકણ, મહારાષ્ટ્ર અને મુંબઈમાં સાતમથી નોમ સુધી જ્યેષ્ઠાગૌરીનો ઓચ્છવ ઠાઠથી પાળવામાં આવે છે અને એક જ દિવસે ગૌરી ગણપતિનું વિસર્જન કરવામાં આવે છે. બ્રાહ્મણથી શૂદ્ર સુધી સર્વ વર્ણના લોકો એ દેવની પૂજા ભક્તિથી કરે છે. બંગાળામાં ગણપતિનો ઓચ્છવ રૂઢ નથી, પરંતુ શિવના બે ગણોની પૂજા કરવામાં આવે છે. ફાગણ સુદ ચૌદશને દિવસે ઘંટાકર્ણ નામના ગણની પૂજા થાય છે, અને એ ગણ અતિશય સુંદર હોવાને લીધે તેના પૂજનથી સૌંદર્ય પ્રાપ્ત થાય છે એવી ત્યાંના લોકોની માન્યતા છે. આ ગણના સૂચક તરીકે પાણીથી ભરેલા એક ઘડાની પૂજા કરવામાં આવે છે. તે જ મહિનામાં ઘેંટૂ નામના બીજા એક ગણની પૂજા કરવામાં આવે છે અને ચામડીનું કોઈપણ દર્દ ન થાય તે માટે તેની પ્રાર્થના કરવામાં આવે છે. દ્રવિડ દેશમાં રામેશ્વર સુધી ગણેશોત્સવ ચાલુ છે. તે જુદા જુદા પ્રદેશમાં જુદી જુદી રીતે પળાય છે. કાનડી લોકો ગણેશ ચતુર્થીને 'બેનકન હબ્બ' અને તેલુગુ લોકો ' પિલ્લેપર ચવનિ ' કહે છે. તે લોકોએ ગણપતિને પિલ્લેપર નામ આપેલું છે. ત્યાંના લોકોની એવી માન્યતા છે કે

ાહ્મણોના આરાધ્ય દેવ શંકર, ક્ષત્રિઓના વિષ્ણુ, વૈશ્યોના ાહ્મા અને શૂદ્રોના ગણુપતિ છે. ગણુપતિની પૂજા ચતુર્થ ર્ણના લોકો પણ ભાવપૂર્વક કરે છે તે ઉપરથી ત્યાંના લોકોની મેવી માન્યતા થઇ હશે. દરેક દેશી રાજ્ય અને રાજસંન્યાસીઓ ણ આ તહેવાર મોટા ઠાઠથી પાળે છે. મુંબઇ, પૂના વગેરે સિદ્ધ ઠેકાણે ચિત્રોના સાર્વજનિક દેખાવો એ પ્રસંગે તાવવામાં આવે છે. હાલમાં ગણુપતિનો સાર્વજનિક ઉત્સવ રવાનો રિવાજ બંધ પડવા લાગ્યો છે અને તે સમયે ણુપતિની મૂર્તિ સામે પુરાણ, કથા અને કીર્તન ઉપરાંત જુદા ુદા વિષયો ઉપર વ્યાખ્યાનો આપવાનો રિવાજ શરૂ થયો છે. ાજનમંડળીઓનો રિવાજ કેટલાંએક કારણોને લીધે નિષ્ફળ ોવડ્યો. હરિતાલિકા અને ગણેશચતુર્થી દક્ષિણની માફક ુજરાતમાં પાળવામાં આવતાં નથી. કેટલેક ઠેકાણે હરિતાલિકાની જા કરવાનો રિવાજ શરૂ થયેલો છે. ગણેશ ચતુર્થીને દિવસે ાજરીના લોટમાં ગોળ અને ઘી નાંખીને તેની કુલેર બનાવી મુકે ,, તે ઉંદરો આવીને ખાઇ જાય છે. કાઠીયાવાડમાં ઘેર ઘેર ણુપતિની મૂર્તિ હોય છે. ત્યાં વૈશાખ સુદ ચોથને દિવસે મૂર્તિને લ અને સિંદુર ચડાવી પૂજા કરવામાં આવે છે અને નૈવેદ્ય રવામાં આવે છે. મહારાષ્ટ્રની માફક બહારથી ગણપતિ લાવી ની સ્થાપના કરવાનો રિવાજ નથી, હિન્દુસ્તાનમાં બધે ઠેકાણે મા ચોથનો તહેવાર ચાલુ હોવાનું જણાતું નથી, તથાપિ

## ગણુપતિ વિષે પૂજ્યબુદ્ધિ

ા દરેક હિંદુના અંતઃકરણમાં પૂર્ણપણે વસે છે. એ દેવ વેઘ્નોનો નાશ કરવામાં સમર્થ હોવાથી નિત્યપૂજાના ંચાયતનમાં તેનો સમાવેશ થયેલો છે. સર્વ શુભાશુભ ંસ્કારોમાં ગણેશની પૂજા પ્રથમ થાય છે. નેપાળથી

ઠેઠ રામેશ્વર સુધી ગણેશની પૂજાનો રિવાજ જોવામાં આવે છે. તેનું કારણ એ છે કે શૈવ અને વૈષ્ણવ એ બન્ને પંથના લોકો આ દેવને ભજે છે, અને તેઓ પોતપોતાના મત પ્રમાણે તેને શિવ-સ્વરૂપ અથવા વિષ્ણુસ્વરૂપ માને છે. હિન્દુસ્તાનના દરેક ગામમાં વિઘ્નહર્તા ગણપતિનું દેવાલય હોય છે અને કેટલાએક તો તેને કુળદેવતા સમજે છે. તામીલ દેશમાં તેને 'તુંબિકાઇ અલવર' એટલે બુદ્ધિમાન ગજાનન એમ કહે છે. તંજાવરમાં ગણપતિનું પ્રસિદ્ધ દેવાલય છે. ત્રિચિનાપલ્લીમાં પણ ઉચ્ચિપિલ્લેયર નામનું ગણપતિનું દેવાલય અત્યંત ભવ્ય અને સુંદર છે. અનેક સંસ્કૃત અને પ્રાકૃત ગ્રંથોના આરંભમાં ગણેશસ્તવન કરેલું જોવામાં આવે છે. મરાઠીમાં ગણેશપ્રતાપ, ગણેશલીલામૃત, ગણેશભાગવત, ગણેશપુરાણ, ગણેશવિજય વગેરે અનેક જૂના ગ્રંથો પ્રસિદ્ધ છે. તેમાંની શ્લોકસંખ્યા દોઢ લાખથી વધારે હશે. આ દેવના અનુયાયીઓનો પંથ જુદો જ છે. ને

## ગાણપત્ય પંથ

ના નામથી ઓળખાય છે. આ વિષે એવી કથા છે કે વેદમાંનો રુદ્ર, મરુત વગેરે અનેક ગણોનો અધિપતિ મનાતો હતો. આ ગણમાં રુદ્રના જ ગુણ વાસ કરતા હતા એવું માનીને તેને પણ રુદ્ર કહેવામાં આવતો. તે રુદ્રોનો અથવા ગણોનો નાયક હતો અને તેને ગણપતિનું નામ આપવામાં આવેલું હતું. અથર્વશીર્ષ ઉપનિષદ્‌માં અનેક દેવ અને ભૂતોને રુદ્ર એ નામ આપેલું છે. તેમાંના એકનું નામ વિનાયક છે. વિનાયક એ સર્વ ઠેકાણે છે અને મનુષ્યના દરેક કૃત્ય પર તેની નજર હોય છે એવું મહાભારત ( અનુશાસન પર્વ )માં કહેલું છે. વિનાયક, ગણેશ્વર અથવા ગણપતિ અનેક હોવાનો ઉલ્લેખ છે; અને વિના-

યકોની પ્રાર્થના કરવાથી તેઓ સંકટનું નિવારણ કરી કાર્યસિદ્ધિ કરી આપે છે, એટલા માટે તેમનું નામ સિદ્ધિવિનાયક પડ્યું. માનવ ગૃહ્યસૂત્રમાં ચાર વિનાયક હોવાનું કહેલું છે અને તેનો સંચાર જે મનુષ્યના હૃદયમાં થાય તેને હાથે અસાધારણ કાર્ય બને છે એવો ઉલ્લેખ છે. તેમનો કોપ થાય તો છોકરાંઓ મરે છે અને એવી બીજી અનેક જાતની હાનિ થાય છે. માટે વિનાયકને સંતુષ્ટ કરવા સારૂ માંસ, મત્સ્ય, અન્ન અને ખીચડીનો બલિ અર્પણ કરવો તથા દુર્વા વગેરેથી ઢાંકીને જે ઠેકાણે ચાર રસ્તા મળતા હોય તે ઠેકાણે મુકવો એવા અનેક જાતના વિધિ કહેલા છે. રુદ્ર અને બ્રહ્મદેવે વિનાયકને ગણોનો નાયક નીમ્યો અને મનુષ્યમાત્રના કાર્યમાં વિઘ્ન ઉપસ્થિત કરવાનું સ્તુત્ય (?) કામ તેને સોંપ્યું. એક જ વિનાયક છ નામથી પ્રસિદ્ધ છે. તેને બલિ અર્પણ કરીને સંતુષ્ટ કરવા વગેરે વિવેચન યાજ્ઞવલ્કય સ્મૃતિમાં કરેલું છે. અંબિકા એ વિનાયકની માતા છે અને તેની પણ પૂજા કરવી એવો યાજ્ઞવલ્કયનો મત છે. આ ઉપરથી જણાઇ આવશે કે વિનાયક એ રુદ્ર જેવા જ ભયાનક છે, પરંતુ પ્રસન્ન કરી લેવામાં આવે તો હિત કરનારા છે. ગૃહ્યસૂત્રો લખાયાં ત્યારે ચાર વિનાયક હોવાની માન્યતા હતી. સ્મૃતિકાળમાં વિનાયક એક જ છે એવું ઠરાવવામાં આવ્યું અને એની માતા અંબિકા છે એવો સામાન્ય મત થયો. વિનાયકનાં કૃત્યો, તેને આપવામાં આવનારો મત્સ્યમાંસાદિક બલિ એ સર્વ જોતાં તો તેને ભૂત-પિશાચાદિના નાયક અથવા આગેવાન માનવામાં આવતા એવું સિદ્ધ થાય છે. પૌરાણિક કાળમાં ગણપતિ–વિનાયક હિન્દુઓના અત્યંત પૂજ્ય દેવ બન્યા. તે વિઘ્નહર્તા છે એ દૃષ્ટિથી

બધા તેની તરફ જોવા લાગ્યા અને તેથી કાર્યારંભમાં તેનું ચિંતન કરવું એ દરેક કૃત્યમાં મહત્ત્વનો વિધિ થઇ પડ્યો. ખ્રિસ્તી શકના ત્રીજા અથવા ચોથા સૈકા સુધી ગણપતિ–વિનાયકની મહત્તા વધી નહોતી. ત્યાર પછી જ તેની પૂજા કરવાનો રિવાજ પડયો એવો ડૉ. ભાંડારકરનો મત છે. જોધપુરની વાયવ્ય દિશામાં ૨૨ માઇલ પર આવેલા ઘટિયાલામાં વિક્રમ સંવત ૯૧૮ ( ઇ. સ. ૮૬૨ ) માં બાંધેલો એક મિનારો છે અને તેના શિખર પર ચારે બાજુએ વિનાયકનાં ચિત્ર કોતરેલાં છે. તેમાં શરૂઆતમાં તેની પ્રાર્થના કરેલી જોવામાં આવે છે. કેટલાંએક પ્રાચીન કોતરકામોમાં પણ ગણપતિની મૂર્તિ કોતરેલી હોય છે. આ ઉપરથી આશરે એક હજાર વર્ષ પહેલાં ગણપતિ–વિનાયકની ઉપાસના કરવાનો રિવાજ આ દેશમાં ચાલુ હતો એમ સિદ્ધ થાય છે.

ગણપતિના ગજાનન ક્યારે અને કેવી રીતે થયા એનો ખુલાસો મળતો નથી. પુરાણુમાં તેને માટે કારણો આપેલાં છે તે ઉપરથી તેના ધડ ઉપર ગજતુંડ બેસાડયું એ સયુક્તિક દેખાતું નથી. રુદ્ર અને તેની પત્ની ગજચર્મ ઓઢતાં હતાં. જે અરણ્યમાં રુદ્રનો અને તેના વિનાયક વગેરે ગણોનો વાસ હતો તે સ્થળને હાથીઓનું રહેઠાણ સમજી વન્યપશુમાં વિશેષ બુદ્ધિમાન જે હાથી તેનું શિર વિનાયકને જોડવાની કલ્પના પુરાણકાળમાં ઉદ્ભવી હશે. શિવના અન્ય ગણોને પણ બીજા પ્રાણીઓ ( વાનર, બિલાડી, સિંહ)નાં માથાં છે એવું પુરાણો ઉપરથી જણાઇ આવે છે. એ સર્વ ગણોમાં ગણપતિને અત્યંત બુદ્ધિમાન અને વિદ્વાન માનવામાં આવે છે. વેદમાં બૃહસ્પતિને અત્યંત જ્ઞાનવાન અને બુદ્ધિશાળી ગણીને તેને ગણપતિ તરીકે સંબોધેલા છે.

गणानां त्वा गणपतिं हवामहे
कविं कवीनामुपमश्रवस्तमम् ।
ज्येष्ठराजं ब्रह्मणां ब्रह्मणस्पत
आ नः शृण्वन्नूतिभिः सीद सादनम् ॥

(मं २-२३ सू.)

અર્થ, “ તું સમુદાયોનો પ્રભુ હોવાથી ગણપતિ છે, જ્ઞાની જનોમાં તું અત્યંત જ્ઞાની છે, જેમની કીર્તિ અતિશય ઉત્કૃષ્ટ છે તેવામાં પણ તું શ્રેષ્ઠ છે. તું રાજાધિરાજ છે, તને અમે આદરથી બોલાવીયે છીએ. હે સૂક્ત દેવતા બ્રહ્મણસ્પતિ ! અમારો સાદ સાંભળી તારી સર્વ શક્તિ સહ આ આસન ઉપર વિરાજમાન થા.” એ જ સૂક્તથી ગણપતિની પણ સ્તુતિ કરેલી આપણે હાલ જોઇયે છીએ. એટલે કે વેદકાળમાં ગણપતિ કેવળ રુદ્રોના અથવા ભૂતપિશાચ આદિના નાયક તરીકે જ પ્રસિદ્ધ હતા. પુરાણો રચાયાં ત્યારે તે જ ગણપતિ વિઘ્નહર્તા, સિદ્ધિવિનાયક અને વિદ્યાધર બૃહસ્પતિ થયા એ ઉપલા વિવેચન ઉપરથી સ્પષ્ટ દેખાય છે. અથર્વ વેદનો મુખ્ય મંત્ર ૐ यं गणपतये नम : ’ એ હાલના ગણપતિ માટે નથી એવો વિદ્વાનોનો મત છે. પરંતુ પાણિનીની પહેલાં તૈત્તિરીયારણ્યકના અરસામાં રચાયેલા નારાયણોપનિષદમાં ગણપતિનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે. આ ઉપરથી ગણેશભક્તિ ખ્રિસ્તી શકની શરૂઆતમાં પ્રચારમાં આવી એવું સાબિત થાય છે. આનંદગિરિએ શંકરદિગ્વિજયમાં ગાણપત્ય પંથના છ વિભાગ હોવાનું કહેલું છે. તે નીચે મુજબ છે : ૧ મહા ગણપતિ પંથ—એ પંથના લોકો ગણપતિ એ જ જગત્કર્તા છે અને તેણે જ બ્રહ્માદિ દેવ તથા એકંદર વિશ્વ ઉત્પન્ન કર્યું એમ માને છે. ૨ હરિદ્રા ગણપતિ પંથ–તે પંથના

લોકો ઉપર જણાવેલા સૂક્તમાંના બ્રહ્મણસ્પતિ એ જ ગણપતિ છે અને તે સર્વમાં શ્રેષ્ઠ છે એમ માને છે. ગણપતિની મૂર્તિ, તેનું યજ્ઞોપવીત, વસ્ત્રો વગેરે પીળા રંગનાં હોવાં જોઇયે, તેની સૂંઢ અને એકદંતની તપ્તમુદ્રાઓ શરીરપર ધારણ કરવામાં શ્રેષ્ઠતા રહેલી છે એવો આ પંથનો મત છે. એ પંથ મધ્વાચાર્યના વૈષ્ણવ પંથ પછી અસ્તિત્વમાં આવ્યો હોવો જોઇયે અથવા મધ્વાચાર્યે તપ્તમુદ્રાધારણ સંબંધી કરેલી આજ્ઞાની તેનાપર અસર થયેલી હોવી જોઇયે. ૩ ઉચ્છિષ્ટ ગણપતિ પંથ—આ પંથના લોકો વામમાર્ગ પ્રમાણે નિંદ્ય રીતે તેની ભક્તિ કરે છે. ૪ નવનીત ગણપતિ પંથ, ૫ સ્વર્ણ ગણપતિ પંથ, ૬ સંતાન ગણપતિ પંથ–આ પંથના લોકો પોતે શ્રુતિ પ્રમાણે ગણપતિની પૂજા કરે છે એમ કહેલું છે. ગણપતિ એ જ આદિકારણ છે અને તે દેવાધિદેવ હોવાને લીધે દરેક શુભકાર્યના આરંભમાં તેની પૂજા કરવામાં આવે છે એમ તેઓ પ્રતિપાદન કરે છે. આ પંથના લોકો મહારાષ્ટ્રમાં પ્રાચીન કાળમાં હતા અને હાલ પણ છે. ચિંચવડ ગામમાં લગભગ અઢીસો વર્ષ પહેલાં શ્રી. મોરયા દેવ, ધરણીધર, ગોસાવીનંદન, નિરંજન, ચિંતામણિ દેવ ઇત્યાદિ ગણપતિના પરમ ભક્ત થઇ ગયા. પહેલા માધવરાવ પેશ્વા પણ ગણપતિના ઉપાસક હતા અને થેઉરના ગણપતિની ઉપાસના મનોભાવથી કરતા હતા. પૂના પાસેના ચિંચવડ, કોંકણમાંના પુળે અને ઉત્તર કાનડા જીલ્લાના ઇડગુંજી ગામમાંનાં ગણપતિનાં મંદિરો હજી ચાલુ છે. પ્રસિદ્ધ અષ્ટ વિનાયકોનાં આઠ પવિત્ર સ્થળો પણ મહારાષ્ટ્રમાં જ છે. આ ઉપરથી જણાય છે કે એક વખતે દક્ષિણ પ્રાંતમાં ગાણપત્ય પંથે લોકોના ધર્મવિચારો ઉપર અસર પાડી હતી. ઐતિહાસિક દષ્ટિએ વિચાર કરીયે તો એમ કહેવામાં હરકત નથી કે વેદકાળ પહેલાં

સુરાસુરો ( દેવદૈત્ય )માં જે મોટી લડાઇ થઇ તેમાં ગણપતિ તે સમયના સેનાપતિ હોવા જોઇયે. ગમે તેવાં વિઘ્નો આવે તોપણ પોતાના બુદ્ધિસામર્થ્યથી તેનો નાશ કરીને અને શત્રુઓને પગલે પગલે અડચણો ઉભી કરીને પોતાના પક્ષને જય મળે એવું તેણે કર્યું હશે માટે જ તેને વિઘ્નરાજ અને વિઘ્નહર્તા એ બન્ને નામ મળ્યાં હશે. કાળે કરીને ગણપતિનું ઐતિહાસિક અસ્તિત્વ અને તેનાં પરાક્રમોનું વર્ણન અસાધારણ મનાયું અને તેથી તેને ધાર્મિક સ્વરૂપ અને મહત્ત્વ પ્રાપ્ત થયાં. હાલમાં આ દેવની પૂજા

## વિઘ્નવિનાશક મંગળમૂર્તિ

તરીકે કરવામાં આવે છે. તે સોળ વિદ્યા અને ચોસઠ કળાથી પૂર્ણ છે અને તેની કૃપાથી સદ્દબુદ્ધિ અને સદ્દવિદ્યા પ્રાપ્ત થાય છે એવું આપણે આર્યો માનીયે છીયે. કાર્ય ગમે તેટલું મહત્ત્વનું અથવા નજીવું હોય, પણ તે ખાતરીથી સફળ થશે જ એ કહેવું કઠણ છે. અદૃશ્ય વિઘ્નો અણીને વખતે કેવી રીતે નડશે એ કહેવું અશક્ય હોય છે. માટે દરેક કાર્યની શરૂઆતમાં વિઘ્નહર્તા પરમેશ્વરની પ્રાર્થના કરીને તેના કૃપાછત્રની નીચે કાર્ય કર્યા જવું એ મનુષ્યમાત્રનો ધર્મ છે. વિઘ્નો વારંવાર ઉપસ્થિત થાય અને આપણી પ્રગતિને આડે આવે તોપણ ન ડગમગતાં ઇશ્વરભક્તિરૂપી અભેદ્ય ઢાલ હાથમાં લઇને આગળ કૂચ કરતા જવું એમાં જ પુરુષાર્થની ચાવી રહેલી છે. આ જમાનામાં ગણપતિ જેવા ગજતુંડધારી અને સચ્ચિદાનંદ પરમેશ્વર બન્ને એક છે એમ માનવું અશક્ય થયું છે તેથી જેમના વિચાર પ્રગલ્ભ છે એવા લોકો ચતુર્થી જેવો તહેવાર પાળવામાં આવે ત્યારે જરા તિરસ્કાર બતાવે છે. એવા વિચારી

અને જ્ઞાની લોકોએ આ તહેવારને શુદ્ધ અને વિશાળ સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરવો જોઇયે. અસલના વખતમાં આપણા દેશમાં હાલની પદ્ધતિ પ્રમાણે 'કલબ' અથવા સમાજ ન હતા તે વખતે આવા તહેવારોથી લોકો એકબીજા સાથે ભળતા ને આનંદ કરતા. આજે પણ તેમ કરવું શકય છે. હલકા વર્ગના લોકો આ દિવસે ખૂબ મદ્યપાન કરે છે. આપણા ગરીબ ભાઇબંધોને આવાં અધાર્મિક કૃત્યોથી બચાવી ખરો નીતિનો-ધર્મનો માર્ગ બતાવીને તેમને સારે રસ્તે દોરવાનો પ્રયત્ન સુશિક્ષિત લોકોએ અવશ્ય કરવો જોઇયે. અનેક દેવોને ઠેકાણે એક જ દેવ છે એ સમજવાનું સામર્થ્ય લોકોમાં ઉત્પન્ન કરવાને માટે પુરાણિકોએ અને હરિદાસોએ આવા તહેવારોને વખતે પ્રયત્ન કરવો એ યોગ્ય છે. કેવળ પેટ ભરનારા પુરાણિક અને હરિદાસને હાથે કોઇપણ સામાજીક સત્કાર્ય થવું શકય નથી. આવે પ્રસંગે પસિદ્ધ ચિત્રકારો પાસેથી ગણપતિનાં ચિત્રો તૈયાર કરાવીને તેનાં પ્રદર્શનો ગામેગામ ભરવામાં આવે તો ચિત્રકળાને ઘણું પોષણ મળે. વિખ્યાત લેખક રસ્કિનના કહેવા પ્રમાણે ચિત્રકળામાં સામાજિક, નૈતિક અને બીજી ઉન્નતિ રહેલી છે. એટલા માટે સમાજ-હિતેચ્છુઓએ ચિત્રકારોને ઇનામો આપીને ઉત્તેજન આપવું જોઇયે અને આ મહત્ત્વની બાબત તરફ લોકોનું ધ્યાન ખેંચવું જોઇયે. સ્વામી વિવેકાનંદે એક જગ્યાએ કહ્યું છે કે "ભારતવર્ષમાં નવજીવન સ્ફુરે એવા પ્રયત્ન આજે અત્યંત આવશ્યક છે." વિઘ્નહર્તા પરમેશ્વરની સહાયતાથી એવા પ્રયત્નો એકાગ્રચિત્તે આગળ ચલાવવાની ફરજ આજકાલના સુશિક્ષિત નેતાઓ અને નવજુવાનોની છે. સમાજની નૈતિક ઉન્નતિ સાધવા માટે

કમર કસશે તો આપણા હેતુઓ જોતજોતામાં પાર પડશે. જગતનો ઇતિહાસ એની સાક્ષી આપે છે. આજ સુધીનો અનુભવ એવો છે કે મહાન વ્યક્તિઓના પ્રયત્નથી જ સામાજિક ક્રાંતિઓ થઇ છે અને જે સમાજે સુધરવાની ના પાડી છે તેનો નાશ થયો છે. ગ્રીસ અને રોમ દેશનો ઇતિહાસ આની સાક્ષી પૂરે છે. ત્યાંના તત્ત્વજ્ઞાનીઓએ વખતોવખત કરેલા ઉપદેશને ન ગણકારતાં એ રાષ્ટ્રોએ માત્ર શુષ્ક ધાર્મિક વિધિનો સ્વીકાર કર્યો અને તેને પરિણામે તે મહાપરાક્રમી રાષ્ટ્રોનો નાશ થયો. પ્રાચીન જાતિઓમાંથી ફક્ત જ્યુ અને હિન્દુજાતિ જ બાકી રહી છે. હિન્દુલોકોએ પરિસ્થિતિ પ્રમાણે પોતાના વિચાર અને વર્તનમાં ફેરફારો કર્યા અને હાલ પણ કરે છે. અને આપણે એમ કર્યું તેથી જ જીવતા રહ્યા છીએ. વેદકાળમાં અનેક દેવોની ઉપાસના ચાલુ હતી, પણ પછી ઉપનિષદ્કાળમાં દેવ એક જ છે એમ નક્કી થયું. અને પરમેશ્વરના દિવ્ય સ્વરૂપનું ઋષિમુનિઓ ધ્યાન ધરવા લાગ્યા. વેદકાલીન યજ્ઞની કલ્પનાનું રૂપાંતર આત્મયજ્ઞમાં થયું. સત્યજ્ઞાનની મહત્તા સમજાતાં જ સમાજ જાગૃત થયો. પછી જ્ઞાન શુષ્ક લાગવાથી શ્રીકૃષ્ણે તેની સાથે ભક્તિનો મેળ જોડી તેને અપ્રતિમ સુંદર સ્વરૂપ આપ્યું અને તેને અનુસરવા હિન્દુરાષ્ટ્ર તૈયાર થયું. પણ અનેક આફતોના સપાટામાં આ રાષ્ટ્ર સપડાયું અને તેથી સહેજે જ્ઞાનાભિવૃદ્ધિનો રસ્તો ન મળવાથી તે દૈવવાદની અને બીજા ધાર્મિક વિધિની જાળમાં સપડાયું. પણ આજે ફરીથી વિચારક્રાંતિ થઇ ઉચ્ચતર ધર્મતત્ત્વો અને નીતિતત્ત્વનો ઉદય થવા લાગ્યો છે. અસલના વખતમાં

ઋષિમુનિઓએ અને હાલના વખતમાં સંતોએ પ્રચાર કરેલા વિશાળ જ્ઞાનમાર્ગને અનુસરવા તરફ જ બધાનું વલણ છે, એ એક શુભ ચિહ્ન છે. આવે પ્રસંગે આ બદલાયેલા વાતાવરણમાં શુદ્ધ, સાત્વિક અને શાશ્વત સુખનો લાભ કરી આપનારૂં દિવ્ય તેજ ઉત્પન્ન થાય એટલા માટે દરેક આર્યમાતાના ફરજંદે આગળ આવવું જોઇયે. આ મહત્કાર્યમાં વિઘ્નહર્તા પરમેશ્વરની મદદથી અમને યશ પ્રાપ્ત થજો.

---

# ઋષિપંચમી

ઋષિપંચમી એ તહેવાર નથી. તે એક વ્રત છે અને માત્ર સ્ત્રીઓ તે પાળે છે. એ વ્રતનો દિવસ ભાદરવા સુદ પાંચમ છે અને તે દિવસે સ્ત્રીઓ ઋષિઓની પૂજા કરે છે, એ ઉપરથી તે દિવસને ઋષિપંચમીનું નામ મળ્યું છે. આ વ્રત માટે નીચેની બે કથાઓ ભવિષ્યોત્તર પુરાણમાં મળી આવે છે. એક સમયે વૈદર્ભ દેશમાં ઉત્તંક અને સુશીલા નામનું સ્ત્રીપુરુષનું જોડું રહેતું હતું. તેમને એક પુત્ર અને એક કન્યા એમ બે બાળકો હતાં. યોગ્ય સમયે તેમણે કન્યાનો વિવાહ કર્યો. તેની નાની ઉમરમાં જ તેનો પતિ મરી જવાથી વૈધવ્યના કષ્ટમય દિવસ માતપિતાની સેવામાં ગાળવા લાગી. પછી ઉત્તંક વાનપ્રસ્થાશ્રમ સ્વીકારી સ્ત્રી અને છોકરાંઓ સાથે ગંગાકિનારે એક પર્ણકુટીમાં રહેવા લાગ્યો. એક દિવસે એવો ચમત્કાર થયો કે તે વિધવા

કન્યા સુઈ ગયા પછી થોડી વારમાં તેનું આખું શરીર જીવડાંમાં પલટાઈ ગયું. ઉત્તંકે આના કારણના જવાબમાં જણાવ્યું કે ગત જન્મમાં તે રજસ્વલા હતી ત્યારે તેના હાથે પાપ થયું હતું તેથી તેની આવી દશા થઈ છે. એણે પ્રાયશ્ચિત્ત તરીકે તેની પાસે ઋષિપંચમીનું વ્રત કરાવ્યું; તેથી તેને ફરીથી મૂળસ્વરૂપ પ્રાપ્ત થયું. ( ઉત્તંકે આ વ્રત કર્યું ત્યાં સુધી તેની પત્નીને તે વિષે માહિતી નહોતી એવું સિદ્ધ થાય છે. કન્યાનાં જીવડાં થયાં, જીવડાંની ફરી કન્યા થઈ, પણ તે કેવી રીતે અને ક્યારે બન્યું અને છોકરીને જ હસ્તે આ વ્રત કરાવ્યું કે જીવડાં પાસે કરાવ્યું તેનો ખુલાસો આ કથા ઉપરથી થતો નથી. )

આ વ્રત વિષે બીજી એક કથા એવી છે કે ઉપર જણાવેલા વિદર્ભ દેશમાં સુમિત્ર નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેની પત્ની રજસ્વલા હતી ત્યારે ઘરમાં અડકી, તેથી બન્ને પતિપત્નીને અનુક્રમે કુતરાનો, બળદનો અને જીવડાંનો અવતાર મળ્યો, પણ સપ્તર્ષિનું પૂજન કરવાથી તેમનો ઉદ્ધાર થયો. ( વિદર્ભ દેશમાં આ બન્ને વાતો બની એવું તેના લેખકોએ જણાવેલું છે. જીવડાંનો અવતાર મળ્યા પછી આ વ્રત તેમણે કેવી રીતે કર્યું તે સમજાતું નથી. )

શાસ્ત્રોક્ત વિધિ અને રૂઢી એવી છે કે મધ્યાહ્ન વખતે નદી અથવા કુવા પાસે જઈને આ વ્રતનો સંકલ્પ કરીને પંચગવ્ય પ્રાશન કરવું. અઘેડાની સમિધાથી દાંત સાફ કરીને સૌભાગ્યવતી સ્ત્રીએ શરીરે હળદર ચોપડવી અને વિધવાએ ગોમય ચોપડવું. પછી ઠંડા પાણીએ સ્નાન કરવું. એ પ્રમાણે ૧૦૮ વખત

સ્નાન કર્યા પછી પાટલા ઉપર સપ્તર્ષિના નામની સાત સોપારીઓ મુકીને તેમની પૂજા કરવી. બ્રાહ્મણોને વાયન અને દક્ષિણા આપવી અને ઋષિઓની કથા શ્રવણ કરવી. આ પંચમીને દિવસે ફક્ત કંદમૂળનો આહાર કરવો, બળદના શ્રમથી પેદા થયેલી ચીજો વાપરવી નહિ. આ પ્રમાણે આ વ્રત સાત વરસ સુધી પાળવામાં આવે તો પાપનો નાશ થાય છે. (અર્થાત્ શરીરના કીડા બનવાની અથવા કીડાનો જન્મ પ્રાપ્ત થવ.ની બીક રહેતી નથી.) કાઠીયાવાડમાં કેટલેક ઠેકાણે પુરુષો પણ ઋષિપંચમીનું વ્રત આચરે છે. આ વ્રત આચરવાનો રીવાજ ઘણેભાગે કોંકણની કેટલીએક બ્રાહ્મણની સ્ત્રીઓમાં છે એવું જણાય છે. મહારાષ્ટ્રની અને કેટલીએક બ્રાહ્મણ સ્ત્રીઓ તદ્દન ન્હાનપણથી એ વ્રત પાળે છે, તો કેટલીએક તદ્દન વૃદ્ધાવસ્થામાં આચરે છે. બંગાળામાં આ વ્રત રૂઢ નથી. પણ ત્યાં એક એવી માન્યતા છે કે અષાડ મહિનામાં પૃથ્વી ત્રણ દિવસ રજસ્વલા હોય છે. તે ત્રણ દિવસ સુધી કોઇ જમીન ખેડતું નથી અથવા બી વાવતું નથી. એ દિવસોને ત્યાંના લોક 'અંબુવાસી' કહે છે. તે દિવસે બળદના શ્રમથી પાકેલા પદાર્થનું સેવન કરવું નહિ એમ કહેલું હોવાથી બીજી રીતે પેદા કરેલું મીઠું, ધાન્ય વગેરે વસ્તુઓનો યથેચ્છ ઉપભોગ લેવામાં આવે છે. આ

## વિચિત્ર વ્રત

તદ્દન અર્વાચીન છે. રજસ્વલા સ્ત્રીએ કેટલાએક વખત સુધી ઘરકામથી અળગા રહેવું એ આરોગ્યદૃષ્ટિએ જરૂરનું છે. આરોગ્યનું મહત્ત્વ જે ધર્મમાં વિશેષ કહેલું છે તે ઝરતુસ્ત (પારસી) ના ધર્મમાં રજસ્વલા સ્ત્રીઓ માટે કડક

નિયમો છે; પરંતુ વ્રત—અપવાસ વગેરે બાબતોની તે લોકોને ખબર નથી. હિન્દુ ધર્મમાં એ વસ્તુઓને મહત્ત્વનું રૂપ પ્રાપ્ત થયું છે. કર્મઠ લોકો રજસ્વલા સ્ત્રીનો શબ્દ કાને પડે તોપણ સ્નાન કરે છે; કેટલાએક મંત્રવાદી કહેવડાવનારાઓ ભોજન કરતી વખતે એવી સ્ત્રીનો શબ્દ કાને પડે તો જમણ છોડીને જતા રહે છે. એવી સ્ત્રીનો પડછાયો નાના બાળક ઉપર પડે તો તે અશક્ત થાય છે એમ માનનારા અજ્ઞાની લોકો પણ આપણા દેશમાં ઘણા છે. રજસ્વલા સ્ત્રીના પડછાયાથી પ્રાપ્ત થયેલી નબળાઇ ઉપર દવા આપવાનો પણ રિવાજ છે. રામરક્ષામંત્રિત ભસ્મ પણ બાળકોને શરીરે ચોપડવામાં આવે છે. આ વ્રતની ઉત્પત્તિની કથા જેટલી અસંભવનીય અને છોકરવાદી છે તેટલી જ તે વ્રત આચરવાની રીત પણ કંટાળો ઉપજાવનારી છે; ગોમય, માટી વગેરે પ્રકાર ખરેખર ચીતરી ચડે એવા છે. આ ઉપરથી એમ જણાય છે કે આવી કથાઓ ઉપર વિશ્વાસ રાખી અવળાં કર્મો કરનાર આપણી સ્ત્રીઓ

## ઋષિ એટલે કોણ

અને આ પંચમીનું મહત્ત્વ કેટલું છે એ ન જાણતી હોવાથી આવી વિચિત્ર રીતે આ વ્રત પાળે છે. આસરે છ સાત હજાર વર્ષ પહેલાં આર્ય લોકો હાલના હિન્દુસ્તાન દેશની વાયવ્ય દિશામાં રહેતા હતા. (નૃસિંહજયંતિના વર્ણનમાં કહ્યા મુજબ) કાળે કરીને તેમનામાં ભયંકર કલહ ઉત્પન્ન થયો, ત્યારે તેમાંનાં કેટલાંએક કુટુંબો પૂર્વ તરફ વળ્યાં અને તેમણે પંજાબમાં પ્રવેશ કર્યો. અહીં આવ્યા પહેલાં યુદ્ધમાં અને બીજી બાબતોમાં તેમને જય અપાવનાર ઇંદ્ર, રુદ્ર, વિષ્ણુ વગેરે નાયકોને

તેમણે દેવ તરીકે સ્વીકાર્યા અને તેમનાં પરાક્રમોનું અનેક રીતે વર્ણન કર્યું. તેમને માટે યજ્ઞયાગાદિક કરીને અગ્નિ દ્વારા તેમને સંતુષ્ટ કરવાનો ક્રમ આરંભ્યો. આ દેશના અસલના જે લોકો હતા તેમના આચારવિચાર ભિન્ન પ્રકારના હોવાથી આર્યોને તેઓ અનેક રીતે ત્રાસ આપતા. આથી પોતાને યુદ્ધમાં વિજય મળે અને શત્રુઓનો નાશ થાય એટલા માટે આર્યોના આગેવાનો અને તેમના વંશજોએ પોતાના પૂર્વજોની પ્રાર્થના માટે સૂક્તો રચ્યાં અને તેમની સહાયતા માટે પ્રાર્થના કરી. તે લોકો વિશ્વનાં મહાન્ તત્ત્વો—જેવાં કે પૃથ્વી, તેજ, વાયુ, પાણી વગેરે—ને પોતાના પૂર્વજો માનતા હતા; માટે તેમની બહુ જ દિવ્ય અને ભવ્ય ભાષામાં તેમણે પ્રાર્થના કરી. આ પ્રમાણે જ્યાં સુધી આર્યો અને અનાર્યોનું યુદ્ધ ચાલુ રહ્યું ત્યાં સુધી પ્રાસાદિક અર્થપૂર્ણ સૂક્તો રચાતાં જ રહ્યાં. આ પ્રાર્થનાના સ્તોત્રોને 'વેદ' કહે છે. વેદ એટલે જ્ઞાન. વેદને ઠેકાણે શ્રુતિ * શબ્દ પણ વપરાયો છે.

---

* વેદ અપૌરુષેય છે અને તેમને આપેલું 'શ્રુતિ' એ નામ યથાર્થ દેખાય છે. અપૌરુષેય કહેવાનું કારણ કે જેમની સ્તુતિ માટે તે રચાયાં તે સર્વ દેવ છે એમ માનવામાં આવે છે, અને તે કોણે રચ્યાં એ કહેવું શક્ય નથી એવી માન્યતા છે. તે વખતે લેખનકળા અસ્તિત્વમાં આવી ન હતી માટે વેદનું રક્ષણ શ્રવણ દ્વારા કરવામાં આવતું. તેથી જ તેમને શ્રુતિનું નામ આપવામાં આવ્યું હશે. પારસી લોકોના દેવાધિદેવ અહુરમઝ્દ (અસુર મહત્) ઝરતુસ્તનો કહેલો ધર્મ જે ઝંદ અવસ્તા નામના ધર્મગ્રંથમાં છે તેને 'શ્રોશ' કહે છે. શ્રોશનો અર્થ શ્રુતિ એવો થાય છે. ઝંદનો અર્થ પણ લગભગ વેદ અથવા જ્ઞાન એવો થાય છે. એ ઉપરથી જણાશે કે પ્રાચીન ઇરાની

શ્રુતિ એટલે ઇશ્વરને મુખે શ્રવણ કરેલું જ્ઞાન. એટલે વેદ એ મનુષ્યે રચેલા નથી, પણ દેવ તરફથી પ્રાપ્ત થયા છે; તેટલા-માટે તેમને અપૌરુષેય કહે છે. એવા વેદ ચાર છે અને તેમનાં નામ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ પ્રમાણે છે. એમાંનો પહેલો એ બધામાં શ્રેષ્ઠ છે અને છેવટનો અથર્વણ એ બધામાં કનિષ્ઠ છે. ઋગ્વેદ એ અત્યંત પ્રાચીન-કાળમાં જે સંસ્કૃત ભાષા પ્રચલિત હતી તેમાં લખાયેલો છે. પરદેશના અને આપણા દેશના અનેક પંડિતોના પરિશ્રમને લીધે ચારે વેદોનાં ભાષાંતર અંગ્રેજી અને બીજી પરદેશી તથા સ્વદેશી ભાષામાં ઉપલબ્ધ થયાં છે અને તે ઉપરથી સુસંબદ્ધ એવો પ્રાચીન ઇતિહાસ પણ લખવામાં આવ્યો છે. વેદનાં સૂક્તો જે મહાપુરુષોએ રચ્યાં અને ગાયાં તેમને 'ઋષિ' એ બહુ-નામની સંજ્ઞા આપવામાં આવી. તેમને મંત્રદ્રષ્ટા પણ કહે છે અને તેમણે રચેલાં છંદબદ્ધ સૂત્રોને મંત્ર કહે છે.

વેદરચનાનું કામ આશરે પાંચસો વર્ષ સુધી ચાલ્યું અને તે રચવામાં અનેક ઋષિઓએ મહેનત લીધી. પુરાણ કાળમાં અનેક ઋષિઓ થઈ ગયા. તે બધાએ વેદનું રક્ષણ કર્યું અને વેદધર્મનો પ્રચાર કર્યો. હાલનો દરેક દ્વિજ પોતે કોઇ પ્રાચીન ઋષિનો વંશજ છે એમ માને છે. તે હમેશાં સંધ્યા કરતી વખતે પોતાના ગોત્રનો ઉચ્ચાર કરીને પોતાનો

---

અને આર્યો એક જ પ્રકારના ધર્મવિચારોથી પ્રેરિત હતા; પરંતુ દરેક-નાં વિચારોની દિશા માત્ર ભિન્ન હતી. મહમ્મદી અને ખ્રિસ્તી ધર્મના લોકો પણ તેમનો ધર્મ પ્રત્યક્ષ ઇશ્વર તરફથી પ્રાપ્ત થયો એવું માને છે. તે કથન કરનારો એ જ તેમનો દેવદૂત, દેવપુત્ર અથવા પૈગંબર છે.

સંબંધ પ્રાચીન ઋષિઓ સાથે છે એનું સ્મરણ કાયમ રાખે છે. સર્વ વેદમાં મુખ્ય જે ઋગ્વેદ તેનાં દશ પ્રકરણ અથવા મંડળ છે. તેમાં પહેલું અને છેવટનું મંડળ અનેક ઋષિઓને હાથે રચાયેલું છે. ભૃગુકુલોત્પન્ન ગૃત્સમદ અને તેના વંશજોએ બીજું મંડળ, વિશ્વામિત્રે ત્રીજું, વામદેવે ચોથું, અત્રીએ પાંચમું, ભારદ્વાજે છઠ્ઠું તથા સાતમું, કણ્વે આઠમું અને અંગીરસે નવમું એ પ્રમાણે વચલાં આઠ મંડળો જુદા જુદા ઋષિઓએ રચ્યાં. તેમણે જુદાજુદા તેત્રીસ* દેવતાઓની સ્તુતિ કરેલી છે. પરંતુ એ સ્તુતિનું પરિણામ 'ઇશ્વર એક જ છે' એ ભાવનામાં થયેલું છે. વેદકાળમાં એકંદર ૯૧ ઋષિઓ થઇ ગયા એવું મત્સ્ય પુરાણમાં કહેલું છે.

તે ઋષિઓનું આયુષ્ય બે ત્રણ હજાર વર્ષો કરતાં પણ અધિક હતું કે કેમ એવો સવાલ રામાયણ, મહાભારત અને બીજાં પુરાણો ઉપરઉપરથી વાંચનારાઓ તરફથી ઉપસ્થિત થવાનો સંભવ છે. એક જ ઋષિ પુરોહિતે ત્રીસત્રીસ પેઢી સુધી અમુક કુળમાં પુરોહિતપણું કર્યું એમ જણાય છે. આનો ખુલાસો કરવો કઠણ નથી. એવી માન્યતા થવાનું મુખ્ય કારણ એટલું જ છે કે પ્રાચીન મહાન ઋષિઓની અનેક પ્રચલિત દંતકથાઓનો સમાવેશ જુદાજુદા ગ્રંથોમાં લેખકોએ અભિમાનપૂર્વક કરેલો છે. મહાભારતના લેખક વ્યાસ જ પુરાણોના લેખક થવાને યોગ્ય છે એમ માનીને તેની પછીના પુરાણોના લેખકોએ એ માન પણ પ્રથમ લેખક વ્યાસને

---

*આ ૩૩ પ્રકારના દેવો પરથી પુરાણકારોએ દેવોની સંખ્યા તેત્રીસ કરોડની કરી.

જ આપ્યું. એક જ ઋષિનું નામ અનેક પેઢી સુધી ચાલવાનું બીજું કારણ એ પણ છે કે મૂળ ઋષિનું નામ તેના વંશજોએ ઉપનામ તરીકે વાપરવાનો રિવાજ રાખ્યો. એ પ્રમાણે વ્યાસ, વિશ્વામિત્ર, વસિષ્ઠ વગેરે એક જ વ્યક્તિનાં નામો તેની શાખાના સર્વ પુરુષોએ ઉપનામ તરીકે વાપર્યાં. પ્રાચીન ઋષિમાંના જે મહર્ષિ વિશેષ પ્રસિદ્ધિમાં આવ્યા તેમનાં નામ ચિરસ્મરણીય કરવા માટે ઉત્તર તરફના ધ્રુવ નક્ષત્રની આસપાસ ફરનારા નક્ષત્રપુંજમાંના સાત તેજઃપુંજ નક્ષત્રોને સાત ઋષિનાં અને એકને એક ઋષિપત્નીનું નામ આપવામાં આવેલું છે. તેમને સપ્તર્ષિ કહે છે. તેમનાં નામ કશ્યપ, અત્રિ, ભારદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ અને વસિષ્ઠ એ પ્રમાણે છે, અને તેમાંના વસિષ્ઠની પત્નીનું નામ અરૂંધતી છે. આ

## સપ્તર્ષિની પૂજા

ઋષિપંચમીને દિવસે સ્ત્રીઓ કરે છે. તે પૂજાથી રજોદર્શન વખતે કરેલાં પાપ ધોવાઇ જાય છે એમ તેઓ માને છે. એ ઋષિઓ હાલના લોકોની માફક ગૃહસ્થાશ્રમી હતા, પણ પારમાર્થિક લાભ સાધવા તરફ તેમનું વલણ વધારે હતું તેથી તેમણે ઉચ્ચ દૃષ્ટિબિંદુથી જગતના સુખઃદુખ તરફ જોયું એટલું જ. બાકી બીજી બધી રીતે તેઓ ગૃહસ્થાશ્રમી સત્પુરુષ હતા. તેમનામાં કેટલાએક બ્રાહ્મણ, કેટલાએક ક્ષત્રિય અને કેટલાએક વૈશ્યવૃત્તિના હતા તેની વેદ સાક્ષી આપે છે. આ ઋષિઓના આચારવિચારોનું નિરીક્ષણ કરીને તેમના વ્યવસાયાનુસાર તેમને દેવર્ષિ, બ્રહ્મર્ષિ અને રાજર્ષિ એવાં અર્થપૂર્ણ નામો

પુરાણકારોએ આપેલાં છે. દાખલા તરીકે નારદમુનિની ગણત્રી દેવર્ષિઓમાં અને વસિષ્ઠ કણ્વાદિની બ્રહ્મર્ષિઓમાં કરવામાં આવી છે. જે પ્રમાણે પૂર્વ કાળમાં અનેક ઋષિઓ થઇ ગયા તે પ્રમાણે આધુનિક કાળમાં પણ આપણા દેશમાં અનેક પુરુષ આ પદવીને યોગ્ય થઇ ગયા. દેવેન્દ્રનાથ ઠાકુર, માધવરાવ રાનડે, ગોપાળ કૃષ્ણ ગોખલે, સ્વામી વિવેકાનંદ અને તેમના જેવા કેટલાએક સત્પુરુષો ચાલુ જમાનામાં ઋષિપદે પહોંચ્યા છે. રવીન્દ્રનાથ ઠાકુર, ડૉક્ટર ભાંડારકર જેવા જ્ઞાનનિષ્ઠ આર્ય ઋષિઓ હજી જીવે છે. ઋષિઓની આ પરંપરા આપણા દેશમાં અવ્યાહત ચાલુ છે. તેના તરફ નજર નાંખી આશાપૂર્ણ દૃષ્ટિથી આપણે ભવિષ્ય કાળ તરફ જોવું જોઇયે. જે આર્ય-પુત્રોએ અને પુત્રીઓએ આપણા ધર્મનું કઠણ પ્રસંગે રક્ષણ કરીને આપણી યોગ્યતા અને આપણું શીલ વધાર્યું તેમની પ્રીત્યર્થે આ

## ઋષિપંચમીનો દિવસ

સર્વ તરુણ અને વૃદ્ધો, સ્ત્રીઓએ અને પુરુષોએ પાળવો જોઇયે. તે દિવસે કથાકીર્તન, નાટકો અને વ્યાખ્યાનો કરીને પ્રાચીન મહંતોનું સ્મરણ આર્યમાતાના પુત્રોને યાદ રહે એવું કરવું જોઇયે. દેહાત્મબુદ્ધિનો ત્યાગ કરીને સત્ય, શાશ્વત અને સુખદાયક ધ્યેયનો વિચાર દરેક જણે કરવો જોઇયે એમ આ તહેવાર સૂચવે છે. ઋષિઓના ગુણાનુવાદ ગાઇને અને તેમને જ આપણા આદર્શ માનીને ચાલીયે તો આપણું કલ્યાણ થયા વગર રહેશે નહિ. આર્ય મહિલાઓ! અજ્ઞાનને ફેંકી દઇને જ્ઞાનના સામ્રાજ્યમાં દાખલ થાઓ. ઋષિપંચમીના વ્રત વિષે જે કથા ઉપર આપી છે તેનો પૂર્ણ વિચાર કર્યા

પછી પણ એ વ્રત હાલની માફક જ કરવું જોઇએ એવું તમને લાગે છે? જેમ અમે અમુક વ્રત કરીશું જ એવી હઠ પકડીને બેસવું એ તમારે માટે યોગ્ય નથી તેમ આડા કર્મમાર્ગમાં ધકેલનારાં વ્રતો તમારા હાથે કરાવવાં એ તમારા પુરુષોને માટે પણ અયોગ્ય છે. માટે નકામી હઠ પકડીને ન બેસતાં તમારૂં ખરૂં ધ્યેય શું છે અને તમારો ખરો ધર્મ શામાં રહેલો છે તે બરાબર સમજી લો. આ વ્રતના મૂળમાં રહેલો પ્રધાન હેતુ ભુલશો નહિ. તમારા પોતાના અને તમારા પુત્ર-પૌત્રોના આરોગ્ય માટે રજોદર્શનને વખતે પાળવાના નિયમો તમે પૂર્ણ રીતે પાળો. એ પ્રમાણે વર્તવું એ તમારૂં કૌટુંબિક કર્તવ્ય છે, તમારો સ્ત્રીધર્મ છે. તમારી દૃષ્ટિ પ્રાચીન કાળ તરફ ફેરવો અને તે વખતે સ્ત્રાઓની યોગ્યતા શા માટે વિશેષ મનાતી હતી તે બરાબર સમજી લો. પુરુષોની માફક કેટલીએક સ્ત્રીઓ પણ ઋષિપદે પહોંચી હતી માટે જ તેઓ વંદ્ય થઇ હતી તે ધ્યાનમાં રાખો. કેટલીએક આર્યદુહિતાઓએ વેદનાં સૂક્તો રચ્યાં છે, તો કેટલીએકે ઉપનિષદ્‌ના તત્ત્વજ્ઞાનમાં ઉમેરો કર્યો છે તે યાદ કરો. ગાર્ગી, અરૂંધતી, લોપામુદ્રા, સુલભા, અહલ્યા, અનસૂયા, સીતા, દ્રૌપદી, તારા વૃંદા વગેરે મહિલાઓનાં નામ અજરામર કેમ થયાં તેનો વિચાર કરો. આજકાલ સરલાદેવી ઘોસલ, રમાબાઇ રાનડે, કાશીબાઇ કાનિટકર, ચિમણાબાઇ સાહેબ ગાયકવાડ, સરોજિની નાયડુ વગેરેનાં નામ પ્રસિદ્ધ કેમ થયાં તેનો પણ વિચાર કરો. તેમનું જીવન સમજી લઇને તમારી યોગ્યતા વધારો. અહલ્યાબાઇ હોળકર, જિજાબાઇ, મિરાંબાઇ, પન્ના દાસી, મુક્તાબાઇ, જનાબાઇ વગેરે સાધ્વીઓનાં નામથી તમને અભિમાન થવું જોઇએ.

તમે પણ તેમના જેવી થશો તો તમારે પેટે ઋષિ અને ઋષિપત્નીઓ અવતાર લેશે. ગૃહિણી તરીકે તમારા પર આવેલી જવાબદારી અને તમને સોંપેલાં કાર્યો જે અત્યંત મહત્ત્વનાં છે તે યોગ્ય રીતે પાર પાડો. અઘેડાનાં પાન, મૂળીયાં અથવા પંચગવ્ય ચાખવાથી અને છાણ, માટી અથવા હળદર ચોપડીને ૧૦૮ વખત સ્નાન કરવાથી તમારા આત્માની સદ્દગતિ થશે નહિ; તે તો ફક્ત સદાચરણ, પરોપકાર અંતર્બાહ્ય શુદ્ધતાથી જ પ્રાપ્ત થશે. માટે તે પવિત્ર દિવસે અરૂંધતી સહ સપ્તર્ષિને નમસ્કાર કરીને તેમનો આશીર્વાદ મેળવો એટલે તમારી ઉન્નતિ થશે.

---

# જયેષ્ઠાગૌરી

ભાદરવા મહિનાના શુક્લ પક્ષના અનુરાધા નક્ષત્રમાં ગૌરીનું આવાહન, જયેષ્ઠા નક્ષત્રમાં પૂજન અને મૂળ નક્ષત્રમાં વિસર્જન કરવાનો રિવાજ મહારાષ્ટ્ર અને દક્ષિણ હિન્દુસ્તાનમાં છે, અને તે તહેવાર જયેષ્ઠાગૌરી અથવા મહાલક્ષ્મીના નામથી પ્રસિદ્ધ છે. એ તહેવાર પ્રચારમાં આવવાનું કારણ પુરાણમાં એમ બતાવ્યું છે કે પ્રાચીન કાળમાં દૈત્યોએ દેવોને અતિશય હેરાન કર્યા ત્યારે સ્ત્રીઓને પોતાનું સૌભાગ્ય કેવી રીતે સચવાશે તેની ફિકર પડી. તેમણે ભેગાં થઇને આ સંકટમાંથી મુક્ત થવા માટે મહાલક્ષ્મીની વિનંતી કરી. એથી પ્રસન્ન થઇને મહાલક્ષ્મીએ ઉન્મત્ત થયેલા દૈત્યોનો સંહાર કર્યો અને પોતાના ભક્તોને સુખી કર્યા. તેમ કરેલા આ ઉપકાર માટે આ તહેવાર પાળવામાં આવે છે. આ તહેવાર ત્રણ દિવસ

ચાલે છે. ગણપતિ ઉત્સવ પછી બે ત્રણ દિવસમાં જ ગૌરીની સ્થાપના કરવામાં આવે છે. આ તહેવાર ઘણે ભાગે ભાદરવા સુદ આઠમને દિવસે હોય છે. એ તિથિને દુર્ગાષ્ટમી પણ કહે છે. અનેક ઠેકાણે ગૌરી સાથે જ ગણપતિવિસર્જન કરવાનો ચાલ જોવામાં આવે છે. મુખ્યત્વે કરીને સ્ત્રીઓને આ તહેવાર વધારે પ્રિય હોય છે. એનું કારણ એટલું જ કે મહાલક્ષ્મીના પૂજનથી આપણે અખંડ સૌભાગ્યવતી થઇ એમ તેમને લાગે છે. કેટલેક ઠેકાણે પુરુષો પણ આ તહેવાર પાળે છે. દક્ષિણ હિન્દુસ્તાનમાં ગૌરીઉત્સવના આ ત્રણ દિવસ મોટા આનંદથી પાળવામાં આવે છે. ગૌરીપૂજનના પ્રકાર દેશપરત્વે ભિન્નભિન્ન હોય છે. કેટલાએક લોકો ધાતુની તો કેટલાએક લોકો માટીની મૂર્તિઓ કરી અને ઘણા લોક કાગળ ઉપર ગૌરીનું ચિત્ર કાઢી તેની પૂજા કરે છે. બ્રાહ્મણ વર્ગના બધા લોકો આ તહેવાર પાળતા નથી. કેટલાએક ભાદરવા સુદ ત્રીજને દિવસે સ્થાપેલી ગૌરી સામે વાયન મુકીને તેના ઉપર દીવા મુકે છે. આ ગૌરીને અર્પણ કરેલાં સૌભાગ્ય-દ્રવ્યો ( કંકુ, ફણી, ચીડીયા, બંગડીઓ વગેરે ) વાપરવાનો ચાલ કટલાએક દાક્ષિણાત્ય બ્રાહ્મણોમાં જોવામાં આવે છે. તૃતીય અને ચતુર્થ વર્ણના લોકોમાં આ તહેવારનો પ્રચાર વિશેષ છે. કેટલાએક બ્રાહ્મણોમાં ગૌરીની પૂજા કરવાની પદ્ધતિ નીચેપ્ર માણે છેઃ કુંભારને ત્યાંથી પાંચ નવી માટલીઓ લાવીને એકમાં ધાન્ય મુકે છે અને તેની સાથે પીળા રંગનો દોરો, ટોપરાના પાંચ વાટકાઓ અને પાંચ ખારેકો મુકે છે. પછી માટલીઓ એક ઉપર એક ગોઠવે છે અને સૌથી ઉપર ગૌરીનું મોઢું બેસાડે છે. આ મોઢું માટીનું, કાગળનું

અથવા નાની ઢાંકણી ઉપર રંગેલું હોય છે. તેવી જ એક બીજી ગૌરી કરીને પાસે બેસાડે છે. ત્રણ દિવસ સુધી ગૌરીનાં ગીત, પૂજા વગેરે ચાલે છે. ત્રીજે દિવસે માટલીઓ નીચે ઉતારીને સ્ત્રીઓ ખારેક અને ટોપરાના કકડાઓ પીળા રંગના દોરામાં સાત ગાંઠો વાળી ગળામાં પહેરે છે. આવી જાતના દોરાઓ છોકરાઓના ગળામાં બાંધવા માટે પણ તૈયાર કરવામાં આવે છે. પછી શુભ દિવસ જોઇને તે દોરાઓ દૂધ અને દહીંમાં પલાળી ખેતરમાં વાવવામાં આવે છે. કોંકણના કેટલાએક લોકોમાં—કોળી, મરેઠા વગેરે વર્ગમાં—તે દિવસ પુરુષોના મેળા નીકળે છે અને કેટલાએક તરફથી દારૂની દુકાનોને પોપણ મળે છે. કોળીઓનાં બૈરાંઓ વસ્ત્રાલંકાર પહેરી ગાતાં ગાતાં અને નાચતાં નાચતાં જઇને ગૌરીને પાણીમાં વિસર્જન કરે છે. ગૌરી પાસે ધન, ધાન્ય, સમૃદ્ધિ, અને દીર્ધાયુષ્ય માગવું એ જ આ તહેવારનો મુખ્ય હેતુ દેખાય છે. શક્તિપૂજાના અનેક પ્રકારોમાંનો જયેષ્ઠાગૌરી એ એક પ્રકાર છે એમ કહેવામાં હરકત નથી. ધન, ધાન્ય, સમૃદ્ધિ અને દીર્ધાયુષ્ય માગનારા દેવીના ઉપાસકોએ દારૂના ઘાતકી વ્યસનને આધીન થઇને દ્રવ્યનો નાશ કરવો તેના કરતાં વધારે દુઃખદ વિષય શો હોઇ શકે? મુંબઇમાં ગૌરીઉપાસકોનો ભરાવો નીચલા વર્ગમાં વધારે છે. એવા લોકોને ધર્મનું ખરૂં રહસ્ય સમજાવીને ઠેકાણે લાવવાનો પ્રયત્ન તારદેવ પાસે રહેનારા કેટલાએક લોકો તરફથી થાય છે એ અત્યંત આનંદની વાત છે. જે લોકોમાં આવા અનીતિના અને અધર્મના રિવાજ ચાલુ છે તે લોકોને દરેક વરસે આ તહેવારને વખતે મદ્યપાન વિરુદ્ધ વ્યાખ્યાન આપવાથી કાંઇ વળશે નહિ. તેમનું અજ્ઞાન

દૂર કરવામાં આવશે તો સહેજે તેમની આંખો ઉઘડશે અને તેઓ ઠેકાણે આવશે. માટે વિદ્યાપ્રચારની પાછળ પડેલા લોકોને ખરો પ્રગતિનો માર્ગ કયો છે તે સમજાવી દઇશું એટલે વ્યાખ્યાનોની આવશ્યકતા નહિ રહે.

---

# વામનદ્વાદશી

દશ અવતારમાંનો પાંચમો જે વામન તેના નામે ભાદરવા મહિનાની શુક્લ દ્વાદશી પાળવામાં આવે છે. વામન અવતારની કથા વામન પુરાણમાં એવી છે કે પ્રાચીન કાળમાં બલિ નામનો એક વિખ્યાત ચક્રવર્તી રાજા થઈ ગયો. તે પ્રસિદ્ધ દૈત્યકુલોત્પન્ન વિષ્ણુભક્ત પ્રલ્હાદનો પુત્ર હતો; તે પાપભીરૂ અને સદાચરણી હતો. વળી, તે દાની તરીકે સર્વ ઠેકાણે પ્રસિદ્ધ હતો. તેણે પોતાનાં પરાક્રમથી અખૂટ સંપત્તિ મેળવી. તેની સત્તા દશે દિશામાં સ્થપાઇ હતી અને તેની રૈયત આનંદથી સુખસમૃદ્ધિ ભોગવતી હતી. દેવોને પણ તે ત્રાસ આપતો ન હતો તેથી તેની સાથે યુદ્ધ કરવાને તેમને યોગ્ય કારણ મળતું નહોતું; એટલા માટે બલિરાજાનું સામ્રાજ્ય કપટથી લેવાના

વિચારથી દેવોએ તે કામ માટે અદિતિના પુત્ર વામનની યોજના કરી. તેણે બ્રહ્મચારીનો વેષ ધારણ કર્યો અને બલિના યજ્ઞ વખતે યજ્ઞસમારંભમાં હાજર રહી પોતાની વિદ્વત્તાથી તેણે રાજાને ચકિત કર્યો. રાજાએ સંતુષ્ટ થઇને તેને પૂછ્યું કે " તારે જે જોઇયે તે માગ." ત્યારે વામને માત્ર ત્રણ પગલાં ભૂમિની યાચના કરી! બલિના પુરોહિત શુક્રાચાર્ય વામનનું કપટ જાણી ગયા અને ભૂમિનું દાન ન આપવા માટે તેમણે બલિને સૂચના કરી. પરંતુ તે પહેલાં જ બલિએ દાન આપવાનું કબૂલ કરેલું હોવાથી તેને પોતાનું વચન પાછું ખેંચી લેવું ગમ્યું નહિ. પછી ભૂમિદાન આપવા માટે વામનના હાથ ઉપર પાણી રેડતાં જ વામને પોતાનું ખરૂં વિશ્વરૂપ પ્રગટ કર્યું અને બે પગલાંમાં જ તેણે ભૂમિ અને સ્વર્ગ વ્યાપી દીધાં. હવે ત્રીજું પગલું કયાં મુકવું તે માટે તેણે બલિને સવાલ કર્યો, ત્યારે બલિએ પોતાનું શિર નમાવ્યું ને વામને તેના મસ્તક ઉપર પગ મુકીને તેને પાતાળમાં પહોંચાડી દીધો. બલિનું શીલ, તેનું દાન, વીરતા અને સદ્‌વ્રત ન જોઇને વામનને સંતોષ થયો અને 'હું તારો દ્વારપાળ થઇને રહીશ' એવું તેણે તેને વચન આપ્યું. એ વચન પ્રમાણે આજ સુધી તેઓ તેના દ્વારપાળ તરીકે ઉભા છે.

## શાસ્ત્રોક્ત વિધિ અને રૂઢિ

ભાદરવા સુદ એકાદશીને દિવસે ઉપવાસ કરવો. બપોરને વખતે વામનની પૂજા કરવી, રાત્રે તેની કથા વાંચવી અને આખો દિવસ હરિકીર્તન, વિષ્ણુનામસ્મરણ, તથા ભજનકીર્તન કરવાં. આખી રાત ઉજાગરો કરી દ્વાદશીને દિવસે તેની પૂજા કરવી અને બ્રાહ્મણોને દાન આપવું. દહીં અને દૂધ ભરીને

વાસણ, છત્રી, જોડા વગેરે દાન આપવાં અને બ્રાહ્મણને ભોજન કરાવવું. એ પ્રમાણે એકાદશી અને દ્વાદશીના દિવસો વિષ્ણુસ્મરણમાં ગાળવા. આ તહેવારની રૂઢિ મહારાષ્ટ્રમાં કેટલાએક વૈષ્ણવસંપ્રદાયી બ્રાહ્મણોમાં જ પ્રચલિત છે. મલબારમાં આ તહેવારનો ઉત્સવ બહુ જ જોવાલાયક હોય છે. તેને 'ઓનમ્' કહે છે. મલબારમાં તે વખતે ચોમાસું પૂરું થઇને ધન્યધાન્યની સર્વત્ર સમૃદ્ધિ હોય છે. ઘરના દરવાજા ઉપર ફુલનાં તોરણો બાંધવામાં આવે છે. રાત્રે દીપોત્સવ થાય છે. તે જ દિવસે નવાં કપડાં અને વાસણો વેચાતાં લેવાનો ત્યાં રિવાજ છે. આ તહેવાર બધા વર્ણના લોકો પાળે છે. જમણ વગેરે થયા પછી રમતો રમવામાં આવે છે. તે જોવા માટે ગામના લોકો ભેગા થયા છે. અસુરોનું રાજ્ય જઇને દેવોનું રાજ્ય સ્થપાયા પછી પ્રજાની સાંપત્તિક સ્થિતિ કેવા પ્રકારની થઇ તે જોવા માટે તે દિવસે બલિરાજા પૃથ્વી ઉપર અવતરે છે. પોતાના વૈભવ તેમને બતાવવા માટે લોકો આ તહેવાર પાળે છે. ગુજરાતમાં વામનની પૂજા ભાદરવા સુદ બારશને દિવસે ન કરતાં શ્રાવણ સુદ પાંચમને દિવસે કરવામાં આવે છે. તે દિવસને બળેવ કહે છે. વામને તે દિવસે બલિનો પરાજય કર્યો એવું માનીને બલિની યાદગીરી ખાતર આ બળેવનો તહેવાર પાળવામાં આવે છે. તે દિવસે બ્રાહ્મણો નદીકાંઠે જઇને શ્રાવણીની જેમ શરીરશુદ્ધિ કરે છે. સપ્તર્ષિની પૂજા કર્યા બાદ યજ્ઞોપવીત ધારણ કરવામાં આવે છે અને જૂનું યજ્ઞોપવીત નદીમાં વિસર્જન કરવામાં આવે છે. નદીનું શુદ્ધ પાણી લોટામાં ભરીને તેનો ઋષિઓને અર્ઘ્ય આપ્યા પછી આ શરીરશુદ્ધિ થયેલી ગણાય છે. ત્યાર પછી ગોર બ્રાહ્મણોના જમણા હાથને

કાંડે રાખડી* બાંધે છે. આ રક્ષાબંધનનો વિધિ રોગથી સુરક્ષિત રહેવા માટે થાય છે. નદીપરથી ઘેર આવ્યા બાદ ભાઇબંધોને પણ રાખડી બાંધવામાં આવે છે. મહારાષ્ટ્રના શ્રાવણી, પોવતી પૂનમ અને વામનદ્વાદશી એ ત્રણ તહેવારોનો થોડો થોડો ભાગ ગુજરાતના બળેવના તહેવારમાં જોવામાં આવે છે. ખરી રીતે જોઇએ તો આ દિવસને કોઇ તહેવાર તરીકે ગણતું નથી. પુરાણો અસ્તિત્વમાં આવ્યા પછી અનેક

## પ્રાચીન ઐતિહાસિક વાતોનું રૂપાંતર

કેવી રીતે થયું તે સમજવા માટે વામનાવતારની વાત એક ઉત્તમ દાખલો છે. આ કથાનો ખરો અને સરળ અર્થ એવો છે કે દેવોની વતી વામને આવીને તેમનું બધું રાજ્ય પચાવી બેઠેલા બલિ પાસે થોડી જમીન માગી. બલિ ઉદાર હૃદયનો હોવાથી તેણે દેવોની વિનંતિ માન્ય કરીને તેમને પોતાના રાજ્યમાં આશ્રય આપ્યો. પરંતુ તેનું પરિણામ એ થયું કે દેવોએ ધીમે ધીમે તેનું આખું રાજ્ય કબજે કરી લીધું. દેવ અને દૈત્ય અથવા સુર અને અસુરોની વચ્ચે વારંવાર લડાઇઓ થતી હતી. ( તેનું વર્ણન નૃસિંહાવતારની કથામાં આવેલું જ છે. ) બલિ ધર્મનિષ્ઠ હોવાથી તેની પ્રજા પણ સંતુષ્ટ અને રાજનિષ્ઠ હતી. તેથી તરવારના જોર પર તેને હરાવવો એ દેવોને માટે અશક્ય હતું. તેથી રાજનીતિશાસ્ત્રના ચતુર્વિધ માર્ગમાંનો જે કપટનો ઉપાય તે યોજી દેવોએ બલિને છેતર્યો અને કાળે કરીને પોતાનો હેતુ સિદ્ધ કરી લીધો. આ વેદકાળ પહેલાંની વાત છે. શતપથ બ્રાહ્મણમાં

---

* નકલી મોતી, રેશમી ફુલ વગેરેને રેશમના અથવા સુતરના દોરામાં પરોવે છે તેને રાખડી કહે છે.

આ પરિવર્તનનું વર્ણન સીધી રીતે આપેલું છે તે ઉપરથી પણ ઉપર આપેલા ઐતિહાસિક પુરાવાને પોષણ મળે છે. તેમાં કહેલું છે કે દેવ અને દૈત્યની વચ્ચે લડાઇ થઇ ને દેવો હાર્યા. દૈત્યોને લાગ્યું કે હવે દેવો પોતાનું માથું ઉંચું કરી શકશે નહિ. ત્યારે વિષ્ણુએ વામનરૂપ ધારણ કરીને અસુરો પાસે થોડી જમીન માગી અને દૈત્યોએ તેને રહેવા જેટલી જમીન આપવાનું વચન આપ્યું. પછી વિષ્ણુએ વિરાટરૂપ ધારણ કરીને સર્વ વિશ્વ વ્યાપી લીધું. આ વાત બન્યા પછી ઘણો વખત ગયા બાદ વેદ અસ્તિત્વમાં આવ્યા ત્યારે વેદમાં તે જ વાત બીજી રીતે લખીને વિષ્ણુની સ્તુતિ કરવામાં આવી. ઋગ્વેદમાં (મં. ૧-૧૫૪-૨ અને ૩) નીચેની ઋચાઓ મળી આવે છેઃ—

प्र तद्विष्णुः स्तवते वीर्येण मृगो न भीमः कुचरोगि रिष्ठाः ।
यस्योरुषु त्रिषु विक्रमणंष्वधिक्षियन्ति भुवनानि विश्वा ॥
प्र विष्णवे शूषमेतु मन्म गिरिक्षित उरुगायाय वृष्णे ।
य इदं दीर्घं प्रयतं सधस्थमेको विममे त्रिमिरित्पदेभिः ॥

અર્થઃ—"વિષ્ણુની તેના પરાક્રમને લીધે જ બહુ સ્તુતિ થાય છે. પર્વત અને ગુફાઓમાં રહીને ઘોર પ્રદેશમાં સંચાર કરનારા સિંહની માફક તે મહાપરાક્રમી છે, અને તેનાં ત્રણ સર્વવ્યાપક પગલાંમાં જ વિશ્વનાં સર્વ ભુવનો સહેજે સમાઇ જાય છે. આ મનોહર કવિતા વિષ્ણુના કાન પર જાઓ. પ્રેમાળ સ્તુતિનો ભોક્તા અને જેનો યશ પૃથ્વી ઉપર પ્રસરેલો છે એવો એ વીર છે. આ એકંદર વિશ્વ ઘણું વિસ્તૃત અને ભવ્ય છે અને તે તેના એકલાનાં ત્રણ પગલાંમાં જ સમાયેલું છે." મૂળ વાત ઐતિહાસિક છે અને વેદ ગાયકોએ તેનું અભિમાનપૂર્વક વર્ણન કરેલું છે; પરંતુ કાળે કરીને અદિતિ અને અદિતિપુત્રના

ખરા અર્થનો લોપ થયો અને આકાશ એટલે અદિતિ અને અદિતિપુત્ર એ જ વામન (વિષ્ણુ) એટલે સૂર્ય એવો અર્થ થયો અને ત્રણ પગલાંનો અર્થ ઉદય, મધ્ય અને અસ્ત એ પ્રમાણે કરવામાં આવ્યો. વામનાવતારની કથાનો ઇતિહાસ આ પ્રમાણે છે. વામને બલિને પાતાળમાં ધકેલી દીધો એનો અર્થ એટલો જ સમજવો કે તેને પદચ્યુત કરી દેશમાંથી હાંકી મૂકયો. તોપણ તેણે તેનું યોગ્ય પ્રકારે રક્ષણ કર્યું અને તેની પ્રીત્યર્થે દર વર્ષે દીવાળીને વખતે મોટો ઉત્સવ કરીને તેનું નામ ચિરસ્મરણીય રહે એવું કરવાનું પણ આશ્વાસન આપ્યું.

હાલમાં આ તહેવારને બધી રીતે ધાર્મિક સ્વરૂપ પ્રાપ્ત થયું છે. હિંદુ લોકો ઇતિહાસનું મહત્ત્વ સમજતા નથી અને તેથી તેઓ ઇતિહાસ લખતા નથી એમ કેટલાકનું કહેવું છે. પણ એ વાત બરાબર નથી. માત્ર જે પ્રસંગો ધાર્મિક દૃષ્ટિએ મહત્ત્વના લાગ્યા તેની જ યોગ્યતા વિશેષ છે એવું માનીને તત્કાલીન લેખકોએ તે નોંધી રાખ્યા. પુરાણો, રામાયણ અને મહાભારત એ તો ઇતિહાસ છે. તેમાંનો પ્રક્ષિપ્ત અને અતિશયોક્તિનો ભાગ ગાળવામાં આવે તો તેમાં શુદ્ધ ઇતિહાસ જ જણાશે. વેદાંત પણ આર્યોનો ઇતિહાસ છે. ઉપનિષદો ઉપરથી પણ તે વખતના સમાજની કલ્પના થાય છે. અહીંના લોકોમાં અનેક કારણોને લીધે ધાર્મિક પ્રવૃત્તિ વધતી ગયેલી હોવાથી પ્રાચીન ઇતિહાસને બધી રીતે ધાર્મિક વલણ પ્રાપ્ત થયું. વામનદ્વાદશી જેવા ઐતિહાસિક મહત્ત્વના દિવસો પણ તદ્દન ધાર્મિક તહેવાર બની ગયા તેનું પણ એ જ કારણ છે. આ તહેવાર ઉપરથી બોધ શો લઇ શકાય તે તપાસીયે. આ સર્વ વિશ્વ જેમ ચમત્કારયુક્ત છે તેમ આ વિશ્વમાં બનનારી ઘટનાઓ પણ

ચમત્કારી જ છે. પૃથ્વીનો નકશો અને જગતમાં ઇતિહાસ એનુ વિચારપૂર્વક નિરીક્ષણ કરીયે તો એવું જણાશે કે પ્રાચીન કાળથી તે આજ સુધીમાં જગતમાં હજારો રૂપાંતરો થઇ ગયાં છે. રાજ્ય–તૃષ્ણાને લીધે નિરપરાધીઓ ઉપર જુલમ ગુજર્યો. 'બળીયાના બે બાગ' એ ન્યાય પ્રમાણે જાલિમ લોકોએ નિર્બળ લોકોને પાદાક્રાંત કર્યા. આવા લોકોને હરાવવા માટે કોઇ વખત કળનો તો કોઇ વખત બળનો ઉપયોગ કરનારા લોકો આગળ આવ્યા. આ પૃથ્વી ઉપર કોઇ વખત દેવોનું તો કોઇ વખત દાનવોનું રાજ્ય થયું છે, પરંતુ જેમનામાં સત્ત્વગુણ વિશેષ હતો અને આપ–પરભાવ ઓછો હતો, જેનામાં સત્ય, ન્યાય અને સમતા માટે પરિપૂર્ણ આદર હતો એવાઓની સત્તા સુખકારી અને સ્થાયી થઇ છે. સામ, દામ, દંડ, ભેદ વગેરે સીધા અને કપટના માર્ગોનો આશ્રય પ્રસંગાનુસાર લેવામાં આવેલો છે. વામન ઉપર કપટી નીતિનો આરોપ મુકનારાઓ જગતનો ઇતિહાસ તપાસી જુએ તો તેમને માલમ પડશે કે આ આરોપમાંથી કોઇ પણ રાષ્ટ્ર મુક્ત નથી. પરંતુ કુટિલનીતિ તાત્કાલિક લાભદાયી હોય તોપણ રાષ્ટ્રની ખરી ઉન્નતિ ચારિત્ર્ય ઉપર આધાર રાખે છે. રાજા અને પ્રજા સદાચારી હોય તો જ રાષ્ટ્રનું કલ્યાણ થાય છે. બલિ પોતે શીલવાન હતો, પરંતુ તેની દૈત્ય પ્રજા આસુરી વૃત્તિની હતી અને દેવોને ત્રાસ આપવામાં મણા રાખતી નહોતી. તેનું ફળ તેમને મળ્યું. શીલવાન બલિનું નામ અજરામર થયું, પરંતુ તેના જોર પર ઉન્મત્ત થઇને ઉંધે રસ્તે ચાલનારા દૈત્યોનો આખરે પરાજય થયો, એ જાણીને દરેકે આસુરી વૃત્તિનો ત્યાગ કરવો જોઇયે. એ જ પ્રગતિનો માર્ગ છે. એ જ માર્ગે સર્વ સાધુ,

જ્ઞાની જન તથા સર્વ મહંતો ગયા છે. એ જ માર્ગે આપણે આર્યોએ પણ જવું જોઈયે. આપણે આ વામનદ્વાદશીના તહેવાર ઉપરથી આટલું શીખીયે તોપણ આ તહેવાર રૂઢ થયાનું સાર્થક થશે.

---

# અનંત ચતુર્દશી

અનંત ચતુર્દશી એ તહેવાર નથી, પણ એક કામ્ય વ્રત છે. કુલાચાર હોય તો અથવા સંકલ્પ કરેલો હોય તો જ તે પાળવામાં આવે છે. આ વ્રતનો મહિમા શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યો હતો અને તેની પાસે આ વ્રત કરાવ્યું હતું એવું મહાભારતમાં કહેલું છે. આ વ્રતની ઉત્પત્તિ વિષે એવી કથા છે કે પ્રાચીન કાળમાં સુમંતુ નામના એક બ્રાહ્મણને સુશીલા નામની એક કન્યા હતી. તેની ઓરમાન માતાએ તેને ત્રાસ આપ્યો તેથી વિવાહ પછી તે પોતાના પતિ કૌંડિણ્યઋષિ સાથે અરણ્યમાં ચાલી ગઇ. તે વખતે આ પતિપત્ની અત્યંત દરિદ્રાવસ્થામાં દિવસ કાઢતાં હતાં. પતિ સાથે અરણ્યમાં ફરતાં એક વખતે

સુશીલાએ કેટલીએક સ્ત્રીઓને લાલ રંગનાં વસ્ત્ર પહેરીને કલશ-પૂજા કરતી જોઇ. તેમની પાસેથી તે વ્રત સમજી તેણે યથામતિ અને ભક્તિપૂર્વક તે આચર્યું. તેના ફળ તરીકે તે દંપતી-ને વૈભવ પ્રાપ્ત થયો. પછી તેણે ઐશ્વર્યદાયી અનંત પ્રીત્યર્થ ધારણ કરેલો ચૌદ ગાંઠવાળો દોરો પોતાના પતિને બતાવ્યો અને અનંતની કૃપાથી જ આપણને વૈભવ મળ્યો છે એમ કહ્યું. તેની આ વાત કૌંડિણ્ય ઋષિને પસંદ પડી નહિ. ઐશ્વર્યપ્રાપ્તિનો આધાર કંઇ વ્રત પર નથી, પણ ઉદ્યમથી જ આપણને ઐશ્વર્યનો લાભ થયો છે એવું તેણે કહ્યું અને તે અનંત વ્રતનો દોરો તેણે અગ્નિમાં નાખી દીધો. એથી તેનો વૈભવ નષ્ટ થયો અને તે અનંતની પાછળ ઘેલો બન્યો. એકવાર પણ અનંતનાં દર્શન થાય એટલા માટે તે જંગલમાં ભટકતો હતો. એવામાં ઉત્કૃષ્ટ ફળોથી ભરેલું એવું એક આંબાનું ઝાડ તેણે જોયું, પણ તેની આસપાસ એક પણ પક્ષી ફરકતું નહોતું. આગળ જતાં તેણે જોયું કે એક બળદ, વાછરડાં અને ગાય ભરપૂર ચારો છતાં પણ ચરતાં નહોતાં. વધારે આગળ જતાં તેણે બે તળાવ જોયાં, પરંતુ તેનો ઉપયોગ કરનારૂં કોઇપણ નજરે દેખાયું નહિ. પછી એક હાથી અને એક ગધેડો તેના જોવામાં આવ્યા. આ સર્વ ફળ, સરોવર અને પશુઓને તેણે અનંતનાં દર્શન કેવી રીતે થશે તે પૂછ્યું, પરંતુ તેઓ તે સંબંધી કાંઇ બોલ્યાં નહિ. આખરે નિરાશ થઇ તે જમીન ઉપર પડ્યો, એટલામાં ભક્તિવશ અનંત પ્રકટ થયા અને વરદાન આપ્યું કે તારો પૂર્વ વૈભવ તને પ્રાપ્ત થશે. તે જ વખતે તેણે કૌંડિણ્યને કહ્યું કે " તને રસ્તામાં મળેલો આંબો એક વેદજ્ઞ બ્રાહ્મણ હતો, પણ વિદ્યાદાન ન કરવાથી તેની આ દુર્દશા થઇ. બળદ એ

ગયા જન્મમાં દાનધર્મપરાઙ્‌મુખ ધનિક હતો. અને મનનું સામાધાન કરવા પુરતું એકબીજાને દાન કરનારી પૂર્વ જન્મની આં બે બહેનો સરોવર રૂપે છે. ગધેડો અને હાથી એ ૪.ક્ત તારા ક્રોધ અને ગર્વના સૂચક છે. આવું સ્પષ્ટીકરણ થતાં જ તેણે અનંતની દયા માગી એટલે તે ફરીથી વૈભવસંપન્ન થયો.

## શાસ્ત્રોક્ત વિધિ તથા શુદ્ધિ

બપોરને સમયે સુશોભિત મંડપમાં શુદ્ધ પાણીથી ભરેલો તાંબાનો ઘડો સ્થાપન કરવો. તેને બે પંચીયાં બાંધવાં અને દર્ભનો શેષ તૈયાર કરી મુકવો. ઘડા ઉપરના પાત્રમાં મોહિની સાથે અનંતની પ્રતિમા અથવા શાલિગ્રામ સ્થાપન કરીને ષોડશોપચારે તેની પૂજા કરવી. તેવી જ રીતે ચૌદ ગાંઠોવાળા રેશમી દોરાની પણ પૂજા કરવી. રાત્રે નૃત્ય, ગીત, વાદ્ય, કથાશ્રવણ વગેરે કરીને અનંતની સેવા કરવી અને પૂજા પૂરી થયા પછી બ્રાહ્મણોને પક્વાન્નનું વાયન અને દક્ષિણા આપવાં. એ પ્રમાણે ચૌદ વરસ સુધી વ્રત કરવાથી ઇચ્છિત હેતુ સિદ્ધ થાય છે. અનંતવ્રત શેષ પ્રિત્યર્થ છે અને દક્ષિણ હિન્દુસ્તાનમાં વૈષ્ણવ લોકમાં તેનો વિશેષ પ્રચાર છે. બંગાળામાં પણ એ વ્રત આચરનારા લોકો છે, પરંતુ ત્યાં તે કૃષ્ણ પ્રીત્યર્થ પાળવામાં આવે છે અને તે દિવસે અનેક પ્રકારનાં ફળો અને મિઠાઇ કૃષ્ણને અર્પણ કરવામાં આવે છે. આ વ્રત ચૌદ વર્ષ સુધી પાળવામાં આવે તો વિષ્ણુલોકની પ્રાપ્તિ થાય છે એવું ત્યાંના લોકો માને છે. હાલમાં સત્યનારાયણનું માહાત્મ્ય વિશેષ વધ્યું છે અને મહારાષ્ટ્ર અને ગુજરાતમાં તે વધારે માન્ય થતું ચાલ્યું છે. મુંબઇમાં તો સાર્વજનિક સત્યનારાયણ સુધી લોકો આવી પહોંચ્યા છે. સર્વ

કરીને નિષ્કામ બુદ્ધિથી જગતના સર્વ વ્યવહાર કરવા એવું કહેનાર શ્રીકૃષ્ણ, જગતનાં સુખદુઃખ તરફ નિસ્પૃહ વૃત્તિથી જોનારા ધર્મરાજા પાસે આ વ્રત કરાવે એ સંભવનીય નથી. મહાભારતમાં ઘણો ભાગ પ્રક્ષિપ્ત છે. તેમાંનો જ આ અનંતવ્રત વિષેનો ભાગ છે એવો વિદ્વાન શોધકોનો મત છે. કેવળ વ્રતાચરણથી મનકામના સિદ્ધ થતી હોત તો સાત અક્ષૌહિણી સૈન્યની મદદથી પોતે સારથીપણું સ્વીકારીને પાંડવોની વતી સમરાંગણ પર જવાની તસ્દી શ્રીકૃષ્ણે લીધી ન હત. હાલના કાળમાં અસ્તિત્વમાં આવેલા સત્યનારાયણ, સત્યવિનાયક વગેરે વ્રતોના જેવું જ અનંત વ્રત છે અને તેના ઉત્પત્તિ કર્તાઓએ જેમ તેનો સંબંધ પુરાણકાળ સાથે જોડયો તેમ અનંતવ્રતનો સંબંધ શ્રીકૃષ્ણની સાથે જોડી દીધો હશે એ નિર્વિવાદ છે. આવાં વ્રતો કેટલેક અંશે ઇશ્વર ઉપરની શ્રદ્ધા ઓછી કરવાને અને મનુષ્યને નાહિંમત કરવાને કારણભૂત થાય છે; કારણકે માનતા પ્રમાણે કાર્યસિદ્ધિ ન થાય તો મનુષ્ય ઇશ્વરની શક્તિ વિષે સાશંક બને છે, એટલું જ નહિ પણ તે દૈવવાદી બનીને દૃઢ પ્રયત્નનું મહત્ત્વ ભૂલી જાય છે. આર્ય કહેવડાવનારાઓએ ધર્મની બાબતમાં નિષ્કામ ભક્તિ કરવા તરફ અને મન ઇશ્વરમય કરવા તરફ ધ્યાન આપવું જોઇયે. ઉપલી કથામાં સર્વ અસંબદ્ધ અને પ્રાચીન તત્ત્વજ્ઞાન સાથે મેળ ન ખાય એવાં જે વિધાનો છે તે ઉપરથી આ વ્રતની કથા રચનારને કોઇ પણ ઉપાયે સાંસારિક દૃષ્ટિથી તેનું મહત્ત્વ વધારવાનો વિચાર હતો એવું સિદ્ધ થાય છે. પુનર્જન્મના વિધાન મુજબ કોઇ પણ જીવ આંબો અથવા સરોવર થઇને પુનર્જન્મ પામે એ અશક્ય છે. તેમનો જન્મ પ્રાણીઓમાં જ

થવાનો. ગધેડો સહનશીલ હોય છે અને હાથી બુદ્ધિશાળી હોય છે. આ કથામાં તેમની તુલના રાગ અને ગર્વ સાથે કરી છે. પંચતંત્રની વાતો ઉપરથી જે પ્રમાણે બોધ લઇ શકાય છે તે જ પ્રમાણે અનંત વ્રતની કથા ઉપરથી પણ બોધ લઈ શકાશે. તે એટલો જ કે અનંતની કૃપા વગર જગતમાંના કોઈપણ સ્થાવર જંગમ પદાર્થને પૂર્ણાવસ્થા પ્રાપ્ત થઇ શકતી નથી. આંબાને અનંતની કૃપાથી માધુર્ય પ્રાપ્ત થાયછે. સરોવરનો જન્મ મળેલી બ્હેનોએ પરોપકાર અને સદ્ધર્મની ખરી દિશા ઓળખી હોત તો તેઓ નિરૂપયોગી જલાશય થઇને પડી ન હોત. ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખ્યા વગર કરેલાં કર્મોનું ફળ તેમને આવી રીતે મળ્યું. વિદ્વત્તા હોય છતાં તેનો લાભ જે બીજાને આપતો નથી તેની દશા ઉપર જણાવેલા બળદની માફક થવાની છે. અનંતનો વાસ સર્વત્ર છે અને તેની કૃપાથી જ સર્વ જગત ચાલે છે તથા જેમનામાં ઉત્તમ ગુણ નથી તેમનામાં અનંત અથવા ઇશ્વર સમાયેલો નથી એવું અનંત વ્રત કહે છે.

અનંતવ્રતની રખીયા બાંધનારાઓએ બીજી એક વાત ધ્યાનમાં રાખવી જોઇયે. અનંત એ પરમેશ્વર છે અને સર્વ પદાર્થોનો નાશ થાય તોપણ આખરે જે કાંઇ શેષ રહે છે તે કાળ રૂપી શેષનું આ વ્રતમાં અધિષ્ઠાન કરવામાં આવે છે. અનંતની રક્ષા તેની અદ્દભુત શક્તિ દર્શાવે છે અને તે શક્તિના સૂત્ર ઉપર હિંદુ ધર્મે માનેલા ચૌદ ભુવનોને ગાંઠોને રૂપે મણિકા પ્રમાણે ગ્રથિત કરેલા છે. આવા આ પરમ સમર્થ અનંતનું સ્મરણ સદાસર્વદા રાખવા માટે વ્રતસ્થ થઇને હાથમાં યજ્ઞ-કંકણ પ્રમાણે બાંધેલા દોરાને છાજે એવું વર્તન રાખવાનો અનંતના દરેક ઉપાસકે પ્રયત્ન કરવો જોઇયે, એટલે કાલાતીત જે અનંત તેનામાં જ તે લીન થઇ જન્મમરણના ફેરામાંથી કાયમનો છુટશે—અર્થાત્ તેને પરમપદની પ્રાપ્તિ થશે.

---

# મહાલય પક્ષ

દરેક ભાદરવા મહિનાનો કૃષ્ણપક્ષ પિતૃકાર્યને માટે અત્યંત યોગ્ય છે એવું શાસ્ત્રકારોએ ઠરાવ્યું છે. હાલમાં તે 'પિતૃપક્ષ' અથવા 'મહાલય પક્ષ'ના નામથી ઓળખાય છે. હિન્દુ ધર્મની રચના પિતૃભક્તિના પાયા ઉપર થયેલી છે અને તેની રચના કરનારાઓએ સૂક્ષ્મ વિચારપૂર્વક આપણાં કર્તવ્ય-કર્મની દિશા ઠરાવી મુકી છે. દેહથી અળગા શાશ્વત અને નિર્લેપ આત્માની સત્તા અને મરણ પછીની સ્થિતિની કલ્પના ઉપર અનેક સંસ્કાર અસ્તિત્વમાં આવેલા છે. હિન્દુ અને પારસી ધર્મમાં પ્રચલિત અંત્યેષ્ટિ સંસ્કાર, તેમની પછી કરવામાં આવતી ક્રિયા, શ્રાદ્ધકાર્ય વગેરે સર્વ ઉપલી કલ્પનાથી જ રૂઢ થયાં છે. આત્મા દેહથી અળગો છે જ નહિ એવું ધર્મનું

મત હોય તો આવા સંસ્કાર રૂઢ થવા શક્ય નથી. પુનર્જન્મ ઉપર વિશ્વાસ ન રાખનારા ખ્રિસ્તી અને મુસલમાન ધર્મમાં શ્રાદ્ધ જેવા ધર્મવિધિ પ્રચલિત નથી. હિંદુ ધર્મ પુનર્જન્મનું પ્રતિપાદન કરે છે અને જેમ મરણ પછી જીવાત્માને કર્માનુસાર ઉત્તમ, મધ્યમ અથવા કનિષ્ઠ યોનિમાં જન્મ પ્રાપ્ત થાય છે તેમ સારાં નરસાં કર્મ પ્રમાણે તેને સ્વર્ગ અથવા નરકવાસ મળે છે એવું મનાય છે. 'क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति' એ ન્યાયે પુણ્યસંચય એ જ સ્વર્ગમાં જવાને અને ત્યાં રહેવા માટે સાધન છે અને તેનો વ્યય થતાં જ પ્રાણી મૃત્યુલોક પર જન્મ લે છે એવું ગીતાવાક્ય છે. સ્વર્ગમાં ચડવું અથવા મૃત્યુલોકમાં ઉતરવું એ માર્ગને ઉપનિષદ્કારોએ 'પિતૃયાન' એવું નામ આપેલું છે, અને જે માર્ગને લીધે જીવ જન્મમરણના ફેરામાંથી કાયમનો છૂટે છે તે માર્ગને દેવયાન કહે છે. આ

## દેવયાન અને પિતૃયાન

વિષેની માહિતી છાંદોગ્ય, બૃહદારણ્યક, મુંડક વગેરે ઉપનિષદોમાં અને ગીતા, ભાગવત વગેરે પ્રાચીન અને અર્વાચીન ગ્રંથોમાં મળે છે. બૃહદારણ્યકોપનિષદ્‌માં તે માહિતી ઘણા જ વિસ્તારપૂર્વક આપેલી છે. દેવયાનના અર્થમાં પ્રકાશનો ભાવ બતાવેલો છે.

દેવયાનના જોડીયા શબ્દ ૧ દેવપથ, ૨ બ્રહ્મપથ, ૩ સૂર્યમાર્ગ, ૪ વિરજમાર્ગ, ૫ જ્ઞાનમાર્ગ, ૬ વિદ્યુન્માર્ગ, ૭ અર્ચિરાદિ માર્ગ, ૮ નિવૃત્તિમાર્ગ અને ૯ શ્રેયમાર્ગ છે. પિતૃયાન એ પ્રકાશનો અભાવ અથવા અજ્ઞાનનું સૂચક છે અને તેના જોડીયા શબ્દ ૧ ધૂમ માર્ગ, ૨ ચંદ્રમાર્ગ, ૩ કર્મમાર્ગ, ૪ પિતૃપંથ, ૫ સંસૃતિમાર્ગ, ૬ પ્રેય માર્ગ, અને

૭ પ્રવૃત્તિમાર્ગ છે. આ બે માર્ગનો સ્વીકાર કરવાથી ભિન્ન ફળો પ્રાપ્ત થાય છે. બ્રહ્મની ઉપાસના કરવાથી દેવયાન માર્ગની પ્રાપ્તિ થાય છે અને તે પગલે પગલે આક્રમવો પડે છે. અગ્નિ, તેજ, દિવસ, શુક્લપક્ષ, ઉત્તરાયણના છ મહિના, દેવલોક, આદિત્યલોક, ચંદ્રલોક, વિદ્યુલ્લોક અને છેવટે બ્રહ્મલોક એ પ્રમાણે દેવયાનના મુકામો છે. છેલ્લે પગથીયે પહોંચેલો બ્રહ્મજ્ઞાની પુરુષ પુનર્જન્મ પામતો નથી. પિતૃયાન માર્ગનો સ્વીકાર કરનારા લોકો ધૂમલોક, રાત્ર, કૃષ્ણપક્ષ, દક્ષિણાયનના છ મહિના, પિતૃલોક, આકાશ અને છેવટે ચંદ્રલોકમાં જઇને પહોંચે છે. જીવાત્માઓ ચંદ્રલોકમાં પહોંચ્યા પછી ત્યાંથી સ્વર્ગલોકમાં જાય છે. ત્યાં પુણ્ય ખૂટે કે તરત નીચે ઉતરતાં ઉતરતાં સ્વર્ગમાંથી ચંદ્રલોક, ત્યાંથી આકાશ, વાયુલોક, મેઘ, વૃષ્ટિજલ, વનસ્પતિ, અન્ન અને ત્યાંથી પિંડરૂપે પુનર્જન્મ પામે છે; એવો આ પ્રવૃત્તિમાર્ગ છે. તે લોકનાં નામ જુદી જુદી જાતનાં હોય છે; તોપણ સામાન્ય રીતે ઉપલું વર્ણન વિશેષ માન્ય થયેલું દેખાય છે. ચંદ્રલોકમાં પિતરો પહોંચ્યા પછી ત્યાં તેઓ અમૃતાન્નનું સેવન કરીને નિર્વાહ કરે છે. આ અમૃતાન્ન ચંદ્રકલાની સાથે કૃષ્ણપક્ષમાં ક્ષીણ થતું જાય છે. માટે કૃષ્ણપક્ષમાં અહીંથી તેમના વંશજોએ અન્ન પહોંચાડવું જોઇયે, અને એટલા માટે જ શ્રાદ્ધની અને પિંડોદકની યોજના કરી છે. અમાસને દિવસે તો પિતૃકાર્ય અવશ્ય કરવું જોઇયે એવું શાસ્ત્રમાં કહેલું છે. મનુષ્ય મરી ગયા પછી એક વરસે ચંદ્રલોકમાં જઇ પહોંચે છે. ત્યાંસુધી જીવાત્માને અન્નોદક પહોંચાડવા માટે મૃતના નામથી શ્રાદ્ધ કરવું જોઇયે. (ગરૂડ પુરાણ) એક વર્ષ પછી મૃત જીવ પિતૃસ્વરૂપ થાય છે.

જુદા જુદા કહેલા છે. એ વિષે વિષ્ણુ પુરાણમાં આપેલી માહિતી (૩–અ–૨૪) એવી છે કે દરેક અમાસે અને અષ્ટમીને દિવસે શ્રાદ્ધ કરવું જોઇયે. તે ઉપરાંત યોગ્ય દ્રવ્ય, અને સત્પાત્ર બ્રાહ્મણ મળે તો વ્યતિપાત, અયનસંક્રાતિ, વિષુવસંક્રાંતિ, ચંદ્રસૂર્યગ્રહણ અને દરેક સંક્રાંતિને દિવસે શ્રાદ્ધ કરવું. અમાસને દિવસે પુષ્ય, આર્દ્રા, પુનર્વસુ વગેરે નક્ષત્રોના યોગ વખતે શ્રાદ્ધ કરવામાં આવે તો પિતરો વિશેષ તૃપ્ત થાય છે. વૈશાખ શુદ ૩, કારતક શુદ ૯, ભાદરવા વદ ૧૨ અને માઘ મહિનાની અમાવાસ્યા એ ચાર તિથિઓ યુગાદિની સંજ્ઞા છે અને તે વખતે શ્રાદ્ધ કરવું એ અત્યંત શ્રેયસ્કર છે; કારણ કે તે વખતે બધા પિતરો યમલોકમાંથી પૃથ્વી ઉપર આવે છે એવું શાસ્ત્રમાં કહેલું છે. 'दिन दिने गया तुल्यम्' એ ન્યાયથી દરેક દિવસે કરેલું શ્રાદ્ધ ગયાક્ષેત્રમાં કરેલા પિતૃકાર્યની સમાન પુણ્યદાયક છે; પરંતુ દરરોજ આવાં શ્રાદ્ધો ન કરતાં જે તિથિએ બાપ મરી ગયા હોય તે જ તિથિએ મહાલય શ્રાદ્ધ કરવાનો રિવાજ છે. માટે અમાસને દિવસે સર્વ વર્ણના લોકો પિતરો માટે કાગવાસ આપે છે. શ્રાદ્ધને વખતે શુદ્ધ અંતઃકરણ, પવિત્ર દ્રવ્ય, પ્રશસ્ત કાળ, નિર્દોષ વિધિ, શાસ્ત્રોક્ત સત્પાત્ર બ્રાહ્મણ અને અનન્ય ભક્તિથી મનુષ્યને ઇચ્છિત ફળ પ્રાપ્ત થાય છે. દરેકે શક્તિ અનુસાર શ્રાદ્ધકાર્ય કરવું જોઇયે. બ્રાહ્મણ અને બીજાઓને યથાશક્તિ અન્ન અને દ્રવ્યદાન આપવું જોઇયે. કાંઇપણ આપવાની શક્તિ ન હોય તો એક દિવસનો ચારો ગાયને નાખવો જોઇયે. તેટલું કરવું પણ શક્ય ન હોય તો જંગલમાં જઇને સૂર્ય તરફ બગલ ઉઘાડી કરવી અને

પિતરોને ઉદ્દેશી નમસ્કારપૂર્વક કહેવું કે "મારી શ્રાદ્ધ કરવાની શક્તિ નથી માટે પિતરોને હું નમસ્કાર કરૂં છું. મારી ભક્તિથી પિતરો તૃપ્ત થાઓ." શ્રાદ્ધને માટે કેવા બ્રાહ્મણને બોલાવવા તે વિષે પુરાણકાર અને શાસ્ત્રકારોએ ઉત્તમ નિયમ કરી આપેલા છે અને તે મનનપૂર્વક પાળવા જેવા છે. તેમ કરવાથી આજકાલની જેમ દ્રવ્યનો દુરુપયોગ ન થતાં સત્કાર્યમાં તેનો ઉપયોગ થશે ને યોગ્ય જ બ્રાહ્મણ સમાજમાં પૂજ્ય થશે. વેદવેદાંગો જાણનારો, વેદવિહિત કર્મ કરનારો, સદાચારસંપન્ન, યોગાભ્યાસી, ઋત્વિજ, વિદ્વાન, સુશિક્ષિત, સત્યનિષ્ઠ અને બધી રીતે પવિત્ર એવો બ્રાહ્મણ શ્રાદ્ધપ્રસંગને માટે યોગ્ય છે. અશિક્ષિત, નીચ પ્રવૃત્તિનો, કુકર્મ અને પરનિંદા કરનારો, દ્રોહી, ધર્મબાહ્ય આચરણથી ઉદરનિર્વાહ કરનારો, દ્રવ્યની આશાથી દેવપૂજા કરનારો, ગ્રામોપાધ્યાય, માબાપનો ત્યાગ કરનારો એવા બ્રાહ્મણને શ્રાદ્ધને વખતે બોલાવવો નહિ. શ્રાદ્ધને વખતે કોઇ ભૂખ્યો અતિથિ અથવા સંન્યાસી આવે તો તેની પૂજા કરીને તેને જમાડવો. ગુજરાતમાં મહાલય પક્ષ પાળવામાં આવે છે. ભાદરવા વદ ૯ ને ડોશી નોમથી ઓળખે છે. મા વિધવા થઇને અથવા સધવા મરી ગયેલી હોય તોપણ તે દિવસે તેનું શ્રાદ્ધ કરવાનો રિવાજ છે. કાઠીયાવાડમાં "બાળાભોળાની તેરશનો" દિવસ પાળવામાં આવે છે. તે દિવસે જે નાનાં છોકરાંઓ મરી ગયેલાં હોય તેમની ખાતર કાગવાસ આપવામાં આવે છે. મહારાષ્ટ્ર, ગુજરાત અને કાઠીયાવાડમાં ઘાયલ ચતુર્દશીને દિવસે જખમી થઇને મરી ગયેલાં માણસોનું શ્રાદ્ધ કરવાનો રિવાજ છે.

## શ્રાદ્ધની આવશ્યકતા

ઉપર કરેલા વિવેચન ઉપરથી શ્રાદ્ધની કલ્પના મૂળ કયા વિચારથી ઉદ્ભવી તે જણાઇ આવશે. જે પ્રમાણે પ્રાચીન કાળમાં જાબાલી, ચાર્વાક વગેરે લોકોને પિતરોને મૃત્યુલોકમાંથી પિંડ પહોંચાડવાની કલ્પના યોગ્ય દેખાતી નહોતી તે જ પ્રમાણે આજે પણ કેટલાએકને આ શ્રાદ્ધની રૂઢિ અજ્ઞાનમૂલક અને જંગલી લાગે છે. આ પદ્ધતિ ઉપરથી વિશ્વાસ ઉઠવાને માટે કેટલેક અંશે પુરોહિતોનો વર્ગ જવાબદાર છે એવું કહેવામાં હરકત નથી. ગયા, કાશી, ગોકર્ણ, કુંભકોણમ, રામેશ્વર વગેરે ક્ષેત્રોમાં પિતૃકાર્ય કરવું વિશેષ લાભદાયક છે એમ માનવામાં આવે છે, પણ તે ઠેકાણે શ્રદ્ધાથી જનારા યાત્રાળુઓને લૂંટવાને ટાંપી રહેલા ભિક્ષુકોને જોઇયે ત્યારે અમારા કથનની યથાર્થતા જણાઈ આવે છે. પ્રેતસંસ્કાર અને ઉત્તરક્રિયા ઉત્પન્ન કરનારાઓનો હેતુ એક કોરે જ રહી ગયો અને આ બાબતને બહુ જ વિચિત્ર સ્વરૂપ પ્રાપ્ત થઇ ગયું. મૃત્યુની દરકાર કરવી નહિ એવું જે આર્યોએ કહેલું છે તેમના જ વંશજોએ શ્રાદ્ધ અને અંત્યેષ્ટિ જેવા સંસ્કારોને ભયંકર રૂપ આપ્યું. તેથી મૂળ હેતુ સિદ્ધ થતો નથી. આ બાબતમાં યોગ્ય સુધારો કરીને આ સંસ્કારો સાદા, ઉપાધિરહિત અને ઉચ્ચ કોટિના કરવા જોઇયે. શ્રાદ્ધનો મૂળ અર્થ 'શ્રદ્ધાથી આપેલું' ( श्रद्धया दीयते ) એવો છે, માટે જેમણે આપણને જન્મ આપ્યો, જેમની કૃપાથી આપણે નાનાથી મોટા થયા, જેમણે આપણા કલ્યાણ માટે પોતાના સ્વાર્થનો ત્યાગ કર્યો, તે પિતરો માટે પ્રેમથી સત્પાત્રે યથાશક્તિ દાન કરવું એ જ ખરૂં શ્રાદ્ધ છે. તેમની આબરૂ વધે એવું વર્તન રાખવું તેને જ આપણે પિંડદાન અને તિલતર્પણ કહીશું.

---

આસો એ ચોમાસાનો છેવટનો મહિનો છે અને તેમાં પાળવાના જે તહેવારો છે તે બધાને ઋતુપરત્વે વર્ષાકાલોત્સવનું સ્વરૂપ પ્રાપ્ત થયું છે. આ મહિનામાં દશમી, એકાદશી અથવા પોર્ણિમા એમાંના કોઇ પણ દિવસે કાર્તિકસ્નાનનો આરંભ કરવો. કોઇ પણ તીર્થ પર રહી પરોઢીયામાં એક મહિના સુધી કાર્તિકસ્નાન કરવું એવું ધર્મસિંધુમાં કહેલું છે. આ મહિનામાં મહત્ત્વના તહેવારો દશેરા, કોજાગરી પોર્ણિમા અને દીવાળી આવે છે. ગુજરાતમાં સ્ત્રીઓ આસો શુદ ૧૦થી વદ ૪ સુધી દશરથ લીલાવ્રત પાળે છે. આસો વદ ૪ને દિવસે અપવાસ કરે છે; સાંજે તારાનું દર્શન કર્યા પછી પાણી પીયે છે અને ચંદ્રનું દર્શન થયા બાદ ભોજન કરે છે.

---

# નવરાત્ર મહોત્સવ

अनाऽऽचारेण मालिन्य अत्याचारेण मूर्खता ।
विनाऽऽचाराऽऽत्याचार्यागः सदाचारः स उच्यत ॥

માર્કંડેય પુરાણમાં દેવીમાહાત્મ્યમાં કહેલું છે કે જગતમાં જ્યારે તામસી અને ક્રૂર વૃત્તિના લોકો પ્રબળ થઇને સાત્ત્વિક, ઉદાર અને શાંતચિત્ત લોકોને ત્રાસ આપે છે ત્યારે તેમના હાથથી સજ્જનોને છોડવીને તેમને ફરીથી સુખાસન પર બેસાડવા માટે પરમ સમર્થ એવી શક્તિદેવી વારંવાર અવતાર ગ્રહણ કરે છે. દેવીના આવા અનેક અવતાર થયા છે. તેણે કરેલાં મહાન કૃત્યોની સ્તુતિ કરીને ભક્તજનોએ જ્યારે પોતાનાં અંત કરણમાનો પ્રેમ અને આદર પ્રશંસાના શબ્દમાં વ્યક્ત કર્યો ત્યારે એક વખતે દેવીએ એવું અભયવચન આપ્યું કે "અહો ભક્ત' હું તમારા સંરક્ષણ માટે સદૈવ તત્પર રહીશ. સંકટ સમયે અનન્યભાવથી મારે શરણ આવશો કે તરત હું પ્રગટ થઇને

તમને દુઃખમુક્ત કરીશ હું તમારા ઉપર હમેશાં પ્રસન્ન રહું માટે દરેક આશ્વિન શુક્લ પ્રતિપદાથી નવ દિવસ ઘટપૂજા, હોમહવન વગેરે વિધિઓથી મારું પૂજન કરજો. મારા ઉપર અચલ નિષ્ઠા રાખીને સંકટ સમયે જે મારી કરુણા માગશે તેમના કલ્યાણ માટે હું સદૈવ તત્પર રહીશ." આ ઉપરથી નવરાત્ર પાળવાનો રિવાજ પ્રચલિત થયો.

## શાસ્ત્રોક્ત વિધિ

સર્વ માનવજાતિને દેવીનવરાત્રોત્સવ કરવાનો અધિકાર છે. આ વિષે શાસ્ત્રકારોએ વર્ણ અથવા લિંગભેદ રાખેલો નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને મ્લેચ્છ એ સર્વેને આ ઉત્સવ કરવાની શાસ્ત્ર–સંમતિ છે. માત્ર વર્ણભેદ પરત્વે તેનો વિધિ ભિન્ન હોય છે. બ્રાહ્મણોએ સાત્ત્વિક, બીજા દ્વિજોએ (મદ્યમાંસાર્પણ યુકત) રાજસ તથા શૂદ્ર અને મ્લેચ્છોએ મંત્રહીન તામસ પૂજા કરવી. પ્રતિપદાને દિવસે ઘટસ્થાપના કર્યા પછી નવમી સુધી સપ્તશતીનો જપ, દેવીભાગવતનું સ્મરણ, અખંડ દીપ, પુષ્પમાલા સમર્પણ, ઉપવાસ—નકોરડો અથવા એક ભુક્તવ્રત, સૌભાગ્યવતી સ્ત્રીઓ અને કુમારિકાઓને ભોજન અને તેમની પૂજા, છેવટને દિવસે હોમહવન અને બલિસમર્પણ વગેરે કર્મો કરીને દેવીને સંતુષ્ટ કરવી. ઘટની પાસે નવું ધાન્ય વાવવું અને તે વિસર્જન કર્યા પછી તેના રોપા પ્રસાદ તરીકે શિરપર ધારણ કરવા. પાંચમને દિવસે ઉપાંગલલિતા દેવીનું વ્રત કરવું. મૂળ નક્ષત્રમાં સરસ્વતીનું આવાહન, પૂર્વાષાઢામાં પૂજા, ઉત્તરાષાઢામાં બલિદાન અને શ્રવણનક્ષત્રમાં વિસર્જન કરવું. આસો શુદ આઠમ તથા નોમને મહાતિથિ માને

છે. દેવીનવરાત્રનો જે વિધિ શાસ્ત્રમાં કહેલો છે તે મુજબ જોકે આ ઓચ્છવ બધે ઠેકાણે પાળવામાં આવતો નથી, તોપણ સાધારણ રીતે હિન્દુસ્તાનમાં દરેક કુટુંબમાં આ દિવસોમાં કાંઈપણ પૂજા કરવામાં આવે છે. કુલાચાર મુજબ એ પૂજાનો વિધિ સાત્ત્વિક અથવા રાજસ હોય છે. દેવીનાં સર્વ દેવાલયોમાં નવરાત્રમાં મોટો ઓચ્છવ ચાલે છે. ગુજરાતમાં કુલાચાર મુજબ નોરતાં કરવામાં આવે છે અને ઘટસ્થાપના થાય છે. પરણેલી સ્ત્રીઓ ચોથ અથવા આઠમનો એકાદ ઉપવાસ કરે જ છે અને કુલેર ખાય છે. ગુજરાત અને કાઠીયાવાડમાં નોરતાંમાં ગરબા ગાવાનો ઘણો રિવાજ છે. તે દિવસોમાં રાત્રે ગરબાની આસપાસ સ્ત્રીઓ અને છોકરીઓ ફરે છે અને ગરબીઓ ગાય છે. તે જોવા માટે બહારના લોકોને બોલાવવાનો પણ રિવાજ છે. લગ્ન સમારંભ વખતે પણ ત્યાં સ્ત્રીઓ ગીત ગાય છે. મહારાષ્ટ્રમાં એ રિવાજ નથી. કેટલાંએક ગામોમાં અમુક સ્ત્રીઓ ગીત ગાવામાં હોશીયાર હોય છે.

મહારાષ્ટ્રની જેમ ગુજરાતમાં પણ દુર્ગાદેવી માટે નોરતાંનો મહોત્સવ મોટી શ્રદ્ધાથી પાળવામાં આવે છે એવું ઉપર કહેલું જ છે. ત્યાં પૂજાની રીત દક્ષિણ તરફની રીત કરતાં જરા જુદા પ્રકારની છે. ભીંત ઉપર થોડા ભાગમાં સફેદ રંગ લગાડી તેના ઉપર સિંદુરનું ત્રિશૂળ કાઢે છે. એ ત્રિશૂળને જ માતાજીની મૂર્તિ તરીકે માને છે. તેની સામે દેવીનું નિવાસસ્થાન તૈયાર કરવામાં આવે છે. સાધારણ રીતે પર્વત અને જંગલનો દેખાવ તૈયાર કરવામાં આવે છે. માટીનો ઢગલો બનાવી તેના ઉપર જુવારા વાવવામાં આવે છે. તેમની વચમાં પાણીથી ભરેલો માટીનો ઘડો મુકી તેના ઉપર નારીયેળ મુકવામાં આવે છે

પછી તેની પૂજા કરવામાં આવે છે. કાણાં પાડેલા માટીના એક ઘડામાં (ગરબામાં) દીવો સળગાવી તે ત્રિશૂળ સામે મુકવામાં આવે છે. ગામડાંમાં તો કોઇ મોટા મેદાનમાં ઝાડ પુરીને લોકો તેના ઉપર દીવા ટીંગાડે છે અને તેની આસપાસ ગરબા ગાતાં ને તાળીઓ પાડતાં ફરે છે. તે ઝાડને અથવા જ્યાં દીવા મુકવામાં આવે છે તે રચનાને ગરબો કહે છે અને તે ઉપરથી જ તેની આસપાસ જે ગીતો ગાવામાં આવે છે તે ગીતોને ગરબા કહે છે. આઠમને દિવસે માતાને બળિ આપવામાં આવે છે અને નોમને દિવસે જુવારા વગેરે નદીમાં વિસર્જન કરવામાં આવે છે. તેમાં પણ કલકત્તાનો દુર્ગાપૂજાનો ઉત્સવ આ દિવસમાં બહુ જ મોટા પાયા પર થાય છે. પ્રતિપદાથી પૂર્ણિમા સુધી આ ઓચ્છવ ચાલે છે અને તે વખતે નાનામોટા સૌ તેમાં પરોવાયેલા હોય છે. બંગાળનો આ રાષ્ટ્રીય મહોત્સવ છે એમ કહી શકાય. દુર્ગાપૂજા એ ઘણાખરા લોકોનો કુલાચાર છે. તે સિવાય કેટલાએક જણ નવો સંકલ્પ કરીને નવરાત્રવ્રત આચરે છે. દેવઘરમાં દેવીની પ્રતિમા અને ઘટસ્થા ના કરીને તેમની મોટા ઠાઠની પૂજા કરવામાં આવે છે. ઘેરઘેર નૃત્ય, ગીત, પૂજા, કીર્તન વગેરે ચાલે છે; તે જોવા માટે હજારો દેવીભકતો આખી રાત ફરતા જોવામાં આવે છે. દેવીના દેવાલયમાં વાદ્ય, નૃત્ય, ગીત, આંદોલન, લીલા, ખેલ, દીપોત્સવ વગેરે થાય છે તેથી આખું વાતાવરણ ઉલ્લાસથી ભરાઇ જાય છે. કલકત્તાનો દુર્ગાપૂજનોત્સવ અવર્ણનીય હોય છે. છેવટની ત્રણ રાત સુધી મહાપૂજાનો સમારંભ થાય છે તે વખતે દીવાઓના લખલખાટથી અને માણસોની ગરદીથી રાત છે એવું લાગતું જ નથી. ‘ કાલિ

માતકી જય ' એવા જયજયકારથી આકાશ ગાજી ઉઠે છે. ઢોલ અને નગારના અવાજને લીધે અજાણ્યા આવનારા માણસને તો એમ જ લાગે કે આખું ગામ જાણે રણુકલ્લોલમાં રોકાઇ ગયું ન હોય ! આ ઉત્સવને પ્રસંગે ઉચ્ચનીચ ભાવના રહેતી નથી. નાનાંમોટાં, સ્ત્રીઓ અને પુરુષો, રાજા અને રંક, બ્રાહ્મણ અને ઢેઢ એ બધા એક જ કાલિમાતાનાં બાળકો છીયે એમ માનીને દેવી સામે પોતાનું શિર નમાવે છે. આ ઓચ્છવમાં જે હિંસાનો અને અનાચારનો રિવાજ દાખલ થયેલો છે તે કાઢી નાંખીને દેવીને તેનું ખરૂં જગજ્જનનીનું સૌમ્ય અને પ્રેમળ સ્વરૂપ આપવામાં આવે તો કેટલું સારૂં થાય? દુર્ગાના પૂજન પછી તરત જ એટલે પૂર્ણિમાને દિવસ કાલિપૂજન અથવા શ્યામાપૂજાનો ઉત્સવ થાય છે. આ દેવીનું રૂપ અત્યંત ભયંકર હોય છે. તેને રૂધિરપ્રિયા સમજીને તે દિવસે જુદા જુદા પશુઓના બાળ તેને અર્પણ કરવામાં આવે છે. મદ્યમાંસની રેલછેલ હોય છે. બીજે દિવસે કાલિની મૂર્તિ જળમાં વિસર્જન કરવામાં આવે છે. શ્યામાપૂજા પછી આશરે દશ દિવસ દુર્ગાપ્રીત્યર્થ જગદ્ધાત્રીપૂજા કરવામાં આવે છે. જગતની પોષક શક્તિ છે માટે તેને જગદ્ધાત્રી એ નામ મળ્યું. લાલ વસ્ત્રો ધારણ કરેલી આ સિંહારૂઢ દેવી સામે અનેક નૃત્ય, ગીત ચાલે છે. મૂર્તિ સામે નગ્ન નાચવાથી સંતાનપ્રાપ્તિ થાય છે એમ ભાવિક હિન્દુઓની માન્યતા હોવાથી એવું બિભત્સ નૃત્ય ત્યાં ચાલે છે એમ કહેવાય છે. જગદ્ધાત્રીના પૂજનનું ફલ ચતુર્વિધ પુરુષાર્થપ્રાપ્તિ છે એવો ભાવિક જનોનો મત છે. પૌર્ણિમાને દિવસે લક્ષ્મીપૂજાનો ઉત્સવ થાય છે અને તે દિવસને કોજાગરી પૌર્ણિમા કહે છે. દક્ષિણ હિન્દુસ્તાનમાં લક્ષ્મીપૂજન આશ્વિન

માસની અમાસને દિવસે થાય છે. ધાન્યના કોઠારને લાલ રંગ ચોપડી તેને ન્હાનું વસ્ત્ર અર્પણ કરે છે. તે વખતે પૂજાદિ ઉપચારો પણ થાય છે. તે રાત્રે ઉજાગરો કરનારાઓ પર જ લક્ષ્મી પ્રસન્ન થાય છે એવું માનીને પાનાં અથવા જુગાર રમતાં બેસવાનો રિવાજ બંગાળામાં છે. આ એકંદર વિવેચન ઉપરથી જણાઇ આવશે કે આ નવરાત્રિના દિવસોમાં શક્તિની જુદા જુદા સ્વરૂપમાં પૂજા કરવામાં આવે છે. જગજ્જનની તરીકે ઉપાંગલલિતાની, પાલનપોષણ કરનારી તરીકે જગદ્ધાત્રીની, સંપત્તિદાયિની તરીકે લક્ષ્મીની, વિદ્યાદાયિની તરીકે સરસ્વતીની અને સંહારકર્ત્રી તરીકે કાલિની પૂજા કરવામાં આવે છે. આવી રીતે સર્વ સમર્થ મનાયેલી આ દેવીની ઉપાસના કરનારાઓનો પંથ

## શાક્ત પંથ

તરીકે ઓળખાય છે. તે વિષેની માહિતી નીચે પ્રમાણે છે. શક્તિ પંથમાં બે પક્ષ છે. એક પક્ષના લોકો સાત્ત્વિક પદ્ધતિથી શક્તિનું પૂજન કરે છે અને તેનું સ્વરૂપ પણ શાંત અને પ્રેમળ છે એવું માને છે. આ પક્ષ દક્ષિણમાર્ગી, ઉત્તરલૌકિક, સમયિન્ વગેરે નામોથી પ્રસિદ્ધ છે. બીજા મતને તંત્રમાર્ગ, આગમ, મંત્રશાસ્ત્ર, પૂર્વકૌલ, વામમાર્ગ, ઉપાસના વગેરે કહે છે. શક્તિઉપાસનાનો વિધિ અવૈદિક અને ખરા આર્ય ધર્મને મળતો નથી. આ પંથની સ્થાપના ' નાથ જોગી ' નામના એક માણસે કરી. તેણે એ વિષે શિવપાર્વતી સંવાદ રૂપે અનેક ગ્રંથો લખ્યા. તે ગ્રંથોને તંત્ર કહે છે. તેમાં પૂજા, ન્યાસ, મુદ્રા, બીજના મંત્ર વગેરે અનેક પ્રકારો લખેલા છે

અને તેમની દેવીઓને દશ મહાવિદ્યા કહે છે. એ દેવીઓનાં નામ નીચે પ્રમાણે છેઃ—

૧. શ્યામા (કાળી) ૨. તારા ૩. ત્રિપુરા ૪. બગલામુખી ૫. છિન્નમસ્તકા ૬ માતંગી ૭ ધૂમાવતી ૮. ભૈરવી ૯. મહાવિદ્યા અને ૧૦. ભુવનેશ્વરી. તે ઉપરાંત તેના વિચિત્ર ગુણોને લીધે, અને તેણે ભિન્ન ભિન્ન પ્રસંગે જે અવતાર લીધા તેને લીધે ત્રિપુરસુંદરી, લલિતા, શાંતાદુર્ગા, મહિષાસુરમાર્દની ચંડી, ચામુંડી વગેરે અનેક નામોથી તે પ્રખ્યાત છે. તેમની પૂજાનાં પટલ, મંત્ર, સહસ્રનામ, પદ્ધતિ, બીજ, કવચ, ન્યાસ, મુદ્રા, હોમ, બળિ વગેરે અનેક વિધિ છે. હિન્દુધર્મમાં નિંદ્ય માનેલા મદ્યમાંસ વિના એ વિધિ પૂર્ણ થતા નથી. તાંત્રિક મતને અનુસરીને કોઈએ રચેલા દેવીમાહાત્મ્ય નામના ગ્રંથને પ્રમાણ માનીને તેનું પઠન અને શ્રવણ, સપ્તશતીનો ચંડીપાઠ વગેરે આચાર નવરાત્રમાં કરવામાં આવે છે. આ માહાત્મ્યમાંનો રૂધિરાધ્યાય તો ક્રૂર પ્રવૃત્તિની સીમા બતાવે છે. શાક્તોએ પોતાના દેવોમાં અનેક ભૈરવો હોવાનું કલ્પેલું છે અને તેમણે અનેક દેવીઓ અથવા ભૈરવીઓ પણ કલ્પેલી છે. શાક્ત લોકો સ્ત્રીઓને શક્તિ અને પુરુષોને વીર અથવા ભૈરવ કહે છે અને પ્રત્યક્ષ સ્ત્રીની પૂજા અશ્લીલ વિધિથી કરે છે. દેવીની કૃપા સંપાદન કરવા માટે કેટલાંએક ખૂબ ઉગ્ર અનુષ્ઠાનો કરવાં પડે છે. પ્રેતની ઉપર આસન કરીને બેસવું, હાડકાં અને દાંતની માળાઓ પહેરવી વગેરે અનેક જાતની વિધિઓ છે. તેમનું વર્ણન કરવાને અમારી કલમ ચાલી શકતી નથી. તાંત્રિકોની કાલગણના, પંચાંગ, શ્રાદ્ધ, અંત્યેષ્ટિ વગેરે વિધિ વૈદિકોની પદ્ધતિથી ભિન્ન છે. તેમનામાં યંત્રો ઘણાં છે અને

તેમાં શ્રીચક્ર એ શ્રેષ્ઠ છે. એ યંત્રો શાલિગ્રામશિલા ઉપર, ભૂર્જ-પત્રો ઉપર અથવા સ્ફટિક ઉપર તૈયાર કરેલા હોય છે. કાશી તથા કાસ્મીરમાં તે મળે છે. તે રાખવાથી આધિ વ્યાધિનો નાશ થાય છે અને સર્વ મનકામના સિદ્ધ થાય છે એવું ઘણા હિન્દુઓ માને છે. જેઓ એ મતના નથી તેમને કંટક અથવા પશુ એવી ઉપમા આપવામાં આવે છે અને જેઓ તે મતમાં પ્રથમ પ્રવેશ કરે છે તેમને પૂર્ણાભિષેક અથવા પટ્ટાભિષેક કરવામાં આવે છે. સર્વ તાંત્રિક લોકો પોતાનામાં અદ્ભુત સામર્થ્ય છે એવું કહે છે. જારણ, મારણ, ઉચ્ચાટન, શત્રુનાશ, વશીકરણ મોહન, સૈન્યસ્તંભન, મેઘસ્તંભન, બુદ્ધિસ્તંભન, સર્પનિવારણ, રોગનિવારણ વગેરે અદ્ભુત કૃત્યો અમે કરી શકીયે છીયે એવું શક્તિ ઉપાસકો કહે છે. તેથી તેમના ઉપર વિશ્વાસ રાખીને કેટલાએક ભાવિક અને ભોળા લોકો પોતાનો ભવ બગાડે છે. શક્તિપૂજા પ્રાત્યર્થ ભૈરવીચક્ર ઉત્પન્ન કરવાની કલ્પના મહાભૈરવ જે શિવ તેની લિંગપૂજા ઉપરથી ઉર્દ્ભવી છે એ નિર્વિવાદ છે. આ વિષે વધારે સ્પષ્ટીકરણ લોકોને નહિ ગમે તેથી કર્યું નથી. એકંદર રીતે શાક્ત મત વેદને, સામાજિક નીતિને અથવા સુવિચારને અનુસરનારો નથી એવો સુવિચારી લોકોનો મત છે. શાક્ત ઉપરથી અપભ્રંશ થયેલો શબ્દ 'છાકટો' આ પંથનું હીણાપણું બતાવવા માટે બસ છે એમ કહેવામાં આવે છે. વામ માર્ગના અનુયાયી જાત અથવા વર્ણભેદ પાળતા નથી. ભૈરવીચક્રની પૂજા ચાલે છે તે વખતે તો 'સબગોલંકાર' હોય છે. વારાંગના, રજસ્વલા સ્ત્રી, ઢેઢડી અને ભંગીયાણીના હાથનું એઠું ખાવું, તીર્થોનું દર્શન કરવા જેટલું પવિત્ર-પુણ્યકારક છે એવો તેમનો

મત છે. આવો આ ભયંકર સંપ્રદાય બંગાળ, નેપાળ, કાશ્મીર, દ્રવિડ, મલબાર, મહારાષ્ટ્ર અને કર્ણાટક પ્રાંતોમાં વધતા ઓછા પ્રમાણમાં ચાલુ છે. શાક્તોના બિભત્સ, ક્રૂર અને કંટાળો ઉપજાવનારા વિધિઓ સરકારી કાયદાની બીકથી ગુપ્તપણે ચાલે છે. આ ઉપાસકોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને કેટલાએક મ્લેચ્છોનો સમાવેશ છે. મંત્ર સામર્થ્યથી પોતે અદ્‌ભુત કૃત્યો કરી શકે છે એમ તેઓ લોકોને કહે છે અને છેતરપીંડીના ધંધા ઉપર નિર્વાહ ચલાવે છે. બંગાળના 'ઓઝા' બ્રાહ્મણો કટ્ટર શાક્ત છે. 'कलौचडी विनायकौ चतुर्वर्गीय चंद्रिका' એવું કહે છે. જે પ્રમાણે પ્રાચીન કાળમાં બૌદ્ધ, જૈન વગેરે ધર્મનું પરિણામ પ્રાચીન હિન્દુધર્મ ઉપર થયું અને હાલ ખ્રિસ્તી ધર્મનું થાય છે તે જ પ્રમાણે

## તંત્રશાસ્ત્રનું વૈદિક ધર્મ ઉપર પરિણામ

થયું. વેદકાળ પછી 'બ્રાહ્મણ' અસ્તિત્વમાં આવ્યા તે વખતે જ મંત્રમાં શક્તિ છે એવી માન્યતા ફેલાઇ અને જુદાં જુદાં કર્મનાં જુદાં જુદાં ફળો કહેવામાં આવ્યાં. તે જ પાયા ઉપર તંત્રકારોએ જુદા જુદા મંત્રોની રચના કરી. વૈદિકોને પણ એ મંત્ર પસંદ પડવાથી વૈદિક કર્માચરણમાં અનેક તાંત્રિક મંત્રોનો સમાવેશ કરવામાં આવ્યો. સંધ્યાનો આસનવિધિ, મુદ્રા, અર્ઘ્ય, તેમ જ કુંડમંડપનો વિધિ એ સર્વેનો ઉદય તંત્રમાંથી થયેલો છે. મહારુદ્ર વગેરે વૈદિક કર્મમાં પણ તાંત્રિક ભાગ છે અને બલિદાન પણ તાંત્રિક છે. ન્યાસ, મંત્રપૂજન, हूं, ह्रीं, ह्रां, रं, क्रों, वं, सं, हं, क्लीं, कूं, क्रौं, खं, कं, चं, टं, थं વગેરે બીજોનો ઉચ્ચાર કરીને દેવની મૂર્તિમાં

જીવ રેડવાનો—પ્રાણપ્રતિષ્ઠા કરવાનો—વિધિ, ભસ્મ અને તાવીજ વગેરે વૈદકોએ તંત્રોમાંથી લીધા. કાલભૈરવ, કપાલભૈરવ, ચંડભૈરવ વગેરે કેટલાએક મંત્રશાસ્ત્રના દેવતાઓની પૂજા આર્યોનાં મંદિરોમાં અને ઘરોમાં થવા લાગી. આર્યોએ આ પ્રમાણે તંત્રમાર્ગનો સ્વીકાર કરવાનું કારણ એમ દેખાય છે કે પ્રાચીન કાળમાં વિશ્વની ઉત્પત્તિનો વિચાર કરનારા કેટલાએક તત્ત્વજ્ઞાનીઓએ પુરુષ અને પ્રકૃતિ વિષે તર્ક કરેલા છે. ગીતામાં પણ તેનો ઉલ્લેખ છે. તંત્રકારોએ પુરુષ એ શિવ અને પ્રકૃતિ એ શક્તિ છે એવું પ્રતિપાદન કર્યું. વેદમાંના રૂદ્રના વર્ણનની સાથે રૂદ્રાણી, ભવાની વગેરે કેટલાએક સ્ત્રી વાચક શબ્દો પ્રચારમાં આવ્યા. આ શબ્દને છાજે એવી રીતે શક્તિનું માહાત્મ્ય વધારવામાં આવ્યું. કાળે કરીને આ દેવની કથાનો ભાગ તંત્રકારોએ મહાભારત જેવા અત્યંત પૂજ્ય ગ્રંથમાં ઘુસાડી દીધો અને શ્રીકૃષ્ણ તથા યુધિષ્ઠિરે પણ શક્તિને વંદ્ય માની છે એવું બતાવ્યું. જે રજપુતોના અભિમાનને લીધે બૌદ્ધ ધર્મના સામ્રાજ્યનો લય થયો અને વિખરાઇ ગયેલો હિન્દુધર્મ ફરીથી સંગઠિત થયો તેમણે યુદ્ધમાં વિજય આપનારી શક્તિની ઉપાસના કરવાનું સ્વીકાર્યું. તેથી તેમના વંશજોએ પ્રજામાં સહેજે એ નવીન મતનો સ્વીકાર કરી લીધો. મુસાફરોનું ગળું દાબી પ્રાણ લેનારા લૂંટારાઓ પણ એક પ્રકારના શાક્ત જ હતા. પૌરાણિક કાળમાં અનેક ધર્મગ્રંથ અસ્તિત્વમાં આવ્યા. તેનું પરિણામ એ આવ્યું કે લોકોમાં ખરા જ્ઞાનનો લોપ થયો અને સ્વાર્થી લોકોએ તીર્થમાહાત્મ્ય, ક્ષેત્રમાહાત્મ્ય, ધર્મવિધિ, ઉપપુરાણાત્મક કથાઓ વગેરે ઉત્પન્ન કરીને લોકોને અધમ દશામાં લાવી મુકયા.

## શક્તિપૂજાનો પ્રચાર

પુરાણકાળમાં રજપૂત લોકોએ ઉત્તર હિન્દુસ્તાનના ઘણા ભાગ ઉપર પોતાની સત્તા સ્થાપન કરી. એ લોકો હિન્દુ ધર્મના અભિમાની હતા તેથી બૌદ્ધ ધર્મનો વિસ્તાર ઓછો થવા લાગ્યો. બૌદ્ધ અને રજપૂતોમાં ભયંકર લડાઇઓ થઇ હતી એવું ભવિષ્યપુરાણ ઉપરથી જણાય છે. રજપૂતો શિવોપાસક હતા અને શિવપત્નીની શક્તિ પણ ક્ષાત્રદેવતા હતી, તેથી તેની ઉપાસના તેમને માન્ય થઇ. નવરાત્રમાં રજપૂત લોકો દેવીને બદલે તોપની પૂજા કરે છે અને તેની ઉપર કંકુનું ત્રિશુળ કાઢે છે, તથા આસપાસ દીવાઓ સળગાવે છે. છઠ્ઠા, સાતમા અને આઠમા સૈકાનાં સાહિત્ય અને શિલ્પકળા તરફ જોતાં તો તે વખતે શિવની ઉપાસનાને અગ્રસ્થાન મળ્યું હતું એમ સિદ્ધ થાય છે. કાલિદાસ અને ભૈરવી એ કવિઓ છઠ્ઠા સૈકામાં થઇ ગયા; તેમણે શિવસ્તુતિ કરેલી જોવામાં આવે છે. સાતમા સૈકામાં ભુવનેશ્વરનું અત્યંત રમણીય દેવસ્થાન શિવપ્રીત્યર્થે બાંધવામાં આવ્યું. તે સિંહ વંશના લોકોએ બાંધ્યું એમ કહેવાય છે. તે જ વખતે શિવપૂજા સાથે શક્તિપૂજાનું મહત્ત્વ પણ વધ્યું હશે. ખ્રિસ્તી શક પહેલાં ત્રીજા સૈકામાં પ્રસિદ્ધ બૌદ્ધ ધર્મના સમ્રાટ અશોકે બંગાળા પ્રાન્ત કબજે કર્યો અને ત્યાં આર્ય લોકોનો સુધારો દાખલ કર્યો. ત્યાર પછી ત્યાં પુંડ્ર, તામ્રલિપ્ત વગેરે પાંચ રાજ્યો થયાં. નવમા સૈકામાં પાલ ઘરાણાના રજપૂતોએ તે પ્રાન્ત કબજે કર્યો અને કનોજ સુધી પોતાનું રાજ્ય વિસ્તાર્યું. તેમણે પશ્ચિમ તરફ રાજ્ય વધાર્યું એટલે તરત જ સેન વંશના લોકોએ પોતાની સત્તા પૂર્વ ભાગમાં સ્થાપન કરી. એ જ વંશના આદિસુર નામના સેન રાજાએ કનોજથી બ્રાહ્મણ અને કાયસ્થ જ્ઞાતિના લોકોને

લાવીને બંગાળામાં તેમની વસાહત કરી એમ કહેવાય છે. એટલે એ જ અરસામાં પૌરાણિક દેવતાઓએ આ પ્રાન્તમાં પ્રવેશ કર્યો હશે અને કાળીની ઉપાસના કરવાનો ચાલ પણ એ જ અરસામાં(બારમા સૈકામાં) વિશેષ વધ્યો હશે. (ભવિષ્યપુરાણ જુઓ.) ત્યાર પછી જયદેવ કવિએ 'ગીત ગોવિન્દ' નામના મનોહર કાવ્યમાં કૃષ્ણભક્તિના માહાત્મ્યનું વર્ણન કર્યું. ચૌદમા સૈકામાં બિહારના વિદ્યાપતિ અને બંગાળાના ચંડિદાસ કવિએ કૃષ્ણભકિતનું મહત્ત્વ લોકો આગળ મુકયું. ત્યાર પછી રામાનંદ અને તેમના શિષ્ય કબીરે લોકો આગળ રામનો મહિમા ગાઇ શક્તિપૂજાથી તેમનું મન મુક્ત કરવાનો પ્રયત્ન કર્યો. પંદરમા સૈકામાં ચૈતન્યે મહેનત કરીને કૃષ્ણભકિત વધારી, તથાપિ ઉચ્ચ વર્ગના લોકોની કાળી ઉપરની ભકિત ઓછી થઇ નહિ. સત્તરમા સૈકામાં મુકુંદરામ નામના કવિએ બે સુરસ કાવ્યો રચીને શકિતદેવીના કૃપાપ્રસાદથી મનુષ્યોની મનોકામના સિદ્ધ થાય છે એમ બતાવ્યું. બંગાળી સાહિત્યમાં એ બન્ને કાવ્યો અત્યંત સુરસ ગણવામાં આવે છે. દક્ષિણ તરફ ચાલુક્ય રજપૂતોની સત્તા પાંચમા સૈકાથી તે બારમા સૈકા સુધી ચાલુ હતી. બલ્લાળ રજપૂત અને કાકતી રજપૂતોની ચડાઇઓ દક્ષિણના કેટલાએક પ્રાન્તો ઉપર થઇ હતી, અને તેનું રાજ્ય બસો વર્ષ સુધી ચાલ્યું. તે સમયે દક્ષિણમાં દેવીપૂજાનો પ્રવેશ થયો હશે. મહારાષ્ટ્રમાં મરાઠાઓની રાજ્યસ્થાપના થયા બાદ તેમનાં ઉપાસ્ય દેવી ભવાનીનાં દેવાલયો ચારે તરફ સ્થાપન થયાં. આ પ્રમાણે આખા હિન્દુસ્તાનમાં દેવીપૂજાનો પ્રચાર થયો. ગુડી પડવા જેવા તહેવારથી વર્ષારંભ કરીને આખરે શંખધ્વનિથી કલુષિત થયેલી બીભત્સ હોળી ઉપર આપણે આવીને

અથડાયા. એ જ વાત આપણા ધર્મને લાગુ છે. વેદથી પ્રારંભ અને તંત્રમાં સમાપ્તિ ! આ જોતાં મન બહુ જ દુઃખી થાય છે. ભર્તૃહરીએ કહ્યા પ્રમાણે—

शिरः शार्वं स्वर्गात्पशुपतिशिरस्तः क्षितिधरं ।
महीध्रादुत्तुङ्गादवनिमवनेश्चापि जलधिम् ॥
अधो गङ्गा सेयं पदमुपगता स्तोकमथवा ।
विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः ॥

એક વખત સ્વર્ગમાંથી ઉતરેલી ગંગા નીચે જતાં જતાં અંતે સમુદ્રમાં મળી ગઇ. તેમ આપણી ધર્મરૂપી ગંગા સ્વર્ગતુલ્ય વેદમાંથી નીકળીને ઉપનિષદોના મસ્તકો ઉપર ઉતરી; ત્યાંથી પુરાણો, માહાત્મ્યો, તંત્રો ઉપરથી વહેતાં વહેતાં તેના પ્રવાહની હજારો શાખાઓ ફૂટી છે અને તેનું સ્વરૂપ અશુદ્ધ થઇ ગયું છે. આ ધર્મનદીનો પ્રવાહ હાલમાં કાદવ અને કચરાથી દુર્ગંધિત થયેલો છે. આવી આ કનિષ્ઠાવસ્થાને દૂર કરવાનો પ્રયત્ન આજ સુધી રામાનંદાદ સાધુ સંતોએ કરેલો છે. આ શક્તિપૂજનનો ઓચ્છવ બંધ પાડીને તેને

**જુદું શુદ્ધ વલણ**

આપ્યું તેથી શક્તિપૂજનને ઠેકાણે રામલીલાનો ઉત્સવ મોટા ઠાઠમાઠથી પંજાબ, અયોધ્યા, સંયુક્ત પ્રાંત વગેરે ઠેકાણે કરવામાં આવે છે. નવરાત્રની શરૂઆત થાય છે ત્યારથી નાની મોટી શેરીઓમાં અને મહોલ્લાઓમાં રામાયણનો પાઠ ચાલે છે. નાટકશાળામાં રામચરિત્ર નવી પદ્ધતિથી ભજવવામાં આવે છે. પુરાણિક, કથાકાર, નટ, ભાટ. ગવૈયા, કવિઓ, ચિત્રકાર, દારૂકામ કરવાવાળા એ સર્વ રામમય થઇ જાય છે. હજારો લોકો તે વખતે આનંદસાગરમાં મગ્ન થઇ જાય છે. એ બધું

રામાનંદ જેવાની મહેનતનું ફળ છે. માટે જનતાની નૈતિક ઉન્નતિ કરવા ખાતર નિસ્પૃહ અને મહેનતુ સમાજહિતચિંતકોની જરૂર છે. દુનીયામાં પ્રાચીન કાળથી અનેક ધર્મો ઉદય પામ્યા. દરેક ધર્મમાં અનેક પંથ ઉપસ્થિત થયા ને લોકો મૂળ ધર્મને ભૂલી ગયા. તેમાંના કેટલાએક પંથ અલ્પ કાળમાં જ મરણ પામ્યા. હિન્દુસ્તાનમાં પણ અનેક પંથો અસ્તિત્વમાં આવ્યા ને હવે નામશેષ થઇ રહ્યા છે. હાલમાં પ્રચલિત ધર્મમતો પણ કાળે કરીને નાબૂદ થશે ને નવા મતોનું સામ્રાજ્ય સ્થાપન થશે એ નિર્વિવાદ છે.

## સદ્ધર્મનું ખરૂં લક્ષણ

સુપ્રસિદ્ધ સ્મૃતિકાર મનુએ બે હજાર વર્ષો પહેલાં કહેલું છે કેઃ—

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिंद्रिय निग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ ९२॥

ધૈર્ય, ક્ષમા, મનોનિગ્રહ, પરોપકાર, પવિત્રતા, ઇંદ્રિયનિગ્રહ, શાસ્ત્રજ્ઞાન, વિદ્યા, સત્ય અને શાન્તિ એ ધર્મનાં દશ લક્ષણ છે. આ કસોટીએ જે ધર્મવિધિ ચડતા નથી તે શાસ્ત્રબાહ્ય છે એ ધ્યાનમાં રાખીને પોતાનું આચરણ યોગ્ય દિશામાં બદલવું જોઇયે. દુરભિમાન, ભીરુતા, વિષયલોલુપતા, હિંસા, ફલેચ્છાપ્રેરિત કર્મ એ સર્વનો ત્યાગ કરીને દરેક આર્યે ખરા ઇશ્વરને ઓળખવાનો પ્રયત્ન કરવો જોઇયે. ખરી નીતિ કઇ, ખરો દેવ કયો, તેનું જ્ઞાન અને તેની કૃપા સંપાદન કરવાનો ખરો માર્ગ કયો એ અધિકારી સત્પુરુષો પાસેથી સમજી લઇ, ધૈર્યથી, ખંતથી અને શાન્ત ચિત્તથી અજ્ઞાનના અંધકારમાંથી જ્ઞાનપ્રકાશમાં આવવું જોઇયે. એમ કરવાથી જગત્પિતા જે પરમેશ્વર તે પ્રસન્ન થશે, નહિ તો તેની સંહારક શક્તિથી આપણો નાશ થશે.

# વિજયાદશમી અથવા દશેરા

રામાયણના પાંચમા સર્ગમાં રઘુવંશની કથામાં નીચે જણાવેલી એક વાત છે. પ્રાચીન કાળમાં પૈઠણ શહેરમાં દેવદત્ત નામના એક બ્રાહ્મણને કૌત્સ નામનો છોકરો હતો. તે સુશીલ હતો. તેને ભણવાની ઇચ્છા થઈ. તેથી જનોઇ બાદ ભડોચ નામના શહેરમાં વરતંતુ ઋષિને ઘેર તે વિદ્યાપ્રાપ્તિ માટે આવીને રહ્યો. કેટલોએક કાળ ગયા બાદ કૌત્સ સકળ શાસ્ત્રમાં પારંગત થયો, ત્યારે ગુરુને ગુરુદક્ષિણા આપીને તેના ઋણમાંથી કેવી રીતે મુક્ત થવું એનો તેને વિચાર થયો. આખરે ગુરુની રજા લેતી વખતે તેણે અત્યંત કૃતજ્ઞતાપૂર્વક તેનો આભાર માન્યો અને કહ્યું કે "આપને મનગમતો પદાર્થ જે હોય તે કહો એટલે ગુરુદક્ષિણા ખાતર તે આપને લાવી આપીશ." ગુરુએ ઉત્તર આપ્યો, "કૌત્સ, દક્ષિણા માટે વિદ્યા શીખવવી એ અનુચિત કર્મ છે. શિષ્યને વિદ્વાન થયેલો ગુરુ જુએ એટલે તેને બહુ જ

આનંદ થાય છે અને તે જ તેની ગુરુદક્ષિણા છે. " પરંતુ કૌત્સને ગુરુના ઋણમાં રહેવું પસંદ પડ્યું નહિ, અને શી દક્ષિણા આપવી તે ગુરુને આગ્રહ અને વિનયપૂર્વક વારંવાર પૂછવા લાગ્યો. ત્યારે વરતંતુ ઋષિએ કહ્યું, "મારે દક્ષિણા લેવી જ એવો જો તારો આગ્રહ હોય તો તને શીખવેલી દરેક વિદ્યા માટે એક કરોડ સુવર્ણમુદ્રા એટલે ચૌદ કરોડ મુદ્રાઓ એક જ માણસ પાસેથી મને લાવી આપ. " આ શરત કૌત્સે કબૂલ રાખી અને પોતાની વિદ્યાશક્તિ પર આધાર રાખી ત્યાંથી બહાર પડ્યો. પરંતુ ચૌદ કરોડ મુદ્રા અને તે વળી એક જ માણસ પાસેથી મેળવવી એ કાંઇ જેવુંતેવું કામ ન હતું. રાજા રઘુ ઉદાર અને વિદ્વાનોને આશ્રય આપનારો છે એવી તેની ખ્યાતિ હતી. કૌત્સ તેની પાસે ગયો; પરંતુ તે જ વખતે રઘુરાજાએ વિશ્વજીત યજ્ઞ કરી પોતાનું સર્વસ્વ બ્રાહ્મણોને દાન કરી દીધું હતું. તેથી તે પણ અત્યંત ગરીબ દશામાં આવી પડેલો હતો. કૌત્સે જ્યારે જોયું કે તેની ઇચ્છા કંઇ ત્યાં સફળ નહિ થાય, ત્યારે તેને બહુ દુઃખ થયું. રઘુરાજાએ પોતાને ઘેર આવેલા વિદ્વાન બ્રાહ્મણનો યોગ્ય સત્કાર કર્યો અને તેના આવવાનું કારણ પૂછ્યું. કૌત્સે કહ્યું, " રાજા, તારાથી મારી મનોવાંછા પૂર્ણ થવાનો સંભવ દેખાતો નથી. પણ તારે તે વિષે દિલગીર થવાનું કારણ નથી. બીજો કોઈ દાતા શોધી કાઢવા મને જવા દે." કૌત્સનું આ ભાષણ સાંભળી રાજા હસ્યો અને હું તને ત્રણ દિવસમાં મુદ્રાઓ આપું છું એવું આશ્વાસન કૌત્સને આપી પોતાને ઘેર રાખ્યો. કૌત્સને આપવાની સંપત્તિ વસુલ કરવા માટે તે ઇંદ્ર સાથે લડવાની તૈયારી કરવા લાગ્યો. આ વાતની ઇંદ્રને ખબર પડતાં જ તેણે અયોધ્યા નગરની બહાર

આપટાના અને શમીના ઝાડો ઉપર કુબેર પાસે સુવર્ણમુદ્રાઓનો વરસાદ વરસાવ્યો. રઘુરાજાએ તે બધી મુદ્રાઓ કૌત્સને આપી. તેણે તે વસ્તુ ઋષિ આગળ ધરી તેનો સ્વીકાર કરવા વિનંતિ કરી. પરંતુ તેણે ફક્ત ૧૪ કરોડ મુદ્રા રાખી અને બાકીની કૌત્સને પાછી આપી. કૌત્સ બાકી રહેલી મુદ્રાઓ રઘુરાજા પાસે પાછી લઇ ગયો, પરંતુ તેણે તે લીધી નહિ. આખરે તે જ આપટાના અને શમીના ઝાડ નીચે તે મુદ્રાઓનો ઢગલો કરીને લોકોને તે લઇ જવા કૌત્સે કહ્યું. લોકોએ અનાયાસે શ્રીમંત થવાની તક સાધીને તે શહેરના સીમાડા ઉપરના આપટાના અને શમીના ઝાડની પૂજા કરી; જોઇયે તેટલું સોનું લૂંટયું અને એકબીજાને આપીને આનંદ કર્યો. તે દિવસ વિજયા દશમીનો હતો. તે વખતથી આ ઝાડોની પૂજા કરીને સુવર્ણ-મુદ્રાને બદલે ઝાડનાં પાંદડાં લૂંટવાનો રિવાજ પ્રચારમાં આવ્યો છે. આમ આ તહેવારની ઉત્પત્તિ થઇ.

## શાસ્ત્રોક્ત વિધિ

દશમને દિવસે બપોરને વખતે ( અને તે શ્રવણ નક્ષત્રયુક્ત હોય તો ઉત્તમ) ઘેર હાથી અથવા ઘોડો હોય તો તેની અને છત્ર ચામરાદિક રાજચિહ્નોની તેમ જ શસ્ત્રો અને વાદ્યોની પૂજા કરવી. ગામની બહાર ઇશાન બાજુએ શમીના અને આપટાના ઝાડોની પૂજા કરી અપરાજિતા દેવીનું અર્ચન કરવું. રાજાએ દિક્પાળ અને વાસ્તુદેવતાની પૂજા કરવી. શત્રુના પૂતળાનું શસ્ત્રથી ખંડન કરવું. મોટા ઠાઠમાઠથી સીમોલ્લંઘન કરીને પૂજેલા શમીના અથવા આપટાના મૂળમાંથી માટી અને અક્ષત સહિત વાજતે ગાજતે ઘેર પાછા આવવું. સ્ત્રીઓએ તેમનાં ઓવારણાં લેવાં. વસ્ત્રાલંકાર પહેરીને દશમીનો દિવસ ખૂબ

આનંદમાં ગાળવો. તે દિવસે ઇષ્ટમિત્રો સાથે મિષ્ટાન્ન ભોજન કરવું. આસો શુદ ૧૦, ૧૧ અને ૧૫ ને દિવસે કાર્તિક સ્નાનનો આરંભ કરીને એક મહિના સુધી પરોઢીયામાં બે ઘડી રાત રહે ત્યારે ઉઠીને તીર્થમાં અથવા કુવા ઉપર ઠંડા પાણીથી સ્નાન કરવું. તેથી પાપ ધોવાઇ જાય છે એમ ધર્મશાસ્ત્ર કહે છે.

## ચાલુ રૂઢિ

દશેરા શબ્દનો અર્થ દશમો દિવસ એવો થાય છે. તે દિવસે ઘટની પાસે રોપેલા જુવારા દેવીને અને દેવોને અર્પણ કરવામાં આવે છે. મહારાષ્ટ્રમાં ગોવાળીયાઓ અને બીજા વર્ણના લોકો કાલિનાગ ઉપર બેસાડેલા કૃષ્ણની પૂજા પ્રતિપદાથી દશમી સુધી કરે છે. તેને શિલંગણનો ઓચ્છવ કહે છે. ઉપર જણાવેલ નવધાન્યના રોપાઓ શિલંગણની પાઘડીમાં તોરણ તરીકે ભરાવે છે. શિલંગણ એ શબ્દ સીમોલ્લંઘનનો અપભ્રંશ છે. તે દિવસે ઘણે ઠેકાણે પાડા અને બકરાનો બલિ આપવાનો રિવાજ છે. જુદી જુદી પ્રાણિરક્ષક સંસ્થાઓ તરફથી આ હિંસાનો રિવાજ અટકાવવા માટે પ્રયત્ન ચાલુ છે અને કેટલાંએક દેશી રાજ્યોની સહાનુભૂતિથી તેમને તે કાર્યમાં યશ મળતો જાય છે. પાડાનો બલિ આપીને તેને ગામના સીમાડા ઉપર દાટવામાં આવે તો તે ગામમાં એક વરસ સુધી રોગચાળો થતો નથી એવી માન્યતા છે. મુખ્યત્વે કરીને ગામના ગ્રામદેવતા અને બીજા દેવતાઓનાં મંદિરોમાં શમીની પૂજા કરવામાં આવે છે. પછી તેની એક ડાળ તોડે છે અને તેનાં પાંદડાં, તલના રોપાનાં ફૂલ, બાજરીનાં પાંદડાં અને આપટાનાં પાંદડાં શ્રી ગણપતિને અર્પણ કરવામાં આવે છે. પછી તે પાંદડાં

ગામના સીમાડા ઉપર લઇ જાય છે અને ત્યાં ગામના લોકો તેની લૂંટ કરે છે. દેવની મૂર્તિને શણગારી પાલખીમાં બેસાડી ગામના સીમાડા સુધી ઠાઠમાઠથી વાજતે ગાજતે લઇ જવામાં આવે છે. દેવાલયોમાં નૃત્ય, ગાન, દીપોત્સવ વગેરે કરવામાં આવે છે અને સૌ નાનાં મોટાં દેવનાં દર્શન કરવા જાય છે. હાલમાં એ દિવસે સંમેલન ભરવાની રીત દાખલ થઇ છે અને અનેક સંસ્થાની સ્થાપના એ જ મુહૂર્ત ઉપર કરવામાં આવે છે. મરાઠાઓ, રજપૂત વગેરે સરદારો અને રાજાઓ તે દિવસે ઘોડાની અને શસ્ત્રની પૂજા કરે છે. કેટલાંએક દેશી રાજ્યોમાં તે દિવસે દરબાર ભરાય છે. દશેરાને દિવસે સોના તરીકે શમીનાં અને આપટાનાં પાંદડાં એકબીજાને આપવાનો રિવાજ મુંબઇ ઇલાકામાં છે. સતારા તરફ જુવારનાં પાનને રૂપા તરીકે અને આપટાનાં પાનને સોના તરીકે આપવાનો રિવાજ છે. મ્હૈસુર અને વડોદરામાં દશેરાનો તહેવાર વધારે ઠાઠથી પાળવામાં આવે છે. ત્યાં રાજદરબાર ભરાય છે અને હાલ તો પ્રદર્શન પણ ભરવામાં આવે છે. મ્હૈસુરમાં એ જ વખતે સામાજિક, ઔદ્યોગિક અને બીજા મહત્ત્વના વિષયોની ચર્ચા કરવા માટે પરિષદો ભરવામાં આવે છે. ગુજરાત અને કાઠીયાવાડમાં દશેરાને દિવસે શમીપૂજન કરવાનો રિવાજ છે, પરંતુ મહારાષ્ટ્રની માફક “ સોનું ” ( આપટાનાં તથા ખીજડાનાં પાનને દશેરાને દિવસે સોનાની ઉપમા આપે છે ) વહેંચવાનો રિવાજ નથી. તે દિવસે રાખડી છોડી નાંખવામાં આવે છે. રજપૂત લોકો રાત્રે કિલ્લાનું રક્ષણ કરનારી દેવીની તે દિવસે પૂજા કરે છે. શમીપૂજન પછી બધા રજપૂતો એકઠા થઇ ભાલાં, બરછી વગેરે હથીયારોને સાફસુફ કરે છે, ઘોડાની

શસ્ત્રો દોડાવે છે અને એકંદરે લડાઇની તૈયારીનો દેખાવ કરે છે. કેટલાએક આસ્તિક હિન્દુ લોકો શમીની પૂજા કરી ઘેર પાછા આવતી વખતે ઝાડના મૂળ પાસેની માટી, પાંદડાં, સોપારી અને જુવારા સાથે લઇ આવે છે અને એ બધાનો એક ગોળો કરી પ્રવાસ વખતે સાથે રાખે છે. તેથી વિઘ્ન ટળે છે એવી તેમની માન્યતા છે. ધઉના જુવારા પાઘડીમાં ભરાવવાનો ચાલ ઘણે ઠેકાણે જોવામાં આવે છે.

શ્રી રામચંદ્રે વિજયાદશમીના સુમુહૂર્ત ઉપર લંકાધિપતિ રાવણ સાથે યુદ્ધ કરવા માટે દક્ષિણ દિશા તરફ પ્રયાણ કર્યું અને તે લડાઇમાં તેમને યશ મળ્યો. રામ માટે અત્યંત પૂજ્યબુદ્ધિ ધરાવનારા રજપૂતો દશેરાના શુભ મુહૂર્તે પોતાના શત્રુઓ ઉપર ચડાઇ કરતા. મરાઠાઓ પણ તેને લશ્કરી તહેવાર માનીને બીજાના મુલક પર ચડાઇ કરવા માટે તે જ દિવસે પ્રસ્થાન કરતા અને યોગ્યતાનુસાર બ્રાહ્મણોનો સત્કાર કરતા. હાલ પણ કેટલાએક રજપૂત દેશી રાજાઓ અને સરદારો મોટા દમામથી દશેરાને દિવસે સીમોલ્લંઘન કરીને લડાઇનો ઠાઠ બતાવે છે. પેશ્વાઓ પોતાના આશ્રિત સંસ્થાનિકોને દશેરાને દિવસે દરબાર ભરીને માનનો પોષાક આપતા. પેશ્વાઓના રાજ્ય પછી બ્રિટિશ રેસિડેંટ ઍલ્ફિન્સ્ટન, માલકમ વગેરેએ પણ તે જ રિવાજ ચાલુ રાખ્યો હતો. વિક્ટોરીયા મહારાણીના રાજ્યમાં દશેરાના દરબારનો સમાવેશ અંગ્રેજી વર્ષારંભને દિવસે પૂનામાં દક્ષિણના સરદારોના એજંટ તરફથી ભરાતા દરબારમાં થયેલો છે, અને સ્વરાજ્યના દિવસોમાં દશેરાને દિવસે જાગીરો અને મોટી મોટી પદવીઓ અપાતી તેને બદલે હવે વાઇસરાય તરફથી

અંગ્રેજી વર્ષારંભને દિવસે સન્માનાર્થે ખિતાબોની ખેરાત આપવામાં આવે છે. તે જ દિવસે લાહોર અને બીજે ઠેકાણે

## રામલીલા

નામનો મોટો ઓચ્છવ થાય છે. તાડના ઝાડ જેટલો ઉંચો રાવણ તૈયાર કરીને તેનાથી ઓછી ઉંચાઇના બીજા રાક્ષસો ગામના મોટા મેદાનમાં ઉભા કરવામાં આવે છે. દરેક મહોલ્લા તરફથી એક બે રાક્ષસો તે ઠેકાણે ઉભા કરવામાં આવે છે. તે રાક્ષસો કાગળના બનાવેલા અને પોલા હોય છે. અને તેની અંદર દારૂ ભરી મુકે છે. સુંદર છોકરાઓને રામ લક્ષ્મણના વેશ પહેરાવી ખૂબ ઠાઠમાઠથી તે ઠેકાણે લઈ આવે છે. જૂના વિચારના ભાવિક હિન્દુઓને જ્યારે આ વેષધારી દશરથપુત્રોને નમસ્કાર કરતા જોઇએ છીએ ત્યારે રામ જેવી પ્રાચીન વિભૂતિ માટે હિન્દુઓનાં અંતઃકરણમાં કેટલો પ્રેમ છે તે જણાઈ આવે છે. રાક્ષસોનાં મોટાં અગડબંબ શરીરો ગાડામાં લાવી જે ઠેકાણે ઉભાં કરવામાં આવે છે તે ઠેકાણે જ્યારે રામ આવી પહોંચે છે ત્યારે લંકાનગરીના રક્ષણ માટે પોતાના મંત્રીમંડળની જાણે કે સલાહ લેતો હોય એવા રાવણની આસપાસ ભેગા થયેલા આશરે સાઠ સિત્તેર હજાર લોકો એકદમ જયઘોષ કરે છે. લંકાનગરીની (દારૂખાનાથી ભરેલી) રચના પણ ઘણી જોવાલાયક હોય છે. કાલીભકતોએ કાઢેલો કાલીમાતાનો વરઘોડો તે જ વખતે ત્યાં આવે છે. રાત પડતાં જ બન્ને પક્ષો તરફથી બાણ છુટવા લાગે છે, અને આશરે એક કલાકમાં લંકાનગરી અને રાક્ષસો બળીને ખાખ થઇ જાય છે. રાક્ષસો બળવા લાગે કે તરત તેમાંથી સેંકડો જાતનાં ચક્રો,

ફુલો વગેરે સળગીને તોપોની માફક ધડાધડ અવાજ થાય છે. દશેરા પછી એ દિવસે ભરતભેટનો સમારંભ પણ જોવા જેવો થાય છે. આ ઓચ્છવ ઉપરથી રામચરિત્રની માહિતી નાનાં મોટાંઓ સર્વેને મળે છે. આવી જાતના રામલીલાના અને બીજા ઉત્સવો મહારાષ્ટ્ર અને ગુજરાતમાં ચાલુ થાય તો કેવું સારૂં ? ચાલુ જમાનાના લોકોને પૌરાણિક કથાઓમાં રસ પડતો નથી, તેથી પહેલાંની માફક રામાયણ મહાભારતની રમતો બંધ પડી છે અને બીજા ચબાવલા ખેલો રંગભૂમિ ઉપર જોવાની રાક્ષસી મહત્વાકાંક્ષા લોકોમાં ઉત્પન્ન થઇ છે.

## શમી અને મંદાર

ની કથા ગણેશપુરાણના ક્રીડાકાંડમાં આપેલી છે. તે એવી છે કે એક વખતે માલવ દેશમાં ઔર્વ નામનો એક મહાજ્ઞાની અને તપોનિષ્ઠ ઋષિ રહેતો હતો. તે યોગસામર્થ્યથી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી લેતો. તેને શમી નામની એક સુંદર કન્યા હતી. ધૌમ્ય ઋષિના છોકરા મંદાર સાથે તેનું લગ્ન થયું હતું. શમી અને મંદાર તરુણ અવસ્થામાં આવ્યાં ત્યારે તેઓ એક ઠેકાણે રહેવા લાગ્યાં. એક દિવસે તે બન્ને જણાં તેમના ગુરુ શૌનકને ઘેર જતાં હતાં એટલામાં રસ્તામાં તેમણે મહાગાણપત્ય ભ્રુશુંડી ઋષિનો આશ્રમ જોયો. તે ઋષિના કપાળ ઉપર ગણપતિની કૃપાથી સૂંઢ ઉગી હતી ! તે જોઇને તે પતિપત્ની હસી પડયાં. તેથી ઋષિએ ક્રોધાયમાન થઇ તેમને શાપ આપ્યો અને તે બન્ને વૃક્ષ થઇ ગયાં. પોતાના પુત્ર અને પુત્રવધુની આવી દુર્દશા જોઇને ઔર્વ અને શૌનક ઋષિએ ઘોર તપશ્ચર્યા કરીને ગણપતિને પ્રસન્ન કર્યા. પછી શમી અને મંદારને ફરીથી માનવ દેહ આપવા

માટે તેની પ્રાર્થના કરી. પરંતુ પોતાના પરમ ભક્ત શ્રી શૌનકને નાખુશ કરવાનું ગણપતિને ગમ્યું નહિ, તેથી ગણપતિએ એવો વર આપ્યો કે શમી અને મંદારનું મહત્ત્વ ત્રણે લોકમાં વધશે અને લોકો તેમની પૂજા કરશે. શૌનક તેથી સંતુષ્ટ થયો. પરંતુ ઔર્વ ઋષિએ અગ્નિરૂપે શમી વૃક્ષમાં પ્રવેશ કર્યો. શમીની સમિધા હોમને માટે અત્યંત આવશ્યક ગણાય છે. તેના ઘર્ષણથી અગ્નિ * ઉત્પન્ન થાય છે. શમી પુષ્પ અને મંદાર પુષ્પથી શંકર સંતુષ્ટ થાય છે એમ માનવામાં આવે છે. બીજી એક કથા એવી પણ છે કે જ્યારે પાડવો વિરાટનગરી ( વાઇ ક્ષેત્ર ) માં તેરમું વર્ષ અજ્ઞાતવાસમાં રહ્યા હતા ત્યારે તેમણે જુદો જુદો વેષ પહેરી પોતાનાં શસ્ત્રાસ્ત્રો શમીના ઝાડ ઉપર ટીંગાડી દીધાં હતાં.

પ્રાચીન કાળના ખેતીના ઉત્સવનું રૂપાંતર દશેરામાં થયું હશે એમ જણાય છે. ઉપર આપેલી કથાઓમાંની શરૂઆતની (રઘુરાજાની) કથા ખરી રીતે ઐતિહાસિક નથી. રઘુરાજા એ નિઃસંશય ઐતિહાસિક વ્યક્તિ હતી. જો ઇંદ્ર અને કુબેરને દેવતા માનીયે તો રઘુએ ઇંદ્ર પર ચડાઇ કરી એ વાત તદ્દન અસંભવિત લાગે છે. તેનો વાસ્તવિક અર્થ એવો લાગે છે કે ઇંદ્રે જળનો વર્ષાવ કરતાં જ ચોમેર સમૃદ્ધિ થઈ અને લોકો સુસંપન્ન થયા. સુવર્ણનું આધિપત્ય પુરાણકારોએ કુબેરને આપ્યું છે તેથી તેનું નામ આ કથામાં આવેલું હશે. ઐતિહાસિક ઘટનાઓનું

* શમી વૃક્ષના લાકડાનું ઘર્ષણ કરવાથી અગ્નિ પેદા થાય છે તેથી ઋષિઓ તેનો ઉપયોગ અગ્નિ સળગાવવા માટે કરવા લાગ્યા, અને તેથી જ શમીની સમિધા પવિત્ર માનવામાં આવી. ઔર્વ ઋષિએ આ શોધ કરી તેથી ઉપલી કથા રચવામાં આવી હશે.

વર્ણન રમુજી કરવા માટે કેટલાએક અલૌકિક ચમત્કારોનો ઉમેરો કરવાની વૃત્તિ આપણા પુરાણકારોમાં હતી, તેની સાક્ષી ભવિષ્યપુરાણ જેવા ગ્રંથ આપે છે. આ પુરાણોમાં પૃથ્વીરાજ, તૈમુરલંગ, મહમ્મદ ઘોરી વગેરેની ઐતિહાસિક ઘટનાઓ આપેલી છે. પણ તે ચમત્કાર અને અતિશયોક્તિથી પૂર્ણ છે. એ વ્યક્તિઓના સંવાદ રૂપે તે આપેલી છે.

ઉપલી વાત ઉપરથી અસલના ક્ષત્રિય લોકો જીતમાં આણેલું સોનું પોતાના શત્રુ ઉપર હુમલો કરતી વખતે સૈન્યને ઉશ્કેરવા માટે તેની પાસે લૂંટાવતા હશે એવું અનુમાન કાઢી શકાય. ખેતરનો પાક ઘેર લાવવાનો દિવસ પણ દશેરા હશે. નવરાત્રમાં નવ ધાન્ય વાવી છેવટને દિવસે તે દેવને અર્પણ કરે છે એ આનો પુરાવો છે. કેટલાએક લોકો ખેતરમાંથી પાકેલાં અનાજનાં ડુંડાં લાવી નવમીને દિવસે તેની પૂજા કરે છે, અને ઘરને આગલે બારણે ટીંગાડે છે. ઘરમાં વપરાતાં વાસણો, ખાંડણી, સાંબેલું વગેરેને ધાન્યનાં કણસલાં બાંધવાનો રિવાજ કોંકણમાં છે. મકરસંક્રાંતને વખતે આવો વિધિ ઘણે ભાગે બંગાળાના કેટલાએક ભાગોમાં કરવામાં આવે છે. તે વખતે સ્ત્રીઓ અનાજના કોઠારને ઘાસની પુળીઓ બાંધે છે, અને બાંધતી વખતે 'બાવન પૌંટી' એમ કહે છે. તેનો અર્થ 'બાવન-ગણું થાઓ ' એવો છે. તેમના આ વિધિને ' બાવન બંધન ' કહે છે. તેથી આખું વરસ સમૃદ્ધિમાં જાય છે એવી માન્યતા છે. જુના વખતમાં શમીના ઝાડ નીચે નવા અનાજનો ઢગલો કરીને ત્યાંથી તે ઘેર લઇ આવતા હશે એવું જણાય છે. દશેરા એ કેવળ

હોવો જોઇયે એવું કેટલીએક વાતો ઉપરથી જણાય છે. ઋગ્વેદમાં નીચે પ્રમાણે ક્ષેત્રપતિ દેવતાની પ્રાર્થના કરેલી છેઃ—

क्षेत्रस्य पतिना वयं हितेनेव जयामसि ।
गामश्वं पौषयिन्त्वास नो मृळातीदृशे ॥ १ ॥
शुनं वाहाः शुनं नरः शुनं कृषतु लाङ्गलम् ।
शुनं वरत्रा बध्यन्तां शुनमष्ट्रामुदिङ्गय ॥ ४ ॥
अर्वाची सुभगे भव सीते वन्दामहे त्वा ।
यथा नः सुभगासति यथा नः सुफलासति ॥ ६ ॥

( मंडळ ४—सूक्त ५८ )

અર્થઃ— હિતકર્તાએ સહાય કર્યા મુજબ ક્ષેત્રપતિની મદદથી અમે ધેનુ અને અશ્વને પોષક એવું અનાજ જીતી લાવીશું. તે ક્ષેત્રપતિ અમારા જેવા ઉપર પણ દયા કરશે. (૧) બળદ આનંદથી, લોક ઉત્સાહથી અને હળ ઉત્તમ રીતે જમીન ખેડે તેવું થાઓ. જોતર મજબુત બાંધવા દો. સુખપ્રાપ્તિ થાય એવી રીતે તારૂં હળ ચલાવ. (૪) ભાગ્યશાલિની સીતા, અહીં આવ, અમે તને વંદન કરીયે છીયે, કારણકે તેમ કરવાથી તું અમારી ભાગ્યવિધાત્રી બને છે—અમારા હેતુઓ સફળ કરનારી બને છે. (૬) ( આ સૂક્તમાંની સીતા એ કૃષિદેવી છે. ) શાસ્ત્રમાં દશમીને દિવસે જે અપરાજિતા નામની દેવીની પૂજા કરવાનું કહેલું છે તે ક્ષેત્રપતિ સીતાદેવી હોવી જોઇયે એવું દેખાય છે. કાળે કરીને ક્ષત્રિયતેજનું અને તે તેજવૃદ્ધિનું કારણ જે શક્તિ તેની પૂજાનું માહાત્મ્ય વધતું ગયું. તે જ પ્રમાણે આ સમૃદ્ધિદાયી દેવતાને

અપરાજિતા માનવામાં આવી હશે એવું લાગે છે. તે ઉપરાંત ઇંદ્રની આરાધના પણ તે સૂક્તમાં કરેલી છે. આ દેશમાં કૃષિ વિષયક પદાર્થોને, કૃષિકર્મ વગેરેને પ્રાચીન કાળથી બહુ માન આપવામાં આવેલું છે. ધાન્યની સમૃદ્ધિનો આધાર ઇશ્વરની ઇચ્છા ઉપર છે એમ માનીને તેની કૃપા મેળવવા માટે રાજા અને પ્રજા બહુ યત્ન કરતાં હતાં. ધાન્યને ધન અથવા લક્ષ્મી સમજીને તે તૈયાર થાય ત્યારે રાજાઓ શત્રુથી તેનું રક્ષણ કરતા હતા. વર્ષાકાળ પૂરો થતાં જ પ્રજા સાથે ગામના સીમાડા સુધી જઇને નવું ધાન્ય દરબારી ઠાઠમાઠથી ઘેર લઇ આવતા. દશેરા એ કૃષિવિષયક ઓચ્છવનું રૂપાંતર છે એમ કહેવામાં હરકત નથી. આશરે અઢી ત્રણ હજાર વર્ષ પહેલાં અસ્તિત્વમાં આવેલા આ તહેવારનું આવું રૂપાંતર થાય તેમાં નવાઈ નથી. આજે આટલા વખત સુધી આ તહેવાર ટકી રહ્યો એ ઉપરથી જ તેની ઉપયુક્તતા અને આપણા લોકોની પુરાણપ્રિયતા જણાઇ આવશે. ચીન દેશ પણ હિન્દુસ્તાનની માફક જ ખેતી ઉપર આધાર રાખનારો હોવાથી ત્યાં રાજાને હાથે સુમુહૂર્ત ઉપર ખેતરમાં હળ ચલાવવાનો સમારંભ ભપકાથી કરવામાં આવતો. તે વખતે રાજપુત્ર અને પ્રધાન પણ ખેતર ખેડવાનો વિધિ કરતા હતા. પ્રાચીન કાળમાં Harvest Home નામના તહેવારને દિવસે કેટલાએક પૌર્વાત્ય અને પાશ્ચાત્ય લોકો નવું અનાજ ઘેર લઇ આવતા અને આજે પણ તેમ કરે છે.

## હેતુ અને બોધ

હાલમાં દશેરાનું મહત્ત્વ શમીનાં અને આપટાનાં પાંદડાં આપવામાં જ સમાયેલું છે. જૂના વખતમાં જે ખેતીમાં મોટાઇ મનાઇ અને 'ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ઠ નોકરી'

એ કહેવત પ્રચારમાં આવી તે ખેતી અજ્ઞાની, આળસુ અને દીન દશામાં દિવસ ગુજારનારા લોકોના હાથમાં મુકી આપણે પોતે કનિષ્ઠને જ શ્રેષ્ઠ માની બેઠા છીએ. બીજા દેશના લોકોએ સરસ્વતી અને સીતાને પ્રસન્ન કરીને પોતાના કબજામાં રાખેલી છે અને તેમના આશીર્વાદની મદદથી ધાન્ય અને ધનની સમૃદ્ધિ તેઓ સાધી લે છે. ખેડૂતવર્ગની સ્થિતિ દિવસે દિવસે સુધરતી જાય છે અને તેમના દેશના દારિદ્રયનો નાશ થતો જાય છે. લક્ષ્મીનો વરદ હસ્ત તેમના માથા ઉપર કાયમનો છે એમ આપણે જોઇએ છીએ. આપણે માત્ર કૂપમંડૂકવત રહેવામાં પોતાને કૃતાર્થ માનીએ છીએ. દ્રવ્યોત્પાદક ઉદ્યોગ વિષે આપણને આદર નથી. કર્મ-યુગનો પ્રારંભ થઇ ગયો છે અને પરદેશી લોકો પોતાના શિક્ષણ અને પોતાના દૃષ્ટાંતથી આપણને જાગૃત કરે છે છતાં આપણે કલિ-યુગનાં રોદણાં રડવામાં જ આયુષ્ય ખર્ચી નાંખીએ છીએ. અસ્પૃ-શ્યતાના ભયાનક પર્વતો, રૂઢ, મત્સર, મતભેદ, ઉચ્ચનીચભાવ અને દારિદ્ર્ય જેવી દિવાલો આપણા હાથે જ પોતાની આસપાસ રચીને કેદખાનાના કેદીઓની માફક આપણે હીન સ્થિતિમાં પડેલા છીએ. આ સર્વ સીમાઓનું ઉલ્લંઘન કરીને જે દિવસે આપણે બહાર પડીશું તે દિવસે આપટાનાં અને શમીનાં પાંદડાંને બદલે ખરૂં સોનું આપણા હાથમાં આવશે. તે સીમો-લ્લંઘનનો દિવસ પવિત્ર દશેરા હશે એમાં સંદેહ નથી. સીમા ઉલ્લંઘન કરવી એટલે એક પગલું આગળ વધવું. જેમને પોતાની ઉન્નતિ સાધવી હોય તેમણે જે મહાત્માઓની સૂચનાથી આ સીમોલ્લંઘનનો દિવસ અસ્તિત્વમાં આવ્યો તેમને માટે આદર દર્શાવવો જોઇએ અને દરેક દશેરાને દિવસે સરસ્વતી અને સીતાનો કૃપાપ્રસાદ મેળવવાનો નિશ્ચય કરવો જોઇએ.

---

# દીવાળી

આસો વદ ૧૩થી કારતક શુદ ૨ સુધી આખા હિન્દુસ્તાનમાં જે ઉત્સવ મોટા ઠાઠમાઠથી પાળવામાં આવે છે, તે દીપાવલિ અથવા દીવાળીના નામથી પ્રસિદ્ધ છે. શાસ્ત્રોક્ત રીતે જોતાં દીવાળીનો તહેવાર ત્રણ દિવસનો છે. તોપણ બલિપ્રતિપદા અને યમદ્વિતીયાની ગણત્રી પણ આ તહેવારમાં કરેલી છે. આ પાંચે દિવસનાં નામ જુદાં જુદાં છે અને દરેક દિવસે અમુક નિશ્ચિત ધર્મવિધિ કરવામાં આવે છે. પહેલો દિવસ

**ધનતેરશ**

ના નામથી ઓળખાય છે. આ તહેવાર વિષે પુરાણમાં એક વિચિત્ર કથા છે કે પ્રાણીમાત્રના જીવનની મુદત પૂરી થતાં જ તેમનો પ્રાણ હરણ કરનારા યમે એક વખત પોતાના સેવકોને પૂછ્યું: "યમપાશ નાંખીને પ્રાણહરણ કરતી વખતે તમને કોઈને માટે દયા ઉપજી હતી?" સેવકોએ કહ્યું: "એક વખત હંસ નામનો

રાજા પોતાની રાજધાનીથી બહુ દૂર અરણ્યમાં શિકારે ગયો હતો. ત્યાંથી તે આરામ લેવા માટે નજીકના હૈમરાજાના મહેલમાં ગયો. તેણે તેનો આદરસત્કાર કર્યો. હૈમરાજાને તે વખતે પુત્રપ્રાપ્તિ થઇ હતી તેથી તે ખૂબ આનંદમાં હતો. તે દિવસ છઠ્ઠીનો ઉત્સવ હતો. દેવીએ સ્ત્રીરૂપ ધારણ કરીને રાજાને કહ્યું: 'આ છોકરો લગ્નને ચોથે દિવસે સર્પદંશથી મરણ પામશે.' રાજાને બહુ દુઃખ થયું અને અપમૃત્યુ ટાળવા માટે તેણે કેટલાય ઉપાયો કર્યા. હંસરાજાને પણ આ ભવિષ્ય સાંભળીને ખોટું લાગ્યું. હૈમરાજાના છોકરાનું અપમૃત્યુ ટાળવાનું કામ તેણે માથે લીધું અને યમુના નદીના મધ્ય ભાગમાં એક સુંદર મહેલ બંધાવી તેમાં તે છોકરાને રાખ્યો. યોગ્ય વખતે એક સુસ્વરૂપ રાજકન્યા સાથે તેનો વિવાહ થયો. આ સમારંભને ચોથે દિવસે રાજપુત્ર સર્પદંશથી મરણ પામ્યો, ત્યારે તેના પ્રાણ લઇ આવતાં અમને બહુ જ દુઃખ થયું. કારણકે આવા આનંદોત્સવને વખતે આવો દુઃખદાયક બનાવ જોઇને અમને બહુ દયા આવી. આવો પ્રસંગ કોઇના ઉપર પણ ન આવે એવું જો આપ કરશો તો આપનો ઘણો ઉપકાર થશે." સેવકોનું આ ભાષણ સાંભળીને યમે કહ્યું: "સેવકો ! આશ્વિન વદ ૧૩થી પાંચ દિવસ સુધી દરરોજ સાંજે જે લોકો સર્વ ઠેકાણે દીપોત્સવ કરશે, તેમનું તમારી ઇચ્છા પ્રમાણે અપમૃત્યુ થશે નહિ." પણ આ કથા ઉપરથી આ દિવસને ધનતેરશ શાથી કહે છે તેનો ખુલાસો થતો નથી. દીવાળીનો આ પહેલો દિવસ છે એટલું જ જણાઇ આવે છે.

## નરકચતુર્દશી

દીવાળીનો બીજો દિવસ નરકચતુર્દશીના નામથી પ્રસિદ્ધ છે. ભાગવતમાં એવી કથા છે કે પ્રાચીન કાળમાં ભૌમાસુર

અથવા નરકાસુર નામનો એક બલવાન અસુર પ્રાગ્જ્યોતિષપુરમાં રાજ્ય કરતો હતો. તેણે ઇંદ્રનું છત્ર, અદિતીનાં કુંડળો અને અમર પર્વત ઉપરનું મણિપર્વ નામનું સ્થાન હરણ કર્યાં. દેવ અને માનવને તે અત્યંત ત્રાસ આપવા લાગ્યો. તેણે અજેય થવાને માટે પોતાની રાજધાનીની આસપાસ પર્વતોના અને શસ્ત્રોના કિલ્લા રચ્યા. તે દુષ્ટ દૈત્ય સ્ત્રીઓને હેરાન કરવા લાગ્યો. સોળ હજાર ઉપરાંત રાજકન્યાઓને તેણે કેદખાનામાં પૂરી રાખી અને તેમને પરણવાનો તેણે વિચાર કર્યો. આથી બધે ઠેકાણે હાહાકાર થઇ રહ્યો. શ્રીકૃષ્ણને આ વાતની ખબર પડતાં જ તેમણે સત્યભામાને સાથે લઇને તે અસુરના કિલ્લા ઉપર હલ્લો કર્યો. નરકાસુરને મારીને સર્વ રાજ્યકન્યાઓને તેમણે મુક્ત કરી અને ઇંદ્રાદિક પાસેથી નરકાસુરે જે ધન હરણ કર્યું હતું તે તેમને પાછું આપ્યું. ચતુર્દશીને દિવસે ઉષઃકાલને વખતે નરકાસુરનો વધ કરીને તેના લોહીનું તિલક પોતાને કપાળે કર્યું અને જ્યારે તે ઘેર આવ્યા ત્યારે નંદે તેને મંગળસ્નાન કરાવ્યું. સ્ત્રીઓ ઓવારણાં લઇને આનંદમાં મ્હાલી. આખું શહેર આનંદ–ઉત્સવમાં મગ્ન થઇ ગયું. આ યુદ્ધના સ્મારક તરીકે નરકચતુર્દશીનો દિવસ દીવાળીમાં મુખ્ય ગણાયો છે. ગુજરાત અને રજપુતાનાના કેટલાએક ભાગમાં તે દિવસે હનુમાનની પૂજા કરવાનો રિવાજ છે.

## લક્ષ્મીપૂજન

દીવાળીને ત્રીજે દિવસે લક્ષ્મીપૂજન કરવામાં આવે છે. તે વિષે એવી કથા છે કે જૂના વખતમાં બળિ નામનો મોટો વૈભવશાળી રાજા હતો. તેણે પોતાની સંપત્તિ અને પરાક્રમથી દેવાદિકોને પણ કારાગૃહમાં પૂરી રાખ્યા. સાક્ષાત્ લક્ષ્મીને પણ બળિના કેદખાનામાં રહેવું પડ્યું. તે વખતે શ્રી વિષ્ણુએ વામનરૂપ

ધારણ કરીને ત્રણ પગલાં ભૂમિનું દાન માગવાનો ઢોંગ કર્યો અને આખા વિશ્વ ઉપર પોતાનું પ્રભુત્વ સ્થાપન કર્યું. બધા સાથે લક્ષ્મી પણ મુક્ત થઇ. બળિને પાતાળમાં પૂરી રાખવામાં આવ્યો. લક્ષ્મીનો એ રીતે અસુરોના હાથમાંથી છૂટકારો થયો તેથી બધાને આનંદ થયો અને તેનો વાસ દરેકના ઘરમાં કાયમનો થાય તે માટે ભક્તિપૂર્વક તેની પૂજા કરવાનો રિવાજ તે દિવસથી પ્રચારમાં આવ્યો. અમાસને દિવસે લક્ષ્મીપૂજન કરવામાં આવે છે.

## ચાલુ રૂઢિ

દીવાળીના દિવસોમાં અભ્યંગસ્નાન, દીપોત્સવ, ગોક્રીડન, ભાઇબીજ વગેરે વિધિ બધે ઠેકાણે વધતા ઓછા પ્રમાણમાં થાય છે. યષ્ટિકાકર્ષણ, યમતર્પણ, ગોવર્ધનપૂજા ઇત્યાદિ શાસ્ત્રોક્ત વિધિ કોઇ કરતું નથી. કર્નાટકમાં બલિપ્રતિપદાને દિવસે જુદા જુદા પ્રકારની રમતો રમવામાં નાનાં મોટાં સર્વ ભાગ લે છે. દક્ષિણ દેશમાં ભાઇબીજનો તહેવાર ખાસ કોઇ પાળતું નથી. લક્ષ્મીપૂજન પણ કોઇ ઘેર ઘેર કરતું નથી. ફક્ત વેપારી લોકો તે દિવસે પોતાના ચોપડા કાઢીને લક્ષ્મી-સરસ્વતીનું પૂજન કરે છે. બંગાળાની દુર્ગાપૂજાનો નોરતાનો ઉત્સવ પૂરો થયા પછી લક્ષ્મીપૂજન કરવામાં આવે છે. મુંબઇ એ વેપારનું પ્રસિદ્ધ મથક હોવાથી ત્યાંના વેપારીઓ લક્ષ્મીપૂજનને ખૂબ મહત્ત્વ આપે છે. શહેરમાં ફટાકીયાનો ફડફડાટ જ્યાં ત્યાં સંભળાય છે. વિજળીના દિવાઓથી મુંબાપુરી તે દિવસ દીપી નીકળે છે. ધનિક વેપારીઓ મુખ્યત્વે કરીને ગુજરાતના છે અને તેમના નૂતન વિક્રમ સંવત્સરનો આરંભ કાર્તિક શુદ પ્રતિપદાથી થતો હોવાથી હિસાબના નવા ચોપડાઓનું તેઓ

પૂજન કરે છે. સાથીઓ પૂરી ઘરનું આંગણું સુશોભિત કરવાનો ચાલ મહારાષ્ટ્રના કેટલાએક ભાગમાં છે. મહારાષ્ટ્રના કેટલાએક ભાગમાં જુગારને ધાર્મિક ક્રિયા સમજી લઇ તે વડે લક્ષ્મીને પ્રસન્ન કરવા વેપારીઓ મથે છે, અને કોઇ કોઇ વાર આખા વરસની કમાણી ગુમાવી બેસે છે. નીચલા વર્ગની તરુણ સ્ત્રીઓ દીવાળીના દિવસોમાં ગીત ગાતી ગાતી બધી શેરીઓમાં ફરે છે. તે વખતે તેમને ખાવાનું આપવાનો રિવાજ છે. સ્ત્રી પુરુષો માટે દીવાળીના દિવસમાં નવાં વસ્ત્રો લેવાનો દરેક ઘરમાં રિવાજ છે. આ તહેવાર પુરુષો કરતાં સ્ત્રીઓ અને છોકરાંઓને વધારે આનંદદાયી લાગે છે. ઉત્તર હિન્દુસ્તાનમાં દીવાળીનો તહેવાર મહારાષ્ટ્રની માફક મોટા પ્રમાણમાં પાળવામાં આવતો નથી. દક્ષિણ હિન્દુસ્તાનમાં સવારના પહોરમાં સ્નાન કર્યા પછી સૂંઠના ભુકાવાળી દવા ખાવાનો રિવાજ છે. કોંકણ અને મહારાષ્ટ્રમાં ઘરનાં નાનાં મોટાંઓનાં ઓવારણાં લઇ કોડીયાં ફોડીને તે ચાટવાનો રિવાજ છે. મદ્રાસમાં હલકા વર્ણના લોકો દીપોત્સવ વગેરે કરે છે. તામીલ અને તેલગુ પ્રાન્તમાં દીવાળીના દિવસે અભ્યંગસ્નાન કરીને ઘરમાંથી બહાર નીકળી એક બીજાને નીચેના પ્રશ્ન કરે છે:

'કેમ ભાઇ, પવિત્ર ગંગાનું સ્નાન થયું કે?' ત્યારે 'હા ભાઇ, તમારા આશીર્વાદથી થયું' એમ સામો માણસ જવાબ આપે છે. તે દેશમાં દીવાળીને દિવસે નવાં વસ્ત્રો નથી લેતા પણ કૃતિકા ઉત્સવને વખતે લે છે. દીવાળીના ઉત્સવની ઉત્પત્તિ કેવી રીતે અને કયારે થઇ તે બરાબર સમજવાને તેનો ખરો

## શાસ્ત્રોક્ત વિધિ

વિસ્તારપૂર્વક કહેવાની જરૂર છે. જુદા જુદા ધર્મશાસ્ત્રકારો

અને સૂત્રકારો આ ઉત્સવ વિષે જે લખી ગયા છે તે બધા પરથી આશ્વિન પૂર્ણિમાથી તે અમાવાસ્યા સુધીનો વિધિ ધર્મસિન્ધુકારે પોતાના ગ્રંથમાં નોંધી રાખ્યો છે. આશ્વિન પૂર્ણિમાને દિવસે કોજાગર વ્રત કરીને લક્ષ્મી અને ઇંદ્રની પૂજા કરવી. .નારીયેળનું પાણી પ્રાશન કરીને જુગારનો આરંભ કરવો. તે દિવસે લક્ષ્મી મધરાતે ઘરમાં આવીને કહે છે, "જે ઉજાગરો કરીને જુગાર રમે છે તેમને હું ધનવાન કરીશ." દેવ અને પિતરને નારીયેળ, પઉંઆ ઇત્યાદિ પદાર્થ ધરીને ભાઇબંધો સાથે બેસીને તે ખાવા. તે જ દિવસે અશ્વાયુજી કર્મ કરવું. આશ્વિન પૂર્ણિમા અથવા અમાસને દિવસે આગ્રયણ કરવું. જુદાજુદા નક્ષત્રોને વખતે ભગર, સામો અને જવનું આગ્રયણ કરવું. પહેલું આગ્રયણ શરદ્ ઋતુમાં કરવું જોઇએ. આગ્રયણ કર્યા શિવાય કોઇ પણ નવું ઉત્પન્ન થયેલું ધાન્ય ખાવું નહિ. જેઓ જુદું આગ્રયણ કરી શકતાં ન હોય તેમણે ઉપર જણાવેલાં ત્રણે ધાન્યોનો 'પુરોડાશ' કરીને દર્શપૌર્ણિમાને દિવસે સ્થાલીપાક કરવો. એ જ પૂર્ણિમાને દિવસે જ્યેષ્ઠ પુત્ર અથવા કન્યાને દીવો ઉતારવો. આસો વદ બારસ 'ગોવત્સ દ્વાદશી'ના નામથી પ્રસિદ્ધ છે. તે દિવસે વાછરડા સહિત ગાયનું પૂજન કરીને તેને અડદ વગેરે અનાજનાં વડાં ખવડાવવાં. દેવ, બ્રાહ્મણ, ગાય, ઘોડા, જ્યેષ્ઠ, શ્રેષ્ઠ, કનિષ્ઠ એ સર્વેને ઘરની સ્ત્રીઓએ દીવા ઉતારવા. અપમૃત્યુ ટાળવા માટે યમપ્રીત્યર્થે પ્રદોષને વખતે ઘર બહાર દીવો કરવો. આસો વદ ચતુર્દશીને દિવસે નરકથી ડરનારાઓએ તલનું તેલ ચોળીને અભ્યંગ સ્નાન કરવું. રાતના છેલ્લા પહોરથી ચંદ્રોદય પછીનો કાળ શ્રેષ્ઠ ગણવો. હળથી ખોદી કહાડેલું માટીનું ઢેફું અને અઘેડો,

દુધી અને ટાકળાની ડાંખળીઓ સ્નાન કરતી વખતે ત્રણ વાર શરીર ઉપરથી ફેરવવી. ત્યાર પછી ગંધનું ટીલું કરી કાર્તિક સ્નાન કરવું, અને સ્નાન થયા બાદ યમતર્પણ કર . પ્રદોષ વખતે મઠ, તટ, કોટ, બાગ, માર્ગ, ગૌશાળા, અશ્વશાળા, ગજશાળા વગેરે ઠેકાણે સુશોભિત દીવા કરવા. એ મુજબ ત્રણ દિવસ સુધી દીવા કરવા. તુલા રાશીના સૂર્ય થયા બાદ ચતુર્દશી અને અમાસને દિવસે પ્રદોષ વખતે પુરુષોએ હાથમાં બળતા કાકડા (ઉલ્કાદર્શન) લઇને પિતરોને માર્ગ બતાવવો. પછી અમાસને દિવસે પ્રાતઃકાળમાં તેલ ચોળીને અભ્યંગ સ્નાન કરી દેવની પૂજા પૂરી થયા પછી બપોરને વખતે પાર્વણ શ્રાદ્ધ કરવું. પ્રદોષ સમયે દીવા સળગાવવા. ઉલ્કા દર્શન અને લક્ષ્મીપૂજન વગેરે કર્યા પછી ભોજન કરવું. બાળકો, વૃદ્ધ અને રોગી સિવાય બીજાઓએ દિવસના ભોજન કરવું નહિ. આશ્વિન વદ ચતુર્દશી, અમાવાસ્યા અને કાર્તિક શુદ પ્રતિપદાના ત્રણ દિવસોને **દીપાવલિ** કહે છે. અમાવાસ્યાને દિવસે મધ્ય રાત્રિને વખતે સ્ત્રીઓએ પોતપોતાના ઘર સામેના આંગણામાંથી અલક્ષ્મીને હાંકી કાઢવી. *

ગુજરાતમાં અમાસને દિવસે મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતીની પૂજા કરવામાં આવે છે. આ પૂજનમાં શાહીનો ખડીયો એ મહાકાળી, રૂપીયો એ મહાલક્ષ્મી અને ચોપડા એ મહાસરસ્વતી મનાય છે. આ પૂજનને ચોપડાપૂજન કહે છે. ધનતેરશને દિવસે ધનનું પૂજન કરવામાં આવે છે.

---

* ઘરનો કચરો અરુણોદય પહેલાં રસ્તા ઉપર દરવાજા આગળથી બૂમ પાડતા જનારા ભંગીયાના શરીર ઉપર ફેંકવાનો કેટલેક ઠેકાણે રિવાજ છે. આ વિધિ ચૈત્રારંભ માનનારાઓ હોળીને બીજે દિવસે પરોઢીયામાં કરે છે. આ રિવાજ કર્ણાટકમાં જોવામાં આવે છે.

## વાળીનું પ્રાચીનત્વ

દીવાળીનો તહેવાર પ્રચારમાં કયારે આવ્યો તે ક શકય નથી, તોપણુ તેને આવું સ્વરૂપ પૌરાણિક કાળમાં પ્રાપ્ત થયું એ નિર્વિવાદ છે. કારણકે પુરાણુમાં કહેલી કેટલીએક કથાઓ સાથે તેનો સંબંધ જોડેલો દેખાય છે. અગીયારમા સૈકામાં પ્રસિદ્ધ આલ્બુરેની ઉર્ફે અબુરેહન-બીવનો એક વિદ્વાન ગૃહસ્થ-હિન્દુસ્તાનમાં આવ્યો હતો. તે વખતના હિન્દુ લોકોના આચારવિચારોનું તેમજ રાજકીય અને સામાજિક સ્થિતિનું તેણે જે ઐતિહાસિક વિવેચન કરેલું છે, તે ઉપરથી દીવાળીનો તહેવાર તે વખતે હાલની માફક જ પાળવામાં આવતો એવું દેખાય છે. અર્થાત્ આશરે ૯૦૦ વર્ષ પહેલાં હમણાંની માફક દીવાળીનો તહેવાર લોકો પાળતા હતા. પૌરાણિક કાળમાં શિવ અને વિષ્ણુનું મહત્ત્વ વધ્યા પછી તેમના ઉપાસકોએ તેમના પ્રિય દેવ માટે અનેક કથાઓ રચી અને પૂર્વકાળથી ચાલતા આવેલા કેટલાએક વિધિનો અને તહેવારોનો સંબંધ તે દેવો સાથે જોડ્યો. તેને લીધે દીવાળી એ વિષ્ણુના અવતાર શ્રીકૃષ્ણુની પ્રીત્યર્થે છે એવું ઠરાવવામાં આવ્યું. કૃષ્ણને માટે જેમ જેમ પૂજ્યબુદ્ધિ વધતી ગઇ તેમ તેમ કૃષ્ણુચરિત્રમાં અનેક અદ્‌ભુત કથાઓનો સમાવેશ કરવામાં આવ્યો. આપણે આ પૌરાણિક કાળની પાછળ જઇને વેદ અને ઉપનિષદ્‌કાળ પછીના સૂત્રકાળમાંની ( ૨૦૦૦ વર્ષ પહેલાંની ) સામાજિક સ્થિતિનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીશું તો એવું જણાશે કે તે વખતે પ્રચલિત અનેક ગૃહ્ય સંસ્કારોનું રૂપાંતર થઇને હાલના કેટલાએક તહેવારો પ્રચારમાં આવ્યા છે. તે વખતે દરેક ગૃહસ્થાશ્રમી પુરુષ વર્ષમાંથી સાત પાક કરતો હતો. એ યજ્ઞ કરવાનો

વિધિ પણ સુલભ હતો તેથી તેમાં વધારે ખર્ચ અથવા ત્રાસ થતો નહોતો. દાન ધર્મ કરવાં, અગ્નિ પ્રદીપ્ત કરીને પાકાહુતિ આપવી અથવા સત્પાત્ર, વિદ્વાન બ્રાહ્મણોને અન્નવસ્ત્ર આપવાં એની ગણતરી પાકયજ્ઞમાં થતી. ૧ અષ્ટક, ૨ પાર્વણ, ૩ શ્રાદ્ધ, ૪ શ્રાવણી, ૫ આગ્રયણ, ૬ ચૈત્રી અને ૭ આશ્વયુજી એવા સાત પાકયજ્ઞ દર વર્ષે જુદાજુદા મહિનામાં કરવામાં આવતા. તેમાંથી

### પાર્વણ, આશ્વયુજી અને આગ્રયણ

એ ત્રણ પાકયજ્ઞનું એકીકરણ અને રૂપાંતર થઇને હાલનો દીવાળીનો ઉત્સવ અસ્તિત્વમાં આવેલો હોય એવું જણાય છે. પ્રાચીન કાળથી આર્યોનાં અંતઃકરણમાં પિતરો માટે આદર અને પ્રેમ હોવાને લીધે દરેક પૂર્ણિમા અને અમાસને દિવસે તેમના પ્રીત્યર્થે પાર્વણ અથવા પિંડપિતૃયજ્ઞ નામનો પાકયજ્ઞ કરવામાં આવતો. તેમાં પણ નવું ધાન્ય ઘરમાં લાવતી વખતે જે યજ્ઞ કરવામાં આવતો તે વિશેષ મહત્ત્વનો હતો. હાલની દીવાળીની ઉત્પત્તિ વિષે આપેલી યમની વાત અને તે તહેવાર પછી તરત જ કરવામાં આવતું ભાઇબીજ નામનું સ્મારક અને બીજાં શાસ્ત્રોકત કૃત્યોનો સંબંધ પિતરોના રક્ષક યમ સાથે છે. પિતરોના ઉદ્ધાર માટે દીપોત્સવ, અધિકારાનુરૂપ સવ્યાસપવ્યથી યમતર્પણ કરવાની આજ્ઞા વગેરે જોતાં આસો વદ ०)) ને દિવસે પાર્વણ નામનો પાકયજ્ઞ—અને તે પણ મોટા ઉત્સાહપુર્વક—કરવાનો ચાલ જૂના વખતમાં રૂઢ થયો હતો એ સિદ્ધ થાય છે.

પૌરાણિક કાળમાં યમની જૂની કલ્પનાનો નાશ થયો અને તેને જુદું અને ભયંકર સ્વરૂપ પ્રાપ્ત થયું. વેદકાળમાં તે

નરકનો ધણી નહોતો, પણ સ્વર્ગમાંના એક મુખ્ય દેવ તરીકે તેને માન આપવામાં આવતું. તે સત્કર્મો કરનારને ગતિ આપનારો અને સજ્જનોનો સહાયકત છે એ પ્રમાણે તેનાં સ્તોત્રો ઋગ્વેદમાં ગાયેલાં જોવામાં આવે છે. ૧૦–૧૬–૧

પુરાણુમાં યમને સૂર્યપુત્ર કહેલો છે. સૂર્યની ગતિ સાથે મનુષ્ય માત્રનું આયુષ્ય ક્ષીણ થતું જાય છે. અર્થાત્ મૃત્યુના દિવસ સમીપ લાવનારૂં દેવતેજ તે સૂર્યપુત્ર એમ માનવામાં આવ્યું છે તેમાં નવાઈ નથી. વૈવસ્વત ( આકાશ ) એ પિતા અને શરણ્યુ ( અરુણોદય ) એ માતા; એમને પેટે યમ જન્મ્યો એમ ઋગ્વેદ કહે છે. યમની ભગિની યમીનો ઉલ્લેખ પણ તેમાં કરેલો છે, અને યમ તથા યમીની વચ્ચે અત્યંત પ્રેમ હતો એવું દર્શાવેલું છે. તેમને માટે કરેલું વિવેચન વાંચવામાં આવે તો દિવસ અને રાત્રિને જ યમ અને યમી એવાં અલંકારિક નામો આપવામાં આવેલાં હતાં એવું દેખાય છે. યમ-દ્વિતીયાના તહેવારને બંધુભગિનીના પ્રેમનું સ્મારક ઠરાવતી વખતે પૌરાણિક ગ્રંથકારોએ વેદકાલીન યમ અને યમીની જ કલ્પનાઓને પ્રગટ સ્વરૂપ આપ્યું એમ સ્પષ્ટ થાય છે. દીવાળીમાં સમાયેલો

## બીજો પાકયજ્ઞવિધિ

અશ્વયુજીનો છે. અશ્વયુગ અથવા આશ્વિન મહિનાની પૂર્ણિમાને દિવસે તે કરવામાં આવતો. ઋગ્વેદના છઠ્ઠા મંડળમાં જે ઉલ્લેખ મળે છે તે ઉપરથી એવું દેખાય છે કે અશ્વયુગ માસની પૂર્ણિમાને દિવસે ઇંદ્રને ખીર અર્પણ કરવામાં આવતી. બકરીનું ઘી (આજ્ય) યજ્ઞમાં રેડીને આશ્વિનઋયમાં અશ્વયુગદ્વયોને, પૂર્ણચંદ્રને, શરદ્ઋતુને અને પ્રજાપતિને આહુતિ આપવામાં

આવતી. ગાયોપ્રીત્યર્થ દહીં અને માખણની આહુતિ આપ્યા પછી ગાય અને વાછરડાને તે દિવસે રાતે ભેગાં રાખવામાં આવતાં. આ પુરાતન વિધિની જે માહિતી સાંખ્યાયને આપેલી છે તે ઉપરથી તે કૃષિવિષયક છે એ ચોખ્ખું દેખાય છે. તે જ દિવસે કૃષિની દેવતા સીતા પ્રીત્યર્થ યજ્ઞ કરવામાં આવતો અને નીચેના શબ્દોથી તેની પ્રાર્થના કરવામાં આવતી: "જેનામાં વેદપ્રણીત અને અહિક વૈભવ સર્વદા વાસ કરે છે એવી ઇંદ્રપત્ની સીતાની હું પ્રાર્થના કરૂં છું. મેં આરંભેલાં સર્વ કાર્યોમાં તે મને મદદ કરે. જેની પાસે અનેક અશ્વ અને અનેક ગાયો છે, જે આનંદનો નિધિ છે, જે સર્વ પ્રાણીમાત્રનું રક્ષણ કરે છે અને જેની પાસે ધાન્યનાં અનેક ખેતરો છે તેની હું યજ્ઞને વખતે પ્રાર્થના કરૂં છું. તે અવિચલ દેવતા મને કોઇ પણ વખતે એકલો ન મુકે" ( ૨–૧૭–૯ )

ફરક માત્ર એટલો જ છે કે કૃષિદેવતા સીતાને ઠેકાણે પુરાણ કાળમાં વિષ્ણુપત્ની લક્ષ્મીની સ્થાપના કરવામાં આવી: ધન-ધાન્યની દેવતા તરીકે લક્ષ્મીનું મહત્ત્વ બહુ વધ્યું. જૂના સંસ્કૃત સાહિત્યમાં લક્ષ્મીનું નામ મળતું નથી. જે પ્રમાણે રુદ્રના ભયંકર સ્વરૂપ ઉપરથી રુદ્રાણીને ભયાનક શક્તિદેવી માનવામાં આવી તે જ પ્રમાણે વિષ્ણુમાં જે સાત્ત્વિક અને સુખદાયક ગુણ હોવાનું પુરાણોમાં કહેલું છે તે ગુણોને છાજે એવી દિવ્ય પત્ની લક્ષ્મી છે એમ ઠરાવીને તેનામાં સહુથી ઉત્તમ ગુણોની સ્થાપના પુરાણકારોએ કરી. સીતાનું સ્થાન લક્ષ્મીએ લીધા પછી આશ્વિન માસની પૂર્ણિમાને દિવસે લક્ષ્મી-પૂજનનો ઉત્સવ કરવાનું શરૂ થયું. કોજાગરી પૂર્ણિમાના નામથી આ ઓચ્છવ કાલીના તેમજ બીજા દેવોના દેવાલયોમાં કર-

વામાં આવે છે. દીવાળીનું લક્ષ્મીપૂજન, કેટલેક ઠેકાણે જુગાર રમવાની પદ્ધતિ, કોજાગરી પૂર્ણિમાથી પિતરોપ્રીત્યર્થ આકાશ-દીવા સળગાવાનો રિવાજ, તે દિવસે નવીન ધાન્યની ખીર કરવાની રૂઢિ, નવી ડાંગરના પૌંઆ ખાવાનો રિવાજ, તે જ વખતે નવીન ધાન્યનો સ્થાલીપાક કરવાનો બંગાળા તરફનો રિવાજ, આ ઓચ્છવની સાથે ગોપૂજા અને ગોક્રીડનવિધિ કરવાની પદ્ધતિ વગેરે વસ્તુઓ ધ્યાનમાં લેતાં આશ્વયુગી ગૃહ્ય યજ્ઞને દીવાળી સાથે જોડવામાં આવેલો છે એમ સ્પષ્ટ થાય છે. પુરાણકાળમાં વેદકાલીન સીતા, ઇંદ્ર વગેરે દેવો ભૂલાઇ ગયા અને કૃષ્ણનું મહત્ત્વ વધ્યું. વિષ્ણુનો અવતાર જે કૃષ્ણ તે ઇંદ્રથી પણ શ્રેષ્ઠ છે એમ બતાવવા માટે તેના હાથે ઇંદ્રનો પરાજય થયો અને તેણે ટચલી આંગળી ઉપર ગોવર્ધન પર્વત ઉપાડી ગાયો અને ગોપીઓનું રક્ષણ કર્યું એમ દર્શાવવામાં આવ્યું. દરેક અવતારનો ઉદ્દેશ અસુરોનો સંહાર અને ગોબ્રાહ્મણનું પ્રતિ-પાલન છે. આ વિધાનો સાથે નરકાસુર અને બીજા દૈત્યોની કથાઓ રચવામાં આવી. પુરાણકારો યમરાજાને સ્વર્ગલોકમાંથી નરકલોકમાં લઇ આવ્યા તેને જ પછી નરકાસુર બનાવવામાં આવ્યો અને બીજા દૈત્યોની કથાઓ રચવામાં આવી, અને તેનું રહેઠાણ તેના પિતા સૂર્યની દિશા તરફ (પૂર્વમાં) પ્રાગ્જ્યોતિષપુરમાં હોવાની કથા રચી. આશ્વિન મહિનામાં આપણા દેશનું નૈસર્ગિક સૌંદર્ય અને સાંપત્તિક સ્થિતિ સારી હોવાથી આ કૃષિવિષયક તહેવાર સર્વ લોકોને આનંદદાયક અને ગ્રહણ કરવા લાયક લાગ્યો. ઘરમાં નવીન ધાન્ય આવ્યા પછી તેની અને તે આપવાને સાધનભૂત થયેલા ગોકુળની પૂજા કરવી એ પ્રાચીન સાત્ત્વિક આર્યોને ઇષ્ટ લાગ્યું. ગાયો અને ગોવા-

ળીયા વિષેનાં ઋગ્વેદમાં મળી આવનારાં સૂક્તો જોતાં ગોધન કેટલું મૂલ્યવાન મનાતું તે જણાઇ આવે છે. દીપોત્સવ, મંગળ-સ્નાન વગેરે ધાર્મિક વિધિઓ પ્રચારમાં આવ્યા તે પણ યોગ્ય જ છે. દીવાળીમાં આગ્રયણ નામના ત્રીજા વિધિનો સમાવેશ કરવામાં આવ્યો છે. અગ્રહાયન અથવા માર્ગશીર્ષ મહિનાની પૂર્ણિમાને દિવસે

## આગ્રયણ (નવાન્નેષ્ટિ)

કરવામાં આવતું. માર્ગશીર્ષ માસની પૂર્ણિમાની રાત્રિને સંવત્સરની પત્ની માનીને તેને આહુતિ આપવામાં આવતી. તે વખતે યુગના પંચવાર્ષિક મુદતના પાંચ સંવત્સરને સંવત્સર, પરિવત્સર, ઇદવત્સર, ઇદ્વત્સર અને વત્સરના નામથી સંબોધીને આહુતિ અર્પણ કરવામાં આવતી. અર્થાત સંવત્સરસમાપ્તિનો આ ઓચ્છવ હતો એમ જણાય છે; પરંતુ એ વિષે કાંઇ નક્કી કરી શકાતું નથી, કારણકે ગૃહ્યવિધિમાં ચૈત્રી એ ચૈત્ર મહિનાનો વર્ષનો છેવટનો વિધ છે એમ કહેલું છે. તે ઉપરથી ચૈત્ર મહિનો છેવટનો છે એવું ઠરે છે. જૂના વખતમાં માર્ગશીર્ષ મહિનામાં અનેક ધર્મવિધિ કરવામાં આવતા. મુખ્યત્વે કરીને ઋતુદેવતાને આહુતિ આપવામાં આવતી. ઋતુઓના વર્ણનમાં જોઇયે તો મધુ અથવા વસંત ઋતુને પહેલી ઋતુ માનેલી છે, અર્થાત્ ચૈત્ર અને વૈશાખ એ જ મહિના વર્ષારંભના મહિના ગણાવા જોઇયે. પરંતુ 'राजा कालस्य कारणम्' એ ઉક્તિ પ્રમાણે નવીન વર્ષનો દિવસ કાળે કરીને બદલાતો ગયો ને કોઇ વખત ચૈત્ર તો કોઇ વખત વૈશાખ, કોઇ વખત માર્ગશીર્ષ તો કોઇ વખત કાર્તિક માસને સંવત્સરનો પ્રથમનો મહિનો થવાનું

માન મળ્યું હશે. માર્ગશીર્ષની પાસેનો કાર્તિક મહિનો વરસનો પહેલો મહિનો છે એવું વિક્રમાદિત્યના ઇતિહાસમાં લખ્યું છે.

કાર્તિક મહિનાને રાજાની આજ્ઞાથી સંવત્સરનો પ્રથમ મહિનો ઠરાવવામાં આવ્યો અને તેને નૂતન વર્ષના પ્રારંભનો દિવસ ગણીને આનંદમાં ગાળવાનો રિવાજ પડવાથી દીવાળીને મહોત્સવનું સ્વરૂપ પ્રાપ્ત થયું. આશ્વિન માસનો દેવતા ઇંદ્ર અને કાર્તિક માસની દેવતા ધાત્રીનું પૂજન આપણા પૂર્વજો તે તે મહિનામાં કરતા હતા. હજી કાર્તિક મહિનામાં ધાત્રીપૂજનના નામથી વનભોજન અથવા આંવલીભોજન કરવામાં આવે છે.

## હેતુ અને બોધ

હિન્દુઓના અનેક તહેવારો છે તેમાં દીવાળી જેટલો પવિત્ર અને આનંદદાયક તહેવાર બીજો કોઇ પણ નથી. એ તહેવારોમાં સ્ત્રીઓ, પુરુષો અને બાળકો એ સર્વેને આનંદ થાય છે. એક બીજાને ત્યાં જવા આવવાની અને ઉપહાર કરવાની રૂઢિ હોવાને લીધે સમાજમાં પ્રેમભાવ વૃદ્ધિંગત થઇને બંધુભાવ વધે છે. ભાઇબહેનનો પ્રેમ કાયમ રહે એ માટે 'ભાઇ બીજ' કરવાનો જે વિધિ પ્રચારમાં આવ્યો છે તે પણ આર્યોની સાત્વિક વૃત્તિને શોભે તેવો છે. ગોપૂજાદિથી અસલના વખતના આર્યોનાં અંતઃકરણમાંની ગોપાલનની શ્રદ્ધા જણાઇ આવે છે. કૃષ્ણને ગોપાળ તરીકેનું માન પણ એટલા માટે જ આપવામાં આવે છે. હાલમાં સ્થપાયેલી ગોરક્ષણની સંસ્થાઓ જનાવરોની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરે છે. ધુળીયાની પ્રાણીરક્ષક સંસ્થા, મુંબઇની જીવદયાજ્ઞાનપ્રસારક મંડળી અને તે જ પ્રમાણે બીજે ઠેકાણે મુંગાં જનાવરોનું રક્ષણ કરવા માટે સ્થાપવામાં આવેલી સંસ્થાઓને પૈસાદાર લોકોએ મદદ કરીને

તેમની જનાવર તરફની દયા બતાવી આપી છે, અને તેથી તેમને ધન્યવાદ ઘટે છે. તેમની વિનંતિ પર વિચાર કરીને કેટલાંએક દેશી રાજ્યોએ ધાર્મિક તહેવારોમાં થનારા પશુવધ પણ બંધ કર્યા છે એ આનંદની વાત છે. દીપોત્સવથી રાત્રિ અને દિવસનું અંતર દૂર કરવું એ જ દીવાળીનું મુખ્ય અંગ છે. યમ અને યમીની મુલાકાત એટલે રાતના અંધારાને દૂર કરીને તેને દિવસના જેવી ઉજળી કરવી. અજ્ઞાનનું આવરણ તે અંધકાર છે, તેને દૂર કરી દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થાય એવું કરવું એ જ દીવાળીના તહેવારનો ખરો ઉદ્દેશ છે.

---

કારતક મહિનો અંગ્રેજી નવેમ્બર મહિનાના અરસામાં આવે છે. આ મહિનામાં ચાતુર્માસની માફક અનેક પદાર્થો નિષિદ્ધ મનાયેલા છે. કાર્તિકસ્નાન કરવું. દાન આપવાં. પુરાણ શ્રવણ કરવાં, આકાશ-દીવો સળગાવવો વગેરે વિધિ કહેલા છે. આ મહિનામાં પ્રતિપદાને દિવસે બલિદૈત્યની પૂજા, દીપોત્સવ, ગોક્રીડા, ગોવર્ધનપૂજા, માર્ગપાલીબંધન, ગજઆદિ વગેરે રમતગમત, જુગાર, સ્ત્રીઓએ દીવા ઉતારવા વગેરે વિધિઓ કરવા. આ મહિનાના મુખ્ય તહેવાર બલિપ્રતિપદા, યમદ્વિતીયા, તુલસીવિવાહ, ધાત્રીપૂજન અને ત્રિપુરી પૂર્ણિમા છે. કારતક શુદ ૧૧ ને દિવસે વિષ્ણુની નિદ્રા પૂરી થાય છે તેથી તે તિથિને બોધિની એકાદશી કહે છે. તે દિવસે પંઢરપુરમાં મોટી જાત્રા ભરાય છે.



# બલિપ્રતિપદા

પ્રબળ પ્રતાપી દૈત્યાધિપતિ બલિને મ્હાત કરવા સુરોમાં શ્રેષ્ઠ વામને બટુ વેષ ધારણ કર્યો તેનું ઐતિહાસિક વિવેચન વામન દ્વાદશીના મથાળા નીચે આપેલું છે. વામને ત્રીજું પગલું બલિના મસ્તક ઉપર મુકી તેને પાતાળમાં દાબી દેતાં પહેલાં બલિની વિનંતિથી તેને વરદાન આપ્યું: "જો કે મેં તને પાદાક્રાંત કર્યો છે, તોપણ તારી ભક્તિને વશ થઇને હું તને એવું વરદાન આપું છું કે તારૂં સ્મરણ સર્વત્ર અને ચિરકાલ રહે તેટલા માટે કારતક શુદ પ્રતિપદાને દિવસે તારા નામે લોકો આનંદોત્સવ કરશે. તારી વિનંતિને માન આપીને હું એવી આજ્ઞા કરૂં છું, કે તે દિવસે કોઇએ સુરાપાન અથવા બીજો અનાચાર કરવા નહિ. કાર્તિક શુદ પ્રતિપદાને બલિપ્રતિપદા માનીને તેની પૂજાઅર્ચા દરેક ગૃહસ્થાશ્રમીએ કરવી." આ પ્રમાણે બલિને આશીર્વાદ આપ્યા તેથી દીવાળી અને બલિપ્રતિપદાનો

## શાસ્ત્રોક્ત વિધિ અને રૂઢિ

એવી છે કે ઘરના વચ્ચેના ઓરડામાં બલિ અને તેની પત્ની વિંધ્યાવલીનું ચિત્ર કાઢી તેની પૂજા કરવી. રાત થતાં જ દીપની આરાધના કરીને આખું નગર શણગારવું. રાત્રે રાજાએ નગરમાં દરબારીઓ સાથે ફરીને શહેરવાસીઓનો વૈભવ જોઇ સંતુષ્ટ થવું. તે દિવસે ગજગ્રાહ ( Tug of war ) ની રમત રમવી. એક લાંબી લાકડીને દર્ભ વીંટાળી તે દેવઘરનાં બારણાં આગળ અથવા ચોરા ઉપર મુકવી. તેનો એક છેડો હલકા વર્ણના લોકોએ અને બીજો છેડો ઉંચા વર્ણના લોકોએ પકડવો. બન્ને બાજુની પાછળ બાર બાર હાથના અંતર ઉપર એક એક રેષા કરવી પછી બન્ને બાજુએ લાકડીને પોતાની બાજુએ ખેંચવી અને જે પક્ષ તેને બાર હાથ સુધી ખેંચી લઇ જાય તેનો જય થયો એમ માનવું. આ જયચિહ્ન રાજાએ ખાસ જોવું.

તે દિવસે મહારાષ્ટ્રના કેટલાએક ભાગમાં ખેડુત અને બીજા લોકો છાણની પુતળીઓ તૈયાર કરી જમીન ઉપર મુકે છે. તેમને પાંચ પાંડવ અને કુંતિ કહે છે. તેમની પૂજા કરીને તેમને નવા અન્નનો થાળ ધરે છે, પછી તે પુતળીઓને છાપરા પર મુકવે છે અને પૂર્ણિમાને દિવસે તેમનો દેવતા સળગાવી તેના ઉપર નવા ચોખાની ખીર રાંધે છે. મુંબઇમાં તે દિવસે કેટલાએક ઉંચા વર્ણના લોકોમાં કમાડમાં છાણની બનાવેલી પુતળી મુકી તેના ઉપર દીવા મુકવાનો તથા પાંચ પાંડવ કરવાનો રિવાજ છે.

કૃષ્ણની સલાહથી ગોવાળીયાઓએ ઇંદ્રનો ઓચ્છવ ન કરતાં ગોવર્ધનની પૂજા કરી. તે પ્રીત્યર્થે હાલ ગાયોની પૂજા કરવાનો રિવાજ છે. ઢોરનાં શીંગડાં રંગીને ગેરૂ લગાડે છે અને ડીલ ઉપર લાલ રંગનાં ટપકાં કરે છે. તેમની પૂજા કર્યા પછી તેમના ગળામાં રોટલી અને નારીયેળની કાચલી બાંધી તેમને દોડાવે છે. કર્ણાટકમાં તે દિવસે ગોવાળીયાઓને પૈસા આપવાનો રિવાજ છે.

ગુજરાતમાં વિક્રમ સંવત અને દક્ષિણ દેશમાં શાલિવાહન શક ચાલે છે એમ પાછળ કહેલું જ છે. આ તરફ ઉદ્યમી અને વેપારી લોકો કારતક માહનાથી નવું વરસ ગણે છે. જુના વખતમાં ગાયકવાડી રાજ્યમાં સરકાર દરબારમાં જેઠ મહિનાથી એટલે ચોમાસાની શરૂઆતથી નવું વરસ ગણવાનો રિવાજ હતો. તેને મૃગસાલ કહેવામાં આવતું. હવે એ રિવાજ મટીને જુલાઇની આખરમાં નવું વરસ બદલાય છે. તોપણ સાધારણ રીતે કારતક શુદ પડવાને વર્ષારંભનો દિવસ ગણીને તે પ્રેમપૂર્વક પાળવામાં આવે છે. તે દિવસે દોસ્તદારો અને સગાંવહાલાંઓ એકબીજાને ઘેર મળવા જાય છે. મહારાષ્ટ્રમાં જેવી રીતે ઘરની સામે બલિ કાઢીને તેની પૂજા કરવાનો રિવાજ છે, તેવો રિવાજ ગુજરાતમાં નથી. તે દિવસે મન્દિરોમાં અન્નકુટ થાય છે. તેમાં જાતજાતનાં પકવાનો, શાકભાજી, ભાત વગેરે બનીવીને ઠાકોરજીને તેનું નૈવેદ્ય બતાવે છે. એ અરસામાં ગુજરાતમાં નવું અનાજ પાકતું હોવાથી પ્રથમ ઠાકોરજીને નૈવેદ્ય બતાવવાનો રિવાજ

પડેલો હશે. શ્રીકૃષ્ણે ગોવર્ધનનો ઉદ્ધાર કર્યો તે ખાતર આ તહેવાર પાળવામાં આવે છે એમ ગુજરાતમાં મનાય છે. દીવાળીના નવાજૂની સાથે અન્નકૂટનો સંબંધ છે એવું કહેવામાં હરકત નથી. કારતક શુદ પડવાને ગુજરાતમાં 'જાર પટોળા' કહે છે.

## હેતુ અને બોધ

આ તહેવાર અત્યન્ત વિશાળ સ્વરૂપનો છે અને પ્રાચીન કાળની રાજ્યનીતિનું શુદ્ધ અને સાત્વિક સ્વરૂપ ધ્યાનમાં રાખવાનું તે એક સાધન છે. શત્રુનો પરાજય થયા છતાં તેને યોગ્ય માન આપવામાં આવતું અને તેના યોગ્ય ગુણોની કદર કરી તેને છાજે એવું વર્તન તેની સાથે રાખવામાં આવતું. મહાભારતમાં ઠેકાણે ઠેકાણે જે રાજનીતિ અને રાજકારણની બાબતનો ઉલ્લેખ કરવામાં આવેલો છે, તે વાંચીયે છીયે ત્યારે પ્રાચીન આર્ય વીરોએ આ બાબતનો કેટલો બધો ઉંડો વિચાર કરેલો હતો તે જણાઈ આવેછે. પ્રજાએ કરેલા ઓચ્છવો અને તહેવારો તરફ સહાનુભૂતિ બતાવી તે વધારે ઉત્સાહથી થાય એવું કરવામાં પણ રાજાઓ પોતાનો ધર્મ માનતા હતા. હાલ પણ દેશી રાજાઓ મોટા તહેવારોને વખતે પ્રજાજનને જે પોતાના દર્શનનો લાભ આપે છે, એ રિવાજ પ્રાચીન રૂઢિનો છે. ગજગ્રાહની રમત શારીરિક બળ અજમાવવા માટે છે. હલકા અને ઉંચા વર્ણના લોકો આ બાબતમાં ક્યાં સુધી બરોબરી કરી શકે છે તે જોવાના ઉદ્દેશથી તે કરેલો હશે એમ લાગે છે. જો કોઈ વર્ગ નબળો જોવામાં આવે તો તે દૂર કરવાને રાજા તરફથી કાંઈ યત્ન કરવામાં આવતો કે નહિ તે સમજાતું નથી. પણ રાજા

તરફથી માન મેળવવા માટે દરેક વર્ણ પોતાનું શરીરસામર્થ્ય વધારવાનો યત્ન કરતો હતો એમ માનવાને હરકત નથી. ચાલુ જમાનામાં સમાજના આગેવાનો તરફથી બલિપ્રતિપદા જેવા તહેવારોને દિવસે જુદા જુદા મરદાની ખેલોની યોજના કરીને, હરિફાઇમાં જય સંપાદન કરનારાઓને ઉત્તેજન આપવાની ખાતર મેળાવડા ભરી તેમાં ઇનામ આપવાની વ્યવસ્થા કરવામાં આવે તો ઠીક થાય.એકાદો ખેલ રાષ્ટ્રીય ઠરાવી તેમાં નાનામોટાઓએ પ્રાવિણ્ય બતાવવું જોઇયે. એમ કરવાથી ઘણો ફાયદો થશે. પ્રાચીન કાળમાં અત્યંત શ્રેષ્ઠ પદવીએ પહોંચેલી મલ્લવિદ્યાનો જીર્ણોદ્ધાર કરવા તરફ પણ સમાજસુધારકોએ ધ્યાન આપવું જોઇયે.

---

# યમદ્વિતીયા અથવા ભાઈબીજ

કારતક શુદ બીજનો દિવસ યમદ્વિતીયાના નામથી પ્રસિદ્ધ છે. તે દિવસે મૃત્યુદેવ યમરાજા પોતાની બહેન યમુનાને ઘેર ગયા હતા અને તેને વસ્ત્રાલંકાર વગેરે આપી તેને ત્યાં ભોજન કર્યું હતું એવી કથા પુરાણમાં છે. આ દિવસ ભાઇ-બહેનની મુલાકાતનો છે, અને બહેન તે દિવસે ભાઇની પૂજા કરે છે, તેથી તે તહેવારને ભાઇબીજ કહે છે. યમદ્વિતીયા અથવા ભાઇબીજનો પ્રચાર ગુજરાતમાં બહુ નથી. તોપણ કાઠીયાવાડમાં બહેનને ઘેર ભાઇનો જમવાનો અને શક્તિ અનુસાર બહેનને કાપડું કરવાનો રિવાજ પડતો જાય છે. શાસ્ત્રકારોએ આ કૌટુંબિક વિધિને ધર્મમાં દાખલ કરી એમ ઠરાવ્યું કે આ તહેવાર પાળવો એ દરેક ભાઇ અને બહેનનું શ્રેષ્ઠ કર્તવ્ય છે. તે મુજબ સર્વ ઉંચા વર્ણના લોકો એ તહેવાર પાળે છે. સગી બહેન ન હોય તો કાકાની દીકરી, ફઇની દીકરી અથવા

મામાની દીકરીને ત્યાં જઇને પણ હેતથી ભોજન ગ્રહણ કરવાને અને શક્તિ મુજબ તેને કાંઇ પણ ભેટ આપવાને કોઇ ભૂલતું નથી, તે જોઇને મનને અવર્ણનીય આનંદ થાય છે. એક જ માને પેટે જન્મેલાં બે બાળકોની સ્થિતિ ઘણીવાર ભિન્ન હોય છે. તેમાં પણ ભાઇ અને બ્હેનની સ્થિતિમાં કોઇ કોઇ વખત જમીન આસમાનનો ફેરક હોય છે. ધનકનકના વૈભવથી પોતાનાં સગાંને ભૂલી જનારા ભાઇને અથવા બ્હેનને આ યમદ્વિતીયાનો તહેવાર તેમનાં કર્તવ્યકર્મની યાદગીરી આપે છે. જોકે દીવાળીના દિવસે અનેક સગાંઓ હેતથી એકબીજાને મળે છે, તોપણ તે તહેવારોની સાથે આ ભાઇબીજનો દિવસ સ્વતંત્ર રીતે ગોઠવવાની યોજના કરનારાઓને ખરેખર ધન્યવાદ ઘટે છે. ભાઇઓ ! તમે ગરીબ હો કે તવંગર હો, તોપણ તમારે માટે તમારી બ્હેનના અંતઃકરણમાં જે શુદ્ધ પ્રેમ વસે છે તેની તમને કલ્પના પણ થઇ શકે ખરી ?

દીવાળીના મથાળા નીચે યમ અને યમીની માહિતી આપતી વખતે અમે કહ્યું છે કે દિવસ અને રાતની મુલાકાતનું વેદગાયકોએ કરેલું એ વર્ણન છે. જે વખતે સુય અસ્ત પામે છે તે વખતે રાત્રિની મુલાકાત લેતી વેળાએ, આકાશમાં સૂર્યનાં સોનેરી કિરણોના તેજથી જે અનુપમ ચિત્ર તૈયાર થાય છે તેનું યથાર્થ વર્ણન આજ સુધી કોઇ કવિ કરી શકયો નથી અથવા કોઈ ચિત્રકારને પણ તે તંતોતંત કાઢતાં આવડયું નથી. બંધુ અને ભગિનીના પ્રેમને વિષે પણ એમ જ છે. તે પ્રેમ અવર્ણનીય છે. તે પ્રેમ અતિ વિશાળ અને અતિ શુદ્ધ છે. જેમના મનમાં સદાકાળ તે વસે છે તે જ તેની કિંમત કરી શકે છે, તે જ તેના આનંદનો

ઉપભોગ લઈ શકે છે. એ દષ્ટિએ ભાઈબીજનો દિવસ આપણને એમ કહે છે કે ભાઇબહેનોએ એકબીજા માટે પ્રેમ રાખી સામાજિક ઉન્નતિ સાધવાને શક્તિ અનુસાર પ્રયત્ન કરવો જોઇયે; અને યમદ્વિતીયા જેવા દિવસે આપણે એક દિવસ યમરાજાની મુલાકાતે જવું છે એ ધ્યાનમાં રાખીને આપણે આપણા અસંખ્ય ભાઇઓ અથવા બહેનોની ઉન્નતિ માટે શું કર્યું છે તેનો વિચાર કરવો ઘટે.



# તુલસીવિવાહ

દર વરસે કારતક શુદ બારસને દિવસે તુલસીનો વિવાહ કરવામાં આવે છે. એ વિષે પદ્મપુરાણમાં એવી કથા છે કે અસલના વખતમાં જાલંધર નામનો એક મહાપ્રતાપી અને અસાધારણ યોદ્ધો થઇ ગયો. તેણે દેવોને પાદાક્રાંત કર્યા અને પોતાના ભાઇબંધ દૈત્યોને સુખી કર્યા. તેની વૃંદા નામની સ્ત્રી મહા-પતિવ્રતા હતી. તેના પુણ્યપ્રતાપે જાલંધર ત્રિભુવનમાં અજેય થઇ બેઠો, માટે તેને કેવી રીતે હરાવવો તેની દેવોને ફીકર થઈ. જાલંધરે ઇંદ્રપુર પર હલ્લો કરી દેવેંદ્રને હરાવવાની મોટી તૈયારી કરવા માંડી, અને દેવ અને દૈત્યોમાં ભયંકર યુદ્ધ થયું. એમાં અનેક દેવો મરાયા ત્યારે જાલંધરને વશ કરવાને શ્રીવિષ્ણુએ એક કપટ રચ્યું. તે જાણતા હતા કે જાલંધરનું આ અતુલ બળ તેની પત્નીના જાજવલ્યમાન પાતિવ્રત્યને જ આભારી હતું. તેથી તેને નષ્ટ

કરવાની તેમણે યુક્તિ કરી. જાલંધર રણમાં મરણ પામ્યો છે એમ બતાવવા ખાતર બે વાંદરાઓ પાસે જાલંધરના શિર અને ધડ જેવા બરાબર દેખાતા બે અવયવોના ભાગ વિષ્ણુએ તેની પત્ની આગળ લાવી મુકાવ્યા, ત્યારે વૃંદા દુઃખથી વ્યાકુળ થઇને અત્યંત શોક કરવા લાગી. એટલામાં એક કપટી સાધુએ સંજીવની મંત્રથી તે જાલંધરને સજીવન કર્યો. આ રીતે વિષ્ણુ જાલંધરને વેષે સતી વૃન્દાની પાસે ઉભા રહ્યા. તે વખતે પરમાનંદથી ઘેલી થયેલી વૃંદાએ પોતાનો મૃત પતિ સજીવન થયો એવું માનીને જાલંધર રૂપી વિષ્ણુને આલિંગન આપ્યું. આ પ્રમાણે વિષ્ણુ તેને ઘેર રહેવા લાગ્યા. વૃંદા ભલે અજ્ઞાન હતી, પણ તેનું પાતિવ્રત્ય ખંડિત તો થયું જ. તેથી જાલંધર ધીમે ધીમે બલહીન થતો ગયો અને છેવટે સંગ્રામમાં પડ્યો. કાળે કરીને વૃંદાને ખરી હકીકત માલમ પડી, ત્યારે અત્યંત કોપથી સંતપ્ત થઇ તેણે વિષ્ણુને શાપ આપ્યો કે તને પણ પત્નીનો વિયોગ થઇ બે મર્કટોની સહાય લેવાનો વખત આવજો. રામાવતારમાં પછી તે જ પ્રમાણે થયું. ત્યારબાદ અગ્નિની ચિતા ખડકીને વૃંદાએ તેમાં પ્રવેશ કર્યો. પોતાના કપટાચરણથી વૃંદા સમી મહા સાધ્વીનો નાહક નાશ કર્યો તેથી વિષ્ણુને બહુ પશ્ચાત્તાપ થવા લાગ્યો. તેની ચિતા પાસે તે ઘેલાની માફક બેસી રહ્યા. તેનું ઘેલાપણું દૂર કરવા ખાતર પાર્વતીએ સ્મશાનભૂમિમાં તેની રાખ ઉપર તુળસી, આમળી અને માલતીનાં બી વાવ્યાં અને તેના ત્રણ રોપા ઉછેર્યા. તેમાંથી તુલસી સર્વ ગુણે વૃંદાની તુલ્ય હોવાથી તે વિષ્ણુને બહુ પ્રિય થઈ પડી. પછી વૃંદાએ રુક્મિણી રૂપે અવતાર લીધો અને વિષ્ણુ કૃષ્ણાવતાર રૂપે અવતર્યા, ત્યારે તેમની સાથે

તેના કારતક શુદ ૧૨ને દિવસે વિવાહ થયા. આ રુક્મિણીકૃષ્ણ વિવાહ દરસાલ બધા હિન્દુઓ ઉજવે છે.

## શાસ્ત્રોક્ત વિધિ અને રૂઢિ

તે દિવસે સર્વ હિન્દુ લોકોમાં તુલસીવિવાહ કરવાનો રિવાજ છે. તુલસીક્યારાને લીંપીને સુશોભિત કરે છે અને તેમાં શેરડી પુરીને આમળાં અને લીલી આમલી નાંખે છે. વૃંદાવનની આસપાસ શેરડીનો સુશોભિત મંડપ તૈયાર કરવામાં આવે છે. રાતના પહેલા પ્રહરમાં બધી પૂજા પૂરી કરવામાં આવે છે. પછી મંડપની આસપાસ આરતી, દીપારાધના, મંગલાષ્ટકો વગેરે કરવામાં આવે છે અને ભેગા થયેલા લોકોને ધાણી, મમરા, શેરડીની ગંડેરી વગેરેનો પ્રસાદ વહેંચવામાં આવે છે. સૌભાગ્યવતી સ્ત્રીઓ તે જ દિવસે તુલસીને આરતી ધરે છે. ચાતુર્માસમાં હિન્દુ લોકો વિવાહ કરતા નથી. તુલસીવિવાહ અને ચાતુર્માસની શરૂઆતની વચ્ચેના ગાળામાં જે શુભ મુહૂર્ત આવે છે તે મુહૂર્તે વિવાહ થાય છે. જેને દીકરી ન હોય એવા પૈસાદાર લોકો તે દિવસે કૃષ્ણ-રુક્મિણીનો વિવાહ ખરા લગ્નની માફક ખૂબ ધામધૂમથી કરે છે. ગુજરાતમાં ઘરેઘર તુલસીવિવાહ થતા નથી, પણ મન્દિરમાં અગીયારશને દિવસે થાય છે. કાઠીયાવાડમાં શુદ ૯–૧૦–૧૧ ને દિવસે સ્ત્રીઓ ઉપવાસ કરે છે અને ગામના એકાદ પ્રસિદ્ધ ઠેકાણે શ્રીકૃષ્ણની મૂર્તિને સ્થાપી વિવાહનો સમારંભ કરે છે. ત્યાં ગામના લોકો પોતાની શક્તિ અનુસાર શેરડી અને ચુંદડીઓ ભેટ તરીકે મોકલે છે.

## તુલસીનું માહાત્મ્ય

હિન્દુ કહેવડાવનાર દરેકના બારણા આગળ તુલસી-

ક્યારો હોવાનો જ. પછી તે ઉચ્ચ વર્ણનો બ્રાહ્મણ હોય કે નીચ મનાતો ઢેડ હોય. તુલસીપૂજન એ હિન્દુધર્મના અનેક લક્ષણોમાંનું એક ખાસ લક્ષણ છે એમ કહેવાને હરકત નથી. સ્ત્રીઓ તો તેને સૌભાગ્ય આપનારી અને મહાપતિવ્રતા માને છે. તુલસી માટે હિન્દુઓનાં અંતઃકરણમાંનો પૂજ્યભાવ છે જ; પણ બીજા ધર્મના લોકો પણ તુલસી માટે આદર ધરાવે છે. આ બધું જોતાં આ વનસ્પતિને વિષે દુનીયામાં એટલી બધી ભક્તિ કેમ હશે એની નવાઇ લાગે છે. *અંગ્રેજી ભાષાના કોષમાં તુલસીનો અર્થ પવિત્ર ઝાડ એવો કરવામાં આવેલો છે. ગ્રીક ભાષામાં તુલસીને 'બેઝિલિકૉન્' કહે છે, અને એ શબ્દનો મૂળ અર્થ 'રાજયોગ' એવો થાય છે. ફ્રેંચ અને જર્મન ભાષામાં તુલસી માટેના શબ્દો ગ્રીક શબ્દોની માફક બહુમાનાર્થી છે. ઇટાલી અને ગ્રીસ દેશમાં પ્રાચીન કાળમાં તુલસીમાં કંઇ ખાસ ગુણહોવાની માન્યતા હતી. તુલસીપત્ર ઉપર પકવાન્નનો થાળ લાવી મુકવામાં આવે તો સ્ત્રીઓ તેને અડકતી નહોતી. તુલસીની નાની ડાંખળીઓ પોતાની સાથે મન્દિરમાં લઇ જતી અને ઘેર આવી તેનાં પત્રો ભોંય ઉપર નાંખતી. એવું કરવાથી નવું વર્ષ હીમેખીમે જશે એવું સ્ત્રીઓ માનતી.

તુલસીપત્ર ખાવાથી મંદવાડ થતો નથી એવી પણ તેમની માન્યતા હતી. તુલસીપત્ર કબાટમાં રાખવાથી આખું વરસ ઉંદર, કંસારી, કીડા વગેરેથી કપડાંનો બચાવ થાય છે એમ પણ તેઓ માનતી. ખ્રિસ્તની કબર ઉપર તુલસીનો છોડવો ઉગ્યો હતો એવું ખ્રિસ્તીઓ માને છે. પોતાના પ્રેમીની કબર

*મિ. ફ્રેંડનું Tale of the Tulsi Plant જુઓ.

પર તુલસીનો છોડ રોપ્યાનો ઉલ્લેખ એક અંગ્રેજી નવલકથામાં આવે છે. તુલસી એટલી પવિત્ર મનાયેલી છે કે દાન આપતી વેળા હિન્દુઓ તુલસીપત્રનો ઉપયોગ કરે છે.

## હેતુ અને બોધ

તુલસી સંબંધી વિચાર કરનારા આધુનિક સુશિક્ષિત લોકો અને બીજાઓ એવું પ્રતિપાદન કરે છે કે આ ઝાડો (વડ, પીપળો, ઉંબરો)ની પૂજા અને પ્રદક્ષિણા કરવાનો હેતુ એ છે કે તેમના નિકટ સહવાસથી પૂજા કરનારનું આરોગ્ય વધે છે. બારણા આગળ વાવેલા એક વેંત જેવડા તુલસીના રોપાની પૂજા કરી તેને પાંચ પ્રદક્ષિણા ફરવાથી આરોગ્ય વધવાનો સંભવ નથી એવું કોઇ પણ કબુલ કરશે. તે જ પ્રમાણે તુલસીના એક બે રોપા આંગણાંમાં ઉગાડવાથી આજુબાજુની હવા શુદ્ધ થશે અને કુટુંબનું આરોગ્ય સચવાશે એ પણ સંભવિત નથી. માટે નવી દૃષ્ટિથી તુલસી માહાત્મ્યનો વિચાર ન કરતાં જુની કથા ઉપરથી શો બોધ લઇ શકાય એમ છે તેનો વિચાર કરીયે. વૃંદાના પાતિવ્રત્યને લીધે જાલંધરને સામર્થ્ય પ્રાપ્ત થયું એવું જે કહેલું છે તેનો અર્થ એટલો જ કે પત્ની પતિપરાયણ હોવાને લીધે તેની સલાહ અને તેની ધારણાથી તે દરેક કાર્યમાં યશ મેળવતો ગયો; પરંતુ વિષ્ણુના કપટથી તેના સહકારથી વંચિત થયો અને તેથી રણમાં મરાયો. કૌટુંબિક તેમજ રાજકારણના કાર્યોમાં પ્રાચીન કાળની સ્ત્રીઓ પોતાના પતિને મદદ કરતી. કૈકેયી અને સત્યભામા પોતાના પતિ સાથે રણાંગણમાં ગયેલી એવું પ્રાચીન ગ્રંથો ઉપરથી જણાય છે. રાણી ચંદ્રાવતીનો પતિ રાણો જયવંતસિંગ હારીને જ્યારે

વેર પાપ્યો, ન્હાસી આવ્યો, ત્યારે રાણીએ તેને કિલ્લાના દરવાજામાં પેસવાયે ન દીધો. ત્યાંથી તેને પાછો યુદ્ધ કરવા મોકલ્યો. ઇતિહાસ આ વાતની સાક્ષી પુરે છે. આવી રીતે સહધર્મચારિણી થઇને પોતાના પતિને જેમણે મદદ કરી એવી સ્ત્રીઓ પોતાના કુળને અને દેશને ભૂષણરૂપ થઈ છે. હાલ આપણા દેશની સામાજિક સ્થિતિ જોતાં સ્ત્રીઓમાં આપણી જોડે સહકાર કરવા જેટલી લાયકાત આપણે રહેવા દીધી હોય એવું દેખાતું નથી. રસોડાનાં તથા સુવાવડનાં કામો તેમને સોંપી આપણે તેમને અજ્ઞાનના અંધારામાં ડુબાડી દીધી છે; આવી સ્ત્રીઓ ભલેને પતિવ્રતા હોય તોયે વ્યવહારના કામમાં તેમની પાસેથી શી સલાહ અને મદદ મળે? જાલંધરની પત્ની વૃંદામાંથી ઉત્પન્ન થયેલો તુલસીનો કોમળ છોડ પુરુષોને સ્ત્રીઓની લાયકાત વધારવાને અને સ્ત્રીઓને જ્ઞાનપ્રાપ્તિદ્વારા પોતાની લાયકાત વધારી પુરુષોને ઉપયોગી બનવાને કહી રહેલો છે. પોતાને આ કર્તવ્યનું ભાન કરાવવા માટે દરેક સ્ત્રીપુરુષે સવારના પહોરમાં તુલસીનાં દર્શન કરતી વેળા તેની પાછળ રહેલા વૃંદાના મહત્ત્વનું સ્મરણ કરવું ઘટે છે.

---

# ધાત્રીપૂજન

બંગાળામાં કારતક મહિનામાં જગદ્ધાત્રીપૂજા ' નામનો એક મોટો ઓચ્છવ થાય છે. તે ઓચ્છવ હિન્દુસ્તાનના આ ભાગમાં થતો નથી. તોપણ કારતક શુદ દશમથી પૂનમ સુધી વનમાં જઇને આમળી (આમળાનું ઝાડ)ની પૂજા કરવાનો અને ત્યાં જ ધામધુમથી ભોજન કરવાનો રિવાજ જોવામાં આવે છે. તે ઉપરથી એ ઓચ્છવનું નામ ' આમળી ભોજન ' પડેલું છે. તે પૂજા દામોદરની પ્રીતિના નિમિત્તે કરવામાંઆવે છે. મહારાષ્ટ્ર, કર્ણાટક, ગોવા, કોચીન વગેરે ઠકાણે ' આમળી ભોજન ' ના રિવાજ ઉપરાંત એકાદ દેવતાની મૂર્તિને વાજતે-ગાજતે નજીકના વનમાં આમળીના ઝાડ નીચે લઇ જવામાં આવે છે. એકાદ વિસ્તૃત અને શાંત જગા જોઇને તે ઠેકાણે આમળીના ઝાડની આસપાસ ઓટલો બાંધેલો હોય છે. ભોજન

થયા પછી સાંજને વખતે લોકો દેવતાને પાલખીમાં બેસાડી વાજતેગાજતે ઘેર લઇ આવે છે. આ પૂજનથી ધાત્રીદેવી સંતુષ્ટ થાય છે અને ભોજન કરનારાનાં પાપ ધોવાઇ જાય છે એવી માન્યતા છે. ગુજરાતમાં ધાત્રીપૂજન, (આમળી પૂજન) વૈકુંઠચતુર્દશી અને ત્રિપુરીપૂર્ણિમા કોઇ ઉજવતું નથી. માત્ર મન્દિરોમાં પ્રસંગોપાત ઉજવવામાં આવે છે. વડોદરા જેવા શહેરમાં દક્ષિણી લોકોની વસ્તી છે તેથી પબ્લિક પાર્ક જેવા રમણીય સ્થળે જઇને ત્યાં વનભોજન અથવા ઉજાણી કરવાનો રિવાજ છે. સરકાર તરફથી ઉજાણી વખતોવખત થાય છે. આવી જાતની ઉજાણીઓ રાજા અને પ્રજામાં પ્રેમભાવ પેદા કરનારી હોય છે. હાલના વખતમાં આવા વનભોજનનું સ્વરૂપ બદલાયેલું હોવાથી શહેરોમાં રહેનાર લોકો જોકે તેનું ધાર્મિક મહત્ત્વ નથી સ્વીકારતા, તોપણ વરસમાં એક બે વખત ભાઇબંધો જોડે પોતાના રહેઠાણથી જરા દૂર એવે સ્થળે ત્યાં એકબે દિવસ મોજમાં ગાળે છે. વનભોજનનો આ રિવાજ ખરેખર લાભદાયી છે. તે ધર્મની સાથે જોડાયેલો હોવાથી કેટલાએક હિંસાત્મક અને કોમી રિવાજો બંધ થવાનો સંભવ છે. હાલમાં મુંબઇના સમાજસેવકસંઘે (Social Service League) પોતાના કાર્યક્રમમાં આવા વનભોજનોને દાખલ કરવાનો પ્રારંભ કર્યો છે. અને શહેરમાં રહેનાર ગરીબ છોકરાઓને વરસમાં એકવાર સ્વચ્છ વાતાવરણ અને પુષ્કળ અજવાળું હોય એવે સ્થળે લઇ જઇ ત્યાં સ્વાદિષ્ટ ભોજન પીરસે છે. આમ એ બાળકોમાં નિસર્ગ વિષે પ્રેમ ઉત્પન્ન કરવાનો એમણે સરસ ઉપાય શોધી કાઢ્યો છે. આપણા ગરીબ બાંધવોની આવી રીતે ખબર લેનાર દેશસેવકોને ધન્ય છે.

---

# વૈકુંઠચતુર્દશી

કારતક શુદ ૧૪ એ 'વૈકુંઠચતુર્દશી' ના નામથી પ્રખ્યાત છે. સનત્કુમાર સંહિતામાં એવી કથા છે કે શ્રી વિષ્ણુ વૈકુંઠમાંથી કાશીક્ષેત્રમાં આવ્યા. મણિકર્ણિકામાં સ્નાન કરી કાશી-વિશ્વેશ્વરને હજાર કમળો ચડાવવાનો તેમણે સંકલ્પ કર્યો. પૂજા ચાલતી હતી ત્યારે શંકરે એક કમળ કોરે મુકી દીધું. ત્યારે ખુટતાં કમળની ભરપાઇ કરવાનું માટે વિષ્ણુએ પોતાનું નેત્રકમળ અર્પણ કર્યું. વિષ્ણુની ભક્તિથી પ્રસન્ન થઇ શિવે તેને ચક્રાયુધ આપ્યું. હરિહરની આ મુલાકાતને અંગે વૈકુંઠચતુર્દશીના વ્રતનો પ્રચાર થયો. આ તિથિએ જે માણસ અરુણોદય વખતે શિવની અને રાત્રે વિષ્ણુની પૂજા કરે છે અને તે દિવસે ઉપવાસ કરે છે તેને વૈકુંઠપ્રાપ્તિ થાય છે એમ કહેલું છે. રૂઢિ પ્રમાણે કેવળ જુની માન્યતાઓમાં શ્રદ્ધા રાખનારી ભાવિક

સ્ત્રીઓ જ આ વ્રત પાળે છે. સ્માર્ત અને વૈષ્ણવ સંપ્રદાયના લોકો તે દિવસે કેવળ પોતપોતાના દેવની પૂજા કરીને ઉપવાસ કરે છે, પરંતુ હરિહરની મુલાકાતનો આ દિવસ હોવાથી તે બે દેવોમાં ભેદ ન માનનારા એવા ભાગ્યે જ કોઇ મળી આવે છે. કેવળ કથા તરફ જોઇએ તો આ વ્રતમાં કાંઇ સાર જણાતો નથી. કારણકે શિવનું કમળને સંતાડવું અને વિષ્ણુનું તેના બદલામાં પોતાની આંખ કાઢી આપવી એ વાત પંચતંત્રની વાર્તા જેવી લાગે છે. આવી કથાઓથી ઇશ્વર વિષે પૂજ્યત્વભાવ વધવાનો સંભવ નથી. પુરાણકારોએ શિવ અને વિષ્ણુની અનેક વાર્તાઓ રચીને પોતપોતાના પ્રિય દેવતાનું મહત્ત્વ વધારવાનો પ્રયત્ન કર્યો છે. તેને પરિણામે

## મતભેદ અને મતાંતરો

ઉત્પન્ન થયા છે. વૈષ્ણવ અને શૈવ એકબીજાને સાંખી નથી શકતા. ખાવાની ચીજો ઉપર પણ જો એકબીજાની નજર પડે તો તે ચીજને અભડાયેલી માનનાર માણસો શૈવ અને વૈષ્ણવ બન્ને પંથમાં છે. લિંગાયત લોકો પણ જેના ગળામાં લિંગ નથી હોતું એવા લોકોની નજર પોતાની અન્નસામગ્રી પર પડવા દેતા નથી. શૈવ ગ્રંથમાં શક્તિપૂજા કરવી એવું લખેલું છે તો વૈષ્ણવ ગ્રંથમાં શાક્તોને ધર્મભ્રષ્ટ માનવા એવું લખેલું છે. એક ગોપીચંદન અને તુલસીમાળાને વખાણે છે તો બીજો ભસ્મધારણ અને રૂદ્રાક્ષમાળાનાં ગુણગાન કરે છે. દ્વૈતાદ્વૈતવાદ, પદાર્થવાદ, માયાવાદ, મીમાંસા અથવા કર્મવાદ, ઇશ્વરવાદ, અનીશ્વરવાદ, આત્મઅનાત્મવાદ, આદિઅનાદિવાદ, તર્કવાદ, શુદ્ધાદ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈતવાદ, સગુણનિર્ગુણવાદ વગેરે અનેક વાદોમાં ગુંથાઇ જવાથી આપણી ધર્મબુદ્ધિ ક્ષીણ

ચતી જાય છે. પંથભેદ તરફ જોઈએ તો પણ નિરાશ થવું પડે છે. રામાનંદી, કબીરપંથી, શ્રીસંપ્રદાયી, ગાણપત્ય, શાક્ત, સૌર, શૈવ, વૈષ્ણવ, વલ્લભપંથી, દાદુપંથી, ઉદાસી, સત્નામી, રામસ્નેહી, જોગી, નાથપંથી, અવધૂત, પ્રણામી, બીજમાર્ગી, લિંગાયત, જૈન, સત્સંગી, મહાનુભાવી, વારકરી, ગોસાવી, સાધુ, મલુકદાસી, રામદાસી, કાપાલી, અઘોરી, વામમાર્ગી, પાશુપત, પ્રવૃત્તિમાર્ગી ( ગૃહસ્થાશ્રમી ), નિવૃત્તિમાર્ગી (સંન્યાસી, વૈરાગી, ) કૌલિક, અવધૂતમાર્ગી, અગ્નિહોત્રી, ભાગવત, હરવ્યાસી ( હરિવાસી ), કંઠીવાળા વગેરે સેંકડો પંથોએ આજ સુધી સનાતન ધર્મ વિષે આર્યોના મનમાં શંકા ઉત્પન્ન કરી તેને ડોળી નાંખ્યા છે. અંગ્રેજી રાજ્ય સ્થપાયા પછી નવા નવા પંથો સ્થપાતા જાય છે અને દરેક પંથના પ્રવર્તકો પોતાનો જ પંથ રાષ્ટ્રીય ઉન્નતિને પોષનારો છે એમ માને છે. એકેશ્વરવાદી ( પ્રાર્થનાસમાજ ) આર્યસમાજ, થિઑસૉફી, બ્રહ્મસમાજ, સનાતન ધર્મસમાજ, વેદાંત ( રામકૃષ્ણ પરમહંસપ્રણીત ) વગેરે એના દાખલા છે. આ બધાના સકંજામાંથી છુટીને સર્વ પંથો અને મતોનું ધ્યેય જે અનાદિ અને અનંત તત્ત્વ છે તેને પ્રાપ્ત કરવાને માર્ગે જે દિવસે આર્યો લાગશે તે જ દિવસ સોનાનો થશે. આર્યાવર્તને કાયમને માટે સંગઠિત કરનારો એવો શ્રેષ્ઠ આર્યધર્મ બતાવનારો પુરુષ ક્યારે અવતરશે ?



# ત્રિપુરી પૂર્ણિમા

પ્રાચીન કાળમાં ત્રિપુર નામનો એક રાક્ષસ ઉન્મત્ત થઇને દેવોને બહુ હેરાન કરવા લાગ્યો. તેણે પોતાની રાજધાનીની આસપાસ ત્રણ જબરદસ્ત દીવાલો બંધાવી અને તેના રક્ષણ નીચે સુરક્ષિત થઇને બેઠો. ત્રિપુરોનો તે સરદાર હોવાથી તેની સામે ઇંદ્રાદિકનું કાંઇ ચાલતું નહિ. પોતાનું રક્ષણ કેવી રીતે કરવું તેની દેવોને ફિકર પડી, ત્યારે નારદની સલાહથી તેઓ શંકરને શરણ ગયા. તેણે ત્રિપુરાસુરનો નાશ કરીને દેવોને તેમનો ખોયેલો વૈભવ પાછો મોકલી આપ્યો.

કારતકી પૂનમને દિવસે દેવોને આ ફતેહ મળી તેથી એ દિવસ પાળવામાં આવે છે.

### ચાલુ રૂઢિ

શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તે દિવસે સર્વ શિવાલયોમાં દીપોત્સવ કરી મૂર્તિનો વરઘોડો કાઢી તે દિવસ ઉજવવામાં

આવે છે. સ્ત્રીઓ કુષ્માંડ (કોળું) દાન અને દીપદાન કરે છે. આ દિવસને મોટી દીવાળી માનીને કેટલાએક શહેરોમાં વેપારી લોકો ફટાકડા અને બીજી આતશબાજી કરે છે. હિન્દુસ્તાનમાં એ દિવસને વિશેષ મહત્ત્વ પ્રાપ્ત થયું છે. એ દિવસને શિવના પુત્ર કાર્તિકેય અથવા સ્કંદનો જન્મદિવસ માનીને તેની મૂર્તિની પૂજા, દીપોત્સવ વગેરે વિધિ મોટા ઠાઠમાઠથી કરવામાં આવે છે. સુબ્રહ્મણ્ય એ કાર્તિકેય છે અને તેને રણદેવ પણ કહે છે એવી ત્યાંના લોકોની માન્યતા છે. તારકાસુરનો નાશ કરનારો વીર પ્રતાપશાળી અને અલૌકિક શોભાવાન હોવાનો ઉલ્લેખ પુરાણમાં મળે છે. શાસ્ત્રમાં કહેલું છે કે ધાત્રીપૂજનને દિવસે કાર્તિકેયનું દર્શન કરવું. આ જ અરસામાં દક્ષિણ દેશમાં શિવનો એક બીજો મહોત્સવ કારતક મહિનાની આખરે થાય છે. શિવ એ અગ્નિસ્તંભ છે અને તેનાં મૂળ અથવા શિખરનો પત્તો બ્રહ્મા અને વિષ્ણુ એ બન્નેને લાગ્યો નથી એવું પુરાણમાં કહેલું છે. ત્રિમૂર્તિમાં શિવ શ્રેષ્ઠ છે એ સિદ્ધ કરવા માટે જ આ કથા રચવામાં આવી છે એ સ્પષ્ટ છે. દક્ષિણ હિન્દુસ્તાનમાં તે દિવસે કૃતિકા નામનો મહોત્સવ ગંજાવર ઠાઠમાઠથી ઉજવવામાં આવે છે. તે તહેવાર શિવની પ્રીતિને અર્થે પાળવામાં આવે છે. રોશની, વરઘોડા, મહાપૂજા વગેરે તો થાય જ છે, પણ તે ઉપરાંત આતશબાજી પણ કરવામાં આવે છે. આશરે વીસ હાથ ઉંચો થાંભલો દેવળ સામે ઉભો કરી કપુર અને બીજી ઝટ સળગનારી વસ્તુઓથી તેને સળગાવવામાં આવે છે. તિરુવણ્ણામલ્લી, ત્રિચિનાપલ્લી, તિરૂલ્લનિ, મુચિલમ્ વગેરે ઠેકાણે જ્યાં ટેકરીઓ ઉપર દેવાલયો છે ત્યાં કારતક મહિનામાં

ખડકો ઉપર દીવાબત્તી કરવામાં આવે છે, તેથી આસપાસના પ્રદેશમાં અવર્ણનીય શોભા થઇ રહે છે. નવી વહુને દીવી, નવાં વાસણ અને સાડીઓ આપવાનો ત્યાં રિવાજ છે. તામિલ લોકોમાં કહેવત છે કે 'કાર્તિકૈકકાપુર મળે ઇલ્લે' એટલે 'કૃતિકોત્સવ પછી વરસાદ શાનો?' તે ઉપરથી એમ જણાય છે કે આ તહેવાર વર્ષાઋતુની સમાપ્તિ સૂચવનારો હશે.

## હેતુ અને બોધ

કેવળ પુરાણોની કથાઓ પરથી ઉપલા તહેવારોનો પ્રચાર થયો એમ નહિ કહી શકાય. સ્વરાજ્યના દિવસોમાં આ દેશમાં જુદી જુદી જે ક્રાંતિઓ થઇ તેમના સ્મારક તરીકે અથવા ઋતુ અનુસાર લોકોમાં તે વખતે જે ઉત્સાહ ઉત્પન્ન થતો તે દર્શાવવા માટે તે ઉત્પન્ન થયા હશે. ગમે તે કારણ હોય પણ આ ઓચ્છવોમાં કોઇ પણ રીતે કુકર્મોને સ્થાન નથી એ આનંદની વાત છે. ઓચ્છવનું અંગ જેવું શુદ્ધ અને ઉત્સાહ આપનારૂં હોવું જોઇયે તેવું જ આ ઉત્સવોનું હોવાથી તેમને દીવાળીના ઉત્સવની હારોહાર મુકવામાં આવ્યા છે. પ્રજામાં શુદ્ધ દેશભક્તિ પેદા કરવા માટે આવા ઉત્સવોને વધારે લોકપ્રિય કરવાનો શિક્ષિત લોકોએ પ્રયત્ન કરવો જોઇએ. તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરતાં એમ જણાય છે કે અસુર અને દેવ, ત્રિપુર અને શંકર વગેરે શબ્દો માત્ર લાક્ષણિક છે. ક્રોધ, લોભ અને તે બધાનો સરદાર જે મહામોહ (અસુર) બળવાન થઇને દેવોને (ઇંદ્રિયોને) ત્રાસ આપવા લાગ્યો, ત્યારે એ ઇંદ્રિયો શિવને (આત્માને) શરણ ગઇ (તેમાં લીન થઇ); શિવે (આત્માએ) એક જ બાણથી (શુદ્ધ ચિન્માત્રની મદદથી) ત્રિપુર (સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ શરીરો) માં વ્યાપી

રહેલા કામાદિ અસુરોને ગગનમાંથી ( અવ્યાકૃતમાંથી અથ । માયાજાળમાંથી ) નીચે પાડ્યા. કામક્રોધાદિકોને જીતીને જિતેંદ્રિય થાઓ એવો આ તહેવારનો આદેશ હોવાથી આર્યોને તે પૂજ્ય થયો એમાં કાંઇ નવાઇ લાગતી નથી.

---

માગશર મહિનો ઑક્ટોબર મહિનાના અરસામાં આવે છે. પ્રજાની શરીરસંપત્તિ આ માહનામાં ઘણેભાગે સારી નથી રહેતી. આનું કારણ એ છે કે ચોમાસું પૂરું થવાથી વાદળોના ઘેરાથી મુક્ત થયેલા સૂર્યનાં કિરણો આખા ચોમાસાનું સાટું વાળવા તત્પર થાય છે. એ તાપ અસહ્ય થઇ પડવાથી મંદવાડ પોતાનો પગપેસારો કરી લે છે. તામીલ દેશમાં આ મહિનાને 'મરગાલી' કહે છે અને આ અશુભ મહિનો પૂરો થયા બાદ પોષ મહિનામાં મકરસંક્રાંતિના અરસામાં એક મોટો ઉત્સવ ઉજવાય છે. એ દેશમાં આ મહિનાની શુદ એકાદશી ઘણી પવિત્ર મનાય છે. કારણ તે દિવસે શ્રીકૃષ્ણના દેહમાંથી એકાદશી નામની દેવી ઉત્પન્ન થઇ હતી એવી ત્યાંના લોકોની માન્યતા છે. તે વિષેની હકીકત બ્રહ્માનંદ પુરાણમાં મળી આવે છે. ગીતામાં શ્રીકૃષ્ણે 'બધા મહિનામાં શ્રેષ્ઠ એવો માગશર મહિનો તે હું જ છું—मासानां मार्गशीर्षोऽहम्— એમ કહેલું છે. એ ઉપરથી વિષ્ણુની પ્રીતિને અર્થે પાળવામાં આવનારી આ તિથિને આટલું મહત્ત્વ મળ્યું હશે. આ દિવસ

મહત્ત્વનો માનવાનું બીજું કારણ એ લાગે છે કે તે દિવસે દ્રવિડ દેશમાં 'નામ્મલ્વર' નામના એક સાધુએ સંત તુકારામની માફક મનુષ્યદેહે વૈકુંઠગમન કર્યું. તે પ્રસંગે તેનાં દર્શન કરવા દેવતાઓ સ્વર્ગમાથી નીચે ઉતરી આવેલા એવી ત્યાંના લોકોની માન્યતા છે. એ પરથી તે દિવસને મુક્કોટી અથવા વૈકુંઠએકાદશી કહે છે. 'મુક્કોટી' એ 'મુપ્પટ્ટી મુક્કોટી' નું સંક્ષિપ્ત છે અને તેનો અર્થ તેત્રીસ કરોડ એવો થાય છે નામ્મલ્વર સાધુનું સ્વર્ગારોહણ જોવા માટે પૃથ્વી ઉપર ઉતરેલા દેવોની સંખ્યા ઉપરથી મુક્કોટી શબ્દ આ મહાએકાદશીને જોડવામાં આવેલો છે. પંઢરપુરની માફક શ્રીરંગમાં પણ આ એકાદશીના દસ દિવસ અગાઉથી ત્રણ અઠવાડીયા સુધી મોટી જાત્રા ભરાય છે. તે વખતે હજારો લોકો ત્યાં ભેગા થાય છે. માગશર મહિનામાં મહત્ત્વનો ઓચ્છવ શ્રીદત્તજયંતિનો છે.

ગુજરાતમાં ચંપાષઠી અને દત્તજયંતિના તહેવારો પ્રચારમાં નથી. ક્ષત્રિય મરાઠાઓનું કુલદૈવત મલ્હારી માર્તન્ડ હોવાને લીધે આ દિવસ ત્યાં ખૂબ પવિત્ર માનવામાં આવે છે.



# ચંપાષષ્ઠી

માગશર શુદ પડવાથી છઠ સુધી કેટલાંએક શિવાલયોમ
અને ખાસ કરીને દેવીનાં મન્દિરોમાં ઓચ્છવ ચાલે છે. તેમાંથ
છેલ્લો દિવસ મુખ્ય માનેલો છે. સાધારણ રીતે છઠની તિ
દેવપ્રીત્યર્થ પાળવામાં આવે છે. માઘ મહિનાની શીતળાષષ્ઠ
ચૈત્ર મહિનાની અશોકષષ્ઠી અને જ્યેષ્ઠ મહિનાની અરણ્યષ
એ વિશેષ પ્રસિદ્ધ છે. તેમાંથી કેટલીક ઉતર હિન્દુસ્તાન
અને કેટલીક દક્ષિણ હિન્દુસ્તાનમાં મહત્ત્વની મનાય
ચંપાષષ્ઠીનો ઓચ્છવ મહારાષ્ટ્રના કેટલાએક ભાગમાં ભાવપૂ
પાળવામાં આવે છે. જેજુરી, પાલી, મંગસુળી વગેરે ખંડોબા
જે મુખ્ય સ્થળો છે ત્યાં ચંપાષષ્ઠીનો ઓચ્છવ જો
લાયક હોય છે. શંકરે ખંડોબાનો અવતાર લઇને મણિ
નામના દૈત્યનો સંહાર કરેલો એવી એક કથા છે. ખંડોબ
સ્ત્રી 'મ્હાળસા' એ નામે પ્રસિદ્ધ છે. તે ઉપરથી ખંડોબ

'મલ્હારી મ્હાળસાકાન્ત' કહે છે. તેમના ભકતોમાં કેટલાએક મલ્હારીને તો કેટલાએક મ્હાળસાને પોતાનું કુલદૈવત માને છે. ' મલ્હારી–માર્તન્ડ' એ દેવતા મરાઠા જેવા ક્ષત્રિય ખવાસના લોકોમાં વિશેષ પૂજ્ય છે. વેદ અને પુરાણોમાં શિવ વિષે જે માહિતી આપેલી છે તેમાં આ ખંડોબાનો બિલકુલ ઉલ્લેખ નથી, એટલુંજ નહિ પણ આર્યાવર્તમાં મહારાષ્ટ્રના થોડા ભાગ શિવાય બીજે કોઇ પણ ઠેકાણે આ દેવના ઉપાસકો નથી. આ દેવને વાઘ્યા અને મુરલીઓ અર્પણ કરવાનો ખોટો રિવાજ, તેના ઓચ્છવની વખતે થનારા કેટલાંએક અમાનુષ કૃત્યો અને તેના ભકતો મુખ્યત્વે કરીને નીચલા વર્ગના લોક છે એ બધું જોતાં ખંડોબા નામના કોઇ સાહસી કૃત્યો કરનાર મનુષ્યને દેવપણું પ્રાપ્ત થયું હશે એવું અનુમાન કાઢી શકાય છે.

કોઇ અસાધારણ શકિતવાળો માણસ જોવામાં આવે તો તેને શંકર અથવા વિષ્ણુમાંના એકાદનો અવતાર માનવા તરફ પ્રાચીન કાળથી હિન્દુઓનું વલણ છે. તે પ્રમાણે આ ખંડોબાને પણ શંકરાંશ એટલે શંકરના અવતાર તરીકે પાછળથી માનવા લાગ્યા હશે. આમ મહાપુરુષમાંથી દેવત્વની કોટિએ પહોંચેલા એવા કેટલાએક પુરુષો મળી આવે છે. સુપ્રસિદ્ધ છત્રપતિ શિવાજી મહારાજને પણ શંકરનો અવતાર માનવા તરફ કેટલાકનું વલણ છે. મલબારમાં તિરુપતી નામનું એક ભવ્ય દેવાલય છે તે બાલાજી નામની એક પ્રખ્યાત વ્યકિતના માન ખાતર બાંધવામાં આવ્યું હતું અને ત્યાં દર સાલ મોટી જાત્રા ભરાય છે. વહાડમાં પણ દેવત્વને પહોંચેલા કેટલાએક પુરુષોનાં દેવાલયો છે. એ વિષે સર એ. સી. લિયલે એશીયાટિક સ્ટડીઝમાં કરેલી ચર્ચા વાંચવાલાયક છે.

ચંપાષષ્ઠીને સ્કંદષષ્ઠી પણ કહે છે. કાર્તિકેય અથવા સ્કંદની પૂજા કાર્તિક માસમાં કરવાનો રિવાજ દક્ષિણ હિન્દુસ્તાનમાં છે. ખંડોબા જેવા દેવને હીણપ લગાડવાનો અમારો ઉદ્દેશ છે એવું કોઇએ અનુમાન કરવું નહિ. ખરી હકીકતથી બધાને વાકેફ કરવા એટલો જ અમારો ઉદ્દેશ છે. સાધારણ જનસમાજમાં શ્રેષ્ઠ અને કર્ત્તવ્યપરાયણ માણસો દેખાય તો તેમને દેવના અવતાર માની તેમનું ભજન કરવું અને કીર્તિ ગાવી એવો આ દેશમાં રિવાજ છે. પાશ્ચિમાત્ય દેશોમાં પણ શ્રેષ્ઠ માણસોની સ્મૃતિ કાયમ કરવાનો રિવાજ છે, પણ તે આપણાથી જુદી જાતનો છે. સાર્વજનિક ઉઘરાણું કરી આવા સત્પુરુષોનાં ધાતુનાં અથવા પથ્થરનાં પુતળાં બનાવી તે શહેરના મુખ્ય ભાગમાં અથવા મોટા સંગ્રહાલયમાં ઉભાં કરવામાં આવે છે. તેમાં પણ પ્રખ્યાત ઐતિહાસિક પુરુષોની જયંતિયો મોટા પ્રમાણ પર ઉજવવામાં આવે છે. આ રિવાજથી નવજુવાનોને પ્રાચીનકાળના સત્પુરુષોનાં આદર્શ જીવન સમજી લેવાની તક મળે છે અને તેમને પગલે ચાલવાની પ્રેરણા મળે છે. પરંતુ આપણો રિવાજ જુદી જાતનો છે. શ્રેષ્ઠ પુરૂષોને દેવના અવતાર માની લઇ તેમને અને તેમની કૃતિઓને ગોખલામાં ગોઠવી તેની રોજ સવારસાંજ પૂજા કરીયે છીયે અને તેમના જેવા કામો આપણાથી—કાળા માથાના માનવીઓથી—કેમ થાય એમ માનીને મનને છેતરીયે છીયે. તેથી આ તહેવારોને દિવસે લોકશિક્ષણનું કામ એક બાજુએ જ રહી જાય છે. આખો દિવસ કેવળ મોજશોખ અને ઉત્સવમાં જ વીતી જાય છે. આનું મુખ્ય કારણ આપણામાં અવતારની કલ્પના રૂઢ છે એ છે. અવતારોમાં પૂર્ણાવતારી, અંશાવતારી, આવેશાવતારી,

કલાવતારી અને વિભૂત્યવતારી એવા વર્ગો પાડવામાં આવેલા છે. ખંડોબા તેમાંનો આવેશાવતારી હોવો જોઇયે. સર્વસંગ પરિત્યાગ કરીને ખંડોબા જેવા વીર પુરુષની સેવામાં પોતાને અર્પણ કરવાને જુના રિવાજ પરથી ઉત્પન્ન થયેલી 'વાઘા મુરળી' ની સંસ્થા હાલમાં અધોગતિએ પહોંચેલી છે. એમને સુધારવાનો પ્રયત્ન હાલમાં ચાલી રહેલો છે અને નીચલા વર્ગોમાં જેમ જેમ વિદ્યાનો પ્રચાર થતો જશે તેમ તેમ એ રિવાજનો પણ નાશ થતો જશે.

## દેવસેવાની અમાનુષ પદ્ધતિ

આ તહેવાર માટે શાસ્ત્રોક્ત એવો વિધિ નથી. માગશર શુદ પડવાથી કુલાચાર મુજબ ઘટસ્થાપના, સુવાસિની-ભોજન વગેરે પ્રકાર ચાલે છે. થોડા વખત પહેલાં આ ઓચ્છવમાં 'બગાડ' કાઢવાનો રિવાજ હતો. 'બગાડ' એટલે પથ્થરના પૈડાંવાળા મોટા ગાડાની વચ્ચોવચ એક મોટો થાંભલો ઉભો કરી તેને એક મોટો ખીલો આડો ઠોકવામાં આવતો અને જે માણસે માનતા કરી હોય તે માણસની પીઠ-માં તે ખીલો ઘોંચી તેને લટકાવવામાં આવતો. હજારો માણસો ભેગા થઇ એક બીજા ઉપર ભેલભંડારો ( ખાંડેલી હળદર ) ઉડાડી ને ગાડું ચલાવતા. તે ગાડાને આઠથી બાર સુધી બળદ જોડવામાં આવતા. તે વખતે માનતા કરનારા માણસને કેટલું દુઃખ થતું હશે તેની કલ્પના વાચકે પોતે જ કરી લેવી. માનતા પૂરી કરવાનો આ ક્રૂર રિવાજ ઓછાવત્તા પ્રમાણમાં લગભગ આખા હિન્દુસ્તાનમાં હતો. દેવીના મન્દિર સામે પડેલા થાંભલા અને પૈડાં તેની સાક્ષી પુરે છે. કર્ણાટકમાં ( ભંડી હલ્લ ) ભાંડીજત્રા નામનો ઓચ્છવ કારતક માસથી વૈશાખ માસ સુધી

થતો અને તે વખતે 'બગાડ' કાઢવાનો રિવાજ હતો. બંગાળામાં ચૈત્ર મહિનામાં અગીયારશથી પૂનમ સુધી ચરકપૂજા નામનો મોટો ઓચ્છવ શિવપ્રીત્યર્થ કરવામાં આવે છે. તે વખતે કેટલાએક શુદ્ર લોકો કલકત્તાના શિવાલયમાં સંન્યાસીને વેષે વ્રતસ્થ થઈને બેસે છે. પછી પૂનમને દિવસે વાજાંઓના તાલમાં નાચતાં નાચતાં ચરક (પૈડું) પૂજા માટે કાલીઘાટ ઉપર ભેગા થાય છે. ત્યાં પાંસળીઓ, જીભ, બરડો વગેરે શરીરના ભાગોને લોઢાના સળીયા, બરછી, તલવાર, છરી વગેરેથી ભોંકી લઈ પૈડા પર ગોળ ચક્કર ફરવાનો રિવાજ હતો. પણ બ્રિટિશ સરકારે તે રિવાજ બંધ કરવાનો જશ ખાટયો છે. ઓચ્છવનું બાકીનું સ્વરૂપ જેવું ને તેવું રહેવા દીધું છે એ સમાધાનની વાત છે. નિરાહાર રહેવું, ઉંધા ટીંગાઈને તપ કરવું, ધૂમ્રપાન અને પંચાગ્નિ સાધનથી તપતા રહેવું વગેરે શિવશક્તિને પ્રસન્ન કરવાનાં જે અનેક સાધનો પ્રાચીન કાળમાં હતાં તેમનો 'બગાડ' પણ એક અવશેષ હોય એવું લાગે છે.

---

# શ્રીદત્તજયંતિ

શ્રીદત્તજયંતિનો ઓચ્છવ માગશર મહિનાની પૂનમે દત્તાત્રેયના ભક્તો ભક્તિભાવથી ઉજવે છે. આ દેવ વિષે ભિન્ન ભિન્ન ગ્રંથોમાં ભિન્ન ભિન્ન માહિતી મળી આવે છે. હાલમાં જે ત્રિમૂર્તિની પૂજા કરવામાં આવે છે તેની કલ્પના નીચે આવેલી પુરાણકાલીન કથા પરથી લીધેલી હોવી જોઇયે. મહર્ષિ અત્રીની પતિવ્રતા સ્ત્રી અનસૂયા આશ્રમમાં એકલી હતી તે વખતે બ્રહ્મા, વિષ્ણુ અને મહેષ એ ત્રણ દેવો તેના પાતિવ્રત્યની પરીક્ષા કરવા માટે વૃદ્ધ બ્રાહ્મણોને વેષે તેના આશ્રમમાં આવ્યા. "નગ્ન થઇને અમને અન્નદાન આપ" એવી વિચિત્ર માગણી તેમણે તેની પાસે કરી. અનસૂયાનું મન દુભાયું. પરંતુ ગૃહસ્થાશ્રમધર્મ પાળવાને સદા તત્પર એવી સતીએ દૃઢ સંકલ્પ કરી દેવોએ ઇચ્છયું એ દાન તેમને આપવા માટે જ્યારે ઘરમાંથી બહાર આવી ત્યારે દેવોએ બાલરૂપ ધારણ કર્યું.

તેના પાતિવ્રત્યના તેજથી સંતુષ્ટ થઈ તે ત્રણે દેવોએ પો
ખરૂં રૂપ પ્રકટ કર્યું અને તે ત્રણે બાળકો તેને અર્પણ ક
તેમનાં નામ સોમ, દત્ત અને દુર્વાસ એવાં રાખવામાં આ
કાળે કરીને એ ત્રણ છોકરાઓ મોટા થયા ત્યારે દુર્વાસ
કરવાને માટે ચાલ્યો ગયો, સોમે ચંદ્રમંડળમાં પ્રયાણ ક
અને મહાત્મા દત્ત માત્ર પોતાનાં માબાપને સુખ આ
તેમના આશ્રમમાં જ રહ્યો. અત્રિપુત્ર એટલે આત્રેય અને દેવે
તે આપ્યો તેથી ' દત્ત ' એ પ્રમાણે આત્રેયદત્ત અ
દત્તાત્રેયના નામથી તે પ્રસિદ્ધ થયો. અત્રિએ એકવાર
મૃત્યુલોકમાંથી પ્રયાણ કર્યું, પરંતુ ચાલુ વૈવસ્વત મન્વંત
શરૂઆતમાં અત્રિના નામથી તે પાછો જન્મ્યો. તેને સો
દત્ત, દુર્વાસા અને અર્યમા એમ ચાર પુત્રો અને અમ
નામની એક કન્યા એમ પાંચ બાળકો થયાં.

મહાભારતમાં અનુસાશન પર્વમાં ( અ. ૯૧ ) સ્વય
મન્વંતરમાં અત્રિ ઋષિના ત્રણ પુત્રોમાંનો દત્ત એક હોવા
ઉલ્લેખ કરેલો છે. સ્વારોચિષ મન્વંતરમાં સપ્તર્ષિઓ
દત્ત, એક ઋષિ હતો અને તેને નિમિ નામનો એક
હતો. નિમીનો કુલગુરુ વસિષ્ઠ યજ્ઞકાર્ય માટે વખતસર
આવ્યાથી નિમીએ પુરોહિતપણાનો અધિકાર તેની પાસે
છીનવી ગૌતમને આપ્યો. મનુષ્યનું જીવન ક્ષણભંગુર છે એ
નિમીની દૃઢ ભાવના થયેલી હોવાથી કોઈ પણ સત્કાર્ય કરવા
તે વિલંબ કરતો નહિ. ક્ષણની કલ્પના આંખની પાંપણીને
વારંવાર પટપટાવવાથી થઈ શકે છે. કાળના એ વિભાગ
નિમી ઉપરથી નિમિષ એવી સંજ્ઞા પ્રાપ્ત થઈ. જીવનમાં
ક્ષણભંગુર છે એવું ધ્યાનમાં રાખી સત્કાર્ય વખતસર કરવા

જો આપણા આર્યો તૈયાર થાય તો કેવું સારૂં ? નિમીનો વંશ વૈદેહીના નામથી પ્રખ્યાત થયો. (મત્સ્યપુરાણ અ. ૪ અને દેવીભાગવત સ્કંદ ૪ અ. ૧૬) દત્તનો જન્મ ચાલુ મન્વંતરની શરૂઆતમાં પ્રથમ પર્યયના ત્રેતાયુગમાં થયો. તે પરમ બ્રહ્મનિષ્ઠ હતો. અલર્ક, પ્રલ્હાદ, યદુ અને સહસ્રાર્જુન એમણે તેના શિષ્ય થઇ તેની પાસેથી બ્રહ્મવિદ્યા સંપાદન કરી હતી એવું વર્ણન પણ મળી આવે છે. સૃષ્ટિના ક્રમ મુજબ નવ માસ ગર્ભવાસ ભોગવી માગશર મહિનાની પૂનમે અનસૂયાને ઉદરે દત્તનો જન્મ થયો એવો ઉલ્લેખ સ્કંદપુરાણમાં છે. અથર્વણ વેદોપનિષદને દત્તાત્રેય એવું નામ આપેલું છે.

## શાસ્ત્રોક્ત વિધિ અને રૂઢિ

દત્તજયંતિનો ઓચ્છવ પાળવા માટે ખાસ કોઇ શાસ્ત્રોક્ત વિધિ નથી. તે ઓચ્છવની સાત દિવસ પહેલાં ગુરુચરિત્રનુ પારાયણ કરવાનો રિવાજ છે. આને જ 'ગુરુચરિત્ર સપ્તાહ' કહે છે. ભજન, પૂજન અને મુખ્યત્વે કરીને કીર્તન વગેરે ભક્તિના પ્રકાર પ્રચારમાં છે. શૈવ અને વૈષ્ણવ બન્ને પંથના લોકો દત્તના ઉપાસક હોય છે. મહારાષ્ટ્ર સિવાય હિન્દુસ્તાનના બીજા ભાગમાં દત્તની પૂજા બહુ જોવામાં નથી આવતી. મહારાષ્ટ્રમાં શ્રીપાદયતિ, નરસિંહયતિ અને નરહરિયતિ—દત્તસાંપ્રદાયના આ ત્રણ વર્ગોએ દત્તભક્તિનો ઘણો પ્રચાર કર્યો છે. સર્વ વર્ણના ભાવિક હિન્દુ લોકો ગુરુચરિત્રનું વાચન, પઠન અને શ્રવણ ભક્તિથી કરે છે. ગુરુચરિત્ર, ઔદુંબર વૃક્ષ (ઉમરો) અને ત્રિમૂર્તિ દત્તાત્રેયની દરરોજ અને મુખ્યત્વે કરીને ગુરુવારે પૂજા કરવામાં આવે છે. મહારાષ્ટ્રમાં ગાણગાપુર,

નરસોબાની વાડી, મિરજ પાસે આવેલું ઔદુંબર નામનું ગામડું, ગોવા પ્રાન્તમાં સાંખળી, મ્હૈસુરમાં બાબાબુડન નામન ટાપુમાં પિતાનું મન્દિર† એ બધાં જાગૃત સ્થળો છે એવી માન્યતા છે. આસો વદ બારશને 'ગુરુદ્વાદશી' કહે છે. તે દિવસે આ દેવના માનમાં કેટલાંએક મન્દિરોમાં મોટા ઓચ્છવ થાય છે. કેટલાએક પૈસાદાર લોકો પણ તે દિવસે અમુક કારણસર 'માનતાની ભિક્ષા*' માં લાવેલું અન્ન પોતે ખાય છે અને પુષ્કળ ધન ખરચીને હજારો ગરીબોને અન્નદાન કરે છે. કળિયુગમાં શીઘ્ર ફળ આપનારો દત્ત સિવાય બીજો દેવ નથી, જાગૃત કે સ્વપ્નાવસ્થામાં પોતાનો સાક્ષાત્કાર કરાવનાર એ એક જ દેવ છે એવી લોકોની માન્યતા હોવાથી દત્તની ભક્તિ ઝપાટાબંધ ફેલાઇ. ગુરુચરિત્રમાં દત્તની અદ્‌ભુત કથાઓની સ્ત્રીઓના કોમળ મન પર એટલી બધી અસર થાય છે કે બપોરને વખતે કોઈ વેરાગી ભિક્ષા માગવા આવે તો તેને પ્રત્યક્ષ દત્તાત્રેય માની લઇ હદ ઉપરાંત તેમનું આતિથ્ય કરે છે અને તેથી કેટલાએક આળસુ અને ઢોંગીઓનું અનાયાસે કામ સરી જાય છે. ચાલુ જમાનામાં પણ 'સંત' ની ઉપાધિ પામેલા ઘણા લોકો જોવામાં આવે છે અને તેમને દત્તાવતારી સમજીને કેટલાએક ભાવિક લોક તેમની સેવા કરતા જોવામાં આવે છે.

---

† એ દેવાલય સાધુ કલંદરને માટે છે એવું મુસલમાનો માને છે અને હિન્દુ લોક તેને દત્તના મન્દિર તરીકે માને છે. એક જ દેવળમ હિન્દુ અને મુસલમાનોને ભેગા જોઇને મજા લાગે છે.

* કોઇ વસ્તુની પ્રાપ્તિને માટે દેવની પાસે માનતા કરી હોય કે તે વસ્તુ પ્રાપ્ત થયે અમુક દિવસ ભીખ માગીને ખાઇશ. આવી ભિક્ષા 'માનતાની ભિક્ષા' કહેવાય છે.

હાલમાં દત્તાત્રેયનું જે સ્વરૂપ માન્ય થયું છે તેને ત્રિમૂર્તિદર્શક ત્રણ મોઢાં, છ હાથ અને બે પગ છે. ચાર વેદના સૂચક ચાર શ્વાન અને એક કામધેનુ એની પાસે ઉભાં છે એવું ચિત્ર આલેખવામાં આવે છે. કેટલાએક વૈષ્ણવ મતાભિમાનીઓ આ સ્વરૂપ પર કટાક્ષ કરે છે અને વિષ્ણુનો અંશભૂત અનસૂયાપુત્ર સામાન્ય માણસોની જેમ એક જ મોઢાવાળો હતો એમ તેઓ પ્રતિપાદન કરે છે. બૌદ્ધકાળ પછી કોતરવામાં આવેલી કેટલીક પ્રાચીન ગુફાઓમાં દત્તની ત્રિમૂર્તિ જોવામાં આવે છે. જગતને નિર્માણ કરી તેનું પાલન કરવું અને અન્તે પોતામાં જ તેનો લય કરવો એવી જેની લીલા છે એવા સર્વ શક્તિમાન ઇશ્વરનું સ્વરૂપ એકમુખી માનીયે કે ત્રિમુખી એ બધું સરખું જ છે. આ ભાવના એકવાર અંતઃકરણમાં ઠસી ગયા પછી 'સહસ્રશીર્ષ અને સહસ્ર પાદ' અર્થાત્ હજારો મોઢાં અને હજારો પગ જે ઇશ્વરને કલ્પેલા છે તેને ત્રણ મોઢાં છે કે એક મોઢું છે એ વાદ સ્વાભાવિક રીતે મટી જશે.

## ત્રિમૂર્તિની કલ્પના

નો ઉદય પ્રથમ વેદકાળમાં થયો. હરિદ્વાર આગળથી નીકળેલા ધીમી ગતિએ ઝરઝર વહેનારા ઝરાનું રૂપાંતર જેમ અંતે જગતવિખ્યાત અને પવિત્ર ગંગા નદીમાં થયું તેમ વેદકાળની ત્રિમૂર્તિની કલ્પનાનો ધીમેધીમે એટલો બધો વિસ્તાર થયો કે પુરાણોમાં તેનું મૂર્ત સ્વરૂપ તદ્દન બદલાઇ ગયું. વેદગાયકોએ અનેક દેવોની સ્તુતિ કરી છે પણ અગ્રસ્થાન તો અગ્નિ, મરુત અને સૂર્ય એ ત્રણ દેવોને જ મળ્યું છે. સર્વ

દેવતાઓની પ્રાર્થના માટે રચેલાં સૂત્રોના દેવતા જે બ્રાહ્મણ-સ્મૃતિ તે જ ઉપનિષદ્કાળનો બ્રહ્મ અને પુરાણકારોનો બ્રહ્મા, જેની કૃપાદૃષ્ટિથી સૃષ્ટિનું પાલનપોષણ થાય છે તે સૂર્ય એ જ વિષ્ણુ અને જગતનો પ્રલય કરવાને સમર્થ જે રુદ્ર તે જ શંકર એવો ત્રિમૂર્તિની કલ્પનામાં ફરક થયો. આ ત્રિમૂર્તિની કલ્પના ફક્ત હિન્દુધર્મમાં જ સમાયેલી છે એવું નથી, પણ આ પૃથ્વી ઉપરનાં બીજા મોટા મોટા ધર્મોને પણ તે સ્વીકારવી પડી છે એ ધ્યાનમાં લાવવા જેવું છે. આર્યધર્મનો પડોશી જે પારસી ધર્મ તેમાં પણ અગ્નિ, આપ અને સૂર્ય એ ત્રણની મારફતે દેવાધિદેવ અહુરમઝદને પ્રાપ્ત કરી શકાય છે અને એ ત્રણ રૂપો સર્વેશ્વરનો સાક્ષાત્કાર કરાવે છે એવી માન્યતા છે. પ્રારંભમાં જે હિન્દુધર્મનો ભાઇ હતો પણ અન્તે જેને હિન્દુધર્મ સાથે ઝૂઝવું પડયું એવા બૌધ ધર્મને પણ ત્રયીની કલ્પના કબુલ કરવી પડી. બુદ્ધ, ધર્મ અને સંઘ એ ત્રણને દરેક બૌદ્ધે શરણ જવું જોઇયે એવી તે ધર્મની આજ્ઞા હતી અને તે ધર્મમાં જોડાયેલા મહારાજા અશોકે ઉભા કરેલા સ્તંભો ઉપર પણ આ આજ્ઞાનો ઉલ્લેખ છે.

હિન્દુ લોકો અનેક દેવતાઓની પૂજા કરે છે, પરંતુ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણમાં બધા દેવોનો સમાવેશ થાય છે. તે જ પ્રમાણે બધા સમજુ હિન્દુઓ ખરો અનાદિ અને અનંત દેવ એક જ છે એવું માને છે એમ ૮૦૦ વર્ષ પહેલાં આલ્બેરુ-નીએ વર્ણવેલું છે. તેણે આ ત્રિમૂર્તિની સરખામણી ખ્રિસ્તી-ધર્મની ત્રિમૂર્તિની કલ્પના સાથે કરી છે. ખ્રિસ્તીધર્મવાળાઓ પરમેશ્વરનું અસ્તિત્વ પિતા (દેવ) પુત્ર (ખ્રિસ્ત) અને પવિત્ર આત્મા (Holy Ghost) એ ત્રણ સ્વરૂપમાં માને છે. પુરાણ-

કારોએ ત્રિમૂર્તિની કલ્પના નક્કી કરતી વેળા બુદ્ધધર્મની ત્રયીની મદદ લીધી હોય એ સંભવિત છે. કારણકે પ્રસિદ્ધ ધર્મકાર મનુના ગ્રંથમાં ત્રિમૂર્તિનો ઉલ્લેખ નથી. તેણે વિષ્ણુ શબ્દ એક જ વખત અને તે પણ 'ગતિ' એ અર્થમાં વાપરેલો છે. (અ. ૧૨-૧૨૧) આ જગત રજ, સત્ત્વ અને તમ એ ત્રિગુણોથી ભરેલું હોવાથી પરમેશ્વર ત્રિગુણાત્મક છે એવું ઉપનિષત્કારોનું મત બન્યું. પાછળ કહ્યા પ્રમાણે વેદકાળમાં મુખ્યત્વે કરીને આ ત્રણ ગુણ ધારણ કરનારા બ્રહ્મણસ્પતિ, સૂર્ય અને રુદ્રને અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એમ પુરાણકારોએ ઠરાવ્યા. તે પછી અસ્તિત્વમાં આવેલા ઉશાનસ્, કાત્યાયન, પરાશર અને વ્યાસના સ્મૃતિગ્રંથોમાં ત્રિમૂર્તિનો ઉલ્લેખ મળી આવે છે. ખ્રિસ્તી શકના છઠ્ઠા સૈકાના અરસામાં શુદ્રક કવિએ રચેલા મૃચ્છકટિક નાટકમાં (અંક ૬) પણ ત્રિમૂર્તિનો ઉલ્લેખ કરેલો છે. એ પરથી એટલું સ્પષ્ટ થાય છે કે આશરે એક હજાર વર્ષથી બ્રહ્મા, વિષ્ણુ અને શિવની ત્રિમૂર્તિ વિષેનો મત ચોકકસ થતો ગયો. પરન્તુ અનસૂયા-પુત્ર દત્ત એ જ આ ત્રિમૂર્તિનો અવતાર એ કેમ માનવામાં આવ્યું એ સમજાતું નથી. હિંદુ ધર્મે શ્રીકૃષ્ણ જેવા પૂર્ણાવતારને માન્યા તેમ બીજા અંશાવતારોને પણ માન્યા. એ અંશાવતારોમાં દત્ત નામની એક વિભૂતિએ જન્મ લીધો અને આધ્યાત્મિક વિકાસને માટે તેણે એક કાળે ભગીરથ પ્રયત્ન કર્યો. સૃષ્ટિ, સ્થિતિ અને લયને પોષનાર રજ, સત્ત્વ અને તમ એ ત્રિગુણનું સ્મરણ કરાવનાર દત્તમૂર્તિ, સગુણ સાથે નિર્ગુણ ઉપાસનાનું સ્મરણ કરાવનાર ચતુર્વેદ રૂપી શ્વાન, જન્મ-મરણનો ફેરો ટાળી પરમાત્મપ્રાપ્તિ કરાવનાર કામધેનુ,

શીતળ છાયા અને અમૃતસમા રસનું પાન કરાવનાર ઉમરાનું વૃક્ષ—એવું મનોહર ચિત્ર જેમણે પોતાને ઘેર સંઘર્યું છે તેમણે ખરા સત્ત્વગુણી દત્તની સ્થાપના પોતાના અંતઃકરણમાં કરવી અને તે ગુણને પોતાનો કરી લેવો અને કૃષ્ણ યજુર્વેદના શ્વેતાશ્વેતર ઉપનિષદ્‌માંના (અ. ૧–૮–૧૦) નીચેના વચનનો મર્મ જાણીને જીવનમુક્ત થવું એજ શ્રેષ્ઠ માર્ગ છે.

संयुक्तमेतत् क्षरमक्षरं च व्यक्ताव्यक्तं भरते विश्वमीशः ।
अनीशश्चात्मा बध्यते भोक्तृभावात् ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥
ज्ञात्वा देवं सर्वपाशापहानिः क्षीणैः क्लेशैर्जन्ममृत्युप्रहाणिः ।
तस्याभिध्यानात्तृतीयं देहभेदे विश्वैश्वर्यं केवलप्राप्तकामः ॥

"નશ્વર અને શાશ્વત, વ્યક્ત અને અવ્યક્ત પદાર્થોમાંથી ઉત્પન્ન થયેલું આ વિશ્વ પરમેશ્વરને લીધે ટકી રહેલું છે. ખરી રીતે સર્વ કર્મોથી અલિપ્ત રહેલો જીવાત્મા ભોગની ઇચ્છાથી બંધાય છે. તેને દેવનું જ્ઞાન થતાં જ તેનાં બધાં બંધન તૂટી જાય છે અને અજ્ઞાનથી થતાં સુખદુઃખોને ભૂલી જઇ તે જન્મમરણના ફેરામાંથી મુક્ત થઇ જાય છે. ત્રિગુણાત્મક પરમેશ્વરના સ્વરૂપનું ધ્યાન કરાવી "હું" એટલે વિશ્વ, વિશ્વ એટલે "હું", હું વિશ્વનો છું અને વિશ્વ મારૂં છે એવી દૃઢ ભાવના અંતઃકરણમાં ઠસાવવાને શ્રીદત્તભક્તિ કારણભૂત થજો."

આ મહિનો અંગ્રેજી ડિસેંબર મહિનાના અરસામાં આવે છે. એ મહિનામાં લગ્ન, જનોઇ વગેરે શુભ કાર્યો કરવામાં આવતાં નથી. ઘર બાંધવાનું ખાતમુહૂર્ત કરવા માટે આ મહિનો ઉત્તમ ગણવામાં આવે છે. આ મહિનાને ધનુર્માસ કહે છે, અને સૂર્યોદય પહેલાં બ્રાહ્મણો સાથે ભોજન કરવાથી અજાણ્યે થયેલાં પાપો ધોવાઇ જાય છે એવું શાસ્ત્રમાં કહેલું છે તેથી કેટલાએક ભાવિક લોકો પાપનો નાશ કરવા માટે આ પ્રિય ઇલાજ આદરે છે. આ મહિનાનો મોટો તહેવાર મકરસંક્રાંતિનો છે. સૂર્યદેવને માટે અનેક વ્રતો કરવાં, તલ અને સુવર્ણદાન કરવું, શંકરને ઘીનો અભિષેક કરવો વગેરે ધર્મક્રિયાઓ શાસ્ત્રકારોએ કહેલી છે. તે ક્રિયાઓ બધી પળાતી હોય એવું દેખાતું નથી. મકરસંક્રાંતિને દિવસે તીર્થ પર સ્નાન કરવાથી મરણ પછી સદ્ગતિ મળે છે એવી સમજુત ધર્મશાસ્ત્રકારોએ કરાવેલી હોવાથી આ મહિનામાં ગંગા અને બીજી નદીઓને કાંઠે આવેલાં ક્ષેત્રોમાં લાખો માણસોની જાત્રા ભરાય છે. પોષ મહિનામાં કોઇ પણ શુભ ગૃહ્ય સંસ્કાર કરવામાં આવતા ન હોવાથી લોકો તે મહિનાને શૂન્ય મહિનો કહે છે.

---

# મકરસંક્રમણ

સંક્રમણનો અર્થ ઓળંગીને જવું એવો થાય છે. એ
મકર નામની નક્ષત્રરાશીમાં સૂર્યનો પ્રવેશ થાય છે તેને
મકરસંક્રમણ કહે છે. પૃથ્વી લંબવર્તુલાકાર માર્ગ પર સૂર્ય
આસપાસ પ્રદક્ષિણા કરે છે એ જોકે ખરૂં છે, તોપણ
સ્થિર છે અને સૂર્ય જ તેની આસપાસ ફરે છે એવો ભા
આપણને થાય છે. સૂર્યના ફરવાના કાલ્પનિક માર્ગ
'ક્રાંતિવૃત' એ નામ આપવામાં આવેલું છે. આરંભસ્થાન
આ ક્રાંતિવૃતના એકસરખા ૧૨ ભાગ કલ્પેલા છે. આ બ
ભાગમાં આવેલાં નક્ષત્રોના સ્થિર જથ્થાઓના આકાર કલ
લઇ તે આકારોને મળતાં આવે એવાં નામ તેમને આપેલાં
જ્યોતિષની ભાષામાં તેમને રાશી કહે છે. ૧ મેષ (મેઢ
૨ વૃષભ (બળદ), ૩ મિથુન (જોડું), ૪ કર્ક (કરચલો),
સિંહ, ૬ કન્યા, ૭ તુલા (ત્રાજવું), ૮ વૃશ્ચિક (વીંછી),

ધનુ (ધનુષ્ય), ૧૦ મકર (મગર), ૧૧ કુંભ (ઘડો) અને ૧૨ મીન (માછલું) એ બાર રાશીઓ છે. ચંદ્ર પણ પૃથ્વીની આસપાસ ફરે છે અને તેની એક પ્રદક્ષિણા પુરી થાય એટલે એક ચાંદ્રમાસ પૂર્ણ થાય છે. જે ચાંદ્રમાસમાં સૂર્યનું મેષ-સંક્રમણ થાય છે તે મહિનાને ચૈત્ર કહે છે, જેમાં વૃષભ-સંક્રમણ થાય તે વૈશાખ. એ પ્રમાણે પોષ નામના ચાંદ્રમાસમાં મકરસંક્રમણ થાય છે. જે મહિનામાં સંક્રમણ હોતું નથી એટલે બે રાશીની વચમાં સૂર્ય છે એવો ભાસ થાય છે તે મહિનાને અધિકમાસ કહે છે. (આ વિષે વિગતવાર માહિતી પાના ૧૦ થી ૧૩ ઉપર આપેલી છે.) આ ઉપરથી જણાશે કે સૂર્ય એક વર્ષમાં બાર રાશીમાંથી પસાર થતો દેખાય છે એટલે એ મુદતમાં બાર સંક્રમણ થાય છે. તેમાંના મકર અને કર્ક એ મહત્ત્વનાં ગણવામાં આવે છે. કારણ કે પહેલું–મકર-સંક્રમણ–એ ઉત્તરાયણનો અને અષાડમાંનું બીજું–કર્કસંક્રમણ–એ દક્ષિણાયનનો આરંભ સૂચવે છે. ઉત્તરાયણનો પ્રારંભ થાય ત્યારે સૂર્ય ઉત્તર તરફ જતો દેખાય છે અને તેથી દિવસ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ રાત ઓછી થતી જાય છે. દક્ષિણાયનમાં તેનાથી ઉલટું હોય છે.

આર્ય લોકોનું મૂળ રહેઠાણ ઉત્તરધ્રુવ તરફના પ્રદેશમાં હતું એવો વિદ્વાન પંડિતોનો તર્ક છે. ત્યાં વરસમાં છ મહિના રાત અને છ મહિના દિવસ હોય છે માટે તૈત્તિરીય બ્રાહ્મણમાં (૩–૯–૨૨)કહેલું છે કે:—

एकं वा एतद्देवानामहः यत्संवत्सरः ॥

એટલે 'સંવત્સર એ દેવોનો એક દિવસ છે' એમ કહેલું હશે. સંવત્સર એટલે દેવોની અહોરાત્ર (દિવસ અને રાત્રને

અહોરાત્ર કહે છે) એવું વેદ પછીના કાળના જ્યોતિષમાં પ્રસિદ્ધ છે. આથી પણ ઉપલા તર્કને આધાર મળે છે. ૭ મહિનાની ઘોર રાત્રિ પુરી થયા પછી શ્રી સૂર્યનારાયણનું પ્રથમ કિરણ જ્યારે ઉત્તરાયણના પ્રારંભમાં પૃથ્વી પર પડતું ત્યારે બધા ખુશ ખુશ થઇ જતા. આ આનંદને માટે જે ઓચ્છવ કરવામાં આવતો તે જ હાલ મકરસંક્રાંતિના તહેવાર તરીકે પાળવામાં આવે છે. એ ઉપરથી એ દિવસ ઐતિહાસિક દૃષ્ટિથી કેટલો મહત્ત્વનો છે તે જણાઇ આવશે. કેટલાએક વિદ્વાનોનું એમ કહેવું છે કે ઉત્તરાયણનો પ્રારંભ એ જ અસલના વખતમાં વર્ષારંભનો દિવસ હતો. કારણકે એ મુહૂર્ત ઉપર શિશિર ઋતુનો આરંભ થાય છે અને પ્રાચીન ગ્રંથોમાં ઋતુઓ વિષે ऋतवः शिशिरादयः(અશ્વમેધ પર્વ અ. ૪) એમ કહેલું છે. કાળે કરીને અનેક કારણોને લીધે વસંતાદિ ઋતુઓ માનવામાં આવી અને વર્ષારંભના દિવસો પણ જુદા ઠરાવવામાં આવ્યા. (પાના ૧૮ થી ૨૪ અને ૩૫ જુઓ). જ્યોતિષ ગણિત મુજબ મકરસંક્રમણ પોષ માસમાં (જાન્યુઆરીની ૧૧ થી ૧૪ તારીખની દરમીયાન) થાય છે. ખરી રીતે મકરસંક્રમણ ૨૩ મી ડિસેંબરે થવું જોઇતું હતું. કારણકે તે દિવસે રાત બધા કરતાં મોટી હોય છે. તે પછી તે ઓછી થતી જાય છે અને દિવસ લાંબો થતો જાય છે. તા. ૨૩ મી માર્ચને રોજ દિવસ અને રાત બન્ને એકસરખાં હોય છે. પછી દિવસ વધતો વધતો તા. ૨૩ મી જુનને દિવસે તે બધામાં મોટો હોય છે. પછી દિવસ ઘટતો જાય છે અને તા. ૨૩ સપ્ટેંબરને રોજ દિવસ અને રાત ફરીને સરખાં થાય છે. કર્ક અને મકર રાશી ઉપર સૂર્ય આવ્યા જેવું જણાય છે ત્યારથી ઋતુમાનમાં ફરક પડતો

જાય છે. મકર રાશી ઉપર સૂર્ય આવ્યાની નિશાની તરીકે મકરસંક્રાંતિનો તહેવાર પ્રચારમાં આવ્યો. મકરસંક્રમણના તહેવારનો ખરો ઇતિહાસ ઉપર મુજબ છે, છતાં

**ધાર્મિક માન્યતા**

જુદી જ છે. શક્તિપૂજાનું મહત્ત્વ વધ્યા પછી દેવીના જુદાજુદા અવતારોનું સ્વરૂપ વર્ણન કરવામાં આવ્યું ત્યારે સંક્રમણની સંક્રાંતિ દેવી થઇ અને તે સંક્રાંતને દિવસે સંકરાસુરનો નાશ કરે છે એવું કહેવામાં આવે છે. તે અનેક-ભુજા દેવી એકાદ વાહન પર બેસીને વસ્ત્રાલંકાર અને અસ્ત્રોથી સજ્જ થઇ એક દિશામાંથી બીજી દિશામાં જાય છે એવું પણ પંચાંગમાં લખેલું છે. દાખલા તરીકે ઇ. સ. ૧૯૧૬ના જાન્યુઆરી માહનાની ૧૪ મી તારીખે સ્ટૅંડર્ડ ટાઇમ ૧૦ કલાક અને ૩૨ મિનિટે મકરસંક્રમણ થયું. એ સંક્રાંતનું વર્ણન નીચે પ્રમાણે છે. "વાહન ગધેડું, આગળ ઘેટો, વસ્ત્ર સફેદ, તિલક ગોપીચંદનનું, હાથમાં કેવડો, શસ્ત્ર લાકડી, ભક્ષણ પકવાન, દાગીના હીરાના, જાત પક્ષીની, ઉમર તરુણ, સૂતેલી, ઉત્તર તરફથી આવનારી, દક્ષિણ તરફ જનારી એવી છે અને નૈઋત્ય તરફ જુએ છે." સંક્રાંતિ દેવી જે જે પદાર્થોનો સ્વીકાર કરે છે તેમનો નાશ થાય છે એવું સંક્રાંતિફલ પણ કહેવામાં આવે છે. આપણા દેશમાં પ્રાચીનકાળમાં જ્યોતિષ-શાસ્ત્રમાં પારંગત થઇને કેટલાએક આર્યોએ પોતાનું નામ અમર કર્યું છે. એ વખત પછી ખરૂં જ્યોતિષનું મહત્ત્વ ઘટતું ગયું અને

**ફલજ્યોતિષ**

આગળ આવ્યું. જ્યોતિષશાસ્ત્રકારોએ આકાશના તારાઓ વિષે જે શોધ કરી તેનું પરિણામ મનુષ્યના જીવન પર થાય એવી

માન્યતાથી ફલજ્યોતિષશાસ્ત્ર રચવામાં આવ્યું છે. એટલે આ શાસ્ત્રમાં જ્યોતિષશાસ્ત્ર અને ફળ વિષેની કેટલીક ચર્ચા એ બન્નેનું મિશ્રણ કરવામાં આવ્યું છે. પ્રાચીન કાળથી મનાતા આવેલા મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ એ પાંચ ગ્રહોમાં સૂર્ય અને ચંદ્રને પણ ઉમેરવામાં આવ્યા. તે ઉપરાંત રાહુ અને કેતુ નામના બે કાલ્પનિક ગ્રહો પણ નિર્માણ કરવામાં આવ્યા. આમ એકંદર નવ ગ્રહો મનુષ્યના સારાનરસાના કારણભૂત છે એવું ફલજ્યોતિષશાસ્ત્રકારનું કહેવું છે. યુરોપના ફલજ્યોતિષીઓ જુદી રીતે પણ જેનું અસ્તિત્વ સાચું છે એવા ગ્રહો પરથી ખગોળશાસ્ત્રના ગણિતના હિસાબ પ્રમાણે ભવિષ્ય નક્કી કરે છે. પણ આપણે ત્યાંના જ્યોતિષીઓ તો પુરાણકાળમાં જેનું અસ્તિત્વ હતું પણ આજ જેનો પ્રત્યક્ષ અનુભવ બીલકુલ નથી હતો એવી નિરાળી પદ્ધતિથી ફળ નક્કી કરે છે. આ વિષે સેંકડો ગ્રંથ મળી આવે છે પણ કોઇ એના મતનો મેળ ખાતો નથી. મનુષ્યના જન્મને સમયે સૂર્ય જે રાશીમાં હોય છે તેને લગ્ન કહેવામાં આવે છે. લગ્નની જુદી જુદી દિશાઓમાં બીજા ખરા ખોટા ગ્રહોની સ્થાપના કરવામાં આવે છે. જન્મકાળ પરથી ફળવિચાર નક્કી કરવાની પદ્ધતિને 'હોરાશાસ્ત્ર' અથવા 'જાતક' કહે છે. બાર ખાનાંની એક કુંડલી બનાવી તેમાં જન્મ સમયે આકાશમાં ગ્રહોની કેવી સ્થિતિ હતી તે લગ્નની જુદી જુદી દિશાઓમાં જુદે જુદે સ્થળે તે તે ગ્રહોની સ્થાપના કરીને બતાવવામાં આવે છે. એ સ્થળોને અનુક્રમે તનુ, ધન, સહજ, સુહૃત, સુત, રિપુ, જાયા, મૃત્યુ, ધર્મ, કર્મ, આય અને વ્યય એવાં નામો છે. આ નામોથી સૂચિત થનારી અને તે વિષેની બીજી બધી બાબતોનો વિચાર તે તે રાશીના ગ્રહ પરથી અને બીજા ગ્રહોનો

તે સ્થળ જોડે દૃષ્ટિ આદિનો જે સંબંધ હોય તે પરથી કરવામાં આવે છે. આરબી, ગ્રીક વગેરે મ્લેચ્છો તરફથી પણ ફલજ્યોતિષ વિષે માહિતી મેળવી આપણા લોકોએ પ્રાચીન કાળમાં તે શાસ્ત્રને સમૃદ્ધ કર્યું. 'તાજિક' એ શાખા યવનો પાસેથી જ લેવામાં આવી. વર્ષારંભ વખતે જે લગ્ન હોય તે જ વર્ષલગ્ન સમજીને તેના ઉપરથી ફલ કહેવાની પદ્ધતિ તાજિક શાખા પરથી લેવામાં આવી. હાલમાં એ જ પદ્ધતિથી સંક્રાંતિ અને સંવત્સર ફળ કહેવામાં આવે છે. પોતાનું ભવિષ્ય જાણવા માટે મનુષ્ય સ્વાભાવિક રીતે ઉત્સુક હોય છે. તેના આ જીજ્ઞાસુપણાને લીધે સામુદ્રિકશાસ્ત્ર, હોરાશાસ્ત્ર, શકુનશાસ્ત્ર વગેરે ભવિષ્ય વિષેનાં શાસ્ત્રોની ઉત્પત્તિ થઇ. તેમની ઉપર વિશ્વાસ રાખનારા લોકો દુનીયામાં બધે ઠેકાણે છે. તોપણ સમજુ લોકો ભવિષ્ય ઉપર આધાર ન રાખતાં પોતાની જીવનયાત્રા પૂરી થાય ત્યાં સુધી પોતાથી બને એટલી કાળજીથી બધાં કામો કર્યે જાય છે. તેમને એવો દૃઢ વિશ્વાસ હોય છે કે પરમેશ્વરની ઇચ્છાનુસાર શુભ અથવા અશુભ ફળ મળે છે, અને તેથી તેઓ શાન્તિથી બધું સહન કરી લેવાને હમેશાં તૈયાર હોય છે. પ્રગતિનો ખરો માર્ગ એ જ છે. તે માર્ગ છોડી દઇ આજે કેટલાએક સૈકાથી આપણે હિન્દુ લોકો ફલજ્યોતિષશાસ્ત્રને આધારે સામાજિક, ઔદ્યોગિક, રાજકીય વગેરે કામો કરીયે છીએ. તેનું પરિણામ શું આવ્યું તે સમજવાને આપણા અધઃપાતનો ઇતિહાસ અને હાલની અવનત સ્થિતિના દાખલાઓ પૂરતા છે. બધા સ્થાવર જંગમ પદાર્થોનું ખરૂં ભવિષ્ય વર્તી શકનારો એક જ મહાજ્યોતિષી જગતનો કર્તા પરમેશ્વર છે એટલું જો આપણે બરાબર સમજી લઇયે તો આપણે

ચડતા જ જાય છે. સંક્રાંતિના તહેવાર વિષેનો

## શાસ્ત્રોક્ત વિધિ

એવો છે કે તે દિવસે તિલતર્પણ કરીને વાસ્તુદેવો અને વિશ્વદેવોની મંત્રોપચારથી પૂજા કરવી. દિવસના સ્નાન, દાન, શ્રાદ્ધ, ભોજન ઇત્યાદિ કરવાં, મહાદેવ ઉપર તલ અને ચોખા ચડાવવા; તલના તેલના દીવા સળગાવવા. સૌભાગ્યવતી સ્ત્રીઓએ પાંચ ઘડા, બે છીબાં. પાંચ માટલીઓ (માટીની) લાવીને તેને ચૂનો અને કંકુ લગાડવાં અને તેમાં ઘઉં, કપાસ, હળદરના ગાંઠીયા વગેરે ભરી પાંચ સૌભાગ્યવતી સ્ત્રીઓને હળદર અને કંકુ સાથે ઘડા વાયન તરીકે આપવા એવી રૂઢિ શાસ્ત્રમાં કહેલી છે. આને સુઘટ અથવા સુગડ કહે છે. પરણેલી કન્યાઓ પાસેથી પહેલે વરસે સંક્રાંતને દિવસે તેલ, રૂ, મીઠું, જીરૂ વગેરે ચીજો સૌભાગ્યવતીઓને અપાવવાનો રિવાજ દક્ષિણનાં બ્રાહ્મણોમાં છે. સંક્રાંતિના આગલા દિવસને ભોગી કહે છે. તે દિવસે ઉત્તમ વસ્ત્રાલંકાર પહેરી સૌભાગ્યની ચીજોનો ઉપભોગ કરવો અને ખીચડી, માખણ વગેરે પદાર્થ દેવને ધરાવી પછી પોતે ખાવાં. સંક્રાંતિને બીજે દિવસે દેવીએ કિંકર નામના દૈત્યનો વધ કર્યો હતો તેથી તેને કરીનો દિવસ અથવા કંક્રાંત કહે છે. તે દિવસે સવારના પહોરમાં સ્ત્રીઓએ ચોટલો ઓળી સૌભાગ્યવતીનો ખોળો ભરવો વગેરે વિધિ કહેલો છે.

## આ તહેવારની રૂઢિ

ઠેકઠેકાણે જુદી છે, તથાપિ તેનું મુખ્ય લક્ષણ પ્રેમવૃદ્ધિ એ છે. મહારાષ્ટ્રમાં તે દિવસે 'તીળગુળ' નામનો હલવો એકબીજામાં વહેંચવાનો રિવાજ છે. સૌભાગ્યવતી સ્ત્રીઓ અને કુમારિકાઓ તે વખતે પોતાની સખીઓને મળે છે અને હળદર, કંકુ તથા

'તીળગુળ' એકબીજાને આપે છે. તે ઉપરાંત કેટલેક ઠેકાણે સ્ત્રીઓ તરફથી હળદર કંકુના સમારંભ અને પુરુષો તરફથી સમ્મેલનો થાય છે. મકરસંક્રમણને દિવસે સમુદ્રસ્નાન, તીર્થ-સ્નાન, તલતર્પણ, શ્રાદ્ધ, દાન વગેરે કાર્યો પણ કરવામાં આવે છે. બંગાળામાં સંક્રાંતિને દિવસે તિલદાન આપવામાં આવે છે. ગોળ અથવા ખજૂરના રસમાં તલ નાંખીને તે પણ આપવાનો રિવાજ છે. ત્યાં એ મેવાને 'તિળુઆ' કહે છે. ચોખાના લોટમાં સાકર અને ઘી મેળવીને પિષ્ટક નામનું પકવાન તૈયાર કરીને તે સગાંવહાલાં સાથે ખાવાનો અને ગરીબ લોકોને વહેં-ચવાનો રિવાજ છે. તે ઉપરથી એ તહેવારને બંગાળામાં 'તિળુઆ સંક્રાંતિ' અને 'પિષ્ટકસંક્રાંતિ' એ નામ આપવામાં આવેલાં છે. રેશમી અથવા બીજા વસ્ત્રમાં પિષ્ટક લપેટીને પરદેશમાં રહેનારા પોતાના મિત્રોને તે મોકલવામાં આવે છે. તે જ દિવસે 'બાવજબંધનનો વિધિ' થાય છે(પૃષ્ટ ૪૪૬ જુઓ) તે સંક્રાંતિને દિવસે ગંગામાં સ્નાન કરવાથી પુણ્ય થાય છે એવી માન્યતાથી ગંગાસાગરમાં સ્નાનને માટે આશરે એકથી બે લાખ માણસો ભેગાં થાય છે. (પાનું ૧૯૬ જુઓ) દક્ષિણ હિન્દુ-સ્તાનમાં દ્રવીડ દેશમાં 'પોંગલ' નામનો તહેવાર ત્રણ દિવસ સુધી મોટા પ્રમાણમા ઉજવવામાં આવે છે. પહેલો દિવસ ભોગી પોંગલ અથવા ઇંદ્ર પોંગલ છે અને તે વર્ષાઋતુના દેવ ઇંદ્રની પ્રીત્યર્થ પાળવામાં આવે છે. બીજો દિવસ સૂર્યની પ્રીત્યર્થ છે અને તેને સૂર્યપોંગલ કહે છે. તે દિવસે સૌભાગ્ય-વતી સ્ત્રીઓ નાહ્યા પછી ભીનાં કપડાં સાથે એક વાસણમાં દૂધ અને ચોખા મુકી આંગણામાં બેસી તે રાંધે છે. તેને ઊભરો આવે કે તરત સ્ત્રીઓ 'પોંગલ ઓ પોંગલ' એવી

ઊભો પાડે છે. પછી તે ખીરનો નૈવેદ્ય ગણપતિને ધરાવે છે, થોડી ગાયને ખવડાવે છે અને બાકીની ઘરનાં માણસો ખાય છે. 'પોંગલ' શબ્દ તેલગૂ ભાષાના 'પોંગડી' અને તામિલ ભાષાના 'પોંગૂ' શબ્દ ઉપરથી આવેલો છે અને તેનો અર્થ 'રાંધવું' એવો થાય છે, અર્થાત્ પોંગલ એક જાતનો 'પાકોત્સવ' છે એમ કહી શકાય. ત્રીજે દિવસે મટ્ટૂપોંગલ નામનો ગાયોનો પોંગલ થાય છે. તે વખતે ઢોર, ઘોડા વગેરે પશુઓની પૂજા કરવામાં આવે છે અને તેમને વાજતેગાજતે ગામમાં ફેરવવામાં આવે છે. મદુરા અને તિવેલીમાં આ તહેવાર મોટા ઠાઠમાઠથી ઉજવવામાં આવે છે. તે દિવસે 'तीळगूळ घ्या आणि गोड गोड बोला' એમ કહેતાં કહેતાં તાળગૂળ વહેંચવાનો રિવાજ મહારાષ્ટ્રમાં છે. 'ખીર તૈયાર થઈ કે?' એમ પૂછવાનો રિવાજ દ્રવિડ દેશમાં છે. ગુજરાતમાં તીગગુળ આપવાનો કે સ્ત્રીઓએ હળદર કંકુ આપવાનો કે પુરુષોએ શ્રાદ્ધ કરવાનો રિવાજ નથી, પરન્તુ ત્યાં બધી જાતોમાં દાનપુન્ય કરવાનો રિવાજ છે. 'ઋષિપચમીને' દિવસે 'પજુસણ' નામનો જૈનવર્ગારંભનો તહેવાર હોય છે તે દિવસે તે ધર્મના લોકો એકબીજાને મળીને એકબીજા પ્રત્યે કરેલા અપરાધોની ક્ષમા માંગે છે. તેથી કેટલાએક શત્રુઓ પણ મિત્ર થવાનો સંભવ છે. એ સંક્રાંતિના સંબંધમાં તલનું મહત્ત્વ વિશેષ ગાયું છે.

तिलस्नायी तिलोद्वर्ती तिलहोमी तिलोदकी ।
तिलभुक्तिलदाता च षट् तिला पापनाशनाः ॥

એટલે તલના પાણીમાં સ્નાન કરવું, તલ વાટીને શરીરે ચોપડવા, તલનો હોમ કરવો, પિતરોને તલનું પાણી આપવું, તલ ખાવા અને તિલદાન કરવું એ અત્યન્ત પુણ્યદાયક છે એવું

શાસ્ત્રવચન છે. જૂનાગઢમાં વરાહદ્વાદશી (મહા શુદ ૧૨) ને દિવસે એ પ્રમાણે કરવામાં આવે છે. તલની ઉત્પત્તિ સંબંધી એક કથા છે તે ઉપરથી તે યમરાજાની તપશ્ચર્યાને લીધે પેદા થયા એવું દેખાય છે. તેથી જ યમપ્રીત્યર્થ બધા કાર્યમાં તલને શ્રેષ્ઠ ગણવામાં આવે છે. પિતૃકાર્ય કરવાના જે અનેક ઉદ્દેશો છે તેમાં એ પણ એક ઉદ્દેશ છે કે પોતાની સંતતિનું કલ્યાણ થાય અને તેની વૃદ્ધિ થાય. બીજાં અનાજોના પ્રમાણમાં તલની પેદાશ વધારે છે એટલે આ ધાન્ય સંતાનની વૃદ્ધિ સૂચવનારૂં હોવાથી તે માટે કરેલી સર્વ ધાર્મિક ક્રિયાઓમાં વાપરવાનો રિવાજ પ્રચલિત થયો હશે. પ્રાચીન ગ્રીક લોકોમાં લગ્નકાર્યને વખતે વધુવરની સંતાનની વૃદ્ધિને અર્થે તલનાં પકવાન્ન તૈયાર કરી વહેંચવામાં આવતાં હતાં. ઉત્તરાયણની શરૂઆતમાં હિન્દુ લોક જેમ તિળગુળ, તિલુઆ અથવા પિષ્ટક વહેંચે છે તેમ એ જ અરસામાં આવનાર નાતાલના (ક્રિસ્ટમસના) તહેવારોમાં ખ્રિસ્તી લોકો દ્રાક્ષની પાંઉરોટી (plum cake) એકબીજાને ત્યાં મોકલે છે. રોમન લોકોમાં જૂના વખતમાં મકરસંક્રમણને દિવસે અંજીર, ખજુર અને મધ સગવહાલાઓને ત્યાં મોકલવાનો રિવાજ હતો. તે ઉપરાંત શુભેચ્છાદર્શક પત્રો પણ મોકલવામાં આવતા. ખ્રિસ્તી લોકોમાં ક્રિસ્ટમસ કાર્ડ (xmas card) મોકલવાનો હાલમાં રિવાજ છે એ ઉપરથી જણાઈ આવશે કે ઉત્તરાયણની શરૂઆતનો સમય અત્યન્ત પવિત્ર અને શ્રેષ્ઠ માનીને તેની ખાતર તહેવાર પાળવાનો રિવાજ બધે ઠેકાણે છે. હિન્દુઓએ તે દિવસને ધાર્મિક રૂપ આપેલું છે એટલું જ.

## હેતુ અને બોધ

મકરસંક્રમણનો ઉત્સવ બહુ ઉદાર હેતુઓથી સમાજમાં રૂઢ કરવામાં આવ્યો છે. આપણામાં પરસ્પર પ્રેમ વધે,

આપણે પ્રગતિના માર્ગ પર રહીને માનવજન્મનું સાર્થક કરી લઇયે એટલો જ આ તહેવારનો મુખ્ય હેતુ છે. આ તહેવારને માટે પાળવામાં આવનાર વિધિ પ્રેમપૂર્વક અને શુદ્ધ સ્વરૂપના છે. તે દિવસે ભરાનારાં સંમેલનો, હળદર કંકુના સમારંભ, 'તીલગુળ' આપવાનો અને એકબીજાને મળવાનો રિવાજ આર્યત્વને છાજે એવા જ છે. આવા તહેવારોને લીધે જો આપણા અંતઃકરણમાં આપણે બધા એક જ ભૂમિમાતાનાં બાળકો છીયે એવો બંધુભાવ ઉત્પન્ન થાય તો આપણું કેટલું બધું કલ્યાણ થશે? વસંતાગમનનો આનંદદાયી અને શુભ સંદેશો લાવનાર સંક્રમણનો તહેવાર આપણી શુભ ઇચ્છાઓ અને પ્રેમને સજીવન કરે છે. ઉત્તરાયણનો પ્રારંભ થાય છે ત્યારથી સૃષ્ટિ ક્રમેક્રમે રમણીય થતી જાય છે. આ નિર્મળ સ્વરૂપમાં પરમ કૃપાળુ જગન્નાયકનું ઉજ્જવલ પ્રતિબિંબ પણ આપણને દેખાય છે અને તેના ચરણમાં આપણે લીન થઇયે છીયે. ફૂલો અને ફૂલોપરનાં પતંગીયાંઓ, નિર્મળ આકાશમાંના તારાઓ, ફૂલ અને પાંદડાંઓના ભારથી નમ્ર થયેલાં વૃક્ષો અને વેલો, અમૃતતુલ્ય કૌમુદીનો વર્ષાવ કરનારો ચંદ્રમા, સ્થળે સ્થળે મંદગતિએ વહેનારાં ઝરણાંઓ અને નદીઓ, શાંત અને ગંભીર એવો સમુદ્ર એ બધાં તરફ જોઇયે છીયે ત્યારે ઇશ્વરનાં તેજોમય સાનિધ્યનો કંઇક ભાસ થાય છે. દિનાવધિને લીધે સત્કાર્યમાં પડીને તે ચલાવવાને વધારે વખત મળે છે. આવા આ મંગલ કામમાં એક બીજાને ઉપયોગી થવાની ટેવ પાડવી જોઇયે એવું આ સંક્રમણનો તહેવાર બધા આર્યોને પ્રેમપૂર્વક કહે છે.

---

મહા મહિનો અંગ્રેજી ફેબ્રુઆરી મહિનાના અરસામાં આવે છે. એ મહિનામાં તીર્થમાં સ્નાન કરવાથી પુણ્ય થાય છે એવું કહેલું છે. પ્રયાગક્ષેત્રમાં સ્ત્રીઓ અને પુરુષોએ વાળ કઢાવવા પુણ્યદાયક ગણેલા છે. આવી માન્યતા હોવાથી ઉત્તર તરફની કેટલીએક સૌભાગ્યવતી સ્ત્રીઓ પણ માથું મુંડાવે છે. એને વેણીદાનવિધિ કહે છે. કેટલીએક સ્ત્રીઓ બે આંગળ જેટલા વાળ કપાવે છે અને ત્રિવેણીની પૂજા કરે છે. આ વિધિથી અખંડ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે એવી માન્યતા છે. ધણી મરી ગયા પછી વાળ મુંડાવવાથી ધણીને માટે સ્વર્ગનાં દ્વાર ઉઘડે છે અને તે જીવતો હોય છે ત્યારે વેણીદાન કરવાથી અખંડ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે એવી માન્યતા છે. ધર્મને બહાને ફળની આશાથી મનુષ્ય શું નહિ કરે ? ગંગા અને યમુના નદીમાં આ મહિનામાં દેહવિસર્જન કરવાથી મુક્તિ મળે છે એવી માન્યતા પ્રચલિત હોવાથી ધર્મસિંધુ વગેરે ગ્રંથોમાં જલસમાધિનો શાસ્ત્રોક્ત વિધિ કહેલો છે. હાલમાં કાયદાએ એ મુક્તિનો સુગમ માર્ગ બંધ કર્યો છે. મહા શુદ પાંચમને વસંતપંચમી અને

સાતમને 'રથસપ્તમી' કહે છે. આ બન્ને દિવસો આ દેશના બધા ભાગમાં ઘણે ભાગે પાળવામાં આવે છે. મહા શુદ આઠમને ભીષ્માષ્ટમી કહે છે અને તે દિવસે ભીષ્મપિતામહની ખાતર તલતર્પણ વગેરે કરવાનો રિવાજ બંગાળ તરફ છે. મહા મહિનામાં મોટામાં મોટો તહેવાર શિવરાત્રિનો છે. એ સિવાય મહા શુદ આઠમને માસાષ્ટક, વરદ ચતુર્થી (પાનું ૩૬૯ જુઓ), શ્રી પંચમી, સીતલાષષ્ઠી (પાનું ૨૬૭ જુઓ) ભૈમેકાદશી, યુગાદ્ય વગેરે કેટલાએક તહેવાર બંગાળ તરફ પાળવામાં આવે છે. વસંતપંચમી, રથસપ્તમી વગેરે તહેવારો ગુજરાતમાં માત્ર કેટલાંએક મંદિરોમાં ઉજવવામાં આવે છે. એક વખતે જે ઠેકાણે સૂર્યોપાસના અને શક્ત્યુપાસના જોરમાં હતી ત્યાંથી એ તહેવારો લોપ થયા. તેનું કારણ વૈષ્ણવ ધર્મ અને કૃષ્ણભક્તિનો સાર્વત્રિક પ્રચાર અને વિજય એ છે. મહા શિવરાત્ર અને જન્માષ્ટમીના તહેવારો બધા વર્ણમાં પાળવામાં આવે છે. ગુજરાતમાં નારતાં ચાર વખત સ્થાપવામાં આવે છેઃ આસો, મહા, ચૈત્ર અને અષાડ માસમાં.

---

# વસંતપંચમી

મહા શુદ પાંચમથી વસંતોત્સવનો આરંભ થાય છે, માટે તે દિવસને વસંતપંચમી કહે છે. મહા મહિનામાં મુખ્યત્વે કરીને દેવીના મંદિરમાં વાદ્ય, નાચ, ગાયન વગેરે ઓચ્છવ ચાલે છે. પન્તુ અને તે તે ઋતુઓમાં મળનારાં સુંદર ફળો ભેગા થયેલા લોકોમાં વહેંચવાનો કેટલેક ઠેકાણે રિવાજ છે. વસંતકાળમાં દરેક જણે પોતાની શક્તિ અનુસાર મહોત્સવ કરવો જ એવું શાસ્ત્રમાં કહેલું છે; પરન્તુ લોકો પ્રપંચમાં એટલા બધા ગુંથાયેલા હોય છે કે તેમને વસંતારંભનો તહેવાર પાળ-વાનીયે ફુરસદ નથી હોતી. વંશપરંપરાથી ચાલતી આવેલી સંપત્તિનો ઉપભોગ કરનારા કેટલાએક નસીબદાર લોકો પોતાના મિત્રમંડળ સાથે ગાયન, વાદન, વનભોજન, મિષ્ટાન્નસેવન, જલક્રીડા વગેરે સમારંભોમાં મચ્યા રહે છે અને એવી રીતે વસંતના

દિવસો આનંદમાં ગાળે છે. ઉત્તર હિંદુસ્તાનમાં આ પંચમીનો દિવસ પાળવાની રીત દરેક સ્થળે જુદા જુદા પ્રકારની છે. દક્ષિણમાં આ તિથિ વિશેષ રીતે પાળવામાં આવતી હોય એમ દેખાતું નથી. તિથિત્વમાં સંવત્સરપ્રદીપમાંથી જે ઉતારો લીધેલો છે તે ઉપરથી એમ જણાય છે કે આ દિવસ લક્ષ્મીપ્રીત્યર્થ પાળવાનો છે. તે દિવસે લક્ષ્મીને અન્નપાણી અને સુગંધી પદાર્થો અર્પણ કરવા. શાહી, ખડીયો, કલમ અને ચોપડીઓ સાથે સરસ્વતીપૂજનનો એ દિવસ નિશ્ચિત કરવામાં આવેલો હોવાથી તેને શ્રીપંચમી ગણીને બંગાળી લોક તે દિવસે સરસ્વતીની પ્રતિમાની યથાવિધિ પૂજા કરે છે. ઘરમાંના ઘરડા–જુવાનીયાઓ વગેરે સરસ્વતીને નમસ્કાર કરી તેને માનતા પણ કરે છે. તે દિવસે લખવાનું કામ બંધ હોય છે. લખવાનું બહુ જરૂરી કામ હોય તો ખડીયા અથવા કોલસાથી પાટીયા પર લખવામાં આવે છે; પરંતુ ભાવિક લોકો કાગળનો ઉપયોગ બનતાં સુધી કરતા નથી. દક્ષિણ હિન્દુસ્તાનમાં સરસ્વતીપૂજનને દિવસે કોઇ તાર આવે તો તે ઉઘાડીને વાંચવામાં પણ ધર્મનો દ્રોહ માનનારા કેટલાક ભાવિક હિન્દુઓ આજે પણ મળી આવે છે. શ્રીપંચમીને દિવસે સાંજને વખતે છોકરાઓ વિદેશી રમતો રમે છે અને કોઇના બગીચામાંથી જોઇએ તેટલાં ફળો લૂટી ખાવાનો પોતાને સંપૂર્ણ અધિકાર છે એમ માને છે. પરન્તુ આજકાલ શિક્ષણનો પ્રચાર સાર્વત્રિક થતો હોવાથી અજ્ઞાનથી ચાલુ રહેલો આ અનીતિકર રિવાજ બંધ પડતો જાય છે. પૂજાને બીજે દિવસે ગણપતિવિસર્જનના સમારંભની જેમ ભક્ત લોકો શારદા દેવીની મૂર્તિને મોટા ઠાઠમાઠથી નજીકના જલાશય તરફ લઈ જાય છે અને તેમાં તે મૂર્તિને પધરાવે છે.

વસંતપંચમીનો ઓચ્છવ જેવી રીતે આજે હિન્દુ લોકોમાં પ્રચલિત છે તેવી જ રીતે જુના વખતમાં રોમ દેશમાં તે ચાલુ હતો એવું માનવાને સબળ કારણ છે. રોમન પંચાગમાં આ વસંતારંભના દિવસનો ઉલ્લેખ છે વસંતઋતુ એ રતિ અને મદનની ઋતુ છે એવું માનવામાં આવે છે, પણ તેમના મંદિરો ન હોવાથી લક્ષ્મી અને વિષ્ણુની પૂજા તે દિવસોમાં કરવામાં આવે છે. ચૈત્ર અને વૈશાખને ખરો વસંતકાળ માનેલો છે. પરંતુ મહા મહિનામાં ઉત્તરાયણની સાથે જ તેની શરૂઆત થાય છે માટે વસંતપંચમીને વસંતઋતુના પ્રારંભની તિથિ માની છે. વસંતઋતુ બધી ઋતુઓ કરતાં ઉત્સાહવર્ધક હોય છે અને આપણે પણ તેને છાજે એવી જ વૃત્તિ ધારણ કરવી જોઇયે. જેટલું પ્રસન્ન રૂપ સૃષ્ટિ ધારણ કરે છે, તેટલા જ આપણા કંગાલ દેશભાઇઓ તેનું સૌંદર્ય નિહાળી પ્રસન્ન થાય એવો સમાજસેવકોએ પ્રયત્ન કરવો જોઇયે. વિવાહ, જનોઈ વગેરે અનેક સમારંભ વસંતકાળમાં થાય છે. એવા પ્રસંગો પર કેવળ આપણાં પોતાનાં સગાં અને પૈસાદાર મિત્રોને જમણવારમાં નોતરવાનો રિવાજ છે. આવા સમારંભનો ઠાઠ દૂરથી જોઇ દીપી જનારા આપણા ગરીબોને પોતાની શક્તિ અનુસાર અન્નવસ્ત્રદાન કરવામાં આવે તો એક દિવસ પણ કંટકમય સંસારની વિસ્મૃતિ કરાવ્યાનું પુણ્યકર્મ ઇશ્વરના દરબારમાં જરૂર રજુ થશે. આર્ય તરીકે એ આપણો ધર્મ છે. ખીલેલાં ફુલો, સુંદર રંગનાં પતંગીયાં અને વનમાં ચાકનાર અમૃતસમાં મિષ્ટ ફળો, સૃષ્ટિ માતાના પ્રસાદથી સર્વેને—પછી તે ગરીબ હોય કે પૈસાદાર—મળી શકે છે. સમાજના કૃત્રિમ બંધનોના પાશને સહેજ શિથિલ કરી આપણે જો ખરા અંતઃકરણથી

પોતાના કર્તવ્યનું પાલન કરવાને તત્પર થઈએ તો સૃષ્ટિદેવતા આપણા પર પ્રસન્ન થયા વિના રહે ? તેથી દરેક જણને પોતાની શક્તિ અનુસાર પોતાના દેશબાંધવોના મનને આનંદ પમાડી તેમની પ્રેમવૃત્તિને જાગૃત કરવી છાજે છે.

---

# રથસપ્તમી

મહા શુદ સાતમને મહાસપ્તમી કહે છે અને એ દિવસ સૂર્યદેવ માટે પાળવો એવું ભવિષ્યાદિક પુરાણોમાં કહેલું છે. સૂર્ય એક તેજવાળો ગોળો છે અને તેની આસપાસ પૃથ્વી અને પૃથ્વી જેવા જ બીજા કેટલાક ગોળા ફરે છે, એ જોકે ખરૂં છે તોપણ સૂર્ય એ માણસના સુખનું સાધન હોવાથી તેને દેવ માનીને તેની પૂજા શરૂ થઇ. તે રિવાજ માત્ર હિન્દુસ્તાન અને ઇરાન દેશમાં જ ન રહેતાં એશીયામાઇનર, રોમ અને ગ્રીસ દેશો સુધી જઇ પહોંચ્યો. સૂર્યોપાસનાનો મુખ્ય હેતુ આરોગ્યસુખની પ્રાપ્તિનો છે. તે માટે પુરાણમાં અનેક વાર્તાઓ કહેવામાં આવેલી છે. તેમાંની એક વાત એવી છે કે એક વખત કાંબોજ દેશમાં યશોવર્મા નામનો રાજા થઇ ગયો. તેને વૃદ્ધાવસ્થામાં એક પુત્ર થયો. તે અશક્ત અને રોગી હોવાથી તેને કયા ઉપાયોથી સાજો કરી શકાય

એ વિષે રાજાએ કુલજ્યોતિષીઓની સલાહ લીધી ત્યારે તેમણે એવી સલાહ આપી કે નવગ્રહનો મુકુટમણિ જે સૂર્ય તેની બાળક ઉપર અવકૃપા હોવાથી તેને આરોગ્યલાભ નથી, માટે મહાસપ્તમીને દિવસે વ્રત પાળી સૂર્યની પૂજા કરવી અને તે દેવને પ્રસન્ન કરવા. તે પ્રમાણે રાજાએ વ્રત પાળ્યું તેથી તેનો પુત્ર નીરોગી અને મહા તેજસ્વી બન્યો. જુદા જુદા દેશોમાં એ તિથિને જુદાં જુદાં નામો અપાયાં છે. બંગાળામાં તેને ભાસ્કરસપ્તમી કહે છે.

શબ્દકલ્પદ્રુમકારોએ મહા માસને માકરી માસ નામ આપેલું છે અને તે તિથિને માકરીસપ્તમી કહે છે. ઉત્તરમાં એ જ તિથિ અચલા અને જયન્તિસપ્તમીના નામથી પ્રસિદ્ધ છે. મન્વંતરોનો એ પહેલો દિવસ છે અને તે દિવસે સૂર્ય-નારાયણ સાત ઘોડાવાળા નવા રથમાં બેસી આકાશમાર્ગે ફરવા નીકળે છે, તેથી દક્ષિણમાં તેને રથસપ્તમી કહે છે.

## શાસ્ત્રોક્ત વિધિ અને રૂઢિ

એ સપ્તમીને આગલે દિવસે ઉપવાસ કરવો અને બીજે દિવસે પ્હો ફાટતાં જ માથા ઉપર દીવો મુકી સ્વચ્છ અને શાન્ત પાણીમાં દાખલ થવું. ત્યાં સૂર્યોદય સુધી સ્નાન કર્યા પછી ફરીથી મસ્તક ઉપર દીવો મુકી સૂર્યનું ધ્યાન ધરવું અને તે દીવાને પાણીમાં વિર્સજન કરવો. સ્નાનને વખતે આકડાનાં અને બોરડીનાં સાત સાત પાંદડાં માથા ઉપર લેવાં એવું મદનરત્ન અને નિર્ણયસિન્ધુ ગ્રંથોમાં વર્ણવેલું છે અને બંગાળ તથા દ્રવિડ દેશની ભાવિક સ્ત્રીઓ તેમ કરે છે. સૂર્યની પ્રાર્થના કયા મંત્રોથી કરવી તે વિષે કાશીખંડ, શબ્દકલ્પદ્રુમ, ભવિષ્ય-પુરાણ વગેરે ગ્રંથોમાં વિગતવાર પણ જુદી જુદી હકીકત

આપેલી છે. સ્નાન કરીને દેવતર્પણ કરવુ અને તુલસી-ક્યારાની સામે સૂર્ય અને તેના સાત ઘોડાવાળા રથનું ચિત્ર કાઢવું તથા તેની પૂજા કરવી, છાણાં સળગાવીને તેની ઉપર માટીના વાસણમાં તૈયાર કરેલી ખીરનું સૂર્યને નૈવેદ્ય ધરવું, બ્રાહ્મણોને દક્ષિણા અને દાન આપવાં, બ્રાહ્મણ તથા સૌભાગ્યવતીઓને જમાડીને પછી પોતે જમવું એવો વિધિ કહેલો છે.

આર્યાવર્તમાં મહાસપ્તમી માટે પાયસ (ખીર) કરવાનો રિવાજ ઘણે ભાગે બધે ઠેકાણે જોવામાં આવે છે. પણ આ તિથિ દરેક ઠેકાણે જુદી રીતે પાળવામાં આવે છે. દ્રવિડ દેશમાં તે દિવસે શાસ્ત્રોક્ત વિધિએ કામો કરવામાં આવે છે. રાત્રે ગાયન, વાદન, દીપોત્સવ અને રથોત્સવ* ઇત્યાદિ પ્રકારની ધામધુમ ચાલે છે. આ તિથિ અનધ્યાયની હોવાથી તે દિવસે વિદ્યાર્થીઓને ચોપડીઓને અડકવાની પણ સખ્ત મનાઇ છે. બંગાળામાં કારતકી પૂનમ અને દરેક રવિવારને દિવસે સૂર્યનારાયણની પૂજા થાય છે, તેને ઐત (સૂર્ય) પૂજા કહે છે. માટીના એક નાના વાસણને લાલ રંગ ચોપડે છે

---

*રથોત્સવની કલ્પના આર્યોએ પ્રથમ બૌદ્ધો પાસેથી લીધી હશે. ખ્રિસ્તી શકના ચોથા અને સાતમા સૈકામાં ચીની પ્રવાસી ફાહિયાન અને હુએનત્સિયાંગ હિન્દુસ્તાનમાં મુસાફરી કરવા આવેલા ત્યારના તેમના પ્રવાસવર્ણનમાં એમ લખેલું છે કે બૌદ્ધ ધર્મીય રાજાના હુકમથી રથમાં બેસાડેલી બુદ્ધની મૂર્તિનો વરઘોડો કાઢવામાં આવ્યો હતો તે તેમણે જોયો હતો. ધાર્મિક સંસ્કારો તરફ લોકોનું ધ્યાન ખેંચવા માટે આમ મોટા પ્રમાણ પર ઉજવાતા તહેવારો મદદ રૂપ થાય છે. રથોત્સવનો મુખ્ય કાળ મહા શુદ સાતમથી વૈશાખી પૂનમ સુધીનો હોય છે.

અને તેના પર કેવડાનું પાંદડું અને ખાવાના પાનનું બીડું મુકીને લાલરંગનાં ફુલો ચડાવે છે અને ખીર તથા પિષ્ટક અર્પણ કરે છે. તેજ પ્રમાણે સ્ત્રીઓ હળદરકંકુ વહેંચે છે. મહારાષ્ટ્ર અને કર્ણાટકના ઘણાખરા ભાગોમાં રથસપ્તમીને દિવસે હળદરકંકુ વહેંચવાનો અને ખોળા ભરવાનો રિવાજ છે, પરન્તુ ત્યાં ઐતપૂજાનો રિવાજ નથી.

## સૂર્યોપાસના અને સૌરપંથ

વેદકાળમાં સૂર્યોપાસના હતી એવું સૂર્યની પ્રાર્થના ઉપરથી ચોખ્ખું દેખાય છે. સૂર્ય અદિતીનો પુત્ર હોવાથી તેને આદિત્ય એ નામ આપવામાં આવ્યું. આકાશને અદિતી એ નામ આપવામાં આવેલું એવું ઋગ્વેદના સૂક્તો ઉપરથી સિદ્ધ થાય છે. સૂર્ય પાપોનો નાશ કરે છે એવી પ્રાચીન આર્યોની માન્યતા હતી તેથી તેમણે સૂર્યને એવી પ્રાર્થના કરી કે " તું અમને પાપમુક્ત કર અને અમે નિષ્પાપ છીયે એમ વરુણાદિ બીજા દેવોને જણાવ. " (ઋગ્વેદ મં ૭-૬૦-૧, ૬૨-૨) કૌશીતકી બ્રાહ્મણોપનિષદ્‌માં કહેલું છે કે કૌશીતકી સવારમાં, બપોરે અને સાંજે સૂર્યને અર્ધ્ય આપતો અને પોતાને પાપમુક્ત કરવા માટે તેની પ્રાર્થના કરતો. આજે પણ દ્વિજો એ રીતે અર્ધ્ય આપીને સૂર્ય, મન્યુ અને મન્યુપતિની પોતાને પાપમાર્ગમાંથી બચાવવાને પ્રાર્થના કરે છે. પછી ગાયત્રીમંત્રનો ઉચ્ચાર કરીને તેઓ 'असावादित्यो ब्रह्म' એમ કહી પોતાના મસ્તકની આસપાસ ત્રણ વખત પાણી ફેરવી તે નાંખી દે છે. ('असावादित्यो ब्रह्म' નો અર્થ આ આદિત્ય બ્રહ્મ છે એવો થાય છે.) સૂર્યોદય અને સૂર્યાસ્તને વખતે સૂર્ય તરફ દૃષ્ટિ રાખી ઉદય અને અસ્ત થતાં સુધી ગાયત્રી મંત્ર

જપવો એવું આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં કહેલું છે. જનોઇને વખતે છોકરાને સૂર્યની સામે ઉભો કરીને ગોર નીચે પ્રમાણે પ્રાર્થના કરે છેઃ 'હે સવિતર, આ તારો વિદ્યાર્થી છે. તું એનું રક્ષણ કર. તેને મૃત્યુમુખે પડવા દઇશ નહિ.' ધન અને કીર્તિ પ્રાપ્ત કરવા માટે સૂર્યની ઉપાસના કરવી એવું 'ખાદિર ગૃહ્યસૂત્ર'માં કહેલું છે. યુધિષ્ઠિરને સૂર્યે અખૂટ અન્ન આપનારી થાળી આપી ત્યારે તેણે સૂર્યની પ્રાર્થના કરી હતી એવું મહાભારતમાં વર્ણવેલું છે. (મયૂર સાતમા સૈકામાં હર્ષવર્ધન પાસે હતો. તેણે સૂર્યસ્તુતિના ૧૦૦ શ્લોક રચેલા છે.)

ઉપલા વિવેચન પરથી જણાશે કે જૂના વખતમાં આર્યાવર્તમાં સૂર્યોપાસનાનો રિવાજ ચાલુ હતો અને પાપના નાશ તથા અન્ન, ધનધાન્ય, કીર્તિ અને આરોગ્યની પ્રાપ્તિને માટે તેની પ્રાર્થના કરવામાં આવતી હતી. સૂર્યનાં બાર નામોનો ઉચ્ચાર કરી તેને બાર નમસ્કાર કરવાની રીત આજે પણ આ દેશમાં ચાલુ છે. શિવ, વિષ્ણુ, ગણપતિ, શક્તિ વગેરે દેવતાઓની પૂજા કરનાર અને તેમનું ભજન કરનાર પંથ આ દેશમાં નિર્માણ થયો; તે જ પ્રમાણે સૂર્યને દેવ માની તેની પૂજા કરનાર એક પંથ નીકળ્યો તેમાં શી નવાઈ? એ પંથ 'સૌર'ના નામથી પ્રસિદ્ધ છે. એ પંથના લોકો સૂર્ય એ જ આ સ્થાવર જંગમ સૃષ્ટિનો આત્મા છે એવું પ્રતિપાદન કરે છે અને તે બધા દેવોમાં શ્રેષ્ઠ છે એવો શ્રુતિનો આધાર આપે છે.

चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः ।
आप्रा द्यावापृथिवी अन्तरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ।

(મં. ૧-૧૧૫. સુ.)

અર્થ :—" મિત્ર, વરુણ અને અગ્નિના ચક્ષુરૂપ એવી દેવોની આશ્ચર્યકારક શક્તિનો ઉદય થયો છે; સ્થાવર અને જંગમ વસ્તુઓનો આત્મા એવો આ સૂર્ય દ્યુલોક, ભુલોક અને અન્તરીક્ષને વ્યાપી રહેલો છે." આ સૂકતો ઉપર સૌર પંથવાળાઓ વધારે આધાર રાખે છે. સૌર પંથમાં છ ભેદ છે: એક પંથના લોક લાલ ચંદનનું ગોળ તિલક કપાળમાં કરે છે અને લાલ રંગની ફુલમાળા પહેરે છે. બીજા ત્રણ પંથના લોકો ઉદયકાળના સૂર્યને બ્રહ્મદેવ, મધ્યકાળનાને શિવ અને અસ્તકાળનાને વિષ્ણુ તરીકે માનીને તેની પૂજા કરે છે. પાંચમો પંથ એ ત્રણે વખતે દેખાનારા સૂર્યને ત્રિમૂર્તિ તરીકે માને છે. તે પંથના કેટલાએક લોકો સૂર્યાસ્ત અને સૂર્યોદયની દરમીયાન અન્ન ગ્રહણ કરતા નથી. છઠ્ઠા પંથના લોક સૂર્યના ચિહ્નવાળી મુદ્રા તપાવીને શરીર પર તેનો ડામ લે છે અને ॐ नमः श्रीसूर्याय એ સપ્તાક્ષરી મંત્ર જપે છે, અને વેદના સૂકતોમાંના પુરુષસૂક્ત અને શતદ્રીયનો અર્થ પોતાને અનુકૂળ એવો કરી એમ પ્રતિપાદન કરે છે કે તે સૂકતો સૂર્યની ઉપાસના માટે જ છે.

રામાયણ અને મહાભારત કાળમાં સૂર્યનાં સ્વતંત્ર મન્દિરો બાંધી ત્યાં તેની પૂજા કરવામાં આવતી એવું દેખાય છે. પછી પુરાણકાળમાં જ્યારે મૂર્તિપૂજા પ્રચલિત થઇ ત્યારે સૂર્યની પ્રતિમા કેવી હોવી જોઇયે તે વિષે પુરાણકારોએ અનેક તર્ક કર્યા. છઠ્ઠા સૈકામાં 'વરાહમિહિર' નામનો એક મહાન જ્યોતિષી થઇ ગયો. સૂર્યની મૂર્તિ કેવી બનાવવી એ તેણે કહેલું છે. કલ્પતરુ ગ્રંથમાં મહા શુદ સાતમને દિવસે મન્દિરની અંદરની સૂર્યપ્રતિમાની પૂજા કરવી એવું કહેલું છે. એ ઉપરથી

એમ જણાય છે કે આશરે ૧૫૦૦ વરસ પહેલા આ દેશમાં સૂર્યનાં દેવાલયો હતાં. આવાં સૂર્યમન્દિરોનું અસ્તિત્વ સિદ્ધ કરનારા અનેક શિલાલેખ અને તામ્રપટ આજે મળી આવે છે. પશ્ચિમ હિન્દુસ્તાનમાં મુલતાનથી કચ્છ સુધી આવાં દેવાલયો હતાં. મુલતાનનું સુપ્રસિદ્ધ સૂર્યમંદિર હુએનત્સિઆંગ અને આલ્બેરુનીએ જોયેલું હતું. સત્તરમા સૈકામાં ધર્માંધ ઔરંગઝેબે તે મન્દિરનો નાશ કર્યો. કાશ્મીરમાં માર્તંડનું સુંદર દેવાલય છે. તે આઠમા સૈકામાં બંધાયું હશે એમ કહેવાય છે. શ્રીનગર (કાશ્મીર)થી આશરે ૨૦ માઇલ પર સૂર્યનું બીજું એક મન્દિર છે, તે આશરે પાંચમા સૈકામાં બંધાયું હશે એવું સર કૅનિંગહામનું કહેવું છે. હાલમાં ખાસ સૂર્યને માટે બંધાયેલું દેવળ કોઇ ઠેકાણે જોવામાં આવતું નથી. મુંબઇમાં માત્ર એક સૂર્યમન્દિર જોવામાં આવે છે. તોપણ લગભગ બધાં દેવાલયોમાં સૂર્યના નામનો એકાદ પત્થર અથવા પ્રતિમા જોવામાં આવે છે અને તેના ઉપર ઘરો અને લાલ રંગનાં ફુલો ચડાવવામાં આવે છે. અબદાગીર અને ઉત્સવરથ ઉપર સૂર્યનું ચિત્ર કાઢવામાં આવે છે. શ્રાવણ મહિનામાં રવિવારે સૂર્યના નામે સોપારી મુકી તેની પૂજા કરવાની રીત દક્ષિણી બ્રાહ્મણ સ્ત્રીઓમાં છે. આર્યોની માફક બીજા ધર્મવાળાઓ સૂર્યને દેવ તરીકે માનતા નથી, પરન્તુ અઠવાડીયામાં એક દિવસને તેનું નામ આપી તેના પ્રત્યેની માનની લાગણી દર્શાવે છે. બૌદ્ધ ધર્મી કનિષ્ક રાજાનાં નાણાં ઉપર "માયરો" એ અક્ષરો છે. માયરો, મિહિર, મિહર એ જુદી જુદી ભાષાઓના શબ્દો, ઝંદ ભાષાનો 'મિથ્ર' અને સંસ્કૃત 'મિત્ર' એ બધાં સૂર્યનાં નામ ધ્યાનમાં રાખવા જેવાં છે. સૂર્યોપાસનાનું

મહત્ત્વ હાલમાં જોકે ઘટ્યું છે તોપણ સૂર્યનારાયણની પ્રાર્થના ત્રિકાલ કરવી એ વૈદિક ધર્મનું એક અંગ થઇ પડ્યું છે. ઋગ્વેદની (મંડળ ૩, સૂક્ત ૬૨–૧૦) નીચેની ઋચા અત્યંત શ્રેષ્ઠ માનવામાં આવે છેઃ—

तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि। धियो योनः प्रचोदयात्॥

અર્થઃ–"આખા જગતને પ્રેરનારો જે ભગવાન તેનું બધાને અત્યંત પ્રિય લાગે એવું જે શ્રેષ્ઠ એક તેજ છે તેનું અમે ધ્યાન ધરીયે છીયે. તે જ ભગવાન્ (સૂર્ય) અમારી બુદ્ધિને અને ધ્યાનભક્તિને શુભ પ્રેરણા કરજો." દિલગીરીની વાત તો એ છે કે આ પ્રાર્થનાનો અર્થ હાલના બ્રાહ્મણો સમજતા નથી તો પછી તેમનાં કૃત્યો ઉપર અથવા વિચારો ઉપર તેનું પરિણામ ક્યાંથી થાય? આ ગાયત્રીમંત્ર જુના વખતમાં કેટલો બધો શ્રેષ્ઠ માનવામાં આવતો તે આ મંત્ર પર છાંદોગ્ય વગેરે ઉપનિષદો ઉપરાંત સ્વતંત્ર ગાયત્રીરામાયણાદિક એવા બત્રીશ ગ્રંથો રચાયા છે તે ઉપરથી જણાઇ આવશે. આર્યાવર્તમાં વેદકાળથી સૂર્યોપાસના ચાલુ હતી તોપણ બહારના દેશોમાં તો તેનો પ્રચાર

## પરધર્મના અને પરદેશના લોકો

દ્વારા જ થયો એવું ભવિષ્યપુરાણમાંના વિગતવાર વર્ણન ઉપરથી જણાશે. ઐતિહાસિક ગ્રંથ લખવા માટે અધિકારયુક્ત અને પૂરી હકીકત ન મળવાથી તે વખતે મળી આવેલાં સાધનો પર આધાર રાખી આ પુરાણલેખકોએ દંતકથાઓનો આધાર લીધો અને ઇતિહાસમાં અલૌકિક ચમત્કારોનો ઉમેરો કર્યો એ વાત ખરી છે, તોપણ સૂક્ષ્મદૃષ્ટિએ વિચાર કરતાં એવું

જણાય છે કે સ્વદેશમાંથી દેશવટો લઇ અહીં આવેલા ‘મગ’ નામના પરદેશીઓએ આર્યપૂજાનો પ્રચાર આ *આર્યભૂમિમાં કર્યો. ઇરાની લોકોનો ધર્મસંસ્થાપક ઝરથુસ્ત સૂર્યોપાસક હતો એવું ભવિષ્યપુરાણ ઉપરથી અને બીજા ઐતિહાસિક પુરાવા પરથી પણ સિદ્ધ થાય છે. એ સંબંધે થોડી હકીકત પાછળ ( પાને ૧૫૭ મે ) આપી છે. એ પુસ્તકમાં આર્યોમાં ભાઇ ભાઇ વચ્ચે ઝગડા થવાથી સુર અને અસુર તથા દેવ અને દાનવ એવા ભેદ કેવી રીતે ઉત્પન્ન થયા તે પણ બતાવેલું છે. ભવિષ્યપુરાણમાં એવું વર્ણન છે કે શ્રીકૃષ્ણના પુત્ર સાંબને કુષ્ટ રોગ થયો. યાદવોના ધર્મગુરૂ ગૌરમુખની સલાહથી સૂર્યની પૂજા કરવા માટે તેણે શાકદ્વીપમાંથી ‘ મગ ’ નામના સૂર્યોપાસક બ્રાહ્મણોને બોલાવ્યા. સુજિહ્વ નામના મિહિર ગોત્રવાળા બ્રાહ્મણને નિક્ષુભા નામની એક કન્યા હતી. તેને સૂર્યથી ઝરથુસ્ત અથવા જરતુષ્ટ નામનો પુત્ર થયો અને તેની સંતતિ મગના નામથી પ્રસિદ્ધ થઇ. ઇ. સ. ૧૧૩૭–૩૮ના એક શિલાલેખમાં મગ લોકોની ઉત્પત્તિ સૂર્યથી થઇ અને

---

*અર=ખેડવું એ ખેતી વિષેના શબ્દ ઉપરથી આર્યશબ્દ નિર્માણ થયો. જુના વખતમાં તેઓ ખેતીને ઉપયોગી એવા ઘોડા, ઉંટ, બળદ વગેરે ઢોરોનાં ટોળાં પાળતા. આ પશુસંપત્તિ પરથી કેટલા- એક કુટુંબોને નીચેનાં નામ પ્રાપ્ત થયાં છે:—

૧ ગુષ્ટાસ્પ ( ગુત્સાશ્વ અથવા અશ્વગુત્સ ), ૨ પાવોરોશાસ્પ ( ઝરથુસ્તનો પિતા પૌરુષાશ્વ ) ૩ જમાસ્પ ( યમાશ્વ ) ૪ ઝરન કુલનો ઝરથુસ્ત ૫ અશ્વપતિ, કૈકય અને હય વગેરે નામના કેટલાએક પુરૂષોનું વર્ણન પારસી ધર્મગ્રંથમાં અને ભારતાદિ પુરાણોમાં પણ મળે છે. ગૈ શબ્દ ગાવો (ગાય) ઉપરથી આવ્યો.

સાંબ તેમને આ દેશમાં લઇ આવ્યો એવું કહેલું છે. આલ્બેરુનીએ આ દેશમાં આવ્યા પછી મગને જોયા અને તેઓ ઇરાની મગોના વંશજ છે એવો પોતાનો અભિપ્રાય તેણે ટાંકી રાખ્યો છે. વખત જતાં મગના વંશજોનો વિસ્તાર થયો અને રજપુતાના, બંગાળ અને પશ્ચિમ હિન્દુસ્તાનના કેટલાએક ભાગમાં તેઓ ફેલાયા. એ મગ લોકોની બુદ્ધિ તીવ્ર હતી એવી તેમની ખ્યાતિ છે અને તેમનામાં કેટલાંએક નામાંકિત કવિઓ થઇ ગયા છે.

ઇરાની અને આર્યધર્મની તુલના ઉપર શાકદ્વીપ અને ત્યાંના મૂળના રહેવાસી મગ લોકોનો ઉલ્લેખ કરેલો છે. હિન્દુસ્તાન બહારના બીજા ધર્મવાળા લોકોને શક કહેવાનો રિવાજ હતો. ભવિષ્યપુરાણમાંનું શાકદ્વીપ હાલ ઇરાનના નામથી પ્રસિદ્ધ છે અને ત્યાં મગ નામની કોમ હોવાનું ઇતિહાસ પરથી દેખાય છે. મનુએ તેમને પલ્હવ (પાર્શી) કહેલા છે. ડૉ. હૉગ જેવા સુતીક્ષ્ણ ઇતિહાસસંશોધકે પાર્શી ધર્મગ્રંથોનો શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરી એવું સિદ્ધ કર્યું છે કે હિન્દુ લોકો અસલમાં ઇરાનની ઉત્તરમાં વસતા હતા. ત્યાં કેટલાએક કુટુંબોમાં ભાઇભાઇઓમાં કલહ જાગ્યો અને જે થોડા લોકો દેશત્યાગ કરીને પૂર્વ તરફ ગયા તેમણે પંજાબમાં વસાહત કરી. આ આર્યોના અંતઃકરણમાં દેવ અને ધર્મને વિષે શ્રદ્ધા હતી, એટલે તેમણે ધર્મ વિષે જ ઘણું કાર્ય કર્યું. આર્યોના મુખ્ય ધર્મગ્રંથને વેદ કહે છે અને તેમના ઇરાની ભાઇઓએ પૂજ્ય માનેલા ગ્રંથને અવસ્તા અથવા ઝંદ અવસ્તા* કહે છે. આ બન્ને ગ્રંથોમાં વર્ણન કરેલા દેવતાઓ ઘણે ભાગે એક જ

* ઝંદ ભાષા જુની સંસ્કૃત ભાષા સાથે મળતી આવે છે.

છે, એટલું જ નહિ પણ ઋગવેદમાંના કેટલાએક દેવતાઓ તે જ નામથી અથવા થોડ રૂપાંતરથી અવસ્તા ગ્રંથમાં મળે છે. વાયુ, વૃત્રઘ્ન, હવિષ્ટ (યવિષ્ટ) એ દેવો અને સૂર્ય તથા વરુણની ઉપાસના એ જ અથવા એના જેવાં નામોથી કરેલી જોવામાં આવે છે. યજ્ઞયાગાદિકના બધા વિધિ સરખા છે અને જુદા જુદા સ્તોત્રોમાં વાપરેલો 'યસ્ન' શબ્દ યજ્ઞ અને યજનવાચક છે. આપણા યજ્ઞ સોમરસ અને પવિત્ર માંસ વગર થતા નહોતા. તે જ પ્રમાણે પારસીઓના યજ્ઞ પણ એ વસ્તુઓ વગર થતા નહોતા. સોમને બદલે 'હોઆમ' શબ્દ અવસ્તા ગ્રંથમાં વાપરેલો છે. મિત્રવરુણ વગેરેની કથાઓ ઋગ્વેદના જેવી જ અવસ્તા ગ્રંથમાં પણ મળે છે અને કેટલીએક પ્રાર્થનાનું જો ભાષાન્તર કરવામાં આવે તો એ બેની વચ્ચે કંઇ ભેદ દેખાય નહિ.

જે પ્રમાણે પારસીઓના ધર્મગ્રંથમાં દેવ શબ્દ મૂળમાં ઇશ્વર અર્થે વાપરેલો છે તે જ પ્રમાણે ઋગ્વેદના કેટલાએક ભાગમાં અસુર શબ્દ ઇશ્વરને માટે વાપરેલો છે. તેવી જ રીતે અગ્નિ, ઇંદ્ર, વરુણ વગેરે દેવોની સ્તુતિ ઋગ્વેદ અને અવસ્તા ગ્રંથના કેટલાએક ભાગમાં એક જ રીતે કરેલી જોવામાં આવે છે. એ ઉપરથી જણાય છે કે પારસી અને આર્યલોક છુટા પડયા તે પહેલાં જે પ્રાર્થનાઓ તેમનામાં હતી તે તેઓ છુટા પડયા પછી પણ જેવી ને તેવી જ રહી; પણ જેમ જેમ વિરોધ વધતો ગયો તેમ તેમ તેઓ એકબીજાના દેવની નિંદા કરવા લાગ્યા, અને તેથી કેટલાએક દેવવાચક શબ્દો પણ વિરુદ્ધ અર્થે વપરાવા લાગ્યા. આર્યોના દેવાધિદેવ ઇંદ્રને પારસીઓએ નીચ અને લુચ્ચો માનીને નરકાધિપતિ બનાવ્યો. અને જે ત્વષ્ટાને વેદ ગાનારાઓએ લાખો ગાળો આપી તે જ

ત્વષ્ટા અથવા તીર પારસીઓને પૂજ્ય થયો. વેદગાયકોએ પારસીઓના પૂજ્ય દેવાધિદેવ અસુર (અહુર) ને માટે તિરસ્કાર બતાવ્યો ત્યારે પારસીઓએ દેવને ભૂતમાં ગણ્યા.

વેદ અપૌરુષેય છે એવો આર્યોનો મત છે. અવસ્તા ધર્મગ્રંથ પણ ઝરથુસ્તને પ્રત્યક્ષ ઇશ્વર તરફથી મળ્યો, અને મનમાં ધર્મસંબંધી જિજ્ઞાસા ઉત્પન્ન થયા પછી બહ્મન્ દેવતાની મારફત અહુરમઝદને ઝરથુસ્તે કેટલાએક પ્રશ્ન પૂછ્યા તેના જવાબ તે દેવાધિદેવે આશ દેવદૂતની મારફત આપ્યા એવું પારસીઓ માને છે. જે પ્રમાણે મનુ આર્યોનો મોટો નીતિશાસ્ત્રજ્ઞ થઇ ગયો એમ હિન્દુઓ માને છે તે પ્રમાણે મનુશ્ચેચર (મનુષ્યેશ્વર) પારસીઓનો મોટો સ્મૃતિકાર થઇ ગયો એવું તેઓ માને છે. હિન્દુઓએ બ્રહ્મને બધી વસ્તુઓનું આદિકારણ માન્યું ત્યારે ઇરાનમાંના તેમના ભાઇઓએ તેનો (બ્રહ્મનો) બહ્મન એટલે 'સારૂં મન' એવો અર્થ કર્યો. આર્યોએ પુનર્જન્મથી છુટવાનો ઉપાય શોધ્યો ત્યારે પારસીઓએ પોતાનું મૃત શરીર ફરીથી સજીવન* થશે એમ માનીને દેહાત્મવાદને છાજે એવી રીતે અમરત્વ (અમરતત્) અને અજેયપણું માગી લીધું. પારસીઓના મુખ્ય ધર્મગ્રંથ ઝંદ અવસ્તા, ગાથા, વેંદિદાદ, યજસ્ને અથવા યસ્ન એટલા છે. પહેલો ગ્રંથ ઝરથુસ્તે પોતે અને તેના શિષ્યોએ લખ્યો. 'ગૈ' એટલે ગાવું એ ઉપરથી આવેલા ગાથાગ્રંથમાં દેવોની પ્રાર્થના છે. વેંદિદાદ અથવા વેંદેવાદાદ (વિ એટલે વિરુદ્ધ અને દેવો એટલે દેવોની) માં આર્યોના દેવોની નિંદા છે. યજસ્ને

---

* ખ્રિસ્તી લોકોની પુનરુત્થાપના (Resurrection) ની કલ્પના આ કલ્પના સાથે મળતી આવે છે.

અથવા યસ્ન એ યજ્ઞ વિષેની માહિતીનો ગ્રંથ છે. એકંદરે પોતાના ધર્મગ્રંથ અપૌરુષેય હોવા બદ્દલ બન્ને ધર્મવાળાઓની કલ્પના—પારસીઓનો બહ્મન અને આર્યોનું બ્રહ્મ, 'શ્રોશ' એ શબ્દને મળતો શબ્દ 'શ્રુતિ' વગેરે જોતાં પારસીઓ માત્ર દેશબન્ધુ જ નહિ પરંતુ ધર્મબંધુ પણ છે એમ આજે દેખાય છે. પાછળ સિન્ધાવતારના વિવેચનમાં વર્ણન કરેલા ઇરાની લોકો

## અસુર, દૈત્ય અથવા દાનવ

હતા એવું જે કહેલું છે તે માટે ઘણા પુરાવા આપી શકાય એમ છે; પરંતુ વિસ્તારના ભયથી તેમ કરવું ઉચિત નથી. ઇરાની લોકો હજી પોતાને 'દાંધાવો' કહેવડાવે છે. दस्यवः અને दानव શબ્દો દાંધાવો ઉપરથી આવેલા હશે એવો ડૉ. સ્પૂનરનો મત છે. બંગાળ, બિહાર અને ઓરિસ્સામાં આવીને વસેલા આ લોકોનો તેમજ કાંબોજ, પારદ અને પલ્હવનો મનુસ્મૃતિમાં ઉલ્લેખ કરેલો છે. એ બધા ઇરાનીઓના વંશજ હતા એવું પંડિતોનું કહેવું છે. ઋગ્વેદમાં વૃત્રને દાવન એમ કહેલું છે અને યજુર્વેદમાં (૫૦–૭૩) તથા અથર્વ વેદમાં (૪૦–૨૪) એ શબ્દ શત્રુને અર્થે વાપરવામાં આવેલો છે. અવસ્તા ગ્રંથમાં પણ એ જ શબ્દ શત્રુ અર્થે વાપરવામાં આવેલો છે એવું ડૉ. હૉગનું કહેવું છે. મહાભારતમાં [આદિ પર્વ ૬૭] કહેલું છે કે જરાસંધ એ પૂર્વજન્મમાં દાનવાધિપતિ હતો અને 'મગધ' એ નામ 'મગ' ઉપરથી પડ્યું એવું ભવિષ્યપુરાણમાં સૂચવેલું છે.

मगं ध्यायन्ति ते यस्मात्तेन मगधा : स्मृता : ।

('મગ'નું એટલે દોષોનું ધ્યાન કરતા હોવાથી એટલે કે કયા કર્મથી કયો દોષ લાગશે એનો વિચાર કરીને વર્તન કરતા હોવાથી, તેમનું નામ 'મગધ' પડ્યું.) એ મગોનાં ૧૮ કુટુંબો આ દેશમાં આવ્યાં હતાં અને વેદનો વિપરીત અર્થ કરનારા પણ તેઓ જ હતા એવું ભવિષ્યપુરાણ પરથી જણાય છે. મગ લોકો કમરની આસપાસ અવ્યંગ વીંટાળતા હતા, તેને ઝંદ ભાષામાં ઐવ્યાઓંઘેન અને સંસ્કૃતમાં અવ્યંગ કહે છે, અને હાલમાં પારસીઓ તેને કસ્તિ કહે છે. તેમનો કસ્તિ અને સદરા પહેરવાનો રિવાજ આપણા જનોઇના વિધિને લગભગ મળતો આવે છે. ૧૨૦૦ વર્ષ પહેલાં પારસી લોકો પોતાના દેશનો ત્યાગ કરી આ દેશમાં આશ્રય લેવા આવ્યા ત્યારે તેમનામાં અગ્નિપૂજા, સૂર્યપૂજા અને વર્ણવ્યવસ્થા * વગેરે રિવાજો આર્યોની રીતભાતને મળતા જોઈ સંજાણ ગામના રાજાએ તેમને આશ્રય આપ્યો. એ લોકો સંખ્યામાં થોડા છે પણ દાનશૌર્ય, જ્ઞાનપ્રાપ્તિની ઇચ્છા, ઉદ્યમ, હિંમત, પ્રેમભાવ એ ગુણો તેમનામાં અખંડ વસે છે, અને આખા ભરતખંડને પૂજ્ય મહર્ષિ દાદાભાઇ નવરોજી તથા ફિરોજશાહ મહેતા જેવા પ્રખ્યાત મુત્સદ્દી અને વાડીયા, સર જમશેદજી જીજીભાઇ જેવા મહાન પુરુષો પણ એમનામાં જ થઇ ગયા છે. આપણી જોડાજોડ ઉભા રહી આર્યભૂમિની સેવા કરવા માટે આપણા બંધુઓ આપણને પાછા મળ્યા એ આપણું સદ્દભાગ્ય ગણાય.

---

*પારસીઓમાં અથર્વણ અથવા અથોર્નન, રથેષ્ટર, વસ્ટેરીયસ અને હુતોક્ષ એ ચાર ભેદ જુના વખતમાં હતા તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના અર્થમાં વપરાય છે.

# હેતુ અને બોધ

પરમેશ્વર સર્વ સ્થાવર જંગમ સૃષ્ટિમાં વ્યાપક છે અને અખિલ બ્રહ્માંડ તેનું દેવાલય છે. કોઇ પણ ધર્મસંસ્થાપક અથવા ધર્મગ્રંથ તેનું યથાર્થ વર્ણન કરી શક્યા નથી. પરમેશ્વરનો જેમણે આજ સુધી વિચાર કર્યો છે તે બધાએ તેની પ્રાપ્તિના ભિન્ન ભિન્ન માર્ગો બતાવી આપ્યા છે. કોઇએ અગ્નિનું તો કોઇએ સૂર્યનું મહત્ત્વ ગાયું અને ઉપાસનાની ભિન્ન ભિન્ન પદ્ધતિઓ બતાવી ગયા.

એક વખત સર્વ પ્રાચીન રાષ્ટ્રોમાં અગ્નિપૂજા જોસભેર ચાલતી. હિન્દુસ્તાનમાં તો યજ્ઞના અગ્નિ માટે ઘણો જ આદર હતો. યજ્ઞાદિકોની આહુતિ ઉપર દેવોનો ઉદરનિર્વાહ ચાલે છે અને અગ્નિ સિવાય યજ્ઞ પરિપૂર્ણ થઇ શકતો જ નથી એવી માન્યતા હોવાથી અગ્નિનું મહત્વ એટલું બધું ગાવામાં આવ્યું કે તેને 'सकल देव कल्याणकर्ता' એવી પદવી મળી. સર્વ દેવોમાં ઉમરમાં તે નાનો માનવામાં આવતો કારણકે દરેક યજ્ઞને વખતે સમિધાના ઘર્ષણથી તેને નવેસર સળગાવવામાં આવતો અને એ જ કારણથી તેને ઘર્ષણોદ્ભવ--પ્રમંથ—એવું નામ મળ્યું. કાળે કરીને એ સર્વ દેવોની ભક્તિ એક જ સર્વશક્તિમાન દેવમાં પરિણત થઇ. ઋગ્વેદના દશમા મંડળમાં પરમેશ્વરના સ્વરૂપનું વર્ણન નીચે પ્રમાણે કરેલું છે.

"તે સર્વનો પેદા કરનારો અને શ્રેષ્ઠ છે. તેણે બધું (વિશ્વ) ઉત્પન્ન કર્યું છે, તે બધાનું ભરણપોષણ કરે છે અને વસ્તુમાત્રનો તે અધિપતિ છે. તે સપ્તર્ષિઓથી પણ દૂર રહે છે અને જેનાપર તેની કૃપા થાય છે તેને મનવાંછિત ફળ પ્રાપ્ત થાય છે. જે પિતાએ આપણને ઉત્પન્ન કર્યા, જે આખી

માનવજાતિ અને પદાર્થમાત્રને ઓળખે છે તેને અનેક નામ હોવા છતાં તે પોતે એક જ છે. (ઋક્ ૧૦-૮૨) જેણે આપણને જીવ અને શક્તિ આપેલાં છે, જેની આજ્ઞાનું સર્વ દેવો પાલન કરે છે, જેનો પડછાયો એ જ મૃત્યુ છે, જેનું તેજ એ જ અમરત્વ છે, જે જડ ચેતન પદાર્થોનો માલિક છે, જેના પરાક્રમથી આ હિમાલય પર્વત, આ પૃથ્વી અને આ સાગર નિર્માણ થયાં અને જેના હાથ આકાશમંડળમાં પસરાયેલા છે તે એક પરમેશ્વર સિવાય અમે બીજા કોનું યજન કરીયે ?" ( રૂક ૧૦-૧૨૧ )

સાધુસંતોને પણ આવી જ રીતે પરમાત્માનો સાક્ષાત્કાર થયો. સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, તારા, મહાસાગર વગેરેથી પરમેશ્વરના મહત્ત્વની કલ્પના થાય છે અને તેની ઉપાસનાથી પરમપદને પ્રાપ્ત કરી લેવાનો પંથ બહુ વિશાળ છે. રથસપ્તમી જેવા ઉત્સવો આપણને પ્રાચીન આર્યોનું સ્મરણ કરાવે છે અને તેમના વંશજ તરીકે આપણું જે ધાર્મિક કર્તવ્ય છે તે અંતઃકરણમાં જાગૃત કરે છે, માટે આજના જમાનામાં આ તહેવારોનું ગમે એટલું સારૂં નરસું રૂપાન્તર થયું હોય તોપણ તેમના ઉત્પાદકોની અમે સ્તુતિ જ કરીયે છીયે. શ્રીસૂર્યનારાયણ બધાને સુખ અને જ્ઞાન આપજો.

---

# મહાશિવરાત્ર

હિન્દુ લોકોમાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણ મુખ્ય દેવો કલ્પેલા છે. તેમાંથી બ્રહ્માની પૂજા કરવાનો રિવાજ નથી, તોપણ દરેક શુભાશુભ કૃત્ય આખરે બ્રહ્માને જ અર્પણ કરવામાં આવે છે. બ્રહ્માર્પણ કર્યા વગર કોઇ પણ કૃત્ય પૂર્ણ થતું નથી. વિષ્ણુ અથવા શિવ એ બેમાંના એકની આરાધના દરેક હિન્દુ રોજ કરે છે. આ દરેક દેવને માટે ઉપાસનાના જુદા જુદા દિવસો મુકરર કરવામાં આવ્યા છે. શિવનો ઉત્સવ જે દિવસે વધારે શ્રદ્ધા અને ભક્તિપૂર્વક પાળવામાં આવે છે તે દિવસને મહાશિવરાત્ર કહે છે. એ તહેવાર દરેક વરસે મહા વદ ૧૪ ને દિવસે પાળવામાં આવે છે. દરેક મહિનાની વદ ૧૪ ને શિવરાત્ર કહે છે અને મહા મહિનાની શિવરાત્ર વિશેષ મહત્ત્વની માનવામાં આવતી હોવાથી તેને મહાશિવરાત્ર કહે છે. આ તહેવારની ઉત્પત્તિ કેવી રીતે થઇ તે કહેતાં પહેલાં શિવોપાસના આ દેશમાં કેવી રીતે શરૂ થઇ એ કહેવું

જરૂરી હોવાથી તે વિષેની માહિતી અહીં આપીયે છીયે.

## ઋગ્વેદમાં શિવોપાસના

ચાર વેદમાંનો મુખ્ય જે ઋગ્વેદ તેમાં શિવના સ્વરૂપનું અને તેના મહિમાનું વર્ણન રુદ્રની સંજ્ઞાથી કરેલું છે. આ વિશ્વ જેટલું આનંદજનક અને શિવકારક છે તેટલું જ તે ભયપ્રદ અને અશિવ છે એમ વિચાર કરતાં જણાશે. વર્ષાઋતુમાં થનારી મેઘની ગર્જના, પવનના તોફાનથી પૃથ્વી અને સમુદ્રમાં થતા મોટા ખળભળાટ, વિજળીના પડવાથી થતો અનર્થ, ધરતીકંપ અને તારાઓનું ખરવું વગેરે બનાવો મનમાં બીક ઉપજાવનારા છે. આવા અનર્થોને પરિણામે અન્તે વિશ્વની પ્રગતિ જ થાય છે એ ખરૂં છે તોપણ તાત્કાલિક પરિણામને જોઇ જે પ્રચંડ સંહારક શક્તિને લીધે આ કૃત્યો બને છે તેનું ચિંતન કરવા તરફ મનુષ્ય માત્ર પ્રેરાય છે. આપણા આર્ય ઋષિઓએ આ ભયાનક શક્તિને રુદ્રનું નામ આપી અનેક રીતે તેની પાસે દયાની યાચના કરી છે. અન્નપાણીથી આપણું ભરણપોષણ કરનારી જગજ્જનનિને પદે પહોંચેલા શ્રીવિષ્ણુદેવ પ્રાચીન આર્યોને જેટલા પૂજ્ય હતા તેટલા જ બલ્કે તેનાથીયે વિશેષ પૂજ્ય વિશ્વનો પ્રલય કરનાર આ દેવ થયા છે. એટલે કે વિષ્ણુની પૂજાનો ઉદય જેમ તેના વિષેના પ્રેમને લીધે થયો તેમ રુદ્ર-પૂજાનો ઉદય તેના વિષેની બીકને લીધે થયો એમ કહેવામાં હરકત નથી. આ રુદ્રની સ્તુતિ અનેક પ્રકારે કરેલી જોવામાં આવે છે. દાખલા તરીકે ઋગ્વેદના પહેલા મંડળના ૧૨૪ મા સૂક્તમાં નીચેનું વર્ણન છેઃ

"જે પ્રત્યક્ષ પરાક્રમ જ છે, જેને માથે જટાનો મુકુટ છે અને સર્વ યોદ્ધાઓ જેનો આશ્રય લે છે એવા રુદ્રને અમે

સ્તુતિ અર્પણ કરીયે છીયે. તેને લીધે બે પગવાળાં (મનુષ્યો ને પક્ષીઓ) અને ચાર પગવાળાં (પશુઓ) પ્રાણીઓનું કલ્યાણ થશે અને આ દેશના પ્રાણિમાત્રની અભિવૃદ્ધિ થઇને દુઃખમાંથી મુક્ત થશે. દેદીપ્યમાન, જટાધારી અને રુદ્રરૂપ ધારણ કરનાર તે સ્વર્ગીય વરાહને વંદન કરીને અમે અહીં પ્રાર્થના કરીયે છીયે. પોતાની પાસે ઔષધો રાખી અમને સુખ, અભય અને રક્ષણ આપજો. હે રુદ્ર, અમારામાંના ઉચ્ચ કે નીચ કોઇને યે ઇજા થવા દઇશ નહિ. અમારાં માબાપને મારીશ નહિ. અમારાં પ્રિય શરીરને તારા તરફથી ઇજા ન પહોંચે. ગાય અને મનુષ્યથી તારું શસ્ત્ર દૂર રહે. વીર પુરુષોના આશ્રય રૂપ હે દેવ, માત્ર તારો વૈભવ અમારા માટે રાખજે. તું અમને સુખ આપ અને અમારા પક્ષનું સમર્થન કર. તું બમણો સામર્થ્યવાન હોવાથી અમને સુરક્ષિત રાખ.”

ઉપલા અને એવા જ અર્થનાં અનેક સ્તોત્રો પરથી સિદ્ધ થાય છે કે રુદ્રને બે પગવાળાં પ્રાણીઓ પર સત્તા ચલાવનારો, તેમનો સંહારકર્તા અને હિતકર્તા પ્રાચીન આર્યો માનતા હતા. તે કલ્યાણકર્તા પણ છે એવું માનીને તેની પાસેથી વર માગવા તેઓ સદા તત્પર રહેતા. સર્વ વનસ્પતિનો તે સ્વામી હોવાથી સર્વ ઔષધો જાણનારો મોટો વૈદ્ય છે એમ સમજીને અનેક રોગોથી મુક્ત થવા માટે વેદગાયકોએ તેની સ્તુતિ કરેલી છે.

“તારી ઔષધિથી તું અમારા સૈનિકોને નીરોગી કર. તું વૈદ્યોનો પણ વૈદ્ય છે એવી તારી ખ્યાતિ છે. હે રુદ્ર, તારો તે વરદ હસ્ત—પીડિતોને રોગમાંથી મુકત કરનારો તારો ઔષધીયુક્ત હસ્ત ક્યાં છે? હે મરુતો, તમારી ઔષધીઓ અત્યંત

પવિત્ર, મંગલકારક અને કલ્યાણપ્રદ છે. અમે સહુનાં સુખ અને આરોગ્ય માટે રુદ્ર પાસે તેની યાચના કરીયે છીયે." (ઋગ્વેદ મંડળ ૨, ૨૭)

એ પ્રમાણે રુદ્રને વૈદ્યરાજ માનવાનું એક કારણ એવું લાગે છે કે સર્વ વનસ્પતિના નિવાસસ્થાન હિમાલય પર તે રહે છે; અને યોગ્ય વખતે વરસાદ પાડી તે દુનીયાનું પોષણ કરે છે એમ તેના ભક્તો માનતા. રુદ્રનું નિવાસસ્થાન અરણ્યમાં અને ડુંગર ઉપર છે તેથી ત્યાંનાં હિંસક પશુઓને મારવાને માટે પણ તે સમર્થ છે એવું કલ્પી લઇ તેને કુશળ શસ્ત્રધારી કહેલા હશે.

"ભગવાન રુદ્રનાં અસ્ત્રો અમને છાડીને બાજી તરફ જાય. તેના ભયંકર ક્રોધનો આવેશ પણ બીજી તરફ વળે. દાનશૂર યજમાનના હિતને માટે તું તારા અદળ ધનુષ્યની પણછ જરા ઢીલી કર." આમ અનેક રીતે સ્થળે સ્થળે તેની પ્રાર્થના કરેલી જોવામાં આવે છે. ઋગ્વેદકાળ પછી રુદ્રને માટેના આદરભાવ ઓછો ન થતાં તે વધતો જ ગયો એવી સાક્ષી તે વખતના લેખો પૂરે છે.

## યજુર્વેદમાં શિવોપાસના

યજુર્વેદની તૈત્તિરીય સંહિતામાં રુદ્રવર્ણન છે તે પરથી જણાય છે કે તે વખતે તેની પૂજા વિશેષ માન્ય થઈ હતી. શતરુદ્રીમાં રુદ્રનાં વખાણ કરેલાં છે, અને ઘણે ભાગે એ જ વર્ણન તેની પછી અસ્તિત્વમાં આવેલા પુરાણકારોએ જુદી જુદી કથાઓમાં લીધેલું છે. તેને પશુપતિ, ગિરીશ અથવા ગિરિત્ર, નીલકંઠ, કપર્દિન અથવા જટાધારી, શર્વ અથવા

ધનુર્વિદ્યાપટુ, શિવ, શંકર એટલે કલ્યાણકર્તા વગેરે અનેક અર્થયુક્ત નામો આપેલાં છે. અતિ ઉંચા પર્વતના શિખર પર રુદ્રનું નિવાસસ્થાન છે અને આસપાસના મેઘાચ્છાદિત પ્રદેશમાંથી તે વિદ્યુત્પ્રહાર કરે છે તેથી તેનું નામ ગિરીશ પડ્યું. ઇંદ્રધનુષ્યના રંગથી સુશોભિત થયેલાં વાદળાંઓમાં રહેનારા રુદ્રદેવને તામ્ર, અરુણ, બભ્રુ, નીલકંઠ વગેરે નામો આપવામાં આવ્યાં. અતિ ઉત્તમ ઔષધિનો માલિક અને વિષનો વર્ષાવ કરનારો પણ એ જ છે, એ બે વર્ણનોનો સંબંધ જોડી 'સમુદ્રમંથનને વખતે હાળાહળ વિષ પીવાથી તે નીલકંઠ થયા' એવો કથાભાગ પાછળથી રચવામાં આવ્યો. અત્યંત ઉપયોગી એવાં ચાર પગવાળાં જનાવરોનો એ સ્વામી હોવાથી તેનું નામ પશુપતિ પડયું. અગ્નિ અને રુદ્ર એક જ છે એ કલ્પના માન્ય થવાથી તેની જટાને અગ્નિજ્વાલાઓની ઉપમા આપવામાં આવી અને તેને 'કપર્દિન' એ નામ આપવામાં આવ્યું. દુકાળ પાડવાની ઇચ્છા રાખનાર નિર્જળ વાદળાં ઉપર વિદ્યુત્શલ્ય નાંખી તેમને હઠાવનારા રુદ્રને શર્વ અથવા ધનુર્વેદવેત્તા એવું નામ પ્રાપ્ત થયું. શિવ, શંભુ અને શંકર એ ત્રણ શુભસૂચક નામો તેના કલ્યાણપ્રદ ગુણો પરથી પડયા. એ પ્રમાણે રુદ્ર દેવતા માટે વિદ્વાનોએ અનેક તર્ક કરેલા છે.

આર્યોએ એ દેવને પૂજ્ય માન્યો તેમ નિષાધ, ચોર, ધાડ પાડનાર લૂંટારા, એવા શહેરથી દૂર રહેનારા લોકોએ તે જ વેદમાં વર્ણન કરેલા રુદ્રદેવની પૂજા આરંભી. પણ તેમણે તેને વિષે સંકુચિત કલ્પનાઓ બાંધી. તેને અરણ્યવાસી બનાવ્યો અને ઉગ્ર પંચાનન સાથે તેની સરખામણી કરી તેના ગળામાં માણસની ખોપરીઓની એક માળા પણ પહેરાવી. નિષાધોએ

તેને પોતાની માફક મૃગચર્મધારી સમજીને તેને કિરાતોનો અધિપતિ બનાવ્યો. એ પરથી તેને 'कृत्तिम् वासनः' એટલે મૃગચર્મધારી એવું નામ પ્રાપ્ત થયું. ગામના સીમાડા પર અને જંગલની અંદરના મસાણમાં પણ રુદ્રનું સ્વામિત્વ છે એમ માનીને તે ચિતાભસ્મધારી રૂંડમાલાધર છે વગેરે કલ્પનાઓ ઉત્પન્ન થઇ. બીજી વાત ધ્યાનમાં રાખવા જેવી એ છે કે આ દેવતાના નિષાધ ઉપાસકોને રુદ્ર કહેવામાં આવતા તેમ કુંભાર, સુતાર વગેરે કારીગરો પણ તેને ભજતા હતા અને તેઓ ગણ તરીકે ઓળખાતા હતા. તેમનો નાયક ગણપતિ તે રુદ્ર દેવતાના જમણા હાથ જેવો હતો. (ગણપતિ વિષેનું વિવેચન જુઓ.) એ પ્રમાણે આર્ય અને અનાર્ય, સુશિક્ષિત અને અશિક્ષિત એ બધા રુદ્રભક્તિનું મહત્ત્વ સ્વીકારવા લાગ્યા.

## ઉપનિષદ્માં શિવ

યજુર્વેદકાળમાં રુદ્રનું મહત્ત્વ વધવાથી તેનું પરિણામ ઉપનિષત્કારો પર પણ થયું. શતરુદ્રીમાં રુદ્રને વિશ્વનું આદિકારણ, દેવોની ઉત્પત્તિ અને વર્ધન કરનારો મહાયોગી કહેલો છે. એ જ અર્થના કેટલાએક ફકરા શ્વેતાશ્વતરોપનિષદ્માં મળે છે. રુદ્રને ઇશ, ઇશાન અને શિવ એ નામો આપેલાં છે અને તેનામાં અલૌકિક શક્તિ છે એવું વર્ણન કરેલું છે. તે પ્રાણીમાત્રના હૃદયમાં વસનાર અને વિશ્વને વ્યાપી રહેલો છે. તેનું જ્ઞાન પ્રાપ્ત કરવાથી મનુષ્ય અમરત્વને પામે છે વગેરે જે ઉપનિષદ્માં કહેલું છે તે પરથી જેને પાછળથી બ્રહ્મ એ સંજ્ઞા આપવામાં આવી એ બ્રહ્મ એટલે રુદ્ર જ છે એવો મત ઉપનિષદ્કાળમાં બાંધવામાં આવ્યો હશે. અથર્વશીર્ષ ઉપનિષદ્માં રુદ્રનું ખૂબ મહત્ત્વ વર્ણવવામાં આવેલું છે. તે

અનાદ્યનંત અને શાશ્વત છે અને વિશ્વની ઉત્પત્તિ અને નાશ પણ એ જ કરે છે એવું બતાવેલું છે. તેને વિષ્ણુ, મહેશ્વર, ઉમા, સ્કંદ, વિનાયક, ઈશાન, ભગવત્, મહાદેવ, બ્રહ્મ ઇત્યાદિ નામો છે. ૐ એ પ્રણવનો જપ કરીને પાશુપતવ્રત પાળવાથી મુક્તિ મળે છે એવું પણ આ ઉપનિષદ્‌માં કહેલું છે.

ઉપનિષત્કાળમાં વેદમાં વર્ણન કરેલા દેવોનું મહત્ત્વ ઓછું થતું જઈ એકેશ્વરી મતનો અનુવાદ કરવામાં સમાજના સુજાણ લોકો ગુંથાયા હતા. એ સર્વ દેવોનો ઉત્પાદક એવો એક જ દેવ છે એવો મત બનતો જતો હતો. કેનોપનિષદ્‌માં કહેલું છે કે બ્રહ્માએ દેવોને અસુરો ઉપર વિજય મેળવી આપ્યો; પરંતુ અગ્નિ, વાયુ, ઇંદ્ર વગેરે દેવતાઓને જ્યારે અભિમાન થયું કે અમે પોતાના જ પરાક્રમથી જય મેળવ્યો છે ત્યારે ઘાસનું એક તણખલું હાથમાં લઇને બ્રહ્મદેવ પ્રગટ થયા અને અગ્નિને તેને બાળવાને અને વાયુને તે ઉડાડવાને કહ્યું. પરંતુ તેઓથી તે થઇ શક્યું નહિ. એટલામાં ઇંદ્ર આગળ આવ્યો ત્યારે બ્રહ્મદેવ અંતર્ધાન પામ્યા અને તેને ઠેકાણે હૈમવતી ઉમા પ્રકટ થઇ. ઇંદ્રે તેને પૂછ્યું કે 'અંતર્ધાન થએલા બ્રહ્મદેવ આ જ છે કે?' ત્યારે તેણે જવાબ આપ્યો કે 'હા.' આ ઉતારા ઉપરથી જણાશે કે ઇંદ્રાદિકને વિષે પૂજ્યબુદ્ધિ ઓછી થયેલી વિચારી લોકોનું ધ્યાન બ્રહ્મા તરફ ખેંચાયું. હૈમાવતી ઉમાએ જેને બ્રહ્મ કહ્યા તે જ શિવ હતા એ પણ ઉપલા ઉતારા પરથી સિદ્ધ થાય છે. શ્વેતાશ્વતરોપનિષદ્‌માં માયા એ જ પ્રકૃતિ અને તેનો ભોક્તા મહેશ્વર છે એવું કથન છે. પુરાણકાળમાં મહેશ્વર એ નામ રુદ્રને–શિવને–આપવામાં આવ્યું; તે જ પ્રમાણે માયા અથવા પ્રકૃતિ એ શિવની અર્ધાંગના ઠરી. શતપથ બ્રાહ્મણમાં

અંબિકા એ રુદ્રની બ્હેન છે એવું ઠરાવવામાં આવ્યું; પરંતુ પુરાણકાળમાં રુદ્ર અથવા શિવની પત્નીને અંબિકા એ નામ મળ્યું. મુંડકોપનિષદ્‌માં અગ્નિની સાત શિખાઓનું વર્ણન કરેલું છે અને તેમને કાલી, કરાલી, મનોજવા, સુલોહિતા, સ્ફુલ્લિંગિની અને વિશ્વરૂપી એવાં નામો આપેલાં છે. એ જ નામો વખત જતાં રુદ્રપત્નીને પણ આપવામાં આવ્યાં. ગૃહ્યસૂત્રમાં શિવને માટે શૂલગવ યજ્ઞનો વિધિ કહેલો છે તેમાં તેને મૃડ, ભવ, ઇંદ્ર, રુદ્ર અને શર્વ એ નામોથી સંબોધેલો છે. અર્થાત્ તેની પત્નિ મૃડાની, ભવાની, ઈંદ્રાણી, રુદ્રાણી અને શર્માણી એ નામોથી પુરાણકાલમાં પ્રસિદ્ધ થઈ.

## મહાભારતકાળમાં રુદ્રોપાસના

મહાભારતમાં અનેક ઠેકાણે શિવ વિષે ઉલ્લેખ છે તે પરથી એવું દેખાય છે કે વ્યાસે મૂળ ભારત લખી કાઢયા પછી લગભગ ૫૦૦ વર્ષ સુધી જુદા જુદા લેખકોએ તેમાં ઉમેરા કર્યા અને આ પર્વતપ્રાય ગ્રંથ સંપૂર્ણ થતાં સુધીમાં રુદ્ર અથવા શિવ એ દેવ માટે આદરભાવ હતો. કિરાત (શિવ) અને અર્જુનનું યુદ્ધ, અર્જુન અને કૃષ્ણને હિમાલય ઉપર શંકરનાં દર્શન, અશ્વત્થામાને શંકર તરફથી ખડ્ગની પ્રાપ્તિ, અર્જુનને પાશુપતાસ્ત્રની શિવ તરફથી ભેટ, શિવના પ્રસાદથી જાંબુવતીને પેટે થયેલા શ્રીકૃષ્ણના પુત્ર સાંબની કથા, ઉપમન્યુને ઉમામહેશ્વરનાં દર્શન, અર્જુને યુદ્ધની શરૂઆતમાં કરેલું દુર્ગાસ્તવન ઇત્યાદિ અનેક વાતોનો વિચાર કરીયે તો તે વખતમાં શિવ આર્ય લોકોને પૂજ્ય થયા હતા એમ કહી શકાય. વળી શિવ પ્રીત્યર્થ કરવામાં આવતી

પણ મહાભારતમાં મળી આવે છે. તે ઉપરથી એ પૂજા કેટલાએક સૈકાથી આ દેશમાં પ્રચલિત છે એવું દેખાય છે. આ પૂજા વિષેની ખાતરીલાયક ઐતિહાસિક માહિતી આપવી જરા કઠણ છે. વેદકાળમાં લિંગપૂજા પ્રચારમાં નહોતી, પરંતુ માત્ર અનાર્યોમાં તેનો પ્રચાર હતો (ઋગ્વેદ મંડળ, સૂક્ત ૨૧–૫) એવું દેખાય છે. લિંગની પૂજા કરનારાઓ તરફથી યજ્ઞને વિઘ્ન ન થાય એવા અર્થની પ્રાર્થના ઉપરથી સ્પષ્ટ થાય છે કે લિંગપૂજકો આર્યોના યજ્ઞકાર્યમાં વિઘ્ન આણતા. બીજે એક ઠેકાણે ઇંદ્રે લિંગપૂજા કરનારાઓનો નાશ કરી તેમના શહેરમાંથી દ્રવ્ય લૂંટી લીધું એવો ઉલ્લેખ છે, એ ઉપરથી એવું અનુમાન થાય છે કે ઇંદ્રને દેવ ન માનનારા અનાર્યોમાં લિંગપૂજાનો રિવાજ હતો. કાળે કરીને અનાર્યો આર્યોની સાથે મળી જવાથી વેદમાર્ગીઓમાં પણ એ પૂજા શરૂ થઇ હશે. પતંજલિના વખતમાં શિવપ્રતિમા–પૂજનનો રિવાજ હતો એવું તેના સ્તોત્રોમાં આપેલા દાખલા ઉપરથી જણાય છે. તે વખતે સાર્વજનિક દેવાલયોમાં શિવપ્રતિમાની પૂજા ચાલતી હતી.

રામાયણકાળમાં લિંગપૂજા ઘણે ભાગે નહોતી. રાવણ શિવલિંગની પૂજા કરતો હતો અને રામે સેતુબંધન પહેલાં રામેશ્વરમાં શિવલિંગ સ્થાપન કર્યું એવો જે રામાયણમાં ઉલ્લેખ છે તે પ્રક્ષિપ્ત હશે એવો પંડિતોનો મત છે. મહાભારતલેખનનું કામ ચાલતું હતું તે દરમીયાન ઉંચા વર્ગના લોકોએ લિંગપૂજા સ્વીકારી હતી એવું દેખાય છે, કારણકે ઉપમન્યુએ ઇંદ્રના વેષમાં આવેલા મહાદેવની સ્તુતિ કરતી વખતે શિવલિંગ એ

સર્વ લોકોને શ્રેષ્ઠ લાગવાથી તેની પૂજા સર્વત્ર થાય છે એવું કહેલું છે. પુરાણકાળમાં માત્ર આ પૂજાનું મહત્ત્વ બહુ જ વધ્યું અને તેની ઉત્પત્તિ વિષે જાતજાતની કથાઓ રચાઇ. પદ્મ અને વાયુ પુરાણમાં આ કથાઓ મળી આવે છે. આ કથાઓનો મુખ્ય અર્થ એટલો જ છે કે શિવ નામનો દેવ ચરાચર વિશ્વનો ઉત્પાદક છે અને લિંગ તેની શક્તિનું ચિહ્ન છે. પરંતુ એકલા શંકરે આ ઉત્પત્તિ કરી હશે એ વાત અસંભવિત હોવાથી શંકર સાથે તેની આદિ શક્તિ પાર્વતીને પણ પૂજામાં સ્થાન મળ્યું અને યોનિપૂજાનો પ્રારંભ થયો. (એ વિષે વિશેષ માહિતી નવરાત્રની હકીકતમાં આપેલી છે.) કેટલાંએક પુરાણો શિવની સ્તુતિનાં તો કેટલાંએક વિષ્ણુની સ્તુતિનાં છે અને તેમાં લિંગપૂજા કરનારા શૈવોએ અને શાલિગ્રામશિલાની પૂજા કરનારા વૈષ્ણવોએ એકબીજાને સારી પેઠે ગાળો આપી છે. વેદકાળ અને પુરાણકાળની ઉપાસનાઓમાં ઘણો જ ફરક છે. વેદકાળમાં જોકે અનેક દેવો પૂજ્ય માનવામાં આવતા હતા તોપણ ઉપાસકો માત્ર પોતાના જ ઉપાસ્ય દેવની સ્તુતિ કરતા હતા. પરંતુ પુરાણકાળમાં પોતાના દેવનું શ્રેષ્ઠત્વ સ્થાપવા માટે બીજા દેવોને હીણપ આણવાના ઉપાયો જાણી જોઇને લેવામાં આવતા. આને પરિણામે આર્યોમાં અંદર અંદર ફૂટ થઇ. હાલમાં હિન્દુસ્તાનમાં ૧૨ શિવસ્થાનો પ્રસિદ્ધ છે અને એ બધાં જુના વખતમાં શિવપુરી તરીકે પ્રખ્યાત હતાં એવું ત્યાંનાં દેવાલયો અને વસ્તી ઉપરથી જણાય છે. આ જ્યોતિર્લિંગનાં નામ નીચે પ્રમાણે છેઃ—

૧ પ્રભાસપાટણમાં સોમનાથ
૨ શ્રી શૈલ્યમાં મલ્લિકાર્જુન
૩ ઉજ્જયનીમાં મહાકાલ

૪ નર્મદા કિનારે ૐકારમાંધાતા
૫ હિમાલય પર કેદાર
૬ ડાકિની જંગલમાં ભીમાશંકર
૭ શ્રીક્ષેત્ર કાશીમાં વિશ્વેશ્વર
૮ નાસિક પાસે ત્ર્યંબકેશ્વર
૯ ચિતાભૂમિમાં વૈજનાથ
૧૦ દારૂકાવનમાં નાગનાથ,
૧૧ સેતુબંધ પર રામેશ્વર
૧૨ વેરૂલમાં ઘૃષ્ણેશ્વર

તે ઉપરાંત ભિન્ન ભિન્ન સ્થળે મહત્ત્વ પામેલાં કાનડા જિલ્લામાંનાં ૫ લિંગો, કારવાર પાસે સેજ્જેશ્વર, ગોકર્ણમાં મહાબળેશ્વર, હોન્નાવર પાસે ગુણવંતેશ્વર, ધારેશ્વર તથા મુર્ડેશ્વર અને દક્ષિણ હિન્દુસ્તાનમાં કાંજિવરમ, ત્રિચિના પલ્લી, શ્રીકાલહસ્તી, તિરૂવણ્ણામલ્લિ અને ચિદંબરમ્‌ના પૃથ્વી, આપ, અગ્નિ, વાયુ અને આકાશ એ પંચતત્ત્વાત્મક લિંગો અનુક્રમે પ્રસિદ્ધ છે.

## પુરાણકાળ અને ત્યારપછીની શિવોપાસના

પુરાણકાળમાં શિવ અને વિષ્ણુનું વર્ણન કરતી વખતે વેદકાળથી તે પુરાણકાળ સુધીની રુદ્રોપાસનામાં જે ફેરફારો થતા ગયા એ બધાનો સમાવેશ કરીને પુરાણકારોએ શિવનું સ્વરૂપ નક્કી કર્યું. આર્યો અને અનાર્યો ભિન્ન દૃષ્ટિથી તેને મહત્ત્વ આપતા. એ બન્નેના વિચારોનું પ્રતિબિંબ પુરાણકાળની* શિવપૂજામાં દેખાઇ આવે છે. તે ઉપરાંત શિવ એ મહાયોગી, નાટચકુશળ* અને સંગીતપ્રવીણ તરીકે પ્રસિદ્ધ છે.

*શિવ એ વિદ્વાન વ્યાકરણશાસ્ત્રી પણ હતો. પાણિનીને વ્યાકરણના સૂત્રોની માહિતી તેની પાસેથી મળી એમ કહેવામાં આવે છે.

પુરાણકારોના પ્રયત્નથી શિવોપાસના તે વખતે બધે ઠેકાણે ફેલાઇ અને તેને લીધે જ દ્વાદશ જ્યોતિર્લિંગો અને બીજાં સુપ્રસિદ્ધ લિંગો જ્યાં ત્યાં પ્રસિદ્ધ થયાં. શિવની પ્રીત્યર્થે પાળવામાં આવતા જુદા જુદા દિવસોમાં મહા વદ ચૌદશનો દિવસ શ્રેષ્ઠ માનવામાં આવેલો છે. ફાગણ વદ પડવાને દિવસે લોકો શિવરાત્ર પાળે છે એવું આલ્બેરૂની લખી ગયો છે. દરેક મહિનો પૂનમથી ગણવામાં આવે તો એ તિથિ મહા વદ પડવો ગણાય. બંગાળમાં ફાગણ વદ ચૌદશને દિવસે એટલે ઘણે ભાગે આપણા રિવાજ પ્રમાણે જ શિવરાત્ર પાળવામાં આવે છે. કારણકે ત્યાં પણ મહિનો પૂનમથી ગણવામાં આવે છે.

## શિવરાત્રની ઉત્પત્તિ

જે કારણને લીધે થઇ તે વિષેની કથા ઇશાનસંહિતા, શિવપુરાણ વગેરે ગ્રંથોમાં મળે છે. બ્રહ્મા અને વિષ્ણુ કરતાં શિવ શ્રેષ્ઠ છે એવું સિદ્ધ કરવા માટે બન્ને જણા તે દિવસે શિવલિંગનો આદિ અને અંત શોધી કાઢવા માટે સામસામી દિશામાં ગયા અને એક વરસ પછી તે જ દિવસે તેઓ નિરાશ થઇને પાછા વળ્યા અને શિવ આપણા કરતાં શ્રેષ્ઠ એવી કબુલાત કરી એમ ઇશાનસંહિતામાં કહેલું છે. બીજી એક પૌરાણિક કથા એવી છે કે એક શિકારી જાળ નાંખી શિકારની રાહ જોતો એક મોટા ઝાડ ઉપર બેઠો હતો. એટલામાં કેટલાંએક હરણ તેની જાળમાં સપડાયાં. પરંતુ આ લોક છોડી

*નાટ્યકળામાં કુશળ હોવાથી તેને નટેશ્વર કહેતા હતા. એ નટેશ્વરનું દેવાલય દક્ષિણમાં પ્રસિદ્ધ છે અને માગશર શુદ છઠને દિવસે ત્યાં આર્દ્રા ઉત્સવ નામનો મોટો જયંત્યુત્સવ ઉજવાય છે. શિવના નૃત્યને 'તાંડવ નૃત્ય' કહે છે.

પરલોકમાં જતાં પહેલાં પોતાનાં સગાંવહાલાંને મળી આવવાની રજા તેમણે તે શિકારી પાસે માગી. તેમની વિનંતિ કબુલ કરી તેણે તેમને જવા દીધાં. પછી બીજે દિવસે વચનથી બંધાયેલાં તે હરણો પોતાનાં સગાંવહાલાંઓની રજા લઇ મરવા માટે તૈયાર થઇ તે જે ઠેકાણે હતો ત્યાં આવ્યાં; પરંતુ મરવાને તૈયાર થએલાં હરણોની સત્યપરાયણતા જોઇ તે શિકારીનું અંતઃકરણ પીગળ્યું. વળી એ બધાંએ અજાણતાં શિવરાત્રનો અપવાસ કર્યો તેથી તે શિકારીને અને હરણાંઓને કૈલાસ-પ્રાપ્તિ થઇ. હાલમાં દેખાનારા મૃગશીર્ષ નક્ષત્ર સાથે એ કથાનો સંબંધ દક્ષિણ હિન્દુસ્તાનના શ્રદ્ધાળુ લોકો જોડે છે. દક્ષિણ હિન્દુસ્તાનમાં શિવરાત્રની જે કથા કહેવામાં આવે છે તે જરા જુદી છે. જે ઝાડ ઉપર શિકારી બેઠો હતો તે બીલીનું ઝાડ હતું. ઝાડ પર બેસવાની સગવડ કરવા માટે તેણે કેટલાંક પાંદડાં તોડીને નીચે નાંખ્યાં. એ પાંદડાં નીચે રેતીમાં દટાયેલા શંકરના એક લિંગ ઉપર પડયાં. આખા દિવસના અપવાસથી અને મહાદેવની બીલીપત્રથી પૂજા કર્યાના પુણ્યથી એ શિકા-રીએ કૈલાસમાં ગમન કર્યું.

## શાસ્ત્રોક્ત વિધિ અને રૂઢિ

તેરશને દિવસે મહાશિવરાત્રવ્રત પાળવું. રુદ્રમંત્રોચ્ચાર સાથે શિવલિંગ ઉપર અભિષેક કર્યા બાદ શક્તિ અનુસાર અષ્ટોત્તર, સહસ્ર અથવા લક્ષ બીલીપત્ર તેને ચડાવવાં. શિવ-રાત્ર જો ત્રણ પ્રહર પહેલાં પૂરી થાય તો ચતુર્દશીની આખરે અને ત્રણ પ્રહર કરતાં ચતુર્દશી વધારે હોય તો સવારના પહોરમાં તિથિનો અંત થતાં પહેલાં પારણાં કરવાં. આમ

ચતુર્દશીને દિવસે જ શિવરાત્ર આવ્યાનો અવસર ભાગ્યે જ આવે છે. આ અવસર વિશેષ પુણ્યકારક માનેલો છે. શિવ-પૂજન પછી મિષ્ટાન્ન ભોજન કરવું એવું શાસ્ત્રવચન હોવાથી શિવરાત્ર બાદ કરતાં બીજા બધા શિવપૂજાને દિવસે દેવ-પૂજા પૂરી થતાં વેંત ભોજન કરવામાં આવે છે. પરંતુ શિવરાત્ર ત્રીજે પ્રહરે પૂરી થાય છે, અને હિન્દુ પદ્ધતિ પ્રમાણે મધરાત પછી ભોજન કરવું નિષિદ્ધ હોવાથી ફલાહાર કરવામાં આવે છે; માટે શિવરાત્ર એ ઉપવાસનો દિવસ માનવામાં આવે છે. સર્વ આસ્તિક શૈવપંથી લોકો શિવરાત્ર પાળે છે. કેટલાક વૈષ્ણવપંથના લોકો પણ તે દિવસે શિવલિંગની પૂજા કરવામાં વૈષ્ણવ સંપ્રદાયના મતનો દ્રોહ નથી માનતા. કાળે કરીને આ વ્રતો શિથિલ થતાં જાય છે અને રાતના એક બે પ્રહરમાં જ પૂજા આટોપવામાં આવે છે. નાનાં મોટાં બધાં શિવાલયોમાં દર્શનાભિલાષીઓની ભીડ થાય છે. કાશી, ગોકર્ણ, એળિવી, સિદ્ધનાથ, વૈજનાથ, રામેશ્વર, ૐકાર, મહાકાલેશ્વર વગેરે તીર્થસ્થળોએ લાખો લોકોની જાત્રા ભરાય છે. ઉત્તર તરફના લોકો કાશીને જેટલું મહત્ત્વ આપે છે તેટલું જ મહત્ત્વ મહારાષ્ટ્ર અને કર્ણાટકના લોકો ગોકર્ણને આપે છે, અને દ્રવિડ દેશના લોકો મદ્રાસ ઇલાકામાંના એલૂર ગામની પાસે આવેલા એળિવી ક્ષેત્રને આપે છે. રથોત્સવ અને તીર્થસ્નાન પૂરૂં થયા પછી ઓચ્છવ પુરો થાય છે. આ ઓચ્છવ ચાલુ હોય છે ત્યારે ચારે વર્ણના લોકોને દેવાલયની અંદર જઇને લિંગની પૂજા કરવાની છુટ હોય છે, એટલું જ નહિ પણ ચિદંબર જેવા શિવોપાસક બનેલા કેટલાએક શૂદ્ર વર્ણના લોકોને ત્યાંના બ્રાહ્મણો વેદ અને ઉપનિષદોનો પાઠ કરવાને અધિકારી માને

છે. આ લોકોને વેદપાઠનો અર્થ આવડે છે એ જોઇને નવાઈ લાગે છે. આ ઉપરથી એવું દેખાય છે કે જે પ્રમાણે વિષ્ણુના ઉપાસકોની બધા લોકો વૈષ્ણવ બને એવી ઇચ્છા હતી તેમ શૈવ સંપ્રદાયના લોકો એ પંથ સર્વ વર્ણના લોકો માટે છે એમ માનતા હતા. વિષ્ણુ, ગણપતિ, શકિત વગેરે દેવોના ઉપાસકોમાં નિર્માણ થયેલા અનેક પંથોની માફક શૈવોમાં પણ અનેક પંથો છે. વામમાર્ગ, અઘોરીપંથ, પરમહંસ, સરભંગી, પાશુપત, લાકુલિન, કાપાલ, કાલામુખ, શૈવ, વીરશૈવ અથવા લિંગાયત વગેરે અનેક પંથો આજ સુધી આ દેશમાં ઉત્પન્ન થયા છે અને તેમાંના કેટલાએક હજી સુધી કાયમ છે. વીરશૈવ અને શૈવ એ પંથો સિવાયના બાજા પંથો રુદ્રની ભયાનક કલ્પનાઓ પરથી ઉત્પન્ન થયેલા હોવાથી એ પંથના આચારવિચાર સાત્ત્વિક ન હોય એ સ્વાભાવિક છે. લાકુલિન અને પાશુપતપંથ એ એક જ છે અને તેમણે શિવને કાર્ય અને કારણ માનેલો છે. યોગ અને વિધિ કરનારાઓને મુકિત પ્રાપ્ત થાય છે એવું એ માને છે. 'ॐ प्रणव' નો સર્વકાળ જપ, ત્રિકાળ ભસ્મસ્નાન વગેરે ઉપાયોથી મનુષ્ય શિવસ્વરૂપમાં લીન થઇ જાય છે એવું પણ એમનું માનવું છે. કાલામુખ પંથનું સ્વરૂપ એમના કરતાં વધારે ભયંકર છે. ખોપરીમાં અન્ન ગ્રહણ, આખા શરીર ઉપર ચિતાભસ્મવિલેપન, ભસ્મભક્ષણ, મદ્યસેવન, રુદ્રાક્ષમાલા અને જટાધારણ વગેરે આસુરી ઉપાયોથી શિવને પ્રસન્ન કરવા એવો એ પંથનો મત છે.

ભવભૂતિએ માલતીમાધવ નાટકમાં કાપાલિકોનું વર્ણન કર્યું છે. હાલમાં એ પંથનો લોપ થતો જાય છે અને કાળે કરીને તે નાબૂદ થઇ જશે એમાં સંદેહ નથી. ઉત્તર દેશમાં 'કાશ્મીરી

શૈવ' નામનો એક ઉજ્જવલ સ્વરૂપનો પંથ છે. એ પંથના લોકો કર્મ અને માયાનો સંબન્ધ શિવની સાથે જોડતા નથી. મહેશ્વર (શિવ) એ જ પરબ્રહ્મ છે; તેણે માત્ર ઇચ્છાથી જગત-ની ઉત્પત્તિ કરી; જીવ અને શિવમાં ભેદ નથી પણ અંતઃકરણ-ના મેલને (અજ્ઞાનને) લીધે તે ભિન્ન લાગે છે, માટે ચિત્તને એકાગ્ર કરી શિવસ્વરૂપમાં લીન થવાથી અજ્ઞાનરૂપી અંધ-કારનો નાશ થાય છે. ભસ્મલેપન વગેરે બાહ્ય ઉપચારોથી શિવ પ્રસન્ન થતા નથી એવું આ પંથના લોકો માને છે. સાધારણ રીતે આખા ભારતવર્ષમાં શૈવ સંજ્ઞાથી વિખ્યાત [illegible] પંથ [illegible] સરળ અને [illegible] આત્મા એ પશુ છે અને શિવ એ જ પતિ છે, અને અજ્ઞાન, કર્મ અને માયા ઉપર જીત મેળવવી એ જ આ શૈવપંથનું મુખ્ય લક્ષણ છે. અન્ય દેવતાને અર્પેલા નૈવેદ્યનું ભક્ષણ, શિવની અથવા શિવભક્તની નિંદા, દેવના કરનો ઇન્કાર અને પ્રાણીઓની હિંસા એ બધુ શૈવપંથીઓ માટે નિષિદ્ધ છે. કેટલાએક શૈવો પર વૈષ્ણુપંથનો પ્રભાવ પડવાથી તેઓ હરિહરમાં ભેદ ન માનતા. શિવરાત્ર અને એકાદશી તેઓ સમાન ભક્તિથી પાળે છે. દ્રવિડ દેશમાં આશરે ૧૨૦૦ વર્ષથી શિવભક્તિ ચાલુ છે, એના અનેક પુરાવા મળી આવે છે. આદ્ય શ્રીમત્ શંકરાચાર્યે ઉત્તરમીમાંસાનિવેદિત અદ્વૈત મતનો પ્રચાર કર્યો અને કર્મકાંડનું મહત્ત્વ ઓછું કર્યું; અને કર્મ માત્ર દેહશુદ્ધિ માટે જ છે એવું પ્રતિપાદન કરીને વેદાંતમાર્ગનો પ્રચાર કર્યો. એમનો મત ઘણા લોકોએ કબુલ રાખ્યો તેથી નિવૃત્તિમાર્ગનો ફેલાવો થયો. શ્રી શંકરાચાર્યના વિચારોની છાપ કાશ્મીરી શૈવપંથી-ઓ ઉપર પડી એવું માનવામાં આવે છે. માદિ રાજાના પુત્ર બસવે

સ્થાપ્યો એવી સાધારણુ માન્યતા છે. પરંતુ આ પંથનો તેણે માત્ર પ્રચાર કર્યો—એનો મૂળ સંસ્થાપક તે ન હતો—એનો જોઇયે એટલો પુરાવો મળી શકે છે. એ લોકો એકેશ્વરી મતનો અનુવાદ કરે છે અને સત , ચિત્ અને આનંદ (સચ્ચિદાનંદ) ને જ શિવતત્ત્વ માની પ્રકૃતિ અને પુરુષ નિર્મિત વિશ્વ એમનામાં જ લય પામે છે એવું કહે છે. એટલે તેમણે ઉત્પત્તિ-સ્થાનમાં માનેલ પુરુષપ્રકૃતિને સ્થલ, શિવને લિંગસ્થલ અને જીવને અંગસ્થલ એવી સંજ્ઞાઓ આપી છે. કલા અને ભક્તિ એવા શક્તિના બે વિભાગ કલ્પીને કલાની શિવમાં અને ભક્તિની જીવમાં સ્થાપના કરી છે. તે જ પ્રમાણે ભક્તિ એ જીવ અને શિવને એકત્ર કરનારી છે એવો આ પંથનો મત છે. લિંગ એ શિવનું માત્ર ચિહ્ન નથી પણ પ્રત્યક્ષ શિવ છે એવું માનીને તેને આખો વખત શરીર પર ધારણુ કરવું એ વીરશૈવપંથનું મુખ્ય લક્ષણુ છે. લિંગાયતોનો લિંગધારણવિધિ લિંગ સ્વાયત્ત દીક્ષાના નામથી પ્રસિદ્ધ છે અને તે બ્રાહ્મણોની જનોઇ પ્રમાણે જ પવિત્ર અને જરૂરી ગણાય છે. એ લોકો ૐ નમઃ શિવાય એ ષડાક્ષરી મંત્ર હમેશાં જપે છે. એ લોકો કદીયે મદ્યમાંસનું સેવન કરતા નથી. તેમનામાં વિધવા પુનર્વિવાહનો રિવાજ પ્રચલિત છે. તેઓ અટકાવ આવેલી સ્ત્રીઓની આભડછેટ માનતા નથી. તેમનામાં જંગમ (ગોરજી) શીલવંત (ભક્ત) બણજીગ (વેપારી) અને પંચમસાલી એવા ચાર ભેદ છે. તેમાંના બણજીગોનો વર્ગ ધનવાન અને પરોપકારી હોવા વિષે તેની ખ્યાતિ છે. જંગમમાં કેટલાએક વિરક્ત છે. મ્હૈસુરના ચિતળદુર્ગમાં એ લોકોનો મુખ્ય મઠ છે અને ત્યાંના આચાર્યને બધા લિંગાયતો ઉપર ધર્માધિકાર છે.

## ઉપસંહાર

આ દેશમાં વેદકાળમાં જુદા જુદા દેવોની ઉપાસનાનો આરંભ થયો. પછી સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, જલ, તેજ, વાયુ, વિદ્યુત્ અને મેઘ એ બધામાં एकम् सत् અર્થાત્ એક જ ઇશ્વર છે એવી શ્રદ્ધા ઉપાસકોમાં ઉપજી. કાળે કરીને ધાર્મિક બુદ્ધિમાં અનેક ફેરફારો થઇને પૌરાણિક કાળમાં શિવ અને વિષ્ણુ * એ બે દેવોને જ પ્રાધાન્ય મળ્યું. તેમાં પણ શૈવોની સંખ્યા વધારે છે. આવો આ સર્વવ્યાપી સંપ્રદાય—પછી તેમાં ગમે તેટલા સારા નરસા વિભાગ હોય—આપણને શું કહે છે એ સમજી લઇ તે પ્રમાણે ચાલવાનું આપણા હિંદુઓનું કર્તવ્ય છે. જેમ સર્વ દેવોનું વર્ગીકરણ ત્રિમૂર્તિમાં કરી શકાય છે તેમ આ દેશમાં પ્રચલિત ધર્મપંથોના પણ ત્રણ વર્ગો પાડી શકાય છે. આ ત્રણે વર્ગના લોક દેવને ઉદ્દેશીને અનુક્રમે तस्यैवाहम्, तवैवाहम् અને त्वमेवाहम् એટલે હું તેનો છું, હું તારો છું અને હું તુ જ છું એમ કહે છે. જેની આધ્યાત્મિક પ્રગતિ ઓછી થયેલી છે તે ઇશ્વરને પોતાની સન્નિધ ન માનતાં તે દૂર અને અદૃશ્ય છે એમ માને છે. નેત્રો પરના અજ્ઞાનના પડદા જ્યાં સુધી દૂર ન થાય ત્યાં સુધી જ આ ધાર્મિક વૃત્તિ રહી શકે છે. શ્રદ્ધાને લીધે આ પડદા જેમ જેમ દૂર થતા જાય છે તેમ તેમ ભાવ, નિષ્ઠા, ઉત્સાહ, ઇત્યાદિની મદદથી મનુષ્ય ઇશ્વરનું સાન્નિધ્ય સમજી શકે છે અને તે तवैवाहम् એટલે હું તારો છું એવું કહેવાને લાયક બને છે. આ સ્થિતિ પ્રાપ્ત થઇ કે તરત ઇશ્વર તેને દૃષ્ટિગોચર થાય છે. આથી યે

* આ દેવ વિષેનું વિવેચન મહાએકાદશીના વિભાગમાં જોવું.

ઉંચું પગથીયું એટલે પ્રગતિની અંતિમ સ્થિતિમાં હું અને તું અથવા હું અને તે એ ભેદભાવ જ રહેતો નથી. એને જ આધ્યાત્મિક પ્રગતિની પરમાવધિ કહે છે. આ સ્થિતિમાં પ્રભુ અને સેવક અથવા ઇશ્વર અને ભક્ત એકબીજામાં લીન થઇ જાય છે. તેને જ વેદાન્ત એટલે વેદનું અથવા જ્ઞાનનું છેવટનું પગથીયું કહે છે. શિવોપાસનાનું અંતિમ ધ્યેય પણ એ જ છે. એટલા માટે જ શૈવ એ અદ્વૈતી છે એવું કહેવામાં આવે છે. ત્રિકાંડમાં જ્ઞાનકાંડની રચના એ જ અદ્વૈત મત ઉપર થયેલી છે. જ્ઞાનમાર્ગ વિશેષ અઘરો છે એમ જાણીને ગીતામાં ઉપદેશ કરતી વખતે ભગવાને અર્જુનને કહ્યું છે કે—

क्लेशोऽधिकतरस्तेषामव्यक्ता सक्तचेतसाम् ।

ગીતા (અ. ૧૨)

અવ્યક્તને ઠેકાણે ચિત્ત સ્થિર કરવું અઘરૂં હોવાથી આ જ્ઞાનમાર્ગ ફેંકી દેવા જેવો છે એમ માનવું જોખમભરેલું છે.

પરા ભક્તનો માર્ગ (એટલે કેવળ સત્ય અને અદ્વિતીય ઇશ્વરનું અનન્ય ભાવથી ચિંતન કરવું ) ઉપાસના કાંડમાં પણ ગૌણી ભક્તિમાર્ગથી * શ્રેષ્ટ ગણેલો છે; પરંતુ ગમે તે ઉપાયથી પરમેશ્વરને પ્રાપ્ત કરી લેવા એટલું જ જો દરેક પંથનું ધ્યેય હોય તો વ્યર્થ વાદવિવાદ અને હઠ કરવામાં આયુષ્યનો દુરૂપયોગ કરવામાં શો લાભ? જેઓ કોઇ પણ ઉપાયથી ઇશ્વરનો સાક્ષાત્કાર કરી લે છે તેમને અંતર્બાહ્ય ઇશ્વર જ દેખાય છે. સર્વ વિષયોમાં ઇશ્વરનો હાથ, સહુના મનમાં ઇશ્વરનું ચિત્ત,

* અવતારાદિકોની કલ્પના કરીને ઇશ્વરની ભક્તિ કરવી એને 'ગૌણી ભક્તિમાર્ગ' એવી સંજ્ઞા આપી છે.

સર્વનાં નેત્રોમાં ઇશ્વરની દષ્ટિ, સર્વ કાર્યોમાં ઇશ્વરની પ્રેરણા, સર્વ પ્રેમમાં ઇશ્વરની ભક્તિ, સર્વ સદ્ગુણોમાં ઇશ્વરી સદ્ગુણ અને સર્વ સ્થળે ઇશ્વરનો વાસ હોવાનો તેમને અખંડ અનુભવ થાય છે. કેટલાએક શિવોપાસકોએ અદ્વૈત મતનો આશ્રય લઇ એવો અનુભવ મેળવ્યો છે. ત્યાં જાતિભેદ અથવા પંથ-ભેદનો સવાલ નથી હોતો. સર્વ વર્ણને માટે શિવાલયનું દ્વાર મુક્ત રહે છે. ભક્તિના આ આનંદાશ્રુથી નેત્રનો, અહંકારનો મેલ ધોઇ નાખવાથી દૃષ્ટિ નિર્મળ થાય છે અને મનુષ્યનું અંતિમ ધ્યેય એક જ છે એની પ્રતીતિ થાય છે. જ્યાં સુધી આપણે એકબીજાના દોષ જ જોયા કરશું ત્યાં સુધી પ્રેમ અને ઐકયનો આપણામાં વાસ થશે નહિ. તત્ત્વજ્ઞાનનો વાદ તો જગતના અંત સુધી ચાલુ રહેવાનો જ છે. સામસામા પક્ષો હમેશ રહેવાના જ. માટે વિકારવશ થઇને એકબીજાના દોષ કાઢવામાં શક્તિનો દુરુપયોગ ન કરતાં એકબીજાનાં ગુણ જોવા તરફ જ આપણી વૃત્તિ હોવી જોઇયે. કોઇ આર્યસમાજનો પક્ષ લે છે તો કોઇ બ્રહ્મોસમાજનો લે છે. કોઇ વૈષ્ણવી દીક્ષાની સ્તુતિ કરે છે તો કોઇ શૈવપંથને અગ્રસ્થાન આપે છે. પરંતુ ब्रह्मविदाप्नोति परम् એટલે પરમેશ્વરને જાણનારાઓ ઉત્તમ ગતિને પામે છે એ મત બધાને જ કબુલ છે. એક જ પરમ ધામ તરફ પહોંચવાને બધા પ્રયત્ન કરી રહ્યા છે. આ ઐક્ય સર્વ પંથોને કબુલ થશે તો કોઇ પણ નવા અથવા જુના પંથના અનુયાયીઓને બીજા પંથના લોકો તરફ તિરસ્કાર બતાવવાનું કારણ નહિ રહે અને દરેકનો પ્રગતિનો માર્ગ નિષ્કંટક થશે. ઉપાનષદોએ કહ્યા મુજબ ना भयेत् બ્હીવાનું અથવા નિરાશ થવાનું કારણ નથી, કારણકે સારી

વિદ્યાના પ્રભાવથી ઉપલી ભાવના બધાનાં અંતઃકરણમાં ઉદય પામવા લાગી છે.

પુરાણમતવાદી અને સુધારણાભિમાની

ભાઈઓ! આ શિવસ્વરૂપનું નવી દષ્ટિથી અવલોકન કરો અને તેનું ભજન કરો; એટલે આધ્યાત્મિક અને આધિભૌતિક ઉન્નતિને માટે મથનારા બન્ને પંથને સહાય કર્યા જેવું થશે. હિન્દુસ્તાન એ શિવનો વિરાટ દેહ, પ્રચંડ હિમાલય એ તેની જટા, અને ધવલગિરિ એ જ તેનો સુંદર મુકુટ છે; અને ઋષિમુનીઓએ જેનાં વખાણ કર્યા છે એવું પવિત્ર ગંગાતીર્થ તેની જટામાંથી વહે છે. વિંધ્યાચલરૂપી નાગ એ તેનો કંદોરો છે. પૂર્વ અને પશ્ચિમ તરફનો પ્રદેશ એ તેના હાથ છે અને પ્રચંડ ગર્જના કરનારો મહાસાગર એ તેનો ડમરૂ છે. શિવના અંશરૂપે આ પ્રાણીમાત્રની સેવા કરવામાં જ શિવસેવા સમાયેલી છે. આ શિવસ્વરૂપમાં જેઓ તલ્લીન થશે તેઓ કાળે કરીને શિવસ્વરૂપ જ બનશે.

'महोक्षः खट्वांगं परशुरजिनं भस्म फणिनः ।
कपालं चेतीयत्तव वरद तंत्रोपकरणम् ॥ ८ ॥

મહિમ્ન સ્તોત્રમાંના ઉપલા વર્ણન પ્રમાણે એક ઘરડો બળદ, ભાંગી ગયેલો ખાટલો, જૂનો પરશુ, રાખનો ઢગલો, આસપાસ સર્પ, હાથમાં ખોપરી એવા જેના વૈભવ છે તે શિવની ઉપાસના અગ્રગણ્ય માનવી કે કેમ એ સવાલ ઉભો થાય છે. ઉપર વર્ણવેલી સંપત્તિ આજે પણ આપણા અન્નદાતા ખેડુતોની પાસે આપણને પ્રત્યક્ષ દેખાય છે. જનાવરોને સંપત્તિરૂપ માની તેનું રક્ષણ કરનારા આ ગરીબ ખેડુતોની સ્થિતિ સુધારવાનો યથાશક્તિ પ્રયત્ન કર્યા વિના શિવને સંતુષ્ટ

કરવાનો બીજો કયો ઉપાય છે? કારણકે શિવ તો ખેડુત લોકોએ દેવ તરીકે માનેલા પશુઓનો (જાનવરોનો) પતિ છે; માટે જ આ પશુપતિની ઉપાસનાને અમે મહત્ત્વ આપીએ છીએ. શિવ તમોગુણી છે એવું માનવામાં આવે છે. હલકી કોમોમાં તેનો આ તમોગુણ જ પ્રધાન છે એમ શાસ્ત્રકારોનું કહેવું છે. જેના હાથમાં માનવસૃષ્ટિનું જીવન છે એવો આ નીચ મનાયેલો વર્ગ તમોગુણનો આશ્રય કરીને પોતાનું કાર્ય પાર પાડવાને શક્તિમાન થયેલો છે. માત્ર નૈતિક અને બૌદ્ધિક વિકાસથી રાષ્ટ્રની ઉન્નતિ થઇ શકતી નથી. તે ગુણોના વિકાસ સાથે તમોગુણના તેજ અને શીલના પ્રાબલ્યની પણ જરૂર છે. તેથી જ તમોગુણના આધિદૈવત શિવની આરાધના પણ ઇષ્ટ છે.

રાષ્ટ્રહિત સાધવા માટે લોકસેવાનું કોઇ પણ કામ કરવું એ વિશ્વની શક્તિ અથવા દેવદેવતાઓની પૂજા કર્યા બરાબર છે. હિંદસ્વરૂપી વિરાટ શિવપ્રતિમાની પૂજા કરવા તેના પર આધાર રાખનારા સર્વ પ્રાણીઓએ તૈયાર થવું જોઇએ. પૃથ્વીને વ્યાપી રહેલા વિશાળ સાગર, બ્રહ્મપુત્રા અને સિંધુ જેવા નદ, કૃષ્ણા અને ગોદાવરી જેવી નદીઓ અને ન્હાનાં ન્હાનાં તળાવ, ખાબોચીયાં એ બધામાંથી વરાળરૂપે વાદળાંઓ ઉત્પન્ન કરી પાણીના વર્ષાવથી જીવમાત્રના જીવનનું કાર્ય ઇશ્વરી શક્તિથી થાય છે. તેમ રાજા અને રંક ઉચ્ચ અને નીચ સબળ અને દુર્બળ એ બધાએ એક દિલથી આર્યભૂમિરૂપી શંકરને (સુખદાતા દેવતાને) ચરણે પોતાને અર્પણ કરી યથાશક્તિ સત્કાર્ય કરવાને તૈયાર થવું જોઇએ. આ વાત દરેકના અંતઃકરણ ઉપર ઠસાવવાને જો આ શિવરાત્રિ મહોત્સવ

કારણભૂત થાય તો પણ બધાનો ઉદ્ધાર થઇ જાય. કોઇ પણ કામ યોગ્ય રીતે કરવામાં આવે તો તેનું ફળ મળ્યા વિના રહેતું જ નથી. ઉપર આપેલી નિષાધની વાત સત્કાર્ય કરવાને આપણને પ્રેરણા કરશે. શ્રી શંકરનો વરદ હસ્ત આ દેશ ઉપર કાયમ રહો.

---

દક્ષિણમાં ફાગણ મહિનો વર્ષની આખરનો માહનો ગણાય છે. આ મહિનો અંગ્રેજી માર્ચ મહિનાના અરસામાં આવે છે. શ્રીકૃષ્ણ પ્રાત્યર્થ આ મહિનામાં ગાય, ચોખા અને વસ્ત્રનું દાન કરવું. ફાગણની પૂનમ મન્વાદિ છે. એ તિથિને હોલિકા કહે છે. ફાગણ વદ પડવાને દિવસે વસંતારંભનો ઉત્સવ કરવો. બીજે દિવસે રાજાએ દરબાર ભરવો. તે વખતે પ્રજાજનોએ તેની ઉપર સિંદુર, કંકુ, ચંદન, અબીલ વગેરે નાખવાં અને નૃત્ય, ગાયન, વિનોદ વગેરેમાં તે દિવસ ગાળવો. આ મહિનામાં મુખ્ય—અને એક જ—તહેવાર હોળીનો છે.

---

# ફાગણનો ઉત્સવ અને હોળી

શાલિવાહન શકની માસગણના પ્રમાણે છેવટના ફાગણ મહિનામાં ફાગણનો ઉત્સવ કરવો એવું ભવિષ્યાદિ પુરાણોમાં કહેલું છે. સાધારણ રીતે શુદ નોમથી પૂનમ સુધી આ તહેવાર નાનાં મોટાં સહુ આનંદથી પાળે છે. સ્થાન પરત્વે તેને શિમગા, હોલિકાદહન અથવા હોળી, હુતાશની મહોત્સવ, દોલયાત્રા વગેરે નામો છે. ઉત્તરમાં તેને દોલયાત્રા, કોંકણ અને મહારાષ્ટ્રમાં શિમગા અથવા હોળી અને દક્ષિણમાં કામદહન કહે છે. આ તહેવાર પાળવાની રીત બધે ઠેકાણે એક જ જાતની હોવા છતાં તેની ઉત્પત્તિ બધે ઠેકાણે સરખી નથી મનાતી. છતાંયે તેને વસંતોત્સવ અથવા

**વસંતણઅનોત્સવ**

એ નામ આપવામાં હરકત નથી. ઉત્તર તરફના લોકો આ તહેવાર કૃષ્ણ વિષે હોવાનું માને છે. વિષ્ણુપુરાણ અને ભાગ-

વતમાં કૃષ્ણ નાની ઉમરના હતા ત્યારે તેને ઝેરી દૂધ પાઇને તેનો જીવ લેવાને માટે કંસે પૂતના નામની રાક્ષસીને મોકલી; પરંતુ દૂધ પીતાં પીતાં કૃષ્ણે તેનો પ્રાણ ચૂસી લઇને તેને (પૂતનાને) જમને ઘેર મોકલી એવી કથા છે. એ જ પૂતનાને હોળીની રાત્રે બાળવામાં આવે છે એવું માનવામાં આવે છે. આ ઉપરાંત આ હોલિકાદહનની કેટલાએક દિવસ આગળથી કૃષ્ણની બાળલીલા રમવામાં આવે છે. મહારાષ્ટ્ર અને કોંકણના લોકો ભવિષ્યપુરાણ ઉપર આધાર રાખીને કહે છે કે અસલના વખતમાં ઢૌંઢા નામની એક ભયંકર રાક્ષસી ન્હાનાં છોકરાંઓને હેરાન કરવા લાગી ત્યારે બીભત્સ ગાળો અને શાપ આપીને અને ઠેકાણે ઠેકાણે પ્રચંડ અગ્નિ સળગાવીને તેને બ્હીવડાવી ગામની બહાર હાંકી કાઢવા માટે આ યુક્તિ કરવામાં આવી. દક્ષિણના લોકો આ તહેવાર કેવળ કામદેવની ખાતર પાળે છે. યોગેશ્વર શિવ તપ કરવામાં તલ્લીન હતા ત્યારે મદનની મારફત દેવોએ તેનું ધ્યાન પાર્વતી તરફ ખેંચવાનો પ્રયત્ન કર્યો. તેથી શંકરે ક્રોધિત થઇ પોતાની ત્રીજી આંખ ઉઘાડી મદનને બાળીને ભસ્મ કર્યો એવી પણ એક કથા મળે છે.

## પ્રાન્ત પરત્વે રૂઢિનો ભેદ

શાસ્ત્રમાં હોલિકાદહન વગેરે કેવી રીતે રવું તેના સહજ ઉપાયો બતાવેલા છે. પણ આત્મસ્વાતંત્ર્યના આ યુગમાં તેમને કોઇ ગણકારતું નથી. બંગાળમાં ફાગણ શુદ ચૌદશથી દોલયાત્રા ઉત્સવનો પ્રારંભ થાય છે. તે દિવસે ઘરનો માલેક અપવાસ કરે છે અને સવારે કૃષ્ણની અને સાંજે અગ્નિની પૂજા કરે છે. પૂજા પૂરી થયા પછી કૃષ્ણની મૂર્તિ ઉપર ફલ્ગુ (કંકુ)

નાખવામાં આવે છે. ભેગા થયેલા લોકોના ઉપર પણ તે નાખવાનો રિવાજ છે. પછી ઘરની બહાર ઘાસનું એક પુતળું બાળવામાં આવે છે. તે પુતળાને જ હોળી કહે છે. નીચલા વર્ણના લોકો હોલિકાદહનના તહેવારને ખૂબ મહત્ત્વનો માને છે. શુદ તેરશથી પૂનમ સુધી મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં હોળીને દિવસે જે રીતરિવાજ પળાય છે તે જ રીતરિવાજ બંગાળમાં પણ પાળવામાં આવે છે. હિન્દી લશ્કરના લોકો પણ આ દિવસમાં પોતાના અધિકારીઓના ઉપર ગુલાલ નાખે છે અને તેઓ પણ તેમને રમવાની છૂટ આપે છે. પૂનમને દિવસે કૃષ્ણની મૂર્તિને હીંચકા ઉપર અથવા પારણામાં બેસાડી સવારથી તે સાંજ સુધી તેને હિંડોળા ખવડાવવામાં આવે છે. આ ક્રિયા ત્યાર પછી પણ કેટલાએક દિવસ સુધી ચાલે છે. આ મૂર્તિનું દર્શન કરવા માટે ઘણા લોકો એક-બીજાને ત્યાં જાય છે. ગામડાંઓમાં આ ઓચ્છવો સાર્વજનિક રીતે ઉજવાય છે.

ઓરિસ્સા પ્રાન્તમાં બંગાળાની માફક જ દોલોત્સવ થાય છે. માત્ર હોલિકાદહનવિધિ થતો નથી. ત્યાં ચૈતન્યસંપ્રદાયી લોકોનો જથ્થો મોટો છે. આ પંથના ગુંસાઇઓ અને બ્રાહ્મણો કૃષ્ણમૂર્તિને પાલખીમાં બેસાડી ઘેર ઘેર લઇ જાય છે. બધાને અત્તર અને ગુલાલ આપ્યા પછી વસ્ત્રો અને દક્ષિણા આપી ઘરના માલિક તેમનો સત્કાર કરે છે. ગોવાળીયાઓને આ ઉત્સવ વધારે પ્રિય છે. તે દિવસે તેઓ નવાં કપડાં પહેરે છે અને પોતાનાં ઢોરો માટે જરૂરી ચીજો પણ લાવે છે. એ ગોવાળીયાઓ એક જણને કૃષ્ણનો વેષ આપીને તેના ઉપરી-પણા નીચે મેળા ભરે છે અને કેટલાએક દિવસ સુધી ટીપ-રીના નાચ વગેરેથી લોકોને કૃષ્ણલીલાનું સ્મરણ કરાવે છે.

ઉત્તર હિન્દુસ્તાનમાં ફાગણ શુદ પાંચમથી બધા લોકો લાલ અને પીળા રંગનાં કપડાં પહેરી ગુલાલ ઉડાડે છે અને ગાયન ગાય છે, અને એ પ્રમાણે પૂનમ સુધીના દિવસો ખૂબ આનંદમાં વીતાડે છે. ત્યાં સુધીમાં ગામના લોકો ગામને જાહેર ઠેકાણે અનેક ઉપાયે લાકડાં છાણાં વગેરેનો ઢગલો ભેગો કરી રાખે છે અને પૂનમને દિવસે તેને સળગાવી તેની રાખ કરવામાં આવે છે. તે વખતે ગામના લોકો રમતગમત અને વાતો કરવામાં વખત ગાળે છે. અગ્નિનારાયણને લાકડાં વગેરે અર્પણ કર્યા પછી દરેક જણ પોતપોતાને ઘેર જાય છે. બીજે દિવસે બધી રાખ પાણીમાં નાખવામાં આવે છે. કેટલાએક આસ્તિક લોક—મુખ્યત્વે શૈવ—હોળીની ભસ્મને પાપનાશક માનીને શરીરે ચોળે છે. મુંબઇ ઇલાકામાં જુદે જુદે સ્થાને આ તહેવાર પાળવાની જુદી જુદી રીતો છે. તહેવારના દિવસ પણ બધે ઠેકાણે એકસરખા હોતા નથી. કેટલેક ઠેકાણે શુદ નોમથી પૂનમ સુધી તો કેટલેક ઠેકાણે પૂનમથી અમાસ સુધી પોતાના ગજા પ્રમાણે લોકો ઉત્સવના દિવસ નક્કી કરે છે. તોપણ આ તહેવારનું પ્રધાન અંગ હોલિકાદહન બધે ઠેકાણે પૂનમને દિવસે કરવામાં આવે છે. ગામેગામ હોળી દર વરસે ઠરાવેલી જગ્યાએ સળગાવવામાં આવે છે. તે વખતે દરેક ઘરનો ઓછામાં ઓછો એક માણસ ત્યાં હાજર હોય છે. હોળીની વચમાં આંબો, માડ, સોપારી, એરડી અથવા કેળ એમાંનું એકાદું ઝાડ પૂરવાની રીત ઘણે ઠેકાણે છે. તે સિવાય શહેરના સરીયામ ચોક અને બીજા શેરીઓના રસ્તાઓ ઉપર હોળી સળગાવવામાં આવે છે. હોળી આખી રાત બળતી રાખવા માટે છોકરાઓ રાત્રે પહેરો ભરે છે. હોળી પ્રજ્વલિત

હોય તે વખતે તે છોકરાઓની નજર ચુકવી કોઇ પણ માણસ, સાફ કપડાં અને જોડા સાથે ત્યાંથી પસાર થઇ શકે જ નહિ. તે દિવસે બ્રાહ્મણ લોકો પોતાની મંડળીમાં કાશી અને ભાંગ પીતા અને ગંજીફો–પત્તાં રમતા રમતા ઉજાગરો કરે છે. બીજા વર્ગના લોકો તો ભાંગ, ગાંજો, ચંડુલ, અફીણ, દારૂ વગેરે કેફી ચીજોને ઉદાર આશ્રય આપવાને માટે તે જ દિવસ છે એમ માનીને બેભાન થાય ત્યાં સુધી તેનું સેવન કરે છે.

ગુજરાતમાં પણ બધા વર્ણના લોક હોળીનો તહેવાર પાળે છે. પૂનમને દિવસે હોળી સળગાવે છે અને વદ પડવાને "ધુળેટી" કહે છે. જૂના વખતમાં તે દિવસે ગામડાંઓમાં લોકો બે પક્ષ પાડીને, પથરા, ઇંટ, લાકડીઓ વગેરેથી મારામારી કરતા. હલકી જાતના કોળી, ઠાકરડા વગેરે લોકો દારૂ પીને મસ્ત બનતા અને તે મારામારીમાં એકાદ બે ખૂન પણ થતાં. હવે એ રિવાજ બંધ પડતો જાય છે. વિદ્યાપ્રચાર અને નૈતિક શિક્ષણનું એ પરિણામ છે. વડોદરા શહેરમાં એ તહેવાર ખૂબ ઠાઠથી પાળવામાં આવે છે. શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજ ગાયકવાડે એમાંનો અશ્લીલ ભાગ બંધ કરેલો છે. પરંતુ તેથી ગાયન વગેરે કળાઓને જે ઉત્તેજન મળતું હતું તેમાં ઉણપ આવવા દીધી નથી. વદ પડવાને દિવસે દોલોત્સવ થાય છે. મંદિરમાં દેવની મૂર્તિને હિંડોળા ઉપર બેસાડે છે અને તેને આસોપાલવ વગેરેથી સુશોભિત કરે છે તથા દેવ ઉપર ગુલાલ નાંખે છે. તે દિવસે દરબાર ભરવામાં આવે છે. ગુજરાતમાં રંગપંચમીનો તહેવાર સ્વતંત્ર રીતે પાળવામાં નથી આવતો. તેનો સમાવેશ હોળીના તહેવારમાં જ કરવામાં આવેલો છે એવું જણાય છે. મુંબઇ અને તેની આસપાસના

ભાગમાં હોળી પહેલાં પાંચ દિવસ અગાઉ દરરોજ સૂર્યાસ્ત પછી ઘરની સામે નાની હોળી સળગાવવાનો રિવાજ છે. પૂનમને બીજે દિવસે સવારના પહોરમાં એ જ અગ્નિ ઉપર ગરમ કરેલા પાણીથી સ્નાન કર્યા પછી હોળીની પૂજા કરે છે અને વદ પડવાને તહેવાર માનીને લોકો તે દિવસે મિષ્ટાન્ન ભોજન કર્યા પછી દેવનાં દર્શને જાય છે. મદ્રાસ ઇલાકામાં ફાગણનો ઉત્સવ મ્હોટા પાયા પર થતો નથી. ત્યાં શિવાલયની સામે હોળી સળગાવવાનો રિવાજ છે.

હોળી પછી ફાગણના ઉત્સવના બીજા અંગની શરૂઆત થાય છે. ગોવામાં અને દક્ષિણ કોંકણમાં ત્રાંસાં, શરણાઇ, ઢોલ વગેરે વાજીંત્રો સાથે નાચમાં કુશળ એવી વારાંગનાઓને લઇને ગામવાળાઓ આસપાસનાં ગામડાઓમાં ઘેર ઘેર જાય છે. ત્યાં નાચ વગેરે રમતો થયા બાદ ઘરનો ધણી થાળમાં થોડું રૂપાનાણું લઇ આવી તે લોકોને આપે છે. ગોવામાં અને કર્ણાટકમાં હલકા વર્ણના લોકો બીંડાના ફૂલોની માળાઓ માથાથી તે પગ સુધી પહેરી લઇ ટીપરીની રમત રમતાં ઘરોઘર જાય છે. ત્યાં હોળીના દિવસમાં 'ઘુમટી ઘુમટ' નામનું વિચિત્ર વાજીંત્ર આશરે પચાસેક લોકો ભેગા મળીને વગાડે છે. ઘુમટ સાથે વગાડવામાં આવનારાં ઝાંઝ, શરણાઇ, તબલા, સારંગી વગેરેનો અવાજ, તાલથી નાચનારી વારાંગનાઓના પગ માંહેની ઘુઘરીઓનો છમ છમ અવાજ અને એ બધા કરતાં ચડીયાતો એ વારાંગનાઓનો મધુર કંઠ, એ બધાથી જ્યારે વાતાવરણ ગાજી ઉઠે છે ત્યારે આસપાસના બધા લોકો એક ક્ષણ સુધી જગતનાં દુઃખો ભૂલી ગયા હોય એવો ભાસ થાય છે. જાતજાતના વેષ લઇ લોકોનું મનોરંજન કરનારા,

ભક્તિરસનાં ગાયન ગાનારા અને એકાદ છોકરાને ગધાતો વેષ આપીને તેની પાસેથી કૃષ્ણલીલાનાં ગાયન ગવડાવનારા મેળા જ્યારે ચાલતા હોય ત્યારે પ્રેક્ષકોનું ધ્યાન પેલા નાના બાળકો તરફ છે એમ જોતાં આ ઉત્સવમાં સામેલ થનારા ભાવિ નાગરિકોના ભાવિ કાર્યક્રમ વિષે મનમાં જાતજાતની કલ્પનાઓ ઉભી થાય છે. કેટલાંએક શહેરો અને ગામડાંઓમાં હલકા વર્ણની સ્ત્રીઓ અને છોકરીઓ પોતપોતાની ટોળીઓ બનાવી ઘેર ઘેર જાય છે અને ગુજરાતી સ્ત્રીઓની જેમ ગરબા ગાતી ગાતી ગોળ ફરે છે. ઉત્સવમાં સામેલ થનારા આ બધા લોકોનો હેતુ કેવળ પૈસા મેળવવા એ હોય છે. તેઓ ભૂલે-ચુકે પણ સત્કાર્ય કરતા નથી. કર્ણાટકમાં ફક્ત કણબી, ઘાટી વગેરે લોકો જેઓ હોળીનો તહેવાર મોટા ઉત્સાહથી ઉજવે છે તેઓ દારૂ નથી પીતા કે ભૂંડાં ગાયન નથી ગાતા. તેઓ મેળવેલા પૈસાનો ઉપયોગ દેવકાર્ય માટે કરે છે એ આનંદની વાત છે.

## ઐતિહાસિક માહિતી

હિન્દુ રાજાઓ વસંતપંચમીથી વસંતઋતુ પૂરી થતાં સુધીના ઘણાખરા દિવસ તહેવાર તરીકે ગાળતા હતા, તેના કેટલાએક ઐતિહાસિક દાખલા મળી આવે છે. કર્નલ ટૉડે રજપૂતોની રીતભાતોનું વર્ણન જે સરસ રીતે કરેલું છે તે ઉપરથી દેખાય છે કે વસંતપંચમીથી ચાળીસ દિવસ એટલે ફાગણની પૂનમ સુધી રજપુત લોકો ઉદેપુરમાં ફાવે તેવું વર્તન કરતા. શ્રેષ્ઠ અને કનિષ્ઠ વર્ગના લોક બીભત્સ ગાયન ગાતાં ભટકતા ફરતા. ભાંગ, અફીણ અને કેફી પદાર્થોવાળી મિઠાઇ ખાઇ અને દારૂ પીને મસ્ત બની હલકી જાતના લોક ઉદેપુરમાં

(મુખ્યત્વે કરીને ફાગણ માસની શરૂઆતથી) રસ્તાપર બેઠા કરતા. તે વખતે તેઓ એકબીજા ઉપર ગુલાલ અને લાલ રંગનું પાણી છાંટતા. તેને લીધે કેટલાએક દિવસ સુધી લોકોનાં મોઢાં અને કપડાં લાલ લાલ દેખાતાં. છેવટને દિવસે હોળીનો વરઘોડો ઘોડા ઉપર કાઢવામાં આવતો. તે વખતે ગુલાલના દડા બનાવી એક બીજાને મારવામાં આવતા. તે દિવસે મેવાડનો રાણો પણ પોતાના સરદારો સાથે એક ભવ્ય તંબુમાં આશરે એકાદ કલાક સુધી હોળીના ફાગ સાંભળવા બેસતો. પછી તે સરદારોને જમણ આપવામાં આવતું. ભોજન થયા બાદ તેમને નારીયેળ અને એક લાકડાની તલવાર બક્ષિશ આપવામાં આવતી. વસંતોત્સવની શરૂઆત થયા બાદ ખરી તલવારથી મનુષ્યનો શિરચ્છેદ કરવો યોગ્ય નથી એવું માનીને આ આનંદમય વખતમાં યુદ્ધનો વિચાર મનમાંથી કાઢી નાંખી બધાએ એકબીજા સાથે સુલેહસંપથી રહેવું એ યોગ્ય છે એવું બતાવવાના હેતુથી નકલી તલવાર આપવાનો આ સમારંભ થતો હશે. તે પછી હોળી કર્યા બાદ એકબીજા ઉપર અબીલ અને ગુલાલ ઉડાડવામાં આવતો અને બીજે દિવસે એક પ્રહર વીત્યા પછી લોકો પોતપોતાને ઘેર જઇ સ્વચ્છ થતા અને નવાં કપડાં પહેરી તેઓ પોતાના સરદારો અને રાજપુત્રોને શક્તિ અનુસાર નજરાણું અર્પણ કરતા.

કર્નલ ટૉડના ઉપલા વર્ણન ઉપરથી જણાય છે કે આ તહેવાર સાર્વજનિક રીતે પાળવામાં આવતો અને રાજાઓ પણ તેની સાથે સમભાવ રાખતા એવું દેખાય છે. હિન્દુ રાજાઓના દરબારમાં રહેનારા બ્રિટિશ રેસિડેન્ટ પણ હોળીને વખતે મહારાજા સાથે ઓચ્છવ જોવાને માટે જતા હતા.

મહારાજા દૌલતરાવ શિંદેના દરબારમાં થયેલા હોળીના ઓચ્છવનું વર્ણન મેજર બાકટને પોતાના એક પત્રમાં સરસ રીતે કરેલું છે. બંગાળાનો નવાબ સિરાજ-ઉદ્-દૌલા હોળીને વખતે ખોટા સંદેશા મોકલતો અને તે સંદેશા પર વિશ્વાસ રાખનારા સરદારોને તે મૂર્ખ કહી તેમની મશ્કરી કરતો એવું કર્નલ પીયર્સ લખી ગયા છે. આ રિવાજ અંગ્રેજી 'એપ્રિલ ફૂલ' (April fool) ના રિવાજ જેવો જ રમુજી છે. શહાજી ભોંસલે પાંચ વરસનો હતો ત્યારે રંગપંચમીના દરબારમાં લખોજી જાધવની નાની ઉમરની દીકરી જીજાબાઈએ તેના ઉપર ગુલાલ છાંટ્યો. તેથી તેમનું પતિપત્નીનું સગપણ ઠરાવીને આખરે તેમનાં લગ્ન થયાં. અને તેમને પેટે નરકેસરી શિવાજી જન્મ્યા એવી કથા ભાટ, ચારણ વગેરે લોકો પ્રેમથી ગાય છે. એ ઉપરથી એટલું જ જણાય છે કે મરાઠાઓના રાજ્યમાં આ તહેવાર ઠાઠથી પાળવામાં આવતો.

## ફાલ્ગુનોત્સવનાં અનિષ્ટ પરિણામ

વસંતાગમન તરીકે પાળવામાં આવતા આ તહેવારમાં જે ખરાબ રિવાજ દાખલ થયા છે તેનું વિસ્તારપૂર્વક વર્ણન કરવું યોગ્ય નથી, તોપણ એ વિષે મૂંગા રહેવું એ પણ યોગ્ય નથી માટે તેનું થોડું વિવેચન કરીયે છીયે. હિમાલયથી કન્યાકુમારી સુધી આ તહેવાર જુદા જુદા નામે પાળવામાં આવે છે અને તેમાં વધતા ઓછા પ્રમાણમાં અનીતિ અને બીભત્સપણું જોવામાં આવે છે. ચોરી, ગાળાગાળી, શંખધ્વનિ, લોકોના સામાનનો નાશ, અશ્લીલ સ્ત્રીપુરુષોને સાથે લઈને ફરવું, દારૂ પીને મસ્ત બનવું, સ્ત્રીઓને અશ્લીલ શબ્દોથી બોલાવવી, એકબીજાનાં કપડાં ઉપર ભૂંડા શબ્દો

લખવા વગેરે જે પાશવ કૃત્યો કરવામાં આવે છે તે બીજે કોઇ પણ પ્રસંગે કરવામાં આવતાં નથી. પરન્તુ આ તહેવારનું એ એક મુખ્ય અંગ થઇ પડવાથી નવા વિચારોના સભ્ય અને સદાચારી લોકોને આ ફાલ્ગુનોત્સવથી ચીડ ચડે છે. બીજા ધર્મના લોકો આથી આપણી મશ્કરી કરે છે. અનાર્ય અને અવૈદિક રિવાજો હાલમાં જોવામાં આવે છે તેનું કારણ એવું જણાય છે કે અનેક અનાર્યોનો આર્યો સાથે સંસર્ગ થવાથી મૂળના રિવાજોમાં સડો પેઠો. હોળીને બીજે દિવસે અન્ત્યજને અડયા બાદ ન્હાવું એવું શાસ્ત્રવચન છે. આ ઉપરથી પણ એવું દેખાય છે કે આ તહેવાર આર્યો અને અનાર્યો સાથે મળીને ઉજવે એવો ઉત્પાદકોનો હેતુ હોવો જોઇએ. આ તહેવારની ઉત્પત્તિ સાથે ઢૌંઢા રાક્ષસીની કથા પુરાણકારોએ જોડી દીધી છે. પરન્તુ હાલમાં તો આ રાક્ષસી કયાંય જણાતી નથી; તેથી તેનો વધ કરવાની આ ધમાલ, તેની ગેરહાજરીમાં માત્ર નીતિનો વધ કરવાને જ કારણભૂત થાય છે. એટલા માટે આ તહેવારનું સ્વરૂપ શુદ્ધ અને નિર્મળ કરવામાં ધર્મ કોઇ રીતે આડે આવે એમ અમને લાગતું નથી. આ તહેવાર અત્યન્ત પ્રાચીન છે, એટલું જ નહિ પણ પૃથ્વી ઉપરના બધા દેશોમાં આ તહેવાર હતો અને આજે પણ છે. મનુષ્ય પ્રાણી સ્વભાવતઃ ઉત્સવપ્રિય છે અને તેથી ઋતુપરત્વે તે તે ઋતુને શોભે એવા તહેવારો પ્રચારમાં લાવવાની ઇચ્છા તેને સહેજે ઉત્પન્ન થાય છે. પૃથ્વી ઉપરના ચાલુ તહેવારો અને કેવળ ધાર્મિક તહેવારો આ ઇચ્છાના સૂચક છે. ચોમાસા પછી ઠંડીના દિવસમાં માણસની પ્રકૃતિ સ્વસ્થ થી હોતી. પાનખર ઋતુનું વિપરીત

પરિણામ આખી સૃષ્ટિ ઉપર થાય છે અને વનની ભવ્ય શોભાનો નાશ થાય છે. વસંતાગમનને લીધે વિશ્વનાં પ્રાણીમાત્ર અને વનસ્પતિમાં નવું તેજ, નવો પ્રાણ, નિસર્ગદત્ત ચેતના જોવામાં આવે છે. આ તહેવાર એ સંક્રમણ સ્થિતિનો સૂચક છે એ સિદ્ધ કરવાને ઢૌંઢા રાક્ષસીનું વર્ણન કરનારૂં ભવિષ્યપુરાણનું નીચલું એક જ વાક્ય બસ છે.

अद्य पंचदशी शुक्ला फाल्गुनस्य नराधिप ।
शीतकालो विनिष्क्रांतः प्रातर्ग्रीष्मो भविष्यति ॥ ૧૩૨-૨૪

અર્થાત્ "હે રાજા, આજે ફાગણ શુદ પુનમ છે. હવે ઠંડીના દિવસ પુરા થયા ને ગ્રીષ્મ ઋતુ બેસશે." આ ઉપરથી હોળી એટલે ઠંડીના ત્રાસદાયક દિવસો પુરા થયા વિષેનો એક આનંદપ્રદર્શક સાર્વજનિક દિવસ એવું સિદ્ધ થાય છે. પછી જુદા જુદા સંપ્રદાયના પુરાણકારોએ આ તહેવારનો સંબન્ધ પોતાનાં પ્રિય દેવો સાથે લગાડીને કોઇએ તે શિવવિષયક તો કોઇએ તે કૃષ્ણવિષયક છે એવું પ્રતિપાદન કર્યું. પાશ્ચાત્ય દેશોમાં પણ એ જ ઘટના બની. યુરોપમાં જૂના વખતમાં અનેક દેવતાઓની પૂજા ચાલતી. ખ્રિસ્તી ધર્મને લીધે અનેક દેવત્વની રૂઢિ નાશ પામી એ જો કે ખરૂં છે, તોપણ તે દેવતાઓના જે અનેક તહેવારો ચાલુ હતા તેમને ખ્રિસ્તી સાધુઓ (Saints) સાથે જોડવામાં આવ્યા. ઍંગ્લો સૅક્સન લોકો જૂના વખતમાં જાન્યુઆરીની ૮મી તારીખે વર્ષારંભ ગણીને દિવસ લાંબો થયાના આનંદમાં હોળી સળગાવતા. હાલ પણ ક્રિસ્ટમસ (નાતાલ)ને વખતે આવી રીતે હોળી સળગાવવામાં આવે છે. આનંદનો ઉભરો દર્શાવવા માટે હોળી

( Bon-fire ) સળગાવવાનો રિવાજ જગતના સુધરેલા લોકોમાં પણ છે. ઇતિહાસ ઉપરથી જણાય છે કે પ્રાચીન રોમન લોકો દરેક વર્ષે ફેબ્રુઆરી મહિનાના અરસામાં હોળીના જેવો જ તહેવાર પાળતા હતા. મુસલમાન ધર્મના લોકો મોહરમને વરસની શરૂઆતનો દિવસ માને છે અને શીયા પંથના લોકો અલી અને તેના પુત્ર હસન તથા હુસેનની ખાતર તાબુત વગેરે બનાવીને એ તહેવાર પાળે છે. તે તહેવારમાં પણ હોળીનો વિધિ છે. એ સર્વ જુદા જુદા લોકોમાં વસંત માટે થતા ઉત્સવ (નાતાલ, ઇસ્ટર, મોહરમ, હુતાશની) ના પ્રકાર લગભગ સરખા જ છે. મનને રીઝવવા માટે જુદા જુદા વેષ લેવા, મિષ્ટાન્ન ભોજન કરવું, નૃત્ય તથા ગાન કરવાં વગેરે જેમ સર્વસામાન્ય છે તેમ મદ્યપાન, અસભ્ય વર્તન વગેરે પણ સર્વસામાન્ય છે. આ ઉપરથી એવું દેખાય છે કે તહેવારો મનુષ્યના અંતઃકરણમાં એકલી સાત્ત્વિક વૃત્તિ જ નહિ, પરન્તુ રાજસ અને તામસ વૃત્તિ પણ જાગૃત કરે છે. માટે મૂળમાં એ તહેવાર ઉત્પન્ન કરનારાઓના હેતુ એક કોરે રહીને કાળે કરીને તેમાં વધતા ઓછા પ્રમાણમાં સડો દાખલ થતો ગયો. તેથી કોઇને પણ એકબીજાની મશ્કરી કરવાનું કારણ નથી. આજની સ્થિતિ જોકે આવી છે તોપણ દરેક તહેવારને શુદ્ધ સ્વરૂપ આપવું એ દરેક ધર્મના પંથવાળાએ પોતાની ફરજ માનવી જોઇએ.

## વિચારવા લાયક બાબતો

શ્રીકૃષ્ણે ગીતાની મારફત સર્વસામાન્ય અને ત્રિકાલાબાધિત નીતિનો ભંડોળ આખા જગત આગળ ધર્યો અને

ધર્મનો જીર્ણોદ્ધાર કર્યો એવી તેમની કીર્તિ છે. તે જ ભગવંતના નામ સાથે સંકળાયેલા હોલોત્સવમાં કેટલાયે ખરાબ અને અસભ્ય રીતરિવાજો જોવામાં આવે તેના કરતાં વધારે નામોશીભરેલું બીજું શું હોય? યોગિરાજ શિવે ત્રીજી આંખ ઉઘાડી અગ્નિની ધગધગતી જ્વાળાઓ બહાર છોડી તેમને મોહપાશમાં ફસાવવાનો પ્રયત્ન કરનાર મન્મથને બાળીને ભસ્મ કર્યો તે પ્રસંગના સ્મારક તરીકે પાળવામાં આવનાર આ તહેવારમાં પશુને પણ ન શોભે એવા અનાચાર છૂટથી ચાલવા દેવા એ શું માણસાઈ ભૂલી જવા જેવું નથી? શિવના જેવી ત્રીજી આંખ દરેક જણને હોય છે. તેને જ જ્ઞાનચક્ષુ કહે છે. જ્ઞાનરૂપી અગ્નિથી હીન મનોવૃત્તિનો નાશ કરવો એમ સૂચવનારો હોળીનો તહેવાર નીતિને ભુલાવી દઈ આપણને પાપકર્મમાં નાખવાને કારણભૂત થાય એ કેટલું દુઃખદ છે? ગુલાલ અથવા અબીલ ઉડાડવો, નાચગાયનથી મનને આનંદ આપવો અને આનંદની નિશાની તરીકે દરેક ગામમાં હોળી સળગાવવી તેમાં અમને જરાય વાંધો નથી; પરન્તુ ઉત્સાહની વૃદ્ધિને બહાને આપણે દુરાચારમાં એક બે અઠવાડીયાં ગાળીયે છીયે અને દુષ્ટ સંસ્કારોને મનમાં રહેજે દાખલ થવા દઈયે છીયે તથા તેને લીધે શરીરનો અને સંપત્તિનો બગાડ થાય છે, એટલું જ નહિ પણ મેળવેલાં જ્ઞાન અને આબરૂ ઉપર પણ પાણી ફરે છે એ વિચારથી મન અત્યન્ત દુઃખિત થાય છે.

આર્યાવર્તમાં સંગીતકળાના ઉદય પછી તેને વૈભવને શિખરે પહોંચાડનારા તે કળાના કેટલાએક ભક્તો અને ભોક્તા થઈ ગયા. આ કળાનું યોગ્ય મહત્ત્વ ધ્યાનમાં રાખી તેનો સંબન્ધ

સ્વર્ગના ગંધર્વો સાથે જોડવામાં આવ્યો. ગાયનકળા સામવેદમાં સમાયેલી છે એમ માનવામાં આવે છે. તે જ કળાની હાલમાં અધોગતિ થઇ છે. ગાયનકળા ઉપર ભરણપોષણ કરનારો જે વર્ગ છે તેમની નૈતિક ઉન્નતિ વિના આ કળાનો ઉત્કર્ષ થવો મુશ્કેલ છે. આ લોકોએ પૈસા કમાવાની લાલચે લોકોની અભિરુચિને અયોગ્ય વલણ આપેલું છે. આવી સ્થિતિમાં સર્વ સ્થળે ગાંધર્વ મહાવિદ્યાલયો સ્થાપી આ કળાને ઉન્નત કરવાને જ્યારે અનેક વિષ્ણુ દિગમ્બરો જન્મશે ત્યારે જ આપણા હેતુઓ પાર પડશે. ભજન કીર્તનને વખતે ઇશ્વરસ્વરૂપનું સ્મરણ કરાવનારી રાગરાગિણીઓ હોળીના તહેવારમાં મનોવૃત્તિને અનીતિના સામ્રાજ્યમાં ખેંચી લઇ જાય છે. સમાજહિતચિંતકો શું તેને માટે દિલગીર નહિ થાય ?

માતા અને ભગિની સમાન ગણાયેલો સ્ત્રીવર્ગ એ વખતે નાના અને મોટાના મોઢામાંથી નીકળતા અપશબ્દોના મારનો ભોગ થઇ પડે છે એવું જોઇએ છીએ ત્યારે મન ખુબ દિલગીર થાય છે. ઇશ્વરે આપેલી વાણીનો આવી રીતે દુરૂપયોગ કરનારાઓની અમને દયા આવે છે. ભાવિ નાગરિકોનાં મ્હોંમાથી નીકળનારા અપશબ્દો કાને પડતાં જ દેશના ભવિષ્ય વિષે મન નિરાશ અને ચિંતાતુર બને છે. આપણી માતા અને ભગિની સમાન એવા સ્ત્રીવર્ગની, આપણી માતૃજાતિની વિટંબના નાનાં છોકરાંઓને કરવા દેનારા વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ પુરુષો તેમને યોગ્ય વખતે જો સ્ત્રીના મહત્ત્વની ઓળખાણ કરી આપવામાં ચુકશે તો તેમને અને તેમના વંશજોને હાથે સમાજમાં ન્યાય અને સમતાનો પગપેસારો કરવાનું સત્કાર્ય કોઇ પણ વખત થાય એ શું શક્ય છે ?

ટલાક વખતથી જાહેર રીતે ચાલતા આવેલા આ નિંદ્ય વર્તનનું પરિણામ સમાજ ઉપર કેટલું અનિષ્ટ થયું છે તે જાણવા માટે આપણા લોકોને જે અપશબ્દો બોલવાની ટેવ પડી ગઇ છે તે બસ છે. આ સ્થિતિ શું દિલગીર થવા જેવી નથી ? દુર્યોધન, દુઃશાસન વગેરે આસુરી સ્વભાવના આર્યોએ સાધ્વી દ્રૌપદીને સભામાં ખેંચી લાવી તેના માનભંગનો જે અતિશય નિંદ્ય પ્રયત્ન કર્યો તેને માટે શ્રીકૃષ્ણે આખા કૌરવ કુળનો અને તેમના આશ્રિતોનો નાશ કર્યો. તે જ શ્રીકૃષ્ણના નામથી અનેક અસભ્ય લીલા યોજીને આપણી ભગિની અને માતા સમાન માનેલી સ્ત્રીઓની અનેક પ્રકારે વિટંબના કરનારા ભારતીઓ ભગવંતના પ્રખર કોપના ભોગ થાય છે અને તેની જ અવકૃપાથી તેઓ અધોગતિને પામે છે એમ કહેવામાં અતિશયોક્તિ નહિ થાય. આ તહેવારથી જણાઇ આવતો આર્યોનો અધઃપાત મનમાં કલેશ ઉત્પન્ન કરનારો છે. આ રિવાજ અનુચિત, અવૈદિક અને સદ્ધર્મબાહ્ય છે એવું કહીયે તો અયોગ્ય ગણાય નહિ. વળી ઉપરાંત દારૂ પીને બેભાન બની નરકનું સાધન કરનારો નરપશુ વગર વિચારે પોતાને હાથે જ પોતાનું ગળું કાપવાનું અઘોર કર્મ કરે છે. બુદ્ધિભ્રંશ, પરધંતા, અનાચાર અને અનારોગ્યના કારણભૂત આ મદ્યરૂપી પિશાચોને બાઝી પડી નાચનારા નરાધમો અલ્પકાળમાં અધોગતિ પામ્યા વિના કેવી રીતે રહેશે ? સમાજની અધોગતિ ન થાય એવું જેમને લાગતું હોય તેમણે આ અધઃપાતમાંથી લોકોને બચાવવા માટે સતત મહેનત કરવી જોઇયે. આવા તહેવારોથી અળગા રહેવાથી પોતાનું કર્તવ્ય પુરૂં થયું એમ કોઇએ સમજવું નહિ. હાલમાં આ સમ્બન્ધમાં ગામેગામ થતા

જોઇને મનને આનન્દ થાય છે. અર્વાચીન રાજર્ષિ ગોપાળ કૃષ્ણ ગોખલેએ રાષ્ટ્રીયત્વના ધ્યેય ઉપર રચેલી એક ભારત-સેવક સંસ્થાના આશ્રય નીચે સમાજસેવા માટે એક સંઘ સ્થાપ્યો છે અને તે સંઘ જ્ઞાનપ્રચાર, અન્ત્યજોદ્ધાર, નીતિ-વર્ધન, ઋણુવિમોચન, પરસ્પર સહાય વગેરે કાર્યક્ષેત્રમાં અપ્રતિમ કાર્ય કરી રહેલ છે. મુંબઇ જેવા દશ લાખની વસ્તીવાળા શહેરમાં ઠેકાણે ઠેકાણે હોલિકાસંમેલનો ભરાવી લોકોની અસંયમી વૃત્તિને ઠેકાણે લાવવાનું મહત્કાર્ય અનેક સુશિક્ષિત દેશહિતચિંતકો કરે છે. આવી સંસ્થાઓ આખા દેશને ખૂણે-ખોચરે સ્થપાય અને કેવળ ફાલ્ગુનોત્સવને વખતે જ નહિ, પણ સર્વ કાળ લોકોની નીતિમત્તા સુધારવા અવિશ્રાન્ત પ્રયત્ન કરતી રહે તો થોડા જ વખતમાં આ તહેવારને શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થાય. ચૈતન્યના ઉપદેશથી રાધાકૃષ્ણની ભક્તિ શુદ્ધ થઇ તેથી એ સંપ્રદાયના લોક આ તહેવારના અશ્લીલ અંગને ઉત્તેજન નથી આપતા. આ બધું એક વ્યક્તિના પરિશ્રમનું ફળ છે, તો પછી હજારો લોકો જો આ કામમાં પ્રેમથી અને ઉત્સાહથી જોડાય તો આ તહેવારનું હાલનું ભયંકર સ્વરૂપ બદલવાને કેટલો વખત લાગે? સુશિક્ષિત ભાઇઓ! અજ્ઞાન લોકોને દૂર રાખી આર્યભૂમિના અભ્યુદય માટે કરેલા પ્રયત્નથી દેશની ઉન્નત થશે એવી ભ્રમણામાં રખે પડતા. અશિક્ષિત ભાઇઓ! પ્રાચીન કાળની રૂઢિઓ તમને ગમે તેટલી પ્રિય હોય તોપણ તમારા સુજ્ઞ ભાઇઓ જો તમને યોગ્ય રસ્તો બતાવે તો તેમના શબ્દને માન આપો. પોતાનો કક્કો ખરો પાડવાની હઠ તમારી ઉન્નતિને આડે આવશે.

ફાલ્ગુનોત્સવ પછી આવનારા વર્ષારંભને દિવસે પડવાની શુદ્ધ ધજા ચડાવવાની લાયકાત હોય એટલા માટે તમારામાં વરસના આખરના દિવસો શુદ્ધ અને સાત્ત્વિક ઉત્સાહમાં અને ઉલ્લાસમાં ગાળવા એ યોગ્ય છે. સાધારણ રીતે અમે એવી સૂચના કરીએ છીએ કે હોળીના દિવસમાં ગામડાંની વસ્તીના પ્રમાણમાં એક અથવા બે સાર્વજનિક હોળી કરવી. ગામના પંચની એક કારોબારી સમિતિ નીમી તેમની સૂચના પ્રમાણે જરૂર જેટલો પૈસો ભેગો કરી તહેવારનો ખરચ બાદ જતાં બાકીની સિલક વાચનાલય જેવા જ્ઞાનવર્ધનના સત્કાર્યમાં ખરચવી. ફાલ્ગુનોત્સવ માટે નાચ, ગાયન વગેરેની વ્યવસ્થા સાર્વજનિક પદ્ધતિથી કરવી અને તે વખતે જ નાના મોટાઓને ભાષણ, કીર્તન, પુરાણ વગેરે કરીને ઐહિક અને પારમાર્થિક કર્તવ્ય-કર્મની ઓળખાણ તેમને કરાવવી. હોળીના એક બે દિવસ અગાઉથી નગરકીર્તનો શરૂ કરવાં. શહેરની વસ્તીના પ્રમાણમાં આવા પ્રકારની યોજના કરવાનું કામ શહેરના આગેવાનોની જુદી જુદી મંડળીઓને સોંપવું. ન્યાત અને પંથ વગેરે ભેદને જરા પણ આશ્રય ન આપતાં એક દિલથી અને શુદ્ધ પ્રેરણાથી ફાલ્ગુનોત્સવ કરવો. ગામેગામ અને શહેરોમાં સ્વયંસેવકોની સંસ્થાઓ સ્થાપન કરી તેમાં સુશિક્ષિત યુવકોને દાખલ કરવા. બધા તહેવારોને વખતે લોકોની આધિભૌતિક અને પારમાર્થિક પ્રગતિને માટે શહેરના આગેવાનો અને મુખ્યત્વે કરીને નિશાળોના અધ્યાપકોએ બનતી મદદ આપવી જોઇએ. સર્વમાન્ય વસંતાગમનનો આ તહેવાર શુદ્ધ સ્વરૂપમાં ચાલુ રાખનારા ધર્મવીરો જ્યારે જન્મશે ત્યારે સુદિન હશે. પરમેશ્વરની કૃપાથી આવો સુદિન સત્વર પ્રાપ્ત થાય એવી પ્રાર્થના કરીએ છીએ.

---

# છેવટની પ્રાર્થના

અહીં સુધી 'આર્યોના તહેવારોનો પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ' યથામતિ લખીને અમે અમારા ગુજરાતના બંધુ ભગિનીઓને ભેટ કરીયે છીયે. પિંડે પિંડે મતિર્ભિન્ના એ ન્યાય મુજબ આ પુસ્તકમાંના અમારા વિચારો બધાને પસંદ પડે એવા ન હોય તોપણ નીચેના ત્રણ મુદ્દાઓ વિષે ઘણે ભાગે મતભેદ નહિ હોય એમ માનીયે છીયે.

૧ દરેક આર્યપુત્ર અને આર્યપુત્રીને સ્વધર્મ અને સ્વદેશ માટે આદર અને અભિમાન હોવાં જોઇયે.

૨ દરેક જણે પ્રાચીન કાળનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી લેવા માટે પ્રયત્ન કરવો જોઇયે.

૩ સત્ય, ન્યાય, સમતા, પાવિત્ર્ય, અંતર્બાહ્ય શુદ્ધતા અને પરોપકારબુદ્ધિની મદદથી ચતુર્વિધ પુરુષાર્થ દરેક જણે સાધવો જોઇયે.

ઉપલા ત્રણ હેતુઓને પુષ્ટિકારક આ તહેવારોનો ઇતિહાસ લખતી વખતે અમે ઘણી જગ્યાએ કરેલી સૂચનાઓનો વિચાર બધાએ કરવો અને ઉપલા હેતુ પાર પાડવા માટે અમે ઉપર જણાવ્યા છે તે અથવા બીજા પસંદ પડે તેવા ઉપાય યોજવા જોઇયે. લોકસમુદાયમાં પ્રેમસંબન્ધ વધે ને સંપ થાય તે માટે તહેવારો જેવો બીજો રામબાણ ઇલાજ એકેય નથી. શહેરવાસીઓ અને ગામડીયાઓના ઉત્સાહવર્ધક તહેવારો રહેવા જ જોઇયે; પરન્તુ તેમનામાંથી અનીતિ અને અનાચાર કાઢી નાખીને તેમને શુદ્ધ વળણ આપવાને માટે સુજ્ઞ માણસોએ કમર કસવી જોઇયે. આપણા ગૃહ્યસંસ્કાર શુદ્ધ થયા, તહેવારોમાંનો સડો કાઢી નાખવામાં આવ્યો, બન્ધુભાવનાનો વિકાસ થયો અને પરમાત્માની ઓળખાણ થવા લાગી એટલે આપણે ઉન્નતિપથે ચડ્યા એમ કહેવામાં હરકત નથી. ઉપદેશામૃતથી બધી રીતે આપણી કાયિક, વાચિક અને માનસિક પ્રગતિ થાય એટલો જ આપણી કથાઓ, કીર્તનો, મેળા, પૂજાસમારંભ, પ્રવચનો વગેરેનો ઉદ્દેશ છે.

આર્યભૂમિમાં જન્મીને તેના અનાજથી જેમનું પોષણ થયું છે એવા આર્યઋષિઓના વંશજો ! ચાલો આપણે એકબીજાનું હિત સાધવા તૈયાર થઇયે. આપણા મતભેદ, પંથભેદ, વર્ણભેદ, જાતિભેદ વગેરે બધી જાતના ભેદોને લીધે ઉત્પન્ન થનારા દ્વૈતભાવને હિન્દમાતાના ચરણ પાસેના મહાસાગરમાં કાયમની જલસમાધિ આપીયે અને દેશની ઉન્નતિ માટે પ્રયત્ન કરીયે. પુરુષના યજ્ઞથી વિશ્વ નિર્માણ થયું એવું આપણે માનીયે છીયે તો આત્મોન્નતિ અને દેશોન્નતિ માટે આપણા ક્ષણભંગુર સુખદુઃખોનો યજ્ઞ કરવાને માટે ચાલો

આપણે કાયમને માટે પોતાને હોમીયે. આર્યમાતાના જે પુત્રો માતૃકાર્ય માટે તન, મન અને ધનથી મહેનત કરે છે તેમનો જય થાઓ! આર્યાવર્તના નાનામોટા જે રાજકર્તાઓ સ્વાર્થત્યાગ કરીને પ્રજાની પ્રગતિ માટે રાતદિવસ મથે છે તેમનો વિજય થાઓ!

सन्तः सन्तु निरंतरं सुकृतिनो विध्वस्तपापोदया
राजानः परिपालयन्तु वसुधां धर्मे स्थिताः सर्वदा ।
काले संततवर्षिणो जलमुचस्संतु स्थिराः पुण्यतो
मोदन्तां घनबन्धुबांधवसुहृद्गोष्ठीप्रमोदाः प्रजाः ॥

આખરે જે જગચ્ચાલકની પ્રેરણાથી આ ગ્રંથલેખનનું કાર્ય હાથમાં લીધું અને જેની કૃપાથી તે આજે પુરૂં થાય છે તે દયાઘન પરમેશ્વર પાસે ઉપલી સાર્વત્રિક કલ્યાણની માગણી કરીને અમે બધાની રજા લઈયે છીયે.

---

# પુરાતત્ત્વ

(ત્રૈમાસિક)

ગુજરાત પુરાતત્ત્વ મન્દિરનું મુખપત્ર

જેમાં ઇતિહાસ, પુરાતત્ત્વ,
સાહિત્ય, ધર્મ, તત્ત્વજ્ઞાન
આદિ વિષયો ઉપર લેખો
પ્રકટ કરવામાં આવે છે.

વાર્ષિક લવાજમ: પોસ્ટેજ સાથે રૂા. ૫-૮-૦

લખો:

ગુજરાત પુરાતત્ત્વ મન્દિર,
અમદાવાદ

